# આચાર્ય આનંદશંકર ધ્રુવ સ્મારક ગ્રંથ

( ગુજરાતી–હિંદી વિભાગ )

સંપાદકો :

રસિકલાલ છોટાલાલ પરીખ
રતિલાલ મોહનલાલ ત્રિવેદી
ઉમાશંકર જેઠાલાલ જોષી

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી : અમદાવાદ

# પ્રાસ્તાવિક

**આચાર્ય** આનંદશંકર ધ્રુવ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના પ્રમુખપદે હતા તે દરમિયાન તેમનું અવસાન થયું. સોસાયટીની કારોબારી સમિતિએ તેમનું સ્મારક રાખવું અને એક સ્મારક-ગ્રંથ પ્રકટ કરવો એવો ઠરાવ કર્યો. 'બુદ્ધિપ્રકાશ'ના ખાસ અંક તરીકે તે બહાર પાડવા પ્રથમ વિચાર કરેલો, પરંતુ સદ્‌ગતના અનેક મિત્રો સમ્બંધીઓ અને ઓળખીતાઓનો વિચાર કરતાં આ યોજના યોગ્ય ના જણાઇ. ખાસ કરીને પર પ્રાંતના તેમના પરિચયવાળા સજ્જનો ગુજરાતીમાં ન લખતાં અંગ્રેજી લેખો મોકલશે એ શકયતા પણ 'બુદ્ધિપ્રકાશ'ને સાનુકૂળ ન થાય. એ વિચારે જુદો જ ગ્રંથ કાઢવો અને તેને ગુજરાતી અને અંગ્રેજી વિભાગમાં વહેંચી નાંખવો એવો નિર્ણય કર્યો. પ્રથમ વખતે જ નક્કી કરેલું, કે આચાર્યશ્રીના લેખનના, અભ્યાસના અને જીવનને લગતા તમામ વિષયો પરના લેખો ઉપરાંત વિદ્વત્તાપૂર્ણ લેખો પણ કોઇ તેમના પ્રશંસકો અગર મિત્રો સ્નેહીઓ લખી મોકલે તો તેનો પણ આ ગ્રંથમાં સમાવેશ કરવો. ધ્રુવ સાહેબ પ્રખર સાચા વિદ્વાન અને આજન્મ અભ્યાસી હતા એટલે તેમના સ્મારકમાં આવો અંશ હોય તો ગ્રંથ શોભે એમ અમને સર્વેને લાગેલું. અને સાથે જ ગ્રંથની મહત્તા તેથી વધી છે એ નિર્વિવાદ છે. પરંતુ તે પૈકી આ ગુજરાતી-હિંદી વિભાગના લેખો જોતાં કેટલાક મહત્ત્વના લેખો એ યોજનાથી ઓછા પ્રકાશમાં આવે એવો ભય મને રહે છે. સમિતિએ નિર્ણય કરેલો એટલે તેને વશવર્તી રહેવાનું છતાં આમાં આપેલું 'ચંદનમલયાગિરિ ચોપાઇ' જેવું સળંગ કાવ્ય છૂટું જ છપાવી શકાયું હોત તો ઓછી કીમતમાં સામાન્ય વાંચક વર્ગ તેનો લાભ લઇ શકત એમ મારો નમ્ર મત છે.

જુદે જુદે સ્થળેથી લેખો આવતાં તેમ જ મુદ્રણ અને કાગળની મુશ્કેલીએ ગ્રંથ પ્રકટ થવામાં વધારે વિલંબ થયો. પરિણામે આજે પણ ગુજરાતી-હિંદી લેખો સમાવતો પહેલો ભાગ જ પ્રકટ કરી શકાયો છે, જે માટે લેખોના લખનાર તેમ જ જનતાની ક્ષમા માગવી ઉચિત છે. અંગ્રેજી લેખો સમાવતા બીજા ખંડનું કામ ચાલુ છે. અને બને તેટલું જલદી પતાવવા પ્રયત્નશીલ છીએ.

પુસ્તકમાં લેખોનો ક્રમ પ્રથમ કે. વા. આચાર્યશ્રીના જીવનને લગતાં સંસ્મરણો, તે પછી તેમના સિદ્ધાંતને લગતા મતોની સમીક્ષા અને તે પછી અભ્યાસપૂર્ણ સ્વતંત્ર લેખો–આ પછી હિંદીમાં એક અભ્યાસાત્મક અને એક સંસ્મરણાત્મક લેખ અને છેવટે એક હિંદી કવિતા અને બે સં. પ્રશસ્તિ એવા પ્રકારનો રખાયો છે.

આ કાર્યનો આરંભ કર્યા પછી બે વર્ષે પણ આટલે પહોંચીને સદ્‌ગત પ્રત્યેની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની ફરજ અદા કરી એ સંતોષ થાય છે. તે સાથે એ કાર્ય સાથે મારું નામ જોડવાની આ પ્રાસ્તાવિકમાં મને તક મળી છે તેથી હું પોતાને કૃતકૃત્ય માનું છું. સોસાયટીના

મંત્રિ-પદે સ્વર્ગસ્થ સર રમણભાઈ હતા. તેમની તબિયત ૧૯૨૬માં નાદુરસ્ત ચાલવા લાગી તે વર્ષની આખરમાં ડૉ. ધ્રુવ સાહેબ અમદાવાદ આવ્યા હતા. સોસાયટીના કાર્યકર્તાઓને રમણભાઈને એમ કહેતાં સંકોચ થવા લાગ્યો કે આ પદ છોડી દો. રમણભાઈનો મનથી એવો આગ્રહ કે જીવનપર્યન્ત આ સેવા કરવી. શરીરસ્વાસ્થ્યને અભાવે કામ કરવાની ઘણી અગવડ હતી, પરંતુ છોડવાની વાતથી તેમનું દિલ દુખાતું; એટલે આનંદશંકરભાઈએ એમની રીત પ્રમાણે તોડ કાઢ્યો અને સભ્યોને સમજાવ્યા કે આ કામ મને સોંપવું. આ વાત બધાને તે વખતે રુચી હશે કે નહિ તે તો હું જાણતી નથી; પરંતુ સ્વર્ગસ્થના મનને આથી સમાધાન થયું અને બીજા વધારે લાયક મંત્રીની શોધમાં સંસ્થાને જવું પડ્યું નહિ. સ્વ. રમણભાઈની ઇચ્છાનુકૂલ થવા આજે અઢાર વર્ષથી એ કાર્ય યથાશક્તિ બજાવવા મેં પ્રયત્ન કર્યો છે અને સમિતિના સભ્યોએ પ્રતિવર્ષ મને એ પદે નિયુક્ત કરી મારી કદર કરી છે. એ પદના અધિકારના પ્રતાપે મારી પ્રતિષ્ઠા વધી છે. સાહિત્ય પરિષદ જેવા ગુજરાતી સાહિત્યના મહાન મંડળના પ્રમુખ થવાનું મોટું માન એને અંગે જ મને મળ્યું છે એમ હું ચોક્કસ માનું છું. એટલે મારું અંગત ઋણ દર્શાવવાની આ તક હું લઇ સ્વર્ગસ્થને આ સ્મારકરૂપી અંજલિ અર્પતાં તેઓના આત્માને વંદન કરું છું.

સોસાયટીએ આ ગ્રંથના સંપાદન માટે ખાસ સમિતિ નીમેલી તેના સભ્યો શ્રી. રસિકલાલ છોટાલાલ પરીખ, શ્રી. રતિલાલ મો. ત્રિવેદી અને શ્રી. ઉમાશંકર જોષીનો આ પ્રસંગે ખાસ ઉપકાર માનવો ઘટે. તેમણે એ કાર્ય યથાયોગ્ય પાર ઉતાર્યું છે. સોસાયટીના ક્યુરેટર શ્રી. કેશવરામ શાસ્ત્રીએ અત્યંત કાળજી અને મહેનતથી એને મુદ્રિત કરાવ્યું છે તેની નોંધ લેવી આવશ્યક છે.

સત્યં બ્રૂયાત્ પ્રિયં બ્રૂયાત્ એવો જેમના જીવનનો મુદ્રાલેખ હતો તે ગુરુવર્યનું સ્મારક તો તેમની લેખનકૃતિઓ વડે રહેશે જ; પરંતુ એમના જીવનની અનેક વિવિધ રસિક આકર્ષક જાણવા લાયક વીગતો જુદા જુદા લેખોમાંથી વાચક વર્ગ મેળવીને આ પ્રકાશનની સફળતા સિદ્ધ કરશે એ શુભાશાથી ગુજરાતી જનના સમક્ષ ગ્રંથ રજૂ કરતાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ સ્વર્ગસ્થની સાચી કદર કરી છે એમ જણાવવાની રજા લઉં છું.

અમદાવાદ, તાઃ ૨૦-૯-૧૯૪૪ **વિદ્યાબહેન રમણભાઇ નીલકંઠ**

# અનુક્રમણિકા

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૯ | ૬ | વગમાં | વર્ગમા |
| ૨૨ | ૩ | M. A. LL. B. | B. A. LL. B. |
| ૩૨ | ૨૧ | હિન્દ | હિન્દુ |
| ૩૬ | ૧૭ | પુત્રવધુઓ | પુત્રવધૂઓ |
| ૪૬ | ૧૦ | વાઈસ-ચેન્સેલર | પ્રો વાઈસ-ચેન્સેલર |
| ૬૦ | ૨૫ | મામાઓ | મામા |
| ,, | ૩૨ | સવ | સર્વ |
| ૬૯ | ૮ | Theirg eneral | Their General |
| ૬૪ | ૧૦ | Dhruwa | Dhruva |
| ,, | ૧૫ | Lojie | Logic |
| ,, | ૨૨ | ગુજરાતીનું | સસ્કૃતનું |
| ૬૫ | ૨૬ | જોખાવેલી | ઝોકાવેલી |
| ૬૭ | ૨૯ | નવને | અગિયારને |
| ૬૯ | ૧૩ | ક્રોરે | ક્રોચે |
| ૯૦ | ૭ | પાચમા | ચોથા |
| ,, | ૧૪ | adjetive | adjective |
| ૧૦૫ | ૮ | પિડાતું | પીડાતું |
| ,, | ૨૬ | Transfution | Transfusion |
| ૧૨૭ | ૨૫ | પડતીતા | પડતીના |
| ૧૩૨ | ૩ | ઊચ | ઉચ્ચ |
| ૧૬૦ | ૨ | જીવરામ | જીવરાજ |
| ૧૬૧ | ૧૩ | મવનવોન્મેષ | નવનવોન્મેષ |
| ૧૮૭ | ૩૦ | કીર્ત્તનભજન | કીર્તનભજન |
| ૨૨૦ | ટિ ૫ | શ્રુયતે | શ્રૂયતે |
| ૨૨૫ | ટિ. ૨૫ | विहफ्फर | विहफ्फइ |
| ૨૨૯ | ટિ ૭૮ | મળતા | મળતા તે દ્વારા |
| ૨૭૭ | ૨૧ | मलया | मल्या |

| | | | |
|---|---|---|---|
| ૨૮૫ | ૩૩ | woudd | would |
| ૨૯૨ | ૧૬ | "એ પણ ચિત્રલીલા છે" | "ચિત્રલીલા છે" |
| ૩૩૭ | ટિ. ૬ | सहस्रेपा– | सहस्रेणा– |
| ૩૪૦ | ૨૦ | છીપનો | સાપનો |
| ૩૪૩ | ૧૨ | અગળને | આગળને |
| ૩૪૫ | ૧૩ | वाचारा– | वाचार– |
| ૩૬૮ | ૧૦ | શત્રના | શત્રુના |
| ૩૮૫ | ૧૦ | ચતુર્વિ– | ચતુર્વિં– |
| ,, | ૨૦ | વ્યાપર | વ્યાપાર |
| ૩૮૬ | ૮ | સાથી | સૌથી |
| ૩૮૭ | ૧૯ | સૌ | સો |
| ૩૮૯ | ૧૭ | प्रासं | प्रासे |
| ,, | ૨૦ | –नै– | –ने– |
| ૩૯૪ | ૧૯ | સ્ણુરણ | સ્મરણ |
| ૩૯૮ | છેલ્લી | આ નિક | આધુનિક |
| ૩૯૯ | ૧૯ | કોર્ટે– | કોર્ટ– |
| ૪૦૦ | આકૃતિ૨ | ओ | ए१ |
| ૪૦૦ | ડાયાગ્રામમાં | ओ | એ૧ |
| ૪૦૧ | ૧૧ | झेड१ | झेड२ |
| ૪૦૩ | ૧૬ | अम | एम |
| ૪૦૪ | ૨ | પરાવતન | પરાવર્તન |
| ૪૦૪ | ૬ | આકૃતિ ૫માં | આકૃતિ ૬માં |
| ૪૦૪ | ૭ | આકૃતિ ૫ | આકૃતિ ૬ |
| ૪૦૮ | ૨૪ | અધિકારી | અવિકારી |
| ૪૧૦ | ૧૯ | સી૨ | વી૨ |
| | | વી૨ | સી૨ |
| ૪૧૦ | છેલ્લી | ફેઝનેગે | ફેઝનેલે |
| ૪૧૨ | ૮ | (ઇશ્વર) | ઇથર |
| ૪૧૫ | છેલ્લી | ઘયાડિળો | ઘડિયાળો |
| ૪૨૦ | ૧૬ | જૂના | જૂદા |
| ,, | છેલ્લી | પ્રમાણે | પ્રમાણ |
| ૪૨૨ | ૩૧ | "કેથોક" | "કેથોડ" |

| | | | |
|---|---|---|---|
| ૪૨૬ | ૬ | दान मे | दान में |
| ,, | ૭ | समय | समय |
| ૪૨૮ | ૮ | व | वे |
| ૪૨૯ | ૮ | पहुचत | पहुचने |
| ૪૩૫ | ૧૬ | राल्य | राज्य |
| ૪૪૩ | ૮ | ह | है |
| ૪૪૩ | ૨૧ | नय | नप |
| ૪૪૨ | ૨૦ | में | में |
| ૪૪૨ | ૮ | कोर्टकी | कार्टकी |
| ૪૪૪ | ૫ | कटर | कदर |
| ૪૪૪ | ૪ | हानक | हानके |
| ૪૪૪ | ૬ | लि– | ट् |
| ૪૪૬ | શ્લો૦ ૩ | विमदा | विमदो |
| ,, | શ્લો૦ ૧૨ | लोक | लाक |
| ૪૪૭ | અંતિમ | टेनिग | ट्रेनिंग |
| ૪૪૭ | શ્લો૦ ૯ | विद्यालय | विद्याल्य |

## ,, હા રે કોઇ માધવ લ્યો ''—એ લેખની પૂર્તિ

મીરાનું એક બીજું પદ હિંદી સ્વરૂપમાં પ્રાપ્ત છે તેમાં ગોપીને જે સંભ્રમ થાય છે તેનું કારણ કોઈ કામણ-ટુમણ ('ટોના') હોવાની કલ્પના કરી છે —

"યા બ્રિજમેં કછુ દેખ્યો રી ટોના—
લે મટકી શિર ચલી ગુજરિયા
આગે મિલે બાબા નંદજીકે છૌના—યા બ્રિજમેં૦
દધિકો નામ બિસરી ગયો પ્યારી,
'લે લે રી કોઉ શ્યામ સલોના'—યા બ્રિજમેં૦
બિંદ્રાબનકી કુંજ ગલિન મેં
આંખ લગાય ગયો મનમોહના—યા બ્રિજમેં૦
મીરા કે પ્રભુ ગિરિધર નાગર
સુંદર શ્યામ સુઘર રસ લોના—યા બ્રિજમેં૦"

## मान. मालवीयजी अने स्व. आनंदशंकर ध्रुव

डॉक्टर आनन्दशङ्करजी ध्रुव के साथ मुझे हिन्दू विश्वविद्यालय की सेवा करने में सहयोग अप्रेल १९२० से १३ मार्च १९३६ तक रहा। इसके लिये मैं सदा अपने भाई महात्मा गांधी का कृतज्ञ हूँ, क्यों कि उन्हीं के प्रस्ताव पर डा. आनन्दशंकरजी ध्रुव हिन्दू विश्वविद्यालय की सेवा करने के लिये आये थे।

डा. आनन्दशङ्करजी ध्रुव की सेवा को हिन्दू विश्वविद्यालय कभी भूल नहीं सकता है। मुझको व्यक्तिगत उनसे कितनी सहायता पहुँची यह मैं कह नहीं सकता। उन्होने मेरा भार आधासे अधिक हल्का कर दिया था। यदि उनकी ऐसी सहानुभूति और सहाय न होती तो मैं हिन्दू विश्वविद्यालय के कार्य के साथ देश के और कामों में इतना समय नहीं दे सकता था, इसके लिये मैं डा. आनन्दशंकरजी ध्रुव का बहुत कृतज्ञ हूँ।

म. मो. मालवीय

# આનંદશંકર અને રવીન્દ્રનાથ

આચાર્ય ક્ષિતિમોહનસેન

**ભારતના** પુરાતત્ત્વવિદોમાં શ્રી. આનંદશંકર ધ્રુવનું નામ ગણના પામ્યું છે, તેનું સ્મરણ કરાવવા આપણા પ્રયાસોની જરૂર નથી, કારણ કે તેઓ જે આપી ગયા છે તે જ આપમેળે સ્મરણરૂપે આપણા મનમાં સ્ફુરી ઊઠે છે. સૂર્ય સ્વયં જ્યોતિર્મય છે. તેને પ્રદીપના પ્રકાશથી પ્રદર્શિત કરવાની જરૂર નથી.

શ્રી. આનંદશંકરનું નામ હું ઘણા દિવસથી સાંભળતો આવ્યો હતો, પણ તેમને પ્રત્યક્ષ જોવાનો સંજોગ સાંપડ્યો ન હતો. જ્યારે ઇ. સ. ૧૯૨૦મા ગુરુદેવનું અમદાવાદમાં ગુજરાતી સાહિત્ય પરિષદના છઠ્ઠા અધિવેશનમાં પ્રમુખઅતિથિ તરીકે નિમંત્રણ થયું હતું ત્યારે મને તેમને પ્રત્યક્ષ જોવાનો સંજોગ પ્રાપ્ત થયો હતો. અમે જ્યારે મુંબઈ જઈ પહોંચ્યા ત્યારે ગુજરાતના સાહિત્યકાર શ્રીયુત નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા તથા અન્યાન્ય સાહિત્યકારોએ અમારો ભવ્ય સત્કાર કર્યો અને ત્યાંથી જ અમે ગુજરાતના અતિથિપણાનો સ્વાદ ચાખવા લાગ્યા. મુંબઈમાં ગુરુદેવ ઘણા જ કામમાં વ્યગ્ર રહેતા. અમદાવાદમાં પણ પ્રથમ તેઓને જરાપણ અવકાશ ન મળ્યો, પણ પછી અવકાશ મળતાં જ્યારે તેઓ શ્રી. આનંદશંકર જોડે એકાન્તમાં વાતો કરતા હતા ત્યારે ત્યાં સુભાગ્યે હું હાજર હતો. આ બંને મહાપુરુષોનું મિલન ગંગા-જમુનાના મિલનસમ પવિત્ર હતું. તે મહાતીર્થના સ્નાનનું સૌભાગ્ય મને પ્રાપ્ત થયું હતું.

તેઓ બંને ભારતની પ્રાચીન સંસ્કૃતિ ઉપર વાર્તાલાપ કરતા હતા. આ પ્રસંગે શ્રી. આનંદશંકરે કહ્યું: "ભારતીય સંસ્કૃતિ સાદી અને સરળ પ્રતિષ્ઠાભૂમિ ઉપર સ્થપાયેલી છે તે તેની વિશેષતા છે. આ સંસ્કૃતિના સાધક તો બ્રાહ્મણ જ હતા. તેઓનું જીવન ઘણું જ સાદું, સીધું અને સરળ હતું. તેઓ શક્તિશાળી તેમ જ વિત્તશાળી નહોતા, પણ ફક્ત તપસ્વી જ હતા. શક્તિ ક્ષત્રિય માટે હતી, વિત્ત વૈશ્ય માટે અને તપશ્ચર્યા બ્રાહ્મણ માટે. ભારતમાં તપશ્ચર્યાને મહાન સ્થાન દેવામાં આવ્યું છે, જ્યારે શક્તિ, વિત્ત બંને તપશ્ચર્યાથી નીચી પંક્તિમાં આવે છે. આ માટે જ ભારતમાં પહેલું સ્થાન બ્રાહ્મણોનું, બીજું ક્ષત્રિયનું અને પછી વૈશ્યશૂદ્રજનોનું રાખવામાં આવ્યું છે. શૂદ્ર કરતાં યે બ્રાહ્મણ ધની ન હતા, પણ તેમનું ઐશ્વર્ય ફક્ત તપશ્ચર્યામાં જ હતું.

"યુરોપની વ્યવસ્થા અન્ય પ્રકારની છે. તેઓની સંસ્કૃતિ શક્તિ તેમ જ ઐશ્વર્ય ઉપર અવસ્થિત છે. માટે જ અનેક પાસેથી શક્તિ તથા વિત્ત લઈ ન લેવામાં આવે તો તેમની સંસ્કૃતિ મૂળ વગરની થઈ જાય છે. આ માટે જ્યારે યુરોપમાં સંસ્કૃતિ પ્રસરવા લાગી ત્યારે તેઓને દાસ-વ્યવસ્થા (Slave-trade) લેવી પડી જ. આંતરરાષ્ટ્રિય શરમને લઈને તેઓને દાસવ્યવસ્થા છોડવી પડી ત્યારે તેઓને એક નવી યોજના ઘડવી પડી, જે હાલમાં Imperialism ( શાહીવાદ )ના નામથી ઓળખાય છે."

આ વખતે કોઈ એક જણ આવી ચઢયું જેથી વાર્તાલાપ બંધ થયો. પણ પછી ગુરુદેવે મને કહ્યું કે ' ટૂંકા વાર્તાલાપમાં હું તેમને સમજી શકયો છું. આ એક માણસ ચિંતનશીલ અને મહાન અંતઃકરણના છે. मूल सत्य पर्यंत एर दृष्टि पौंच्य—મૂળ સત્ય પર્યંત એમની દૃષ્ટિ પહોંચે છે. '

આ બંને મહાપુરુષોના વાર્તાલાપમાંથી શ્રી. આનંદશંકરનું વ્યક્તિત્વ પ્રકાશિત થાય છે. તે વિશે આ બે શબ્દ બોલી હું પૂર્ણ કરું છું.

# દા. આનંદશંકરના જીવનનું ધ્યેય

## દી બ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

**મારો** અને સ્વ આનંદશંકરભાઈનો સંબંધ લાંબો અને ગાઢ હતો પોતે જ્યારે જ્યારે મળતા ત્યારે ત્યારે પરચૂરણ વિષયો સબંધે વાતચીત ઘણી રમૂજથી કરતા પરંતુ અમુક પ્રશ્નો સબંધે જે અભિપ્રાય પોતે દર્શાવતા તે બહુ વિચારપૂર્વક અને ગંભીર દૃષ્ટિબિંદુના પરિણામરૂપે બાંધેલા એમ તરત ભાસતું આપણા આચારવિચાર, આપણા તત્ત્વજ્ઞાન, આપણી જૂની અને નવી ધર્મની પ્રણાલિકા સબંધે એમનું વાચન ઘણુ ઊંડુ અને વિસ્તૃત હતુ, અને નવા અને જૂનાની બરાબર તુલના કરી તેમાથી વચલો રસ્તો કાઢવા એઓ સતત પ્રયાસ કરતા

મહાત્મા ગાધીજીની ભલામણથી પંડિત માલવીયાજી એમને બનારસ ઉપાડી ગયા તે વખતે આપણને એમ લાગેલુ કે ગુજરાતમાથી એઓ ખસી ગયા, તેટલુ આપણા પ્રાતને નુકસાન છે પરંતુ પરિણામે તેમ થયુ નથી ઊલટુ તેથી તો આપણા પ્રાતને લાભ થયો છે બનારસ યુનિવર્સિટીની વ્યવસ્થા અગે મેળવેલા અજોડ અનુભવને લીધે જીવનના પાછલા ભાગમા જે ધ્યેય એમણે પોતાની દૃષ્ટિ સમક્ષ રાખ્યુ તે સર્વાંગે ગુજરાતને શ્રેયસ્કર નીવડયુ "હુ ગુજરાતને માટે મર્યા કરી જાઉ" એવી પોતાને નિવૃત્ત થયા બાદ નિરતર ઝખના રહેતી ગુજરાતમાં ગુજરાતની પોતાની યુનિવર્સિટી સ્થપાય એ જોવાનો એમને કોડ હતો તેને માટે તેઓ પ્રયાસ કરતા હતા અને જિંદગીએ એમને યારી આપી હોત તો તે પ્રયાસ બહુ વેગથી ચાલુ રાખત એ ધ્યેય સફળ કરવા માટે એમણે અમદાવાદમા બેત્રણ નવી કોલેજો કઢાવી ભૂમિકા તૈયાર કરી તે કર્યા બાદ તે જ દિશામા આગળ વધવા માટે મદદરૂપ થઈ પડે તેવા આશયથી પોસ્ટ-ગ્રેજ્યુએટ શિક્ષણના વર્ગો ગુજરાત વર્નાક્યુલર સોસાયટી મારફતે સરકારની ગ્રાંટ મેળવી, યુનિવર્સિટીનો સહકાર લઈ, યોજાવ્યા, અને તે વર્ગોને પોતાની દેખરેખ નીચે ચલાવી, સરકારની ગ્રાંટ અને યુનિવર્સિટીનો સહકાર ચાલુ રહે એવી સ્થિતિમા ટૂંક વખતમા મૂક્યા ઈશ્વરે એમને વધારે આયુષ આપ્યુ હોત તો શિક્ષણના એ ફણગામાથી યુનિવર્સિટીનુ વૃક્ષ ગુજરાતમા એઓ જરૂર ઉગાડત, પણ ઈશ્વરને કઈ બીજુ જ ગમ્યુ

પાલણપુર, તા ૨૪-૧૦-૧૯૪૨

શીખવવાને શાસ્ત્રી આવતા. અમારા વખતમાં મિ. ભાસ્કરરાવ શાસ્ત્રી તરીકે કામ કરતા. તેમ પાસે 'સિદ્ધાંતકૌમુદી'નું શિક્ષણ લેવું આનંદશંકરભાઈએ શરૂ કર્યું. તેથી સ્કૂલ બંધ થયા પછ જ્યારે બીજા છોકરા ઘેર જતા, તે વખતે તે શાસ્ત્રી પાસે બેસતા ને 'સિદ્ધાંતકૌમુદી'નો અભ્યાસ કરતા

ભાઈ આનંદશંકરભાઈનો સ્વભાવ મૂળથી જ અભ્યાસ માટે વધારે પડતી ખંત ધરાવનારે હતો. તે ઘણા ઉદ્યોગી હતા અને જરાપણ નકામો વખત ગાળતા નહિ.

ક્લાસનો વખત પૂરો થયા પછી સંસ્કૃતના અભ્યાસ માટે ભાસ્કરરાવ શાસ્ત્રી પાસે બેસતા તેથી તેમને ફરવા કરવાનો અગર ઘરના આરામનો વખત રહેતો નહિ.

ઉપર જે કાશીરામભાઈનું નામ લખ્યું છે તેમણે સને ૧૮૮૪ માં છઠ્ઠા ધોરણમાંથી મેટ્રિકની પરીક્ષા પસાર કરી તેથી અમારાથી તે છૂટા પડી ગયા હતા. મેટ્રિક ક્લાસમાં આનંદશંકરભાઈએ સંસ્કૃત અભ્યાસ ઘણો કર્યો.

સને ૧૮૮૫ માં અમે બેઉ જણે મેટ્રિકની પરીક્ષા આપી. તે વર્ષની પરીક્ષાનો નોંધવા જેવો ઇતિહાસ છે. પરીક્ષા લેવાય છે તે નિયમ મુજબ જે પરીક્ષા લેવાઈ તેના સવાલપત્રો તૈયાર થયેલા તે કાંઈ ગફલતથી ફૂટી ગયા, એટલે બહાર પડી ગયાનું જણાયું, તેથી પહેલીવ લેવાયેલી પરીક્ષા રદ કરી ને ફરી તે પરીક્ષા લેવામાં આવી અને તેમાં અમે બેઉ પાસ થયા.

સને ૧૮૮૫ માં જ્યારે અમે મેટ્રિક્યુલેશન ક્લાસમાં સાથે અભ્યાસ કરતા હતા તે વખ આનંદશંકરભાઈનો સંસ્કૃતનો અભ્યાસ જોતાં તેમના સહાધ્યાયીઓને એવી આશા હતી કે વખત સુધીમાં સંસ્કૃતમાં જે પહેલું ઇનામ દક્ષિણીઓને ભાગે જતું હતું તે આ વખતે આપણ ગુજરાતના એક વિદ્યાર્થીને મળશે. તે વખતે સંસ્કૃતના પરીક્ષક મિ. એલ. આર. વૈદ્ય કરી હતા. તે પોતે એમ. એ. હતા અને સારા વિદ્વાન હતા. તેમણે પહેલીવાર લેવાયેલી મેટ્રિક્યુલેશન પરીક્ષામાં જે સંસ્કૃતનો પેપર કાઢ્યો તે અસાધારણ રીતે કઠિન હતો. પહેલીવારની પરીક્ષા રદ થવાથી બીજીવારની પરીક્ષા સારુ તેમણે બીજો પેપર જે કાઢ્યો તે એટલો કઠિન ન હતો. તે પરીક્ષકે આનંદશંકરભાઈના પેપર સબંધમાં તેમના સ્નેહીને જે કહ્યું હતું તે મને અત્યારે પણ બરાબર યાદ છે અને તે આ સ્થાને કહેવું અયોગ્ય નહિ લાગે. મિ. વૈદ્ય સંસ્કૃતના પેપરો તપાસતા હતા. અને તપાસવાના છેલ્લા ૨૫ પેપરો બાકી રહ્યા ત્યાંસુધી બધા વિદ્યાર્થીઓમાં આનંદશંકરભાઈનો નંબર પહેલો હતો. અને છેલ્લા ૨૫ પેપરમાં બે વિદ્યાર્થીનાં પેપર એવા નીકળ્યા કે આનંદશંકરભાઈનો નંબર પહેલો આવ્યો નહિ. આ પરિણામથી અમો તેમના મિત્રો નિરાશ થયા હતા. મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં તે આખી યુનિવર્સિટીમાં બીજે નંબરે પાસ થયા હતા. અને ગુજરાતમાં તે વખતે તેમનો નંબર પહેલો હતો. તે વખતે મારી માન્યતા પ્રમાણે આખી યુનિવર્સિટીમાં ઘણું કરીને આસરે ૩૦૦૦ વિદ્યાર્થીઓએ ઉમેદવારી કરી હતી.

અત્રે કહેવાની ખાસ જરૂર નથી કે તે વખતના ચાલતાં સાંસારિક ધોરણો મુજબ અમે બેઉ જણ વિવાહિત હતા અને વિદ્યાર્થી અવસ્થા સાથે તે વ્યવહારનું પણ અમે વહન કરતા હતા.

રતા પુરાનની ભાવના મુજબ જે આનંદ અને વિનોદ જોઇએ તે પણ અમે કરતા હતા. જ્યારે ઉમરે પાછલા જીવન ઉપર નજર નાંખીએ છીએ ત્યારે આનંદિત હૃદયથી અમે જોઈ શકીએ એ કે તે જીવનનો પ્રવાહ નીતિ અને ધર્મને અનુસરીને ચાલ્યો હતો. આનંદશંકરભાઈ તે વખતે ઃ હમેશાં પ્રાતઃકાળમાં તેમની પૂજા કરતા હતા અને કપાળમાં ત્રિપુંડ્ર અગર ચાંદલો તેમના યમ પ્રમાણે હમેશાં તે કરતા. તે વખતના નાગર બ્રાહ્મણ ગૃહસ્થના જૂની રૂઢિથી ચાલ્યા આવતા યમોનું પાલન કરતા હતા.

મેટ્રિક્યુલેશનની પરીક્ષા થાય અને તેનું પરિણામ જણાય તેમાં આશરે એક માસ વીત્યો ો. તે વખતનો લાભ લઈને આનંદશંકરભાઈએ મને શકુન્તલા નાટક વંચાવ્યું. તે ઘણી સારી તે મને સમજાવ્યું તથા શીખવ્યું. તે વખતના વાચનના કેટલાક સંસ્કારો અને તેમણે બતાવેલા ચારો હજુ પણ મારા સ્મરણમાં છે. અને અમે બેઉ એકલા મળતા, ત્યારે કોઈક વખત તેની તો યાદ કરતા.

૧૮૮૬ ની સાલની શરૂઆતમાં ગુજરાત કોલેજને હાઇસ્કૂલથી છૂટી કરવામાં આવી. કોલેજના ોફેસરોના શિક્ષણનો જે લાભ મેટ્રિકના વિદ્યાર્થીઓને ત્યાંસુધી મળતો તે ત્યારથી બંધ થયો. ોલેજના તે વખતના પ્રિન્સિપાલ મિ. જમસેદજી અરદેશર દલાલ હતા. તે પોતે મેથેમેટિક્સના ખાસ અભ્યાસી હતા અને શિક્ષક તરીકે તે ઘણી ખ્યાતિ પામ્યા હતા. તે પોતે એમ. એ., એલએલ. બી. હતા, તેમ છતાં કેળવણી તરફ તેમને પક્ષપાત હોઈને તેમણે જ્યુડિશિયલ લાઇનનું જીવન પસંદ નહિ કર્યું અને કેળવણી ખાતામાં રહી તે ઊંચે હોદ્દે પહોંચ્યા હતા. તે પોતે તેમ જ સંસ્કૃતના પ્રોફેસર મિ. કાથવટે સરકારી નોકરીમાંથી વધેલા હતા. અને સરકારી નોકર તરીકે તેમની નોકરી ગુજરાત કોલેજને ઊછીતી ( lent ) આપવામાં આવી હતી.

આ સ્થળે ગુજરાત કોલેજ બોર્ડ વિશે બે શબ્દ લખ્યા વગર રહેવાતું નથી.

ગુજરાત કોલેજનો વહીવટ સને ૧૮૮૬ થી ગુજરાત કોલેજ બોર્ડના નામથી ઓળખાતી સંસ્થાના હાથમાં બધી રીતે આવ્યો. તે બોર્ડના તાબામાં એક ફંડ હતું. તે ઉપરાંત અમદાવાદ મ્યુનિસિપાલિટી દર વરસે રૂ ૩૦૦૦ આપતી, અને નામદાર સરકાર દર વરસે રૂ. ૧૦૦૦૦ દસ હજાર આપતી. બોર્ડના મેમ્બરમાં કલેકટર, ડિસ્ટ્રિક્ટ જજ્જ તથા એજ્યુકેશનલ ઇન્સપેક્ટર તે સરકારનિયુક્ત મેમ્બરો હતા. એક મેમ્બર મ્યુનિસિપાલિટી તરફથી મોકલવામાં આવતો અને છ અથવા તો સાત મેમ્બરો ફંડ આપનાર ગૃહસ્થો તરફથી ચૂંટાતા હતા. પ્રેસિડેન્ટ કલેકટર હતા. આવી રીતના બંધારણવાળા બોર્ડના હાથમાં કોલેજનો વહીવટ ૧૮૮૬ થી આવ્યો.

ઉપર જણાવ્યા મુજબ સને ૧૮૮૬ ની સાલમાં કોલેજના પ્રિન્સિપાલ મિ. દલાલ હતા. તેઓ બહુ સારા પ્રોફેસર હતા, ઘણા બાહોશ હતા. સરકારી નોકરીમાં તેમના બુદ્ધિબળથી તે દરજ્જે પહોંચેલા હતા, તેમ છતાં કોલેજના પ્રિન્સિપાલ તરીકે એક દેશી ( Indian ) ચાલે નહિ અને ઇંગ્લાંડનો માણસ જોઇએ તે ધોરણનો અમલ થયો. સરકાર દસ હજારની ગ્રાંટ આપતી હતી, તે

શીખવવાને શાસ્ત્રી આવતા. આ સમય વખતમાં મિ. ભાસ્કરરાવ શાસ્ત્રી તરીકે કામ કરતા. ં પાસે ' સિદ્ધાંતકૌમુદી 'નું શિક્ષણ લેવું આનંદશંકરભાઈએ શરૂ કર્યું. તેથી સ્કૂલ બંધ થતી જ્યારે બીજા છોકરા ઘેર જતા, તે વખતે તે શાસ્ત્રી પાસે બેસનાને 'સિદ્ધાંતકૌમુદી'નો અભ્યાસ ક

ભાઈ આનંદશંકરભાઈનો સ્વભાવ મૂળથી જ અભ્યાસ માટે વધારે પડતી ખંત ધરાવ હતો. તે ઘણા ઉદ્યોગી હતા અને જરાપણ નકામો વખત ગાળતા નહિ.

ક્લાસનો વખત પૂરો થયા પછી સંસ્કૃતના અભ્યાસ માટે ભાસ્કરરાવ શાસ્ત્રી પાસે બેસ તેથી તેમને ફરવા ફરવાનો અગર રમતા આરામનો વખત રહેતો નહિ.

ઉપર જે કાશીરામભાઈનું નામ લખ્યું છે તેમણે સને ૧૮૮૪માં ઘણા યોગ્યતાથી મેટ્રિકની પરીક્ષા પસાર કરી તેથી અમારાથી તે છૂટા પડી ગયા હતા. મેટ્રિક ક્લાસમાં આ શંકરભાઈએ સંસ્કૃત અભ્યાસ ઘણો કર્યો.

સને ૧૮૮૫માં અમે બેઉ જણે મેટ્રિકની પરીક્ષા આપી. તે વર્ષની પરીક્ષાનો નો જેવો ઇતિહાસ છે. પરીક્ષા લેવાય છે તે નિયમ મુજબ જે પરીક્ષા લેવાઈ તેના સવાલપત્રો તૈયાર થયેલા તે કોઈ ગફલતથી ફૂટી ગયા, એટલે ખબર પડી ગયાનું જણાયું, તેથી પહેલી લેવાયેલી પરીક્ષા રદ કરીને ફરી તે પરીક્ષા લેવામાં આવી અને તેમાં અમે બેઉ પાસ થયા.

સને ૧૮૮૫માં જ્યારે અમે મેટ્રિક્યુલેશન ક્લાસમાં સાથે અભ્યાસ કરતા હતા તે વખ આનંદશંકરભાઈનો સંસ્કૃતનો અભ્યાસ જોતા તેમના સહાધ્યાયીઓને એવી આશા હતી કે વખત સુધીમાં સંસ્કૃતમાં જે પહેલું ઇનામ દક્ષિણીઓને ભાગે જતું હતું તે આ વખતે આપ ગુજરાતના એક વિદ્યાર્થીને મળશે. તે વખતે સંસ્કૃતના પરીક્ષક મિ. એન. આર. વૈદ્ય હતા. તે પોતે એમ. એ. હતા અને સારા વિદ્વાન હતા. તેમણે પહેલીવાર લેવાયેલી મેટ્રિક્યુલેશન પરીક્ષામાં જે સંસ્કૃતનો પેપર કાઢ્યો તે અસાધારણ રીતે કઠિન હતો. પહેલીવારની પરીક્ષા રદ થવાથી બીજીવારની પરીક્ષા સારુ તેમણે બીજો પેપર જે કાઢ્યો તે એટલો કઠિન ન હતો. ં પરીક્ષકે આનંદશંકરભાઈના પેપર સંબંધમાં તેમના સ્નેહીને જે કહ્યું હતું તે મને અત્યારે પણ બરાબર યાદ છે અને તે આ સ્થાને કહેવું અયોગ્ય નહિ લાગે. મિ. વૈદ્ય સંસ્કૃતના પેપરો તપાસતા હતા અને તપાસવાના છેલ્લા ૨૫ પેપરો બાકી રહ્યા ત્યાંસુધી બધા વિદ્યાર્થીઓમાં આનંદશંકરભાઈનો નંબર પહેલો હતો અને છેલ્લા ૨૫ પેપરમાં બે વિદ્યાર્થીનાં પેપર એવા નીકળ્યા કે આનંદશંકરભાઈનો નંબર પહેલો આવ્યો નહિ. આ પરિણામથી અમો તેમના મિત્રો નિરાશ થયા હતા. મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં તે આખી યુનિવર્સિટીમાં બીજે નંબરે પાસ થયા હતા અને ગુજરાતમાં તે વખતે તેમનો નંબર પહેલો હતો. તે વખતે મારી માન્યતા પ્રમાણે આખી યુનિવર્સિટીમાં ઘણું કરીને આસરે ૩૦૦૦ વિદ્યાર્થીઓએ ઉમેદવારી કરી હતી.

અત્રે કહેવાની ખાસ જરૂર નથી કે તે વખતના ચાલતા સાંસારિક ધોરણો મુજબ અમે બેઉ જણ વિવાહિત હતા અને વિદ્યાર્થી અવસ્થા સાથે તે વ્યવહારનું પણ અમે વહન કરતા હતા.

# આચાર્યશ્રી આનંદશંકરભાઈના જીવનના થોડાં સ્મરણો

### શ્રી મૂળચંદ આશારામ શાહ

**ભાઈ** આનંદશંકરભાઈને ઈશ્વરે મારા પહેલા ઝડપી લીધા તેમના સ્વર્ગવાસનો ખેદ અને અભાવ મન ઉપર રહ્યા કરે છે તેમના લાંબા પરિચયના થોડાક સ્મરણો લખીને મારા હૈયાનો ભાર હળવો કરવાનો આ પ્રસંગ હું લઉં છું

સ્વ. આનંદશંકરભાઈ સાથે અંગત પરિચય ધરાવનારી વ્યક્તિઓમાં સૌથી લાંબા પરિચયમાં આવનારાઓમાં હવે હું એક જ રહ્યો છું, એમ માનું છું

તેમનો અને મારો સમાગમ પ્રથમ સને ૧૮૮૪માં શરૂ થયો ત્યાંસુધી મારો હાઈસ્કૂલનો અભ્યાસ કાઠિયાવાડમાં થયો હતો હું અહીં અમદાવાદ આવ્યો અને છઠ્ઠા ધોરણમાં જે ક્લાસમાં આનંદશંકરભાઈ હતા તે જ ક્લાસમાં મને હેડમાસ્તરે દાખલ કર્યો તે વખત સુધી અમદાવાદથી હું કેવળ અજાણ્યો હતો ક્લાસમાં થોડા દિવસ ગયા બાદ તરત જ જેમ દૈવનો કોઈ યોગ હોય તેમ મારો અને આનંદશંકરભાઈનો સ્નેહસંબંધ શરૂ થયો, અને ઈશ્વરકૃપાથી તે જીવનપર્યંત કાયમ રહ્યો તે વખતે હાઈસ્કૂલ, હાલમાં જ્યાં મિ ન સ્કૂલ બેસે છે તે મકાનમાં, બેસતી હતી અને તે મકાનમાં પૂરો સમાસ નહિ થવાથી અમારી ક્લાસ હાઈસ્કૂલ નજીકમાં જ ભાડે રાખેલા મકાનમાં બેસતી અમારા ક્લાસમાસ્તર મિ ચાપડિયા હતા ક્લાસમાં પહેલો નંબર આનંદશંકરભાઈનો હતો બીજો મ કાશીરામભાઈ મેઘજીરામ દવે, જે ગુજરાત કૉલેજ અને વડોદરા કૉલેજમાં પ્રોફેસર હતા તેમનો, અને ત્રીજો નંબર મારો રહેતો અમે ત્રણે જણ આવી રીતે એક પ્રકારની હરીફાઈમાં હતા, તેમ છતાં અમો ત્રણે વચ્ચે ઘણો સ્નેહ અને મૈત્રી હતા

સને ૧૮૮૫માં અમો ત્રણે મેટ્રિક ક્લાસમાં દાખલ થયા તે વખતે ગુજરાત કૉલેજ બી એ ક્લાસ સુધી ચાલતી નહોતી ઘણું કરીને ફર્સ્ટ બી એ સુધીની નામે હતી ગુજરાત કૉલેજને માટે જુદું મકાન નહોતું અને તેની જે ક્લાસો ચાલતી હતી તે હાઈસ્કૂલના જ મકાનમાં બેસતી હતી ગુજરાત કૉલેજના જે પ્રોફેસરો હતા તે મેટ્રિક ક્લાસમાં સૌ સૌના વિષયો શીખવવાને આવતા આ પ્રથાથી તે વખતના મેટ્રિક ક્લાસને ઘણા સારા પ્રોફેસરોના શિક્ષણનો લાભ મળતો સને ૧૮૮૫ની શરૂઆતમાં કૉલેજના પ્રિન્સિપાલ અને હાઈસ્કૂલના હેડમાસ્તર એક મિ બેસ્ટ કરીને હતા તે અમો મેટ્રિક ક્લાસમાં દાખલ થયા બાદ થોડા જ માસમાં વિલાયત ગયા તેમની જગાએ મિ જમસેદજી અરદેશર દલાલ આવ્યા હતા ગણિતના પ્રોફેસર મિ સંજાણા સાહેબ હતા અને સંસ્કૃતના પ્રોફેસર મિ આબાજી વિષ્ણુ કાથવટે હતા મેટ્રિક ક્લાસમાં દાખલ થયા પછી તરત જ ભાઈ આનંદશંકરભાઈએ તેમનો સંસ્કૃતનો અભ્યાસ બહુ સારો થાય અને તે બહુ જ વૃદ્ધિ પામે તેને માટે ઘટના કરી તે વખતે જે પ્રથા હતી તે પ્રમાણે હાઈસ્કૂલમાં સંસ્કૃત

# આનન્દશંકરભાઈ

**શ્રી. કનૈયાલાલ મા. મુનશી**

**આનન્દશંકરભાઈ**નાં વ્યક્તિત્વ ને જીવન તાલબદ્ધ હતાં. સૌમ્યતા અને સંવાદ એ એમને શબ્દે ને ડગલે ઝરતાં હતાં. એમને અકળાયેલા કે અસ્વસ્થ મેં કદી જોયા નથી.

સંયમ, ભાવનામયતા, અને વ્યવહારિતાનું એમનામાં સુંદર સંમિશ્રણ હતું. એ બધું ઊંડી વિદ્વત્તા ને ચિંતનનું પરિણામ હતું. સામા માણસના હૃદયમાં એ તરત પ્રવેશી શકતા, કારણ કે બીજાનું દૃષ્ટિબિંદુ જોવાની ને સમજવાની એમનામાં શક્તિ હતી.

વિદ્વત્તાએ એમને શુષ્ક કર્યા ન હતા. સંયમે એમને અભિમાની બનાવ્યા ન હતા. એ હસી શકતા, હસાવી શકતા. એ ગમે તેની વાતમાં રસ લઈ શકતા. પણ એમની માનવતાના રંગો નિકટ પરિચયમાં આવનારને જ દેખાતા હતા. એમની મૈત્રી એ જીવનનો મોટો લહાવો બની રહેતી.

એમનું વાંચન અગાધ હતું. પણ એનાથીય વધારે એમની રસિકતા હતી. જેમ બીજા હવામાં શ્વાસ લે તેમ એ સાહિત્યનો શ્વાસ લેતા. ભાગવતના એમના ઊંડા ને સતત અભ્યાસથી એમની રસવૃત્તિ પોષાઈ હતી. આર્ય ધર્મના અઠંગ અભ્યાસી હતા. એના સિદ્ધાન્તો વડે અર્વાચીન પ્રશ્નો ઉકેલવા અને અર્વાચીન આચાર તેની કસોટી પર ચઢાવવા એ એમનો હંમેશનો—ઘણી વખત અણજાણ્યો—ક્રમ હતો.

શૈલીકાર તરીકે એ અનન્ય હતા. સુરુચિ, શબ્દપ્રભુત્વ, સુસંબદ્ધતા અને કથનગૌરવ એમના વાક્યે વાક્યે દેખાતાં.

એમને છેલ્લીવાર મળ્યો ત્યારે એમને મેં ગુજરાતના અંતિમ વિદ્વાન બ્રાહ્મણ તરીકે ઓળખાવ્યા હતા. એ કથન દિવસે દિવસે ખરું ઠરતું જાય છે.

રા. આનંદશંકરભાઈ એમ. એ. નો અભ્યાસ કરતા હતા ત્યારે કે એમ. એ. માં પાસ થઈને એલએલ. બી. નો અભ્યાસ કરતા હતા તે વખતે, મેં ઉપર જણાવ્યું તે પ્રમાણે, મુંબઈમાં અમનો નિવાસ હતો. હું તે વખતે એલએલ. બી. નો અભ્યાસ મુંબઈ રહી કરતો હતો. મુંબઈમાં અમારે અરસપરસ હળવા મળવાનું ઘણું થાય તે સ્વાભાવિક છે. અમારા એક બાળસ્નેહી મેટ્રિકમાં પાસ થઈ તરત જ કેળવણી ખાતાની સરકારી નોકરીમાં રહ્યા હતા. તે પોતે Director of Public Instruction Mr. Chatfield ની ઓફિસમાં કામ કરતા હતા. તે અમારા બંનેના સ્નેહી હતા. તે વખતમાં રા. આનંદશંકરભાઈને અને મને એઉને તેમણે લખ્યું કે "અભ્યાસનો ક્રમ હવે પૂરો કરવાની તમે તૈયારીમાં છો અને તે ક્રમ પૂરો કરી સૌ કોઇ પોતપોતાના પ્રવૃત્તિમય જીવનમાં જોડાઈ જશો અને તે પછીનું જીવન કયા પ્રદેશમાં વ્યતીત થશે અને બધા સાથે મળીને પૂને આવી શકવાનું બને કે કેમ તે કહી શકાય તેમ નથી" તેથી અમારો અભ્યાસ પૂરો કરીએ તે પહેલા ચોમાસામાં અમને એઉને પૂના આવવા તેમણે સખ્ત આગ્રહ કર્યો. પૂના ચોમાસામાં ઘણું રમ્ય અને આકર્ષક હોય છે, અને ઘાટની scenery બહુ જોવા જેવી હોય છે તે હેતુ અને વિચાર તેમણે ખાસ જણાવ્યો હતો. ચોમાસામાં પૂના, અને મુંબઈથી પૂના જવાનો ઘાટનો રસ્તો ઘણો રમ્ય હોય છે તે સૌને સુવિદિત છે. તે પહેલાં અમે કોઈ પૂના ગયેલા ન હતા. કુદરતનાં દૃશ્યો જોવાનાં મળશે તેમ જ એક જૂના મિત્ર સાથે થોડો વખત રહેવાશે વગેરે વિચારોથી અમે બંનેએ પૂના આવવાનું અમારા મિત્રનું નિમંત્રણ સ્વીકાર્યું. અને રા. આનંદશંકરભાઇ અને હું અને ઘણું કરીને મારી યાદદાસ્ત પ્રમાણે મર્હૂમ રા. રા. મણિલાલ ભગુભાઈ ઝવેરી તથા સ્વર્ગસ્થ નવલશંકરભાઈ પૂના ગયા. રસ્તામાં ઘાટનાં દૃશ્યો અમે નિહાળતા જતા હતા અને સાધારણ જુદાજુદા પ્રકારની વાતો થતી હતી અને યુવાનો જે પ્રલાપો કરે તે કરતા હતા.

આનંદશંકરભાઈ તેમની સાથે "સુદર્શન" નો એક અંક લાવ્યા હતા અને કાઠિયાવાડના એક થિયોસોફિસ્ટ જાગીરદારે તેમનાં પત્નીના સ્વર્ગવાસનો શોક પ્રદર્શિત કરતું એક નાનું કાવ્ય તેમાં છાપ્યું હતું તે આનંદશંકરભાઈ રસથી વાંચતા હતા અને અમને વંચાવતા હતા. તે કવિતાની એક કડી મને હજુ પણ યાદ છે. તે કડી આપવાની જરૂર નથી. આવા પ્રકારની કવિતાના વાચનમાં ઘાટનાં દૃશ્યો નિહાળતા કવિતા શું છે એવી એવી વિનોદની ચર્ચામાં અમો બધા મિત્રો પડયા હતા. આનંદશંકરભાઈનો સંસ્કૃતનો અભ્યાસ ઘણા ઊંચા પ્રકારનો હતો, તેથી તેમને કવિતાની જુદીજુદી વ્યાખ્યા મોઢે જ હોય અને કાવ્યનું યથાર્થ સ્વરૂપ કેવું હોય તે તેમના ખ્યાલમાં જ હોય. હું તથા રા. મણિલાલ બી એ. માં તાજા જ પાસ થયેલા એટલે કવિતાની વ્યાખ્યા જે 'કાવ્યપ્રકાશ'માં આવતી તે તેમ જ વિશ્વનાથની, અને રસગંગાધરમાં આપેલી તે અમારા સ્મરણમાંથી સરી પડેલી નહિ અને તેથી અમે પણ કોને કાવ્ય કહી શકાય તે વિશે વિનોદરૂપે અમારો ફાળો ચર્ચામાં આપતા હતા. આનંદશંકરભાઈએ છેવટનો નિર્ણય આપ્યો અને તે અમે સર્વેએ સ્વીકારી લીધો. તેમણે કહ્યું કે "કવિતા-તે વાયુનો વધારો; જ્યારે માણસના મનના વેગમાં વધારો થાય ત્યારે તે કવિતા લખે છે."

એક અંગ્રેજના પગાર માટે પૂરતી હતી. ઑક્સફર્ડ યુનિવર્સિટીમાંથી તાજા પાસ થયેલા એક યુવક અને ૧૮૮૯ ની સાલના અરસામાં કૉલેજના પ્રિન્સિપાલ તરીકે નીમવામાં આવ્યા. આ માટે કહેવું જોઈએ કે જે યુવક પછીના પ્રિન્સિપાલ તરીકે આવ્યા તે ઘણા બાહોશ નીવડ્યા હતા શિક્ષક તરીકે બધા વિદ્યાર્થીઓને ઘણો સંતોષ આપ્યો હતો. મિ દલાલને સ્વાભાવિક રીતે માઠું લાગ્યું, અને તેઓ પોતે બ્રિટિશ સર્વિસ-નોકરીમાંથી રાજીનામું આપીને નામદાર ગાયકવાડની નોકરીમાં જોડાયા દેશીઓની નોકરીની કદર કેવા પ્રકારથી અને કયે ધોરણે થતી તેનું આ દૃષ્ટાન્ત છે. તે ધોરણ અને દૃષ્ટિબિન્દુમાં અત્યારે અડધા સૈકા પછી પણ કેટલો ફેરફાર થયો તે આ લેખનો વિષય નહિ હોવાથી અત્રે તે સબંધી કાંઈ વધારે લખતો નથી

સને ૧૮૮૬ માં અમે બેઉ અમદાવાદમાં સાથે અભ્યાસ કરતા હતા. તે સાલમાં આનંદશંકરભાઈ પ્રિવિયસ ક્લાસમાં મેકંડ ક્લાસમાં પાસ થયા. અને ત્યારપછી ફર્સ્ટ બી. એ નો અભ્યાસ કરવાનું ગુજરાત કૉલેજમાં તેમણે ચાલુ રાખ્યું તે વખતના એલએલ. બી ના અભ્યાસના ધોરણ પ્રમાણે બી. એ. માં પાસ થયા પહેલાં પણ એલએલ. બી ની ટર્મ રાખી શકાતી હતી અને તે પ્રમાણે ટર્મ રાખવાની અપેક્ષાથી તે સાલમાં હું મુંબઈ ગયો. જ્યારે હું મુંબઈ ગયો ત્યારે એટલે ૧૮૮૭ ની સાલમાં ફર્સ્ટ બી એ ક્લાસમાં આનંદશંકરભાઈ હતા તેમને પ્રથમથી ગણિતશાસ્ત્ર ઉપર બહુ પ્રેમ ન હતો તેવા કારણથી તે સને ૧૮૮૭ ની સાલમાં ફર્સ્ટ બી. એ. નાપાસ થયા તે વખતના નિયમ મુજબ પહેલા બી. એ. ક્લાસમાં નાપાસ થયેલો વિદ્યાર્થી પહેલી અને બીજી બી એ. ક્લાસના ટર્મ ભરી શકતો તે પ્રમાણે આનંદશંકરભાઈએ પ્રથમ અને બીજી બી એ ની ટર્મ ભરી હતી અને તેમણે બરોબર અભ્યાસ કરી તે બને પરીક્ષા એક જ વરસમાં એટલે ઘણુ કરીને ૧૮૮૮ ની સાલમાં પસાર કરી

ત્યારપછીના અભ્યાસને માટે તે મુંબઈમાં દાદાવાડીમાં હનુમાનજીના મંદિરના મેડા ઉપર નિવાસ કરતા હતા તે વખતે તેમના જૂના વિચારોને અધીન થઈ તેમના પોતાના માટે નાગર રસોયો તેમણે રાખ્યો હતો નાગરોને માટે નાગર રસોયા જ જોઈએ તેવી પ્રણાલિકામાંથી મુક્ત થવામાં સૂરતે પહેલ કરી છે, પરંતુ અમદાવાદવાસીઓએ તે વખતે તેનું અનુકરણ કર્યું નહોતું મુબઈમાં અભ્યાસ કરીને તે સને ૧૮૯૧ ના નવેમ્બર માસમાં એમ એ પાસ થયા અને ૧૮૯૨માં તેમને એમ એ ની ડિગ્રી મળી હતી ત્યારબાદ એલએલ બી નો અભ્યાસ કરવાને તે મુંબઈમાં રહ્યા હતા

આનંદશંકરભાઈ એમ એ માં પાસ થયા તે પહેલાં અગર તે અરસામાં (કઈ સાલ તે મને બરોબર યાદ નથી ) તેમના પ્રથમના ધર્મપત્નીનો સ્વર્ગવાસ થયો તેમને તેનો આઘાત સખ્ત લાગ્યો તે હું તેમના અંગત પરિચય ઉપરથી જાણું છુ અને તેમના પ્રથમ પત્નીની ખાસ અભિલાષા તેમને એમ એ માં પાસ થયેલા જોવાની હતી, તેથી તેને અધીન થઈ તેમણે તેમનો એમ એ નો અભ્યાસ ચાલુ રાખ્યો હતો, નહિ તો મને શક છે કે કદાચ થોડો વખત તેમના અભ્યાસમાં આ સાંસારિક દુ ખથી ખલેલ પહોંચત અને વ્યવહારોપયોગી એલએલ બી ની પરીક્ષા પાસ થવા સારુ જ કદાચ પ્રેરાયા હોત

અને સમજુ તેમ જ વ્યવહારકુશળ હતા. તેમનું યૌવન, વડીલોની ભાવના, કૌટુમ્બિક સ્થિતિ વગેરે અનેક ધર્મોનો વિચાર કરી છેવટે ફરીને લગ્ન કરવા માટે તેમણે સંમતિ આપી. અને તેમનાં બીજી વખતનાં લગ્ન ગ્વાલિયરવાળા મુનશીની પુત્રી સાથે થયાં. કઈ સાલમાં તે મને ચોક્કસ યાદ નથી. તેમનાં માતાપિતાને તેથી સંતોષ થયો અને યથોચિત બ્રાહ્મણવિધિ પ્રમાણે લગ્નક્રિયા અથથી ઇતિ સુધીની મેં જોઈ હોય તો તે મારા પરમ સ્નેહી આનંદશંકરભાઈનાં જ આ લગ્નની હતી. ગ્વાલિયરવાળાં તેમનાં બીજાં પત્ની પણ લાંબું આયુષ ભોગવ્યા વિના સ્વર્ગવાસી થયાં તે રા. આનંદશંકરભાઈના જીવનમાં બીજી વખતની ખેદની વાત હતી. તેમ છતાં થોડે અંશે તે ખેદનું નિવારણ થયું હતું, કેમકે તે તેમની પાછળ બે પુત્રરત્નો અને એક પુત્રી મૂકતાં ગયાં હતાં. તે સંબંધમાં વધારે કાંઈ લખવાની જરૂર નથી. બેઉ ભાઈઓ હાલમાં સારી રીતે ઊંચો અભ્યાસ કરીને સારા હોદ્દા ભોગવે છે. અને તેમના પિતાશ્રી આનંદશંકરભાઈની ઉત્તરાવસ્થામાં તેમણે ઘણી સારી સેવા ઉઠાવી તેમને દરેક પ્રકારે સંતોષ આપીને કુટુંબની પ્રતિષ્ઠામાં અભિવૃદ્ધિ કરી છે તે આપણે સૌ જાણીએ છીએ. તેઓ બંને તેમના પિતાને દિલાસાનું સ્થાન હતા.

સાંસારિક બાબતો માટે મેં જે થોડા શબ્દો લખ્યા છે તે પૂરું કરતાં પહેલાં મારે જણાવવું જોઈએ કે આનંદશંકરભાઈ પોતે પણ મને મારા સાંસારિક વ્યવહારમાં સૂચના તથા સલાહ આપતા અને તેમની સલાહના પરિણામને લઈને મારા જીવનપ્રવાહને અસર થઈ છે. સને ૧૮૯૮ ની સાલમાં નામદાર સરકારે એક સબજજ તરીકે નિમણુક કરીને તે સ્વીકારવા મને પુછાવ્યું. જીવનપ્રવાહ માટે જ્યુડિશિયલ લાઇનમાં જવું કે વકીલાતનો ધંધો કાયમ રાખવો, તે દરેક યુવકને માટે વિકટ પ્રશ્ન હોય છે. તે વખતે રા. આનંદશંકરભાઈનો અભિપ્રાય સરકારી નોકરી નહિ લેવાનો થયો. અને મારું જીવન તે મુજબ અમદાવાદમાં વ્યતીત કરી રહ્યો છું.

સુભાગ્યે એવું બન્યું કે આનંદશંકરભાઈ પ્રોફેસર થયા અને મેં મારી વકીલાત અમદાવાદમાં શરૂ કરી, તેથી અમે બેઉ એક સ્થળે અને એક બીજાના સતત પરિચયમાં રહી શકયા.

ગુજરાત કૉલેજમાં પ્રોફેસર તરીકે તેઓ બહુ બાહોશીથી કામ કરતા અને શિષ્યવર્ગને તથા તેમના ઉપરી વર્ગને તે બહુ પ્રિય થયા. છેવટે Acting Principal થયા. તે કેવા ઊંચા પ્રકારનું શિક્ષણ આપતા તે લખવાનું અહીં મારે માટે યોગ્ય નથી. તેમના શિષ્યો તે લખશે અને જો કદાચ તેઓ કાંઇ ન લખે તોપણ તેમનું નામ તથા કામ ગુજરાતના કેળવણીના ઇતિહાસમાં હમેશાં રહેશે. તેમનું વાચન અને વિદ્યા-ઉપાસના એવા ઊંચા પ્રકારનાં હતાં કે કૉલેજમાં સંસ્કૃત ભાષાના જ માત્ર સંસ્કૃત પ્રોફેસર તરીકે જ તે કામ કરતા એમ ન હતું. તત્ત્વજ્ઞાન તેમ જ અંગ્રેજી સાહિત્ય(Literature)ના પ્રોફેસર તરીકે પણ ઘણી વખત તેમણે કામ કર્યું હતું. અને જે જે વિષયો તેમને સોંપવામાં આવતા તેમાં ઘણુ ઊંચા પ્રકારનું કામ કરી તેમના શિષ્યોને સંપૂર્ણ સંતોષ આપતા. તેમનું બહુશ્રુતપણું કેટલુ ઉચ્ચ કોટિનું હતું અને તેમની કાર્યશક્તિ કેવી સરસ હતી તે તેમના જુદી જુદી દિશાના કામ ઉપરથી સૌ કોઇ જોઈ શકે છે.

પૂનામાં આનંદશંકરભાઈની ધર્મચુસ્ત વૃત્તિ સંબંધમાં એક બે બનાવ બાબત લખતાં મને મન થાય છે. જ્યારે પહેલા તે હંમેશ નાહતા હતા. મને યાદ છે તે પ્રમાણે અમે [illegible] અમાસના દિવસે પૂના પહોંચ્યા હતા અને વર્ષાઋતુ હોવાથી ગુજરાતમાં તેમ જ પૂનામાં હતો. હવામાં શરદી હતી તેથી તે વખતે મે આનંદશંકરભાઈને કહ્યું: તમે તમારી રૂઢિમાં ફેરફાર કરો અને આવી શરદીમાં ટાઢા પાણીએ નાહવાની વાત ન રાખો તો સારું. પણ વિચારોની દૃઢતાને લઈને તેમણે મારું આ કહેવું માન્ય કર્યું નહિ અને ટાઢા પાણીએ નાહ્યા. પરિણામે પૂનાથી અમે પાછા આવ્યા ત્યારે તેમને સખત શરદી થઈ આવી હતી અને મને ભય હતો તે ખરો પડ્યો.

સને ૧૮૯૨માં હું એલએલ. બી.માં પાસ થયો. તે વરસમાં કે તે પછી મને બરાબર યાદ નથી ગુજરાત કૉલેજના તે વખતના પ્રોફેસર મિ. આબાજી વિષ્ણુ કાથવટે હતા. તેમની બદલી પૂને થઈ તેથી ગુજરાત કૉલેજમાંથી સરકારી નોકરીવાળાની જગ્યાએ નવા પ્રોફેસરની નિમણુક કૉલેજ બોર્ડ કરવાની હતી. તે વખતે કાથવટે સાહેબે રા. આનંદશંકરભાઈને બોલાવી તેમને સૂચના કરી કે 'તમારું જ્ઞાન અને વિદ્યા તરફનો તમારો પ્રેમ જોતા, જો ગુજરાત કૉલેજમાં સંસ્કૃતના પ્રોફેસર તરીકે કામ કરવા તમે હા પાડો તો સારું.'' આ ઉપરથી મે અને રા. આનંદશંકરભાઈએ વિચારણા કરી. આનંદશંકરભાઈ એલએલ. બી.નો અભ્યાસ પૂરો કરી સોલિસિટર કે એડવોકેટનો અભ્યાસ કરવા ધારતા હતા. તેમનું બુદ્ધિબળ અને ચારિત્ર જોતાં તે લાઈનમાં પણ તે સારી રીતે સફળતા પ્રાપ્ત કરત એમ મારું માનવું છે. પરંતુ વિદ્યાદેવીની ઉપાસના તેમને વધારે પ્રિય હતી. જીવનપ્રવૃત્તિની રૂપરેખા માટે આ પ્રસંગ ઉપસ્થિત થયો હતો. ભવિષ્યનું જીવન કેવા પ્રકારની પ્રવૃત્તિમાં ગાળવું તેનો વિચાર કરીને નિર્ણય કરવાનો પ્રસંગ હવે આવ્યો. તેમના સ્વભાવની ભાવનાને વધારે અનુકૂળ સતત વિદ્યાવૃદ્ધિ થાય, અને તે દિશામાં ઉપયોગી થવાય તેવું જીવન વધારે પ્રિય. તે ઉપર અમો બંનેએ વિચાર કરી ગુજરાત કૉલેજની પ્રોફેસરની જગ્યાને માટે તેમણે હા કહેવી એવા નિર્ણય ઉપર અમે આવ્યા. આ પ્રસંગ આનંદશંકરભાઈના જીવનક્રમને માટે મોટો હતો અને તે પ્રસંગને લઈને જ આપણે સૌ તેમની જે કારકિર્દી વિદ્યા માટે અને બીજી સેવાઓ માટે જોઈ તે જોવાને ભાગ્યશાળી થયા છીએ. તે પ્રસંગ આવ્યો ના હોત તો કદાચ આનંદશંકરભાઈની જીવનદોરી બીજી કોઈ દિશા તરફ વળી હોત.

ઉપર જણાવ્યા પ્રમાણે રા. આનંદશંકરભાઈના પ્રથમ પત્ની સ્વર્ગવાસી થયા હતા. તે વખતે તેમના માતાપિતા હયાત હતા. આનંદશંકરભાઈ બીજી વખત લગ્ન કરવાની આનાકાની કરતા હતા અને તેમના માતાપિતાના મનની લાગણી જોતા આનંદશંકરભાઈ બીજી વખત લગ્ન નહિ કરે તો તેમને આઘાત થશે, આવી સ્થિતિમાં તેમના બેઉ વડીલોએ મને બોલાવેલો અને આનંદશંકરભાઈના જૂના મિત્ર તરીકે ઘણી વખત તે સંબંધમાં તેમણે મારી સાથે વાત કરી અને આનંદશંકરભાઈ બીજી વાર લગ્ન કરે તેવો તેમને આગ્રહ તથા દબાણ કરવા મને ભલામણ કરેલી. મારાથી જે કહેવાય તેટલું મે આ બાબતમાં ભાઈ આનંદશંકરભાઈને કહ્યું હતું. તે પોતે ડાહ્યા

અને સમજુ તેમ જ વ્યવહારકુશળ હતા. તેમનું યૌવન, વડીલોની ભાવના, કૌટુમ્બિક સ્થિતિ વગેરે અનેક ધર્મોનો વિચાર કરી છેવટે ફરીને લગ્ન કરવા માટે તેમણે સંમતિ આપી. અને તેમનાં બીજી વખતનાં લગ્ન ગ્વાલિયરવાળા મુનશીની પુત્રી સાથે થયાં. કઈ સાલમાં તે મને ચોક્કસ યાદ નથી. તેમનાં માતાપિતાને તેથી સંતોષ થયો અને યથોચિત બ્રાહ્મણવિધિ પ્રમાણે લગ્નક્રિયા અથથી ઇતિ સુધીની મેં જોઇ હોય તો તે મારા પરમ સ્નેહી આનંદશંકરભાઈનાં જ આ લગ્નની હતી. ગ્વાલિયરવાળાં તેમનાં બીજાં પત્ની પણ લાંબું આયુષ ભોગવ્યા વિના સ્વર્ગવાસી થયાં તે રા. આનંદશંકરભાઈના જીવનમાં બીજી વખતની ખેદની વાત હતી. તેમ છતાં થોડે અંશે તે ખેદનું નિવારણ થયું હતું, કેમકે તે તેમની પાછળ બે પુત્રરત્નો અને એક પુત્રી મૂકતાં ગયાં હતાં. તે સંબંધમાં વધારે કાંઈ લખવાની જરૂર નથી. બેઉ ભાઈઓ હાલમાં સારી રીતે ઊંચો અભ્યાસ કરીને સારા હોદ્દા ભોગવે છે. અને તેમના પિતાશ્રી આનંદશંકરભાઈની ઉત્તરાવસ્થામાં તેમણે ઘણી સારી સેવા ઉઠાવી તેમને હરેક પ્રકારે સંતોષ આપીને કુટુંબની પ્રતિષ્ઠામાં અભિવૃદ્ધિ કરી છે તે આપણે સૌ જાણીએ છીએ. તેઓ બંને તેમના પિતાને દિલાસાનું સ્થાન હતા.

સાંસારિક બાબતો માટે મેં જે થોડા શબ્દો લખ્યા છે તે પૂરું કરતાં પહેલાં મારે જણાવવું જોઈએ કે આનંદશંકરભાઈ પોતે પણ મને મારા સાંસારિક વ્યવહારમાં સૂચના તથા સલાહ આપતા અને તેમની સલાહના પરિણામને લઈને મારા જીવનપ્રવાહને અસર થઈ છે. સને ૧૮૯૮ ની સાલમાં નામદાર સરકારે એક સબજજ્જ તરીકે નિમણૂક કરીને તે સ્વીકારવા મને પુછાવ્યું. જીવનપ્રવાહ માટે જ્યુડિશિયલ લાઇનમાં જવું કે વકીલાતનો ધંધો કાયમ રાખવો, તે દરેક યુવકને માટે વિકટ પ્રશ્ન હોય છે. તે વખતે રા. આનંદશંકરભાઈનો અભિપ્રાય સરકારી નોકરી નહિ લેવાનો થયો. અને મારું જીવન તે મુજબ અમદાવાદમાં વ્યતીત કરી રહ્યો છું.

સુભાગ્યે એવું બન્યું કે આનંદશંકરભાઈ પ્રોફેસર થયા અને મેં મારી વકીલાત અમદાવાદમાં શરૂ કરી, તેથી અમે બેઉ એક સ્થળે અને એક બીજાના સતત પરિચયમાં રહી શક્યા.

ગુજરાત કોલેજમાં પ્રોફેસર તરીકે તેઓ બહુ બાહોશીથી કામ કરતા અને શિષ્યવર્ગને તથા તેમના ઉપરી વર્ગને તે બહુ પ્રિય થયા. છેવટે Acting Principal થયા. તે કેવા ઊંચા પ્રકારનું શિક્ષણ આપતા તે લખવાનું અહીં મારે માટે યોગ્ય નથી. તેમના શિષ્યો તે લખશે અને જો કદાચ તેઓ કાંઇ ન લખે તોપણ તેમનું નામ તથા કામ ગુજરાતના કેળવણીના ઇતિહાસમાં હમેશાં રહેશે. તેમનું વાચન અને વિદ્યા–ઉપાસના એવા ઊંચા પ્રકારનાં હતાં કે કોલેજમાં સંસ્કૃત ભાષાના જ માત્ર સંસ્કૃત પ્રોફેસર તરીકે જ તે કામ કરતા એમ ન હતું. તત્ત્વજ્ઞાન તેમ જ અંગ્રેજી સાહિત્ય(Literature)ના પ્રોફેસર તરીકે પણ ઘણી વખત તેમણે કામ કર્યું હતું. અને જે જે વિષયો તેમને સોંપવામાં આવતા તેમાં ઘણુ ઊંચા પ્રકારનું કામ કરી તેમના શિષ્યોને સંપૂર્ણ સંતોષ આપતા. તેમનું બહુશ્રુતપણું કેટલું ઉચ્ચ કોટિનું હતું અને તેમની કાર્યશક્તિ કેવી સરસ હતી તે તેમના જુદી જુદી દિશાના કામ ઉપરથી સૌ કોઇ જોઈ શકે છે.

મુંબઈમાં તે કામ કરતા હતા અને જ્યારે તે તેમની ૫૫ વર્ષની વયે રિટાયર થવાના ત્યારે (મને ચોક્કસ યાદ નથી) પૂજ્ય પંડિત મદનમોહન માલવીયાજી તરફથી પૂજ્ય મહાત્મા ગાંધી ની દરમિયાનગીરીથી આનંદશંકરભાઈ ને બનારસ યુનિવર્સિટીમાં કામ કરવા જવાનું નિમંત્રણ મ

તે વખતની હિંદુ યુનિવર્સિટીની સ્થિતિ જોતાં, એક વિદ્વાન હોવા ઉપરાંત તેમને ર નિયામકની જરૂર હતી. ત્યાં જુદા જુદા સ્વભાવના અનેક અધિકારીઓને શાંત રાખીને સં શાંતિથી કામ લેવાની શક્તિ ધરાવનાર પુરુષની જરૂર હતી, તે શક્તિ આનંદશંકરભાઈમાં હ હું તેમને વિનોદમાં ઘણીવાર કહેતો કે ' તમે જો કોઈ દેશી રાજ્યના દીવાન થયા હોત તો તમે કાર્યકુશળતાથી કામ કરી શકત અને બધાને સંતોષ આપી શકત.' તેમની આ શક્તિની કસે હિંદુ યુનિવર્સિટીના કામમાં થઈ તેમાં તેમણે કેવી સંતોષકારક રીતે કામ કર્યું અને બ સંતોષ આપીને યશ મેળવ્યો તે આપણને સુવિદિત છે.

આ પ્રસંગે પણ અમે બંનેએ મળીને વાતચીત કરી અને બનારસ જવું કે નહિ તે બાબ ની ચર્ચા કરી. મેં તેમને જણાવ્યું કે સંસ્કૃતનો ઊંડો અભ્યાસ અને તે વિદ્યાનું તમારું જ્ઞાન કા જવાથી આખા હિંદુસ્તાનને જાણવા મળશે. અત્યાર સુધી તમારી વિદ્યાનો લાભ માત્ર મુંબ ઈલાકાને જ મળતો અને કાશી જવાથી તે લાભ આખું હિંદુસ્તાન લઈ શકશે તેમ જ તમે કેટ વિદ્વાન છો તે પણ દુનિયા સારી રીતે જાણી શકશે. છેવટે કાશી જવાનું તેમણે સ્વીકાર્યું.

તે કાશી સારો વખત રહ્યા ત્યાં તેમની કારકિર્દી ઘણી યશસ્વી નીવડી. તેમણે ગુજરાત ગૌરવમાં વધારો કર્યો. પૂરા માન સાથે ત્યાંથી પોતાની વયને લીધે અમદાવાદ આવ્યા. કા ક્ષેત્રના તેમનાં કામ માટે તપસીલવાર અન્ય લેખકો લખશે. સ્વર્ગવાસ પહેલાં થોડી મુદત તેમણે અમદાવાદ આવી નિવાસ કર્યો. તે આપણે સૌ જાણીએ છીએ. અમદાવાદમાં તેમણે નિવા કર્યો ત્યારપછી તેમની શારીરિક શક્તિ જ્યાંસુધી સારી રહી ત્યાંસુધી અમદાવાદની જુદી જુ સંસ્થામાં ઘણી સારી સેવા તે કરતા રહ્યા અને તેમના અનુભવનો લાભ આપતા રહ્યા. થોડો વખત શ્રીભગવદ્ગીતા ઉપર પ્રેમાભાઈ હોલમાં પ્રવચન કરી સામાન્ય જનતાને પણ તેમન વિદ્યાનો લાભ તેમણે આપ્યો હતો. પરંતુ કોઈ દુર્દૈવના યોગથી તે પ્રવચનો તે પૂરા કરી શક્યા નહિ

આનંદશંકરભાઈના વિચારો જુદી જુદી દિશામાં તથા આધુનિક પ્રવૃત્તિઓ સંબંધે કેવ હતા તે સંબંધમાં બીજાઓ લખશે એમ હું માનુ છું. તેમના વિચારો સાધારણ રીતે ' વસંત ' માસિકમાં આપણને વાંચવાને મળતા. છેક નાનપણથી તે એક રૂઢિચુસ્ત બ્રાહ્મણ તરીકે ઊછર્યા હતા. ચુસ્ત બ્રાહ્મણનો ધર્મ પાળતા. બ્રાહ્મણના આચારવિચારોને માન આપતા. તે એક લક્ષ્મીવાન પિતાના એકના એક પુત્ર હતા, તેથી ખૂબ લાડ અને વૈભવમાં તે ઊછર્યા હતા. અમે જ્યારે હાઈસ્કૂલમાં અભ્યાસ કરતા ત્યારે તેમના પહેરવેશ માટે ગીચામાં ઊંચાં વિલાયતી કપડાંનો ઉપયોગ થતો. ગુજરાત કલમમાંથી જ્યારે ચા મંગાવવામાં આવતી ત્યારે તેમની ચા જર્મન સિલ્વરના પ્યાલામાં આવતી. અને ચીનાઈ પ્યાલાનો તે ઉપયોગ કરતા નહિ. એક વખત તેમના વિચારો ઉપર

જણાવ્યા મુજબના હતા, પરંતુ તેમની વિદ્યાના સંસ્કારોથી તેમનું મન વિભૂષિત થયું અને તે હંમેશ વિકાસને પાત્ર હતું. નવા સારા વિચારો ગ્રહણ કરવાને તે સદૈવ તૈયાર હતા. અને તેમની બુદ્ધિ અને વિચારો કેટલાં પ્રતિભાવાળાં હતાં તે સૌ કોઈને વિદિત છે. સ્વદેશાભિમાનની તેમની લાગણી પ્રદીપ્ત હતી. આપણે જોઈ શકયા કે અંગ્રેજી ઊંચામાં ઊંચું કાપડ છોડી, મિલનું પણ નહિ વાપરતાં પૂરા શુદ્ધ ખાદીધારી તે થયા હતા અને ધાર્મિક રૂઢિમાં હરિજન સાથે પણ આપણો સંસર્ગ હોવો જોઈએ અને તેમને અસ્પૃશ્ય ગણવા ના જોઇએ તેવા વિચાર ઉપર તે પાછળથી આવ્યા હતા. આ વિષયો મહાન છે અને તે સંબંધમાં પણ બીજાઓ લખશે એમ હું માનું છું, પરંતુ મારા એક જૂના મિત્રની મનોભાવના અને બુદ્ધિબળ કેવાં હતાં તે જણાવવાને માટે આ બે દાખલા આપી થોડા શબ્દો લખ્યા છે.

રાજકીય વિષયમાં પણ તેમના વિચારો, 'વસંત'માં આવેલા જુદા જુદા લેખોથી જણાઈ આવે છે.

તેમનો સ્વભાવ સુશીલ અને શાંત હતો. જનતાને પ્રિય થઇ પડે તેવા તેમના ગુણો હતા અને કટુવચન કહેતાં તે ક્ષોભ પામતા.

તેઓ છેવટ સુધી તેમનો સેવાધર્મ બજાવતા. તેમનું ઉપયોગીપણું ઘણું હતું. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની પ્રવૃત્તિઓને તે બહુ સારી દોરવણી આપતા, તેમ જ અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના નેતા તરીકે તે સંસ્થાના વહીવટની કોલેજોને તેમની સલાહ અને દોરવણી બહુ ઉપયોગી હતાં. પ્રભુએ તેમને વધારે આયુષ આપીને અમદાવાદ તથા ગુજરાતને તેમની સેવાનો લાભ આપ્યો હોત તો આપણને સંતોષ રહેત. પરંતુ દૈવાધીન જે ચક્ર છે તેમાં આપણે નિરુપાય છીએ. તેમના સ્વર્ગવાસથી આપણને સર્વને, તથા દેશને અને ખાસ કરીને ગુજરાતને મોટી ખોટ પડી તે ખોટ પુરાય તેવી નથી. ગુજરાતના તે એક મહાન પુત્ર હતા. તેમનું જ્ઞાન વિદ્યા તથા જીવન એક આદર્શરૂપ હતાં. તેમના ગુણોનું તથા કામનું સ્મરણ કરતાં દેશને અભિમાન આવે છે. આ પુરુષની ખોટનું સ્મરણ થતાં હૈયું ભરાઈ આવે છે.

પ્રભુ તેમના આત્માને શાંતિ આપો. આપણા ગુજરાતમાં તેવા બીજા પુરુષો પાકો અને તેમની ખોટ તેમના બે સુપુત્રો મટાડશે તેવી પ્રાર્થના કરીને મારી આ યથામતિ નોંધ પૂરી કરું છું.

ગુજરાત કૉલેજનો વહીવટ તે વખતે ગુજરાત કૉલેજ બોર્ડ કરતું હતું. અને ૧૮૯૫માં મ્યુનિસિપાલિટીનો ચૂંટાએલો સભ્ય (Elected member) થયો. આગ Municipal Election માં તે ઘણો રસ લેતા તે પ્રકરણની તપશીલથી અહીં નકામું લંબાણ થાય. મ્યુનિસિપાલિટી તરફથી કૉલેજ બોર્ડના સભ્ય (Member) તરીકે હું દાખલ થયો. તેથી એક રીતે કૉલેજ વહીવટ ચાને મંડળનો હું એક સભ્ય થયો. અને કૉલેજના કામ તથા તેના પ્રોફેસરો સાથે મારો સંપર્ક વધ્યો. તે સંસ્થાના કામકાજ માટે વધારે કંઈ લખવાની જરૂર નથી, પણ બે બાબત લખવી મને ઠીક લાગે છેઃ અને તેમાંની એક તો આનંદશંકરભાઈ તેમના મનમાં ઊંડી લાગણીથી છેવટ સુધી રસપૂર્વક યાદ રાખી રહ્યા હતા અને જુદે જુદે પ્રસંગે તે બનાવની હકીકત વિશે વાત કરતા હતા. સંસ્કૃતના પ્રોફેસરનો હોદ્દો કૉલેજમાં હંમેશાં બીજી ભાષાના પ્રોફેસરોમાં તે વખતે વધારે જવાબદારીવાળો ગણવામાં આવતો અને તે હોદ્દો ધરાવનારને Professor of Oriental Languages તરીકે ઓળખતા. ગુજરાત કૉલેજના સંસ્કૃતના પ્રોફેસરના પગારનો ગ્રેડ મારી યાદદાસ્ત પ્રમાણે રૂ. ૩૦૦ હતો તે ગ્રેડ વધારી રૂ. ૪૦૦ કરવા જોઈએ એવી મારી તેમજ કૉલેજ બોર્ડના બીજા કેટલાક મેમ્બરોની ઇચ્છા હતી, તેથી તે પ્રમાણે સંસ્કૃતના પ્રોફેસરના પગારની ગ્રેડ વધારવાની વાત બોર્ડ આગળ મૂકવામાં આવી. તે વખતે ફ્રેન્ચના પ્રોફેસર હતા, તેમણે પોતે પણ એક Second Language ના પ્રોફેસર છે અને તેથી સંસ્કૃતના પ્રોફેસર કરતાં પોતાની ગ્રેડ ઓછી ન હોવી જોઈએ અને બધી Second Languagesના પ્રોફેસરોના પગાર સરખા હોવા જોઈએ તેવા પ્રકારની દલીલ કરી. તે વખતે કૉલેજ બોર્ડમાં એક સારા આબરૂદાર શેઠ હતા, અને તેમની સાથે આ ફ્રેન્ચના પ્રોફેસરને સારો સ્નેહ સંબંધ હતો. તે શેઠને તથા તે ફ્રેન્ચ પ્રોફેસરને મારી સાથે પણ સારો સ્નેહ હતો. તે ફ્રેન્ચ પ્રોફેસર પ્રથમ મને મળ્યા અને તેમની માન્યતા મારી પાસે મૂકી. તેમને મેં જણાવ્યું કે 'સંસ્કૃત અને બીજી ભાષાનું કામ એકસરખું ગણી શકાય નહિ. અને બીજી કૉલેજોમાં બધી Second Languagesના પ્રોફેસરોના પગાર સરખા હોતા નથી, સરકારે પણ તે ભેદ સ્વીકારેલો છે, તે જવાબથી તેમને સ્વાભાવિક રીતે અસંતોષ થયો. મારા તરફથી આ જવાબ તે પ્રોફેસરને મળ્યો તે જણાવ્યા વિના તે બાદ તેમના સ્નેહી ઉપર જણાવેલા શેઠ મેમ્બરને મળ્યા. તે શેઠે બધુ સાંભળી લાગણીથી તેમને કહ્યું કે તે ખરું છે, પણ તેને અધીન થઈ કોઈપણ અયોગ્ય અગર પક્ષપાતી પગલું ભરવાને હું તૈયાર નથી. તેમણે તેમને જણાવ્યું કે અન્ય સંસ્થાઓમાં તથા Second Languagesના પ્રોફેસરો સંબંધમાં પગારમાં તથા ગ્રેડમાં શા ફેરફાર હોય છે અને શું ધોરણ પ્રચલિત હોય છે તે હું જાણતો નથી. પરંતુ મૂલચંદ તે ધારાધોરણથી વાકેફ છે; માટે તમારે મૂલચંદને વાત કરવી, તેવી સૂચના તે પ્રોફેસરને કરી અને શેઠે પોતે વાપરેલા શબ્દો ઘણા રમૂજી હોવાથી આ સ્થળે તે લખવા મારું મન પ્રેરાય છે. તે ફ્રેન્ચ પ્રોફેસરને તેમણે કહ્યું કે "અટમ સટમ અમને સમજાવવાનું નથી. મૂલચંદને તમારા કહેવાની ખાત્રી કરી આપો. આવી બાબતોમાં હું મૂલચંદના કહેવા ઉપર આધાર રાખું છું અને બોર્ડમાં મૂલચંદનુ કહેવું માન્ય થશે." આ જવાબથી ફ્રેન્ચ પ્રોફેસર નિરાશ થઈ ગયા તે લખવાની

જરૂર નથી. આ પછી આ સવાલ ચર્ચાને માટે બોર્ડ સમક્ષ આવ્યો ત્યારે ઘણો ભાગ શેઠિયાઓ સુધ્ધાંત આનંદશંકરભાઈની ગ્રેડમાં વધારો કરવા તરફ હતા. તે વખતે એક બીજા કેળવાયેલા ગૃહસ્થ બોર્ડના સભ્ય હતા તેમણે એવો વિચાર દર્શાવ્યો કે પ્રોફેસર તરીકે કામ કરવુ હોય તો Labour of Love જોઇએ અને પગાર ઉપર લક્ષ રાખવુ ન જોઈએ.' આ વિચાર દર્શાવનાર પોતે વિદ્વાન હતા પણ વિદ્યાની ઉપાસના મૂકી બીજી લાઈનમા જઇ ઊંચે હોદ્દે પહોંચી સારો પગાર અને તેથી સારા પૈસા પ્રામાણિકપણે તેમણે મેળવ્યા હતા. તેમણે આવો વિચાર બતાવ્યો તેથી હુ મારા સ્વભાવ મુજબ સહેજ ઉતાવળો થયો અને બોર્ડને જણાવ્યુ કે 'આ વસ્તુ બોલનારે પોતે તે સિદ્ધાતનો અમલ કર્યો નથી. આ ઉપરાત મે જણાવ્યુ કે વિદ્યાની સેવા કરવાની ભાવનાથી જ સારા માણસો અધ્યાપકનું સ્થાન Professorship સ્વીકારે છે, પરંતુ તે ભાવનામાં પણ મહેનતાણાનું ધોરણ એવુ હોવુ જોઈએ કે દુનિયાના વ્યવહારમા તેમની જ પંક્તિના બીજા મનુષ્યો જે પેદા કરતા હોય તેનાથી તે ઘણા જ ઊતરતા છે એમ તેમને લાગવુ ન જોઇએ.' તે વખતે મેં મારો પોતાનો જ દાખલો ટાંકયો હતો અને જણાવ્યુ હતુ કે 'ક્લાસમા આનદશંકરભાઈ હમેશા પહેલો નંબર રાખતા અને હુ ત્રીજો રહેતો. તે હાલમા પ્રોફેસરની પદવી ભોગવે છે અને હુ વકીલનો ધંધો કરું છુ અને મારા મનમા કાંઈપણ અભિમાન લાગણી બતાવ્યા વિના કહુ છુ કે એક ઊતરતો વિદ્યાર્થી એક ચઢિયાતા વિદ્યાર્થી કરતા આર્થિક પેદાશમા વધારે છે.' ટૂંકમા પ્રોફેસરોની આવક એવી જોઈએ કે તે આબરૂદાર જિંદગી સંતોષકારક રીતે ગાળી શકે. આવી ચર્ચા થયા બાદ આનંદશંકરભાઈની ગ્રેડમાં વધારો કરવાનુ નક્કી થયે આ પ્રકરણનો અંત આવ્યો હતો. આ બનાવ તેમને એટલો બધો યાદ હતો કે છેવટના ભાગમા જ્યારે તે મદવાડની અસરમા હતા ત્યારે આનદશંકરભાઈ ડાંપમા ફરવા આવતા અને તેમના દીકરા પણ તેમની સાથે હતા ત્યારે અને એક વખત હુ જ્યારે તેમને ત્યા મળ્યો ત્યારે તેમણે મને કહ્યું કે કૉલેજ બોર્ડના પેલા બનાવની વાત ભાઈને કહી બતાવો. એ પ્રમાણે આ બનાવનુ સ્મરણ રસપૂર્વક રાખી રહ્યા હતા

આ પ્રમાણે કેટલોક વખત પમાર થયા પછી છેવટે મારી યાદદાસ્ત પ્રમાણે સને ૧૯૦૯-૧૦મા ગુજરાત કૉલેજ સરકારને સુપરત કરવામા આવી અને કૉલેજ બોર્ડનો વહીવટ પૂરો થયો. વહીવટ સોપી દેતી વખતે બોર્ડે ઠરાવ પસાર કરીને એક કરાર સરકાર સાથે કરેલો કે ગુજરાત કૉલેજમા જે પ્રોફેસરો તે વખતે હતા તેમને સરકારે કાયમ કરવા અને સરકારી નોકરીમા લઈ લેવા બીજા કરાર પણ થયા હતા, પરંતુ તેના ઉલ્લેખની આ સ્થળે જરૂર નથી

ગુજરાત કૉલેજ સરકારને સુપરત થયા બાદ થોડા વખત પછી આનંદશંકરભાઈ મુંબઈમાં એલ્ફિન્સ્ટન કૉલેજના પ્રોફેસર નિમાયા અને મુંબઈ ઈલાકાના મુખ્ય શહેરમા એક ગુજરાતી વ્યક્તિ સંસ્કૃત વિદ્યામા કેવા નિષ્ણાત હતા તે જાણવાની મુંબઈની જનતાને તક મળી. પ્રોફેસર તરીકે જ્યારે તે કામ કરતા હતા તે વખતે યુનિવર્સિટીના કામમા તે કેટલો રસ લેતા તે સૌને સુવિદિત છે કેળવણીના મહાન પ્રશ્નોના તે અભ્યાસી હતા જૂના ધોરણોમા કેટલે અંશે ફેરફારની જરૂર છે તેના ઉપર તે સતત લક્ષ રાખતા.

## સ્વ. ગુરુ ડૉ. આનંદશંકર ધ્રુવ

### માનનીય શ્રી. ગણેશ વાસુદેવ માવલંકર

**ગુજરાતમાં** તેમ જ સમગ્ર ભારતવર્ષમાં જૂની સંસ્કૃતિના અભિમાની અને ઉપાસક, સંસ્કૃતજ્ઞ, શિક્ષણશાસ્ત્રવિશારદ એવા જે કોઈ થોડા શ્રેષ્ઠ પુરુષો છે, તેમાં સ્વ. ગુરુવર્ય આનંદશંકરભાઈની આગળ પડતી ગણના થાય છે. મંગળવાર તા. ૭ એપ્રિલ ૧૯૪૨ને રોજ બપોરે ૩-૫૫ વાગે તેઓ દિવંગત થવાથી સરસ્વતી દેવીના હારમાંનું ગુજરાતનું એક અમૂલ્ય રત્ન ખરી પડ્યું, ભારતના વિદ્વાન મંડળમાંનો એક દીપક બુઝાઇ ગયો. સ્વ. ગુરુવર્ય આનંદશંકરભાઇનો જન્મ ગુજરાતમાં થયો એટલું જ, પણ સંસ્કૃતિથી, મનથી, વર્તનથી તેઓ સર્વથા ભારતવર્ષીય જ હતા. સંકુચિત પ્રાંતીયતા અને પ્રાંતભેદનો તેમને કદી પણ સ્પર્શ થયો ન હતો.

ગુરુવર્ય આનંદશંકરભાઇનો અને મારો પ્રથમ પરિચય ૧૯૦૫ની શરૂઆતમાં જ્યારે હું ગુજરાત કૉલેજમાં પ્રિવિયસ (First Year Arts)ના વર્ગમાં દાખલ થયો ત્યારે થયો. તેઓ સંસ્કૃતના પ્રાધ્યાપક (પ્રોફેસર) હતા. માથા ઉપર વાળ ન રાખતા. સુંદર ઘેરાવવાળી, ગાયની ખરી જેટલી ધારીવાળી મોટી અને લાંબી ચોટલી, કપાળ ઉપર ચંદનનું ટીલું, નિત્યે ધોતિયું અને એસ, ગુજરાતી અમદાવાદી પાઘડી, તેજસ્વી અને પ્રસન્ન મુદ્રામૂર્તિ જોઇને જ આદર ઉદ્ભવે તો પછી પરિચય થયા પછી તો ખરેખર જ પૂજ્યભાવ ઉત્પન્ન થાય એમાં તો લેશમાત્ર પણ શંકા નથી. એમના વિદ્યાર્થી થવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું એનું મને હંમેશાં ગૌરવ રહ્યા કરે છે. અર્થાત્ હું એમની પાસેથી કાંઇ વિશેષ મેળવી શક્યો નહિ, તે એ મહાન સાગરનો દોષ નથી, પણ નાનું વાસણ લઇ જનારનો જેવો દોષ તેવો જ મારો હતો. B. A. માટે સંસ્કૃત ઐચ્છિક વિષય ન લેતાં મેં Physics અને Chemistry (પદાર્થવિજ્ઞાન અને રસાયનશાસ્ત્ર) એ વિષયો લીધા, તો પણ તે વખતે B. A.માં સંસ્કૃત—બીજી ભાષા તરીકે—લેવી જ પડતી, તેથી ગુરુવર્ય આનંદશંકરભાઇ સાથે પરિચય દૃઢ થતો ગયો. ગુજરાત કૉલેજમાં હું કુલ પાંચ વર્ષ સુધી હતો, ૧૯૦૫ની શરૂઆતથી ૧૯૦૯ સુધી ચાર વર્ષ વિદ્યાર્થી અને એક વર્ષ દક્ષિણા-ફેલો. આ પાંચે વર્ષમાં બીજા વિદ્યાર્થીઓના પ્રમાણમાં મારો તેમની સાથે પરિચય કાંઇક વધારે હતો. એક કારણ તો એ કે બીજાઓના પ્રમાણમાં મારું સંસ્કૃતનું જ્ઞાન વધારે સારું અને કૉલેજમાંના "વિવાદ મંડળ", "વિદ્યાર્થી મંડળ", વગેરે ચળવળોમાં હું હોઉં એટલે સને ૧૯૦૮માં તે કૉલેજ સરકારી નહોતી, ત્યારે તેઓ કૉલેજના આચાર્ય (પ્રિન્સિપાલ) હતા.

ગુરુવર્ય આનંદશંકરભાઇ વિદ્યાસાગર હતા. ઉત્તમ ભણાવે. વિદ્યાર્થીઓની સાથે મળતાવડા અને મીઠો સ્વભાવ. આ સાથે તેઓ ઉત્તમ વ્યવહારજ્ઞ પણ હતા. આ બધા સદ્ગુણોને લીધે એમના વિશે પ્રેમ, આદર, પૂજ્યભાવ આવે. પણ મહારાષ્ટ્રિય એટલે મને સંસ્કૃત ઉચ્ચારો વિશે

જે અભિમાન પોતાને માટે થાય, એમાં પણ તેઓ મહારાષ્ટ્રિયોના ગુરુ શોભે એવા હતા તેથી વિશેષ આદર ઉદ્ભવે. બી. એ. ના વર્ગમાં "કાવ્યપ્રકાશ" શિખવાડતાં ચિત્રકાવ્યનો દાખલો આપવાનો એટલે "मिद्यादुद्यद्दुद्दारदर्दुरदरी......" વગેરે શ્લોક આવ્યો. વર્ગમાંના દરેકને ઊભા કરીને "વાંચો" એમ કહેવા લાગ્યા. મારો વારો આવ્યો ત્યારે બોલ્યા, "બેસો, પછી કહું ત્યારે તમે વાંચજો." આખા વર્ગનો પ્રયત્ન પૂર્ણ થયો ત્યારે છેવટે મને કહ્યું, "માવળંકર, તમે આ શ્લોક આખા વર્ગમાં વાંચી બતાવો." હું તે ભૂલ રહિત અને બરાબર બોલ્યો. એમણે બહુ પ્રેમથી મારું કૌતુક કરીને અભિનંદન કર્યું અને "આવા ઉચ્ચાર જોઈએ અને એમ બોલાવો જોઈએ" એમ એમણે વર્ગને કહ્યું. મહારાષ્ટ્રિયોના સંસ્કૃત ઉચ્ચાર તેમને ગમે.

તેમની શુદ્ધ અસ્ખલિત સંસ્કૃત વાણી વિશે મેં સાંભળેલી એક હાસ્યકારક વાત કહું. બી. એ. ના તેઓ સંસ્કૃતના પરીક્ષક હતા. પરીક્ષા મુંબઈમાં હતી. પ્રશ્નપત્રિકામાં થોડીક છાપખાનાની ભૂલો સુધારવા માટે તેઓ પરીક્ષાના મંડપમાં આવ્યા. તેમને જોઈને, તેમનો ગૂજરાતી પોશાક જોઇને, પોતાના ઉચ્ચારો વિશે અભિમાન ધરાવતા મહારાષ્ટ્રિય વિદ્યાર્થીઓ કાંઈક મઝાકમાં સ્મિત કરીને એક બીજા સામે જોવા લાગ્યા. હવે ગૂજરાતી ઉચ્ચારોની મશ્કરી કરવા જેવુ સાંભળવા મળશે એવી અપેક્ષા. પણ ગુરુવર્ય આનંદશંકરભાઈએ વાચવાની શરૂઆત કરી એટલે તરત જ બધા પોતાની જગ્યાએ માથું નીચે નમાવી સાભળતા જ રહ્યા. ઉચ્ચારોમા મહારાષ્ટ્રિયો જ શ્રેષ્ઠ એ ભૂલ છે એમ તેઓની સમજમાં આવ્યુ અને તેઓ તરત જ ભોંઠા પડી ગયા

ગુરુવર્ય આનંદશંકરભાઈને બધા ભારતીય વિદ્વાનો વિશે, દેશભક્તો વિશે બહુ આદર હતો. ગમે ત્યારે તેઓ કોઈના દોષ ન કહેતાં માત્ર ગુણ હોય તેટલા જોતા અને ગૌરવ કરતા.

તેમનો જન્મ ઇ. સ. ૧૮૬૯ (સંવત-૧૯૨૫ ના માઘ માસમાં), ૨૨ મી જાન્યુ. સોમવારના થયો હતો. તેઓ જાતે વડનગરા નાગર ગૃહસ્થ હતા. પિતાના એકના એક પુત્ર હતા. તેમના પિતાશ્રી ધર્મનિષ્ઠ અને જૂની પદ્ધતિથી રહેનારા હતા. ગુરુ૦ આનંદશંકરભાઈને આ આનુવંશિક સંસ્કાર મળેલા હતા.

શિક્ષણ નાનપણથી જ ગામડાની નિશાળ પ્રમાણે ગૂજરાતી શાળામા શરૂ થયુ. યુનિવર્સિટીમાં મેટ્રિકની પરીક્ષામા બીજો નબર મેળવ્યો સ્વ. પ્રા. આબાજી વિષ્ણુ કાથવટે અને સ્વ. વે. શા. સં. ભાસ્કરશાસ્ત્રી આ તેમના ગુરુજનોમાના. સંસ્કૃત અધ્યયન તેમણે જૂની અને નવી બન્ને રીતે કર્યું હતું. એમના પિતાને સંસ્કૃતનો શોખ બહુ અને પોતાનો છોકરો ઉત્તમ સસ્કૃતજ્ઞ પંડિત થાય માટે એમણે જુદા જુદા પંડિતો પાસે તેમને (ગુરુ૦ આનંદશંકરભાઇને) રાખીને અધ્યયન કરાવ્યું. પ્રા. કાથવટે આધુનિક પદ્ધતિથી ભણાવનારા એમના ગુરુ, ત્યારે વે. શા. સં. ભાસ્કરશાસ્ત્રી, મિથિલાપુરીના સુપ્રસિદ્ધ વિદ્વાન બંધુદ્વય બચ્ચા ઝા અને મૃદુનાથ ઝા વગેરે એમને જૂની પદ્ધતિથી શિખવાડનારા ગુરુ.

બી. એ. ની પરીક્ષા તેઓ ગૂજરાત કોલેજમાંથી પાસ થયા. આગળ અનુક્રમે એમ. એ.

અને એમ.એ. થયા પ્રો કાથવટેનું ગૂજરાત કૉલેજમાંથી સ્થળાન્તર થવાથી એમની જગાએ ૧૮૯૩ માં ગુરુ૦ આનંદશંકરભાઈની સંસ્કૃતના અધ્યાપક તરીકે નિમણૂક થઈ ત્યાંથી લગભગ ૧૯૨૦ સુધી તેઓ ગૂજરાત કૉલેજમાં જ સંસ્કૃતના પ્રાધ્યાપક હતા એલ્ફિન્સ્ટન કૉલેજમાં તે જ અરસામાં તેમની બદલી થઈ, પણ તે જ વખતે તેના કરતાં પણ વિશાળ ક્ષેત્રમાં જવાનો તેમનો યોગ હતો બનારસ હિંદુ યુનિવર્સિટીના જનક ભારતભૂષણ પંડિત મદનમોહન માલવીયને તે યુનિવર્સિટી માટે એક ઉત્તમ શિક્ષણજ્ઞ અને હિંદુ સંસ્કૃતિનો નીવડેલો વિદ્વાન જોઈતો હતો. સ્વર્ગસ્થ ન્યા. મૂ. લલ્લુભાઈ શાહ અને મહાત્મા ગાંધીજી આ બન્નેએ પંડિતજીને ગુરુ૦ આનંદશંકરભાઈનું નામ સૂચવ્યું અને નાનકડા કૉલેજના ક્ષેત્રમાંથી વિશ્વવિદ્યાલયના—હિંદુ વિશ્વવિદ્યાલયના—વિશાળ ક્ષેત્રમાં તેમનું ૧૯૨૦ થી પદાર્પણ થયું ત્યાં એમણે ઉપકુલગુરુ ( Pro-Vice-Chancellor ) તરીકે લગભગ ૧૬ વર્ષ સુધી અવિશ્રાંત શ્રમ કરીને સુંદર કાર્ય કર્યું એ હિંદુ વિશ્વવિદ્યાલયના ઇતિહાસમાંથી કદી ભુંસાશે નહિ

ત્યાંથી નિવૃત્ત થઈને સને ૧૯૩૫ માં તેઓ અમદાવાદ આવ્યા અમદાવાદમાં એક વિશ્વવિદ્યાલય જોઈએ એવી તેમની તીવ્ર ઇચ્છા હતી આ વિશ્વવિદ્યાલય ફક્ત સિક્કા આપનારું નહિ પણ સાંસ્કૃતિક પ્રગતિ, પ્રાચ્ય વિદ્યા સંશોધન વગેરે કરવા માટે કાર્યક્ષમ થાય એવું શિક્ષણ તેમને જોઈતું હતું હિંદુ વિશ્વવિદ્યાલયનો અનુભવ હતો જ. રાષ્ટ્રિય શિક્ષણનો પણ વિચાર એમણે બહુ કર્યો હતો અધ્યાપનનું કાર્ય પણ બહુ કર્યું હતું ગૂજરાતની વિશ્વવિદ્યાલયની રૂપરેખા અને ભાવી ધોરણ આંકવા તેમના પ્રમાણમાં બધી રીતે યોગ્ય એવો બીજો કોઈ પુરુષ નહોતો

તેમના અવસાનથી ગૂજરાત વિશ્વવિદ્યાલયના કાર્યમાં પડેલી ખોટ નાબૂદ કરવી અશક્ય છે આ વિશ્વવિદ્યાલય સ્થાપવાની કલ્પના બહુ જૂની છે ગુરુ૦ આનંદશંકરભાઈના આગમનથી તેને વધારે વેગ મળ્યો હતો "આવું વિશ્વવિદ્યાલય" સ્થાપવું એ જ તેમની એક રીતે "ઉત્તમ સ્મૃતિ" આ વિચારનું પ્રેરક બળ પણ તેમનું મળશે અને વિશ્વવિદ્યાલયની કલ્પનાનું મૂર્તિસ્વરૂપ થોડા જ વર્ષોના કાળમાં આપણને દેખાશે એવી આશા રાખીએ

અહીં બ્રહ્મચારી વાડી નામની એક સંસ્થા છે હિંદુ સંસ્કૃતિ, તત્ત્વજ્ઞાન, શાસ્ત્રો વગેરેનો પુનરુદ્ધાર, સંસ્કૃત વિદ્યાનું અધ્યયન અધ્યાપન, પુનરુજ્જીવન વગેરે આ સંસ્થાના ઉદ્દેશ છે બદલાયેલા સંજોગો અનુસાર આ સંસ્થાએ નવા ધોરણથી કાર્ય કરવું જોઈએ માટે ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીને ૧૯૩૦ થી ૧૯૩૫ સુધી કોર્ટમાં જૂના ટ્રસ્ટી સાથે વાદવિવાદ કરીને નવી યોજના મંજૂર કરી લેવી પડી આ યોજના પ્રમાણે પાંચ જણનું કાર્યવાહી મંડળ કરવાનું હતું ગુરુવર્ય આનંદશંકરભાઈ બનારસથી નિવૃત્ત થઈને આવવાના હતા એટલે આ મંડળનું અધ્યક્ષપદ તેમના માટે રાખવું એવો વિચાર કરીને કાર્યવાહી મંડળની ચૂંટણી કરી તેઓ આવે ત્યાંસુધી કામચલાઉ અધ્યક્ષ મારે થવું એવો મિત્રોનો આગ્રહ હતો, તેથી મેં તે સૂચના માન્ય કરી, અને ગુરુવર્ય આવ્યા પછી મારા અધ્યક્ષપદનું રાજીનામું સ્વીકારવા માટે તેમને વિનતી કરી તે મારું સાંભળે જ નહિ અને મને પૂછે પણ નહિ હું અધ્યક્ષ અને તેઓ કાર્યવાહીના સભ્ય એટલે

મને તો એ વિચિત્ર લાગે અને પેટમાં સળવળે. બ્રહ્મચારી વાડી સમિતિનું મુખ્ય કાર્ય એટલે શૈક્ષણિક કાર્યક્રમ આંકવો, સંસ્કૃત પાઠશાળા વિશે અભ્યાસક્રમ, પંડિત વર્ગની પસંદગી, સાંસ્કૃતિક અને તત્ત્વજ્ઞાનના મુદ્દાઓ વિશે સૂચના વગેરે કાર્ય કરવા સારુ તેમના સિવાય કોણ અધિકારી? પણ ગમે તે થાય, અધ્યક્ષપદ ન જ સ્વીકારે. ઊલટું મને જ અધ્યક્ષ તરીકે રાખવાનો આગ્રહ તેમનો હતો. "આપ ગુરુસ્થાને, વડીલ, આપે અધ્યક્ષપદ સંભાળવું જોઈએ; હુકમ કરવા, અમે બને તેટલું કરીશું જ" એમ મારું કહેવું, પણ એમણે પોતાનો આગ્રહ છોડયો નહિ; ફક્ત સાદા સભ્ય જ રહ્યા. અને કામ માત્ર તેમણે બધું કર્યું. કેટલો શિષ્યપ્રેમ, મનની કેવડી મોટાઈ! ફક્ત કામ સામે નજર. "બ્રહ્મચારી વાડીની સાધન સામગ્રી ગોઠવવા માટે તમે જ હોવા જોઈએ. શૈક્ષણિક અંતર્વ્યવસ્થા હું જોઈશ. બહારની ગોઠવણ તમે કરો," આ તેમનો મુખ્ય મુદ્દો. ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીના તેઓ પ્રમુખ હતા, પણ સાહિત્યિક કામોમાં તેમ જ બીજી બાબતોમાં તેમના હાથ નીચે અથવા તેમની સાથે રહીને કાર્ય કરનારને સંપૂર્ણ છૂટ—એટલું જ નહિ પણ ઊલટું પ્રોત્સાહન. અમદાવાદ એજ્યુકેશન સોસાયટીની બાબતોમાં પણ આ જ પ્રકાર. દિશા-સૂચન કરાવવાનું, ચર્ચા કરવાની, પોતાના વિચારો માંડવાના, પણ બધું કરવા માટે હું અમુક અધિકાર ઉપર હોવો જોઈએ એવો આગ્રહ નહિ. ઊલટું "આ બધું તો હું કરીશ જ અને કરવું જ જોઈએ. તેને અમુક અધિકારનું સ્થાન શા માટે જોઈએ" એવો યુક્તિવાદ. આ બધું બીજા કરે તેમ કરવાનું. "न धरीं शस्त्र करीं मी, गोष्ठी सांगेन युक्तिच्या चार" (હું હાથમાં શસ્ત્ર નહિ ધરું અને યુક્તિની ચાર વાતો કહીશ) આ કામનો પ્રકાર ! વારુ.

બનારસથી અમદાવાદ આવ્યા પછી તેમણે પોતાનો બધો વખત શૈક્ષણિક, સાહિત્યિક અને સાંસ્કૃતિક પ્રગતિ માટે કામ કરનારી સંસ્થાઓનો ઉત્કર્ષ સાધવામાં ગાળ્યો. ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી, ગૂજરાત સાહિત્ય સભા, અમદાવાદ એજ્યુકેશન સોસાયટી, ઉચ્ચ વિદ્યા વિષયની (Research and Post-Graduate) શાખા વગેરે સંસ્થાઓના તે પ્રમુખ હતા. હું વિદ્યાર્થી હતો ત્યારે તેમના પરિચયનો લાભ મળ્યો હતો અને આ ૬–૭ વર્ષમાં તેમનો નિકટ પરિચય થતાં તેમના હાથ નીચે અને તેમની પ્રેરણાથી ગૂ. વર્નાક્યુલર સોસાયટી, એજ્યુકેશન સોસાયટી વગેરે કાર્યક્ષેત્રોમાં સેવા કરવાનું સુભાગ્ય મને મળ્યું એ એક મોટી ઐશ્વરી જ કૃપા હું સમજું છું.

તેમનો ગૃહસ્થાશ્રમ બહુ જ થોડો ચાલ્યો હતો. સને ૧૮૮૨ મા—૧૪ વર્ષની ઉમરે—તેમનો પ્રથમ વિવાહ થયો. તેમના ઘરના જૂના રીતરિવાજો જોતાં આમાં આશ્ચર્યનું કાંઈ કારણ નથી. તે વખતની લોકપદ્ધતિ પ્રમાણે આ થયું. ૮ વર્ષ પછી તેઓ વિધુર થયા—સને ૧૮૯૧ માં (૨૩ વર્ષની ઉમરે) તેમનો દ્વિતીય વિવાહ થયો. ૧૯૦૩ મા દ્વિતીય પત્ની પણ અવસાન પામ્યાં. ૩૪ વર્ષની ઉમરે વિધુર થયા. આ વિવાહથી તેમને એક કન્યા અને બે પુત્ર એમ ત્રણ બાળકો થયાં હતાં. તેમણે ફરીથી વિવાહ ન કર્યો. ૩૪ વર્ષની ઉમરથી આમરણ વિધુરાવસ્થામાં રહી તેમણે અધ્યયન અધ્યાપનનું જ કાર્ય કર્યું. કેટલા મહાન અને મનોનિગ્રહી ! તે વખતે

તેમણે તૃતીય વિવાહ કર્યો હોત તોપણ તે "લોકવિરુદ્ધ" થયું ન હોત. તેમના બન્ને પુત્ર વિદ્વાન અને સદ્ગુણી છે. વડીલ પુત્ર પ્રો. ધ્રુભાઈ ઑક્સફર્ડમાં શિક્ષણ લઈને આવ્યા છે, અને હમણાં ગૂજરાત કૉલેજમાં ઇંગ્લિશના પ્રાધ્યાપક છે બીજા પુત્ર શ્રી પ્રફુલ્લાદભાઈ M. A., LL. B છે અને મુંબઈમાં છેલ્લાં કેટલાંક વર્ષોથી વકીલાત કરનારા તરફ઼ ગૂજરાતી વકીલોપૈકી એ એક છે. ન્યાયમૂર્તિ દિવેટિયા ગુરુવર્ય આનંદશંકરભાઈના જમાઈ થાય આ આખું જ કુટુંબ સંસ્કારી, મળતાવડું, ભીરુ સ્વભાવનું અને પિતાને શોભા આપે એવું જ છે.

ગુરુવર્યની સાહિત્યસેવા અપ્રતિમ છે. તેમનો સર્વ લેખનવ્યવસાય ગૂજરાતીમાં જ છે શુદ્ધ ગૂજરાતી ભાષા અને વિચારોનું ઉત્તમ મંડાણ આ ગુણ તો ખરા જ, પણ ગુરુવર્ય એટલે માત્ર માહિતીનો જ ભંડાર હતા એમ નહિ, પણ માહિતી સાથે સાથે સમર્થ ચિંતક (Thinker) પણ હતા. તેમનું લેખન વિચારપ્રવર્તક હતું. પ્રસિદ્ધ ગૂજરાતી સાહિત્યકાર સ્વ મણિભાઈ નભુભાઈના 'સુદર્શન' નામના સામયિકમાં પ્રથમ તેઓ લખતા સ્વ. મણિભાઈના મૃત્યુ પછી થોડાંક વર્ષો તેમણે તે ચલાવ્યું હતું પછી ૧૯૦૨ માં તેમણે 'વસંત' નામનું માસિક શરૂ કર્યું અને તે ૧૯૩૮—૩૯ સુધી નિયમિત રીતે ચલાવ્યું. આ માસિકે ગૂજરાતી ભાષાની અને સાહિત્યની અપૂર્વ સેવા કરી છે કલકત્તાના Modern Review માસિક પ્રમાણે આ ચાલતું હતું એમ કહીએ એટલે 'વસંત'ની યોગ્યતાની કલ્પના આવશે

સને ૧૯૨૦ માં ગૂજરાતી સાહિત્ય પરિષદની બેઠક મળી તેના તેઓ સ્વાગતાધ્યક્ષ હતા. ૧૯૨૮ માં ૯ મી ગૂજરાતી સાહિત્ય પરિષદના તેઓ અધ્યક્ષ હતા મદ્રાસમાં ભરાયેલી ૪થી તત્ત્વજ્ઞાન કૉંગ્રેસ (Philosophical Congress) ના તેઓ પ્રમુખ હતા તે પૂર્વે બનારસમાં ભરાયેલી બીજી કૉંગ્રેસના હિંદી વિભાગના અધ્યક્ષ હતા હિંદુસ્તાનની બધી યુનિવર્સિટીઓના મંડળના તેઓ ૧૯૩૩ માં પ્રમુખ હતા આવા પ્રકારના મહત્ત્વના અને વિદ્વત્પરિષદોના અધ્યક્ષત્વનું માન તેમને મળ્યું હતું, ત ઉપરથી તેમની વિદ્વત્તા અને વિદ્વાન લોકોમાં માન દરજ્જો કેટલો ઉચ્ચ હતો તેની કલ્પના આવશે

ગુરુવર્યને જ્ઞાનાર્જન અને વાચનનું જબરદસ્ત વ્યસન હતું ગમે તે નવી સુંદર ચોપડી તેમણે લીધી ન હોય અને વાચી ન હોય એવું મને જ નહિ તેમણે જે કાંઈ ધન પ્રાધ્યાપક તરીકે મેળવ્યું તેનો વિનિયોગ ગ્રંથસંગ્રહ કરવામાં જ થયો તેમનો ગ્રંથસંગ્રહ અણમૂલો છે. પૈસાથી તેની કીમત કરવી યોગ્ય નથી આ આખો ગ્રંથસંગ્રહ લોકોપયોગ માટે સાર્વજનિક સંસ્થાઓને આપવો એમ તેમનો વિચાર હતો. તે વિચારને અનુસરીને તેમના સુપુત્રો આ અમૂલ્ય ધન લોકોને અર્પણ કરવાના છે એ કહેવામાં આજે જો હું ખાનગી વાત જાહેર કરું છું એમ કોઈ કહે તોપણ તે ખાનગી જાહેર કરવાને ક્ષમા જ મળશે[1]

તેમનું લેખન વિશાળ હતું હજાર ૯–૧૦ ગ્રંથો થાય એટલું તેમનું લેખન છે "કાવ્ય-

[1] માન્ય. શ્રી ગ વા માવલંકરનો આ લેખ લખાયા પછી તરત જ એ સમગ્ર ગ્રંથસંગ્રહ ગૂજરાત

તત્ત્વવિચાર" અને "સાહિત્યવિચાર" નામે તેમના કેટલાક લેખોનો સંગ્રહ કરીને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ બે ગ્રંથ પ્રસિદ્ધ કરેલા છે. બીજા કેટલાક લેખોનો સંગ્રહ "દિગ્દર્શન" શીર્ષક હેઠળ પ્રસિદ્ધ થનાર છે.[2] "આપણો ધર્મ"[3] નામથી એકત્રિત કરેલો લેખસંગ્રહ સંપાદન કરીને છાપવાનું કામ જલદી જ પૂરું થવા આવ્યું છે. આ સિવાય રાષ્ટ્રિય શિક્ષણ, અસ્પૃશ્યતા-નિવારણ, સ્વદેશી વગેરે અનેક વિષયો ઉપર 'વસંત'માંથી પ્રસંગોચિત લેખ પ્રસિદ્ધ થયેલા છે. બધા જ ચિંતનીય છે. સર્વત્ર વિચારપ્રવાહ સ્વતંત્ર છે. મહાત્મા ગાંધીજી વિશે અત્યંત પ્રેમ અને આદર હોઈ, જ્યાં જ્યાં મતભેદ થયો ત્યાં ત્યાં તેમણે તે વિનયયુક્ત પણ સંકોચ વગરની ભાષામાં વ્યક્ત કરેલો છે.

ગુરુવર્ય વ્યવહારજ્ઞ હતા અને લોકોમાંના બધાઓનો—તવંગરથી ગરીબ પર્યંત બધાનો—તેમના ઉપર વિશ્વાસ હતો. ૧૯૧૮ માં મિલમાલિકો અને અમદાવાદ મજૂર સંઘ એ બેમાં મતભેદ થતાં મજૂરોએ મોટો સંપ કર્યો. સંપની આગેવાની મહાત્મા ગાંધીજી પાસે હતી. મિલ-માલિકોના આગેવાન શેઠ અંબાલાલ સારાભાઈ—અમદાવાદના પ્રખ્યાત ઉદ્યોગપતિ—હતા. ગુરુવર્ય આનંદશંકરભાઈને પંચ તરીકે ચૂંટવામાં આવ્યા હતા અને બન્ને પક્ષોને માન્ય એવો ન્યાય તેમણે આપ્યો હતો. આ ઉપરથી તેમની વ્યવહારજ્ઞતા, ન્યાયપટુત્વ અને લોકપ્રિયતા સ્પષ્ટ થાય છે.

ગુરુવર્ય જૂની સંસ્કૃતિના અનુભવી, જૂના રીતરિવાજોમાં નાનપણથી મોટા થયેલા, જૂના રીતરિવાજોથી રહેનારા, પણ તે સાથે જ "पुराणमित्येव न साधु सर्वम्" નું ભાન રાખનારા હતા. ઘરમાં રોજ પ્રાતઃસ્નાન કરી, શુદ્ધ અને પવિત્ર બની દેવપૂજા, ભાગવતગ્રંથવાચન વગેરે કરતા. બીજાઓના હાથનું ભોજન વર્જ્ય, પણ આગળ જતાં પ્રવાસના પ્રસંગો આવવાથી કાશી ક્ષેત્રમાં નિવાસ થયો, ત્યારે જમણના કડક નિયમો ઢીલા કર્યા. અર્થાત્ નિયમોના મૂળમાંની શુદ્ધતાને છોડી નહિ તે ખાદીભક્ત હતા, અસ્પૃશ્યતાનિવારણને અનુકૂળ હતા. છોકરાને વિદ્યાભ્યાસ માટે વિલાયત મોકલ્યો તે કાંઈ મોટી નોકરી મળે માટે નહિ, એ તો માત્ર વિદ્યાર્જન માટે જ. તેમની વિચારમાળા રહસ્યગ્રાહક અને પ્રાગતિક હતી.

પોતાના ઘરના દેવાલય પાસે, ઈશ્વર સામે દૃષ્ટિ રાખીને દેવની સાંનિધ્યમાં પોતાનું મૃત્યુ આવે એવી ઇચ્છા. તે પ્રમાણે છેવટે એક દિવસ અગાઉથી જ તેમણે સૂચના કરી હતી! મૃત્યુને તે શાંતિથી અને નિર્વિકારપણે ભેટ્યા. મંગળવાર તા. ૭ ને રોજ બપોરે તેઓ મૃત્યુ પામ્યા. રવિવાર તા. ૫ ને રોજ રાત્રે હું તેમને મળ્યો. મને આશિષ આપી. અવાજ ઊંડો જતો

વર્નાક્યુલર સોસાયટીને અર્પણ થઈ ગયો છે, અને આજે રૂપ મોટાં કબાટોમાં એ સંગ્રહ સુરિક્ષત છે, એ ઉપરથી એ સંગ્રહની વિશાળતાનો ખ્યાલ આવી શકશે. —સંપાદકો

૨. ત્રીજો ગ્રંથ "દિગ્દર્શન" એ મથાળે ગયે વર્ષે છપાયો છે અને ચોથો "વિચારમાધુરી" છપાય છે. —સંપાદકો

૩. આ ગ્રંથ પણ ગયે વર્ષે જ છપાઈ ગયો છે. —સંપાદકો

હતો. થોડો વખત થોભીને તેમને વધારે તસ્દી ન પડે માટે "જઉં છું, આવતી કાલે સવારે આવીશ જ", એમ મેં કહ્યું. જરાક સ્મિત વદનથી બોલ્યા, "જરૂર આવો." મેં કહ્યું "સાંજે પણ આવીશ જ", ત્યારે બોલ્યા "સાંજનું ચોક્કસ ન કહેવાય." મૃત્યુ નજીક અને સામે છે એ જોયું છતાં પણ તેમની ભાવનાઓ સ્થિર હતી, મુદ્રા શાંત હતી. "પરમ દિવસે બે વાગ્યે છૂટો થઈશ" એમ અસ્પષ્ટ બોલ્યા. બેને બદલે ૩–૫૫ વાગ્યે પ્રાણોત્ક્રમણ થયું. ઘરના દેવાલય પાસે, ઈશ્વરનું સ્મરણ અંતરાત્મામાં કરતા કરતા! ધન્ય તેમનું જીવન. તેમના સ્મરણથી પણ ધન્યતા લાગે છે.

"**વસંત**"—રજત–મહોત્સવને વખતે મહાત્મા ગાંધીજીએ મોકલેલા સંદેશામાં તેમણે ગુરુવર્ય આનંદશંકરભાઈનું વર્ણન થોડામાં પણ યથાર્થ કર્યું છે. તે આપીને આ સ્મરણાંજલિ તેમને અર્પણ કરું છું.

"આનંદશંકરભાઈ સુધરેલા અને સનાતનીની વચ્ચે એક સુંદર પૂલ છે. તેની ઉપર આવ જા કરીને સહુ એક બીજાની ભેટ કરીએ છીએ. ભારતભૂષણ માલવીજીને આપણે આનંદશંકરભાઈને આપ્યા તેના કરતાં વધારે સારી ભેટ ન કરી શકત. પ્રાચીન અને અર્વાચીનનો ઠીક મેળ તેઓ સાધી રહ્યા છે."

---

૧ મૂળ "समाजपत्रिका–(૧૯૪૨ એપ્રિલ)મા છપાયેલા મૂળ મરાઠી લેખનો તેમના ચિરંજીવી નરહરિએ ગૂજ. અનુવાદ આ કરેલો તે અહીં છપાવવામા આવ્યો છે. —સંપાદકો

# આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવ

**લેડી વિદ્યાબહેન ર. નીલકંઠ**

**સ્વ. આનંદશંકરભાઈ** અમદાવાદના વડનગરા નાગરજ્ઞાતિના હોઈ બાલપણથી તેઓ અમને સહુને જાણીતા હતા. જોકે તેમનો અંગત પરિચય પ્રથમ બિલકુલ નહોતો. તેમના પિતાશ્રી પ્રખર ધર્મચુસ્ત છે, એમ અમે જાણતાં હતાં અને એ વાતાવરણમાં સ્વર્ગસ્થ ઓતપ્રોત થયેલા. મારા માતામહ સ્વ. રા. બ. ભોળાનાથ સારાભાઈ (દિવેટીયા)નું કુટુંબ સુધારકમાં લેખાતું એટલે અને બંને કુટુંબો જ્ઞાતિનાં આગેવાન ગણાતાં હોવાથી કંઈક પ્રતિસ્પર્ધીનો ભાવ ઘરમાં કાયમ રહેતો એવી યાદ છે. સ્વ. ભીમરાવ ભોળાનાથ—પ્રોફેસર વીરમિત્ર દિવેટિયાના પિતા તે સ્વ. આનંદશંકરનાં બહેન સાથે પરણેલા. એટલે વીરમિત્ર તેમનાં ભાંડુઓ તેમ જ માતાને લીધે ઘણી વાતો એકબીજાની જાણવામાં આવતી અને તે પર ચર્ચાઓ પણ થતી. સ્વર્ગસ્થની પ્રથમ પીઢી સંબંધે આ કથન છે.

સને ૧૮૯૧–૯૨મા એમ. એ.ની પરીક્ષામા આનંદશંકરભાઈ ઉર્ત્તીણ થયા. અને ગુજરાત કોલેજમાં સંસ્કૃતના અધ્યાપક નિમાયા. ત્યારથી તેમના પ્રત્યેનો પૂજ્યભાવ અને માનની વૃત્તિ અમારા સર્વેની થઈ. ગુજરાત કોલેજમાં વીસ એકવીસ વર્ષ અને લગભગ તેટલાં જ વર્ષ બનારસ યુનિવર્સિટીમાં આચાર્ય તરીકે તેમણે હજારો વિદ્યાર્થીઓનો સંપર્ક સાધ્યો હશે અને તેમના માનને પાત્ર બન્યા હતા. ગુજરાત કોલેજમાં સંસ્કૃત તેમની પાસે શીખવાનું મને સદ્ભાગ્ય પ્રાપ્ત થયેલું અને ત્યારથી મારા અભ્યાસમાં એમણે અસાધારણ રસ લેવા માંડ્યો. તેના પુરાવા તરીકે, અમને બી. એ.માં ઐચ્છિક વિષયો—ફિલસૂફી શીખવવાનું પોતે માથે લીધું એ છે. સંસ્કૃત અંગ્રેજી સાહિત્ય વગેરેના અધ્યાપન ઉપરાંત ખાસ તૈયારી કરી અમારો અભ્યાસ તેમણે અત્યંત કાળજીપૂર્વક કરાવ્યો એ ઋણ અમે કદી ભૂલીએ તેમ નથી. આજથી ચાલીસ વર્ષની એ વાત છે. ગુજરાત કોલેજમાં ફિલસૂફી ઐચ્છિક વિષય તરીકે શીખવવામાં નહોતી આવતી. દોઢસો વિદ્યાર્થીઓની બનેલી, કમિટીની વ્યવસ્થા નીચે ચાલતી, કોલેજમાં—માત્ર સાત આઠ પ્રોફેસરોવાળી કોલેજમાં ફિલસૂફી શીખવવાની ગોઠવણ નહોતી. આજે લગભગ આઠસો વિદ્યાર્થીઓ, ઓછામાં ઓછા વીસ પ્રોફેસરો, (આ માહિતી ચોક્કસ નથી) સરકારને લાખો રૂપિયાની સુપરત કરીને સરકારને સોંપેલી એ કોલેજમાં ફિલસૂફી શીખવવા માટે હજી પણ સાધન નથી. ડૉ. આનંદશંકરે જે બોજો ઉઠાવવાનો માથે લીધો તે વર્ગો થોડા વર્ષ પછી બંધ પડ્યા. સંસ્કૃત અને પશ્ચિમની ફિલસૂફીની તુલનાત્મક માહિતી જોકે બી. એ.ના અભ્યાસક્રમમાં નહિ હોવા છતાં આચાર્યશ્રીના શિક્ષણમા અમને કિંચિત્ મળેલી, અને તેમના અંગ્રેજી સાહિત્યના અત્યંત વિશાળ અભ્યાસનો અમે અનુભવ કરેલો. તેમના વિવિધ અભ્યાસનો પરિપાક 'વસંત'દ્વારા ગુજરાતીવાચક જનતાએ મેળવ્યો છે. સને ૧૯૦૨માં 'વસન્ત'

પન પ્રકટ કર્યું, ત્યારથી લેખક તરીકેનું તેમનું જીવન શરૂ થયુ વાતચીતમા તેઓ કહેતા કે ત્રીસ વર્ષની ઉમર થયા પછી જ લખવાનું શરૂ કરવુ જોઈએ, તે પહેલા પરિપક્વ વિચારો ન બની શકે 'વસન્ત' મારફત મે કડો પૃષ્ઠો તેમણે પ્રકટ કરેલા છે 'સુદર્શન'મા પણ ઘણા લેખો તેમણે લખેલા છે છતાં ગુજરાતી સાહિત્યને તેમની વિદ્વત્તાના પ્રમાણમા સળગ પુસ્તકો થોડા પ્રાપ્ત થયા છે મારી પોતાની માન્યતા એવી છે કે ગુજરાતી ભાષાના વાચન કરતાં અગ્રેજી ભાષાનું તેમનુ વાચન અતિ વિસ્તૃત હતું, અને 'વસત' માસિકે તેમની પાસેથી લેખો લખાવ્યા ન હોત તો સ્વય આટલા જથ્થામા તેઓ ગુજરાતીમા લખત કે નહિ તે કહી શકાય નહિ આ હકીકત બીજા ઘણા લેખકોને પણ લાગુ પડે છે, અને તે સર્વના ઉત્તમ લખાણો આવી ફરજદ્વારા મળે છે એ સત્ય છે દી બ કેશવલાલ ધ્રુવ કહેતા કે નવા ગુજરાતી સાહિત્યનો તેમને અલ્પ પરિચય છે અને ચાલુ સમયના માસિકો તેઓ જોતા નથી 'વસત' માસિકના તત્રી અને તે પણ તે સમયનું એક પૂરુ—કોઈ પણ પક્ષને નહિ રહેનારુ—સર્વ ગુજરાતી લેખકોને પોતાના વિચારો દર્શાવવાની તક આપનારુ માસિક, એના તત્રીને આસપાસના સ્વસાહિત્યનુ દુર્લક્ષ કરવાનું બની શકે નહિ ગુજરાતી સાહિત્ય માટે ગર્વ ને પ્રેમમા તેઓ કોઈને નમતું આપે તેમ નહોતુ છતા એમણે લેખનવ્યવસાયનો આરભ કર્યો ત્યાર પહેલા અગ્રેજી ભાષા અને સાહિત્ય સાથેના સબધ એટલો ગાઢ થઈ ગયેલો કે તેમની શૈલી એક જુદા જ પ્રકારની અગ્રેજી શૈલીના મરોડવાળી બનેલી હતી વિચારપ્રાગટ્યને કદાપિ આથી વધારે વેગ મળ્યો હશે વખતના વહેવા સાથે એ શૈલીએ પોતાનું સ્વતત્ર રૂપ ધારણ કર્યું, અને 'વસન્ત'મા 'હિન્દહિતચિંતક'ની સજ્ઞાથી લખાતા લેખો લાક્ષણિક અને મનનીય બન્યા.

સને ૧૯૨૦ મા તેમનું પ્રવૃત્તિનું કેન્દ્ર બદલાઈ બનારસ બન્યુ અમદાવાદના મર્યાદિત તથા સરમારી કૉલેજના ગૂગળાવનારા વાતાવરણ બહાર જવાથી આ સરમારી પુરુષનો અણધાર્યો અને નવું જ્યો વિકાસ થયો એમ હું માનુ છુ અમદાવાદને કદાચ નુકશાન થયુ હશે—જોકે તે પણ સશય ગ્રસ્ત બીના છે, કેમકે વીસ વર્ષ સતત એક જ ધારુ શિક્ષણનુ કામ કર્યા પછી, માણસ કટાળી જાય તો આશ્ચર્ય પામવા જેવુ નથી અને તે પણ જકડાયેલા તત્રમા બનારસમા સારા હિંદના નિષ્ણાતો સાથે ભળવાનો તેમને પ્રસગ મળ્યો અને પ્રાચીન તથા અર્વાચીન ભાવનાનું સુયોગ્ય મિશ્રણ સાધતી હિંદની અજોડ સસ્થાના સમ્માનનીય સચાલકના હોદ્દા પર જવાથી મનની વિશાળતા, કલ્પનાનુ દૂરગામીપણુ (Vision) અને દેશના ગૌરવની ભાવના તેમનામા સચોટપણે આવી ગયા દેશપ્રીતિનો જુવાળ પણ ત્યાથી જ જોરમા આવ્યો પડિત મદનમોહન માલવીયાના તેઓ બહુમાન્ય સહકાર્યકર્તા હતા મહાત્મા ગાંધીજીએ તેમનુ નામ સૂચવીને માલવીયાજીને તેમને બોલાવવાનો આગ્રહ કર્યો તેથી આનદશકરભાઈના જીવનનો આ એક મહત્ત્વનો બનાવ બન્યો, જેથી પરોક્ષે ગુજરાતને પણ લાભ થયો ત્યા રહ્યે રહ્યે પણ ગુજરાતનુ હિત રાતદિવસ તેમના ચિંતનમા રહેતું વેકેશનમા અમદાવાદ આવી ઘણી ઘણી યોજનાઓ અને વિચારોની આપલે કરતા

ગુજરાત કૉલેજમા અમને નીતિશાસ્ત્ર (Ethics)નુ શિક્ષણ આપવા માટે ભૂમિકા

તેમણે તૈયાર કરેલી હતી. સને ૧૯૧૩ માં ઇંગ્લાંડથી નીતિશાસ્ત્રવેત્તા, વ્યાવહારિક નીતિ ( Practical Ethics ) નું દિગ્દર્શન કરાવનાર મિ. એફ. જે. ગુલ્ડ ( Gould ) અમદાવાદ આવેલા તેમણે એવાં અસામાન્ય, હૃદયસ્પર્શી, વ્યાખ્યાનો આપ્યાં કે આચાર્યશ્રીને તેની પ્રબળ અસર થઈ અને 'નીતિશિક્ષણ' નામનો ગ્રંથ તેમણે રચ્યો. આમ મારું પોતાનું અનુમાન છે. ઘણાં વર્ષની ઓળખાણ છતાં મારે તેમની સાથે એટલું બધું અંતર રહેતું કે આવી બાબતો પૂછીને નક્કી કરવાની તક પણ મળેલી નહિ એ સ્વીકારું છું. આ દિશામાં એટલે કે નીતિશિક્ષણમાં કોઈએ પ્રયત્ન કરેલો નહિ અને સૌ. શારદાબહેન મહેતાએ પ્રાચીન પુરાણોની બાળબોધક વાર્તાઓનો સંગ્રહ પ્રકટ કર્યો ત્યારે તેમના મનને અત્યંત આનંદ થયેલો. નવા વિચારનાં બહેન તરફથી આવો ગ્રંથ પ્રકટ્યો તેથી તેમને આશ્ચર્ય પણ થયું હશે.

સને ૧૯૩૨ ની સાલમાં હિંદુ યુનિવર્સિટી જોવા હું ગયેલી તે વખતે સ્વર્ગસ્થને ઘેર રહેવાનો લાભ મને મળેલો. મારા પ્રત્યે જે મમતા અને સદ્ભાવ તેમણે ત્યાં દર્શાવેલાં તેનું સ્મરણ હમેશ રહેશે. લખનૌમાં ભરાયેલી અખિલ હિંદ મહિલા પરિષદ All India Women's Conference ના પ્રમુખપદે મારી નિમણૂક થયેલી એ કાર્ય પતાવી બનારસ યુનિવર્સિટી જોવાની તક મેળવી. કાશીતીર્થ તો મેં ઘણાં વર્ષ પર જોયેલું અને પ્રાચીનતાપ્રિય હિંદુ ધર્મના સુરક્ષક આપણા આચાર્ય તે તીર્થસ્થાનમાં વાસ કરે છે એ માન્યતા સહિત હું ત્યાં ગયેલી, પરંતુ કાશી અને બનારસ યુનિવર્સિટી વચ્ચે તો દસ માઈલનું લગભગ અંતર હશે. વાતાવરણ પણ તદ્દન અકલ્પ્ય, અને આચાર્યશ્રી શિક્ષણસંસ્થાની કોઈ નવીન ગંગાના તટ પર રહેલા જણાયા. યુનિવર્સિટીના વિવિધપ્રાંતીય સ્ટાફ વચ્ચે તેમનું માનનીય સ્થાન જોયું. ગુજરાતનું પ્રતિનિધિત્વ અધ્યાપકો તેમ જ વિદ્યાર્થીઓમાં અલ્પ હતું એટલે સ્વભાવિક રીતે મારી તરફના પક્ષપાતને લઈ તેમણે પોતાની પ્રાંતીય બહેનને બહુ મોટા પદ પર દર્શાવી દીધી. એ સર્વનો મેળાવડો કરી મારી અપ્રસ્તુતપ્રશંસા કરી જેને ખરી રીતે ગુજરાતની પ્રશંસા કરવાનો યોગ હું માની લઉં છું. બનારસમાં નહિ જોયેલાં સ્થળો સારનાથ વગેરે જાતે બતાવ્યાં અને યુનિવર્સિટીની બારીકમાં બારીક વિગતોની માહિતી આપી. ચારે તરફ પુસ્તકોના ઘોડા, ખડકલા અને તે સિવાય બીજા કોઈના પણ સહવાસ વગરના, હિંડોળાખાટે રાતદિવસ અભ્યાસમાં મચ્યા રહેલા એ મારા ગુરુવર્યને મારાં અનેક નમન છે.

અમદાવાદ શહેર વિસ્તાર પામતું ગયું અને એમાં વસ્તીના વધારા સાથે શાળામાં જનાર અને તેમાંથી ઉત્તીર્ણ થઇ કોલેજોમાં જનાર વિદ્યાર્થીઓની સંખ્યા દિવસે દિવસે વધવા લાગી. અહીંના રહેવાસી વિદ્યાર્થીને દુઃખ વેઠી ખરચ કરી બહાર ગામ ઉચ્ચ અભ્યાસ માટે જવાની જરૂર પડવા લાગી. તે સાથે યુવાનોની દેશપ્રીતિની ઉત્કંઠાને દાબી દેતા બનાવો શિક્ષણ સંસ્થાઓમાં બનવા લાગ્યા. ગુજરાતના દીર્ઘદર્શી શહેરીઓએ ગામેગામ ફરી તેમ જ શહેરમાંથી નાણાં ઉઘરાવી ઊભી કરેલી પોતાની શિક્ષણસંસ્થા તેમના હાથમાંથી સરી ગઇ હતી અને શહેરના દાનવીર શહેરીની બાદશાહી સખાવત વડે પુષ્ટ થયેલી સંસ્થામાં વિદ્યાર્થીઓનું માન ભંગ થાય તેવા કિસ્સાઓ બનતા હતા.

આ કારણોને લઈને કેટલાંક ભાઈબહેનોના મનમાં અમદાવાદમાં એક કરતાં વધારે કૉલેજની જરૂરિયાત લાગી. વિદ્યાર્થીઓની સંખ્યા તો દિન પર દિન વધવાની જ હતી. આ સંબંધી વિચાર કરવા મળીને આચાર્યશ્રી આનંદશંકરનો મત પુછાવ્યો. તેમણે મારા પર તારથી જવાબ વાળ્યો કે 'મારી સેવાઓ અમદાવાદ માટે સદા તૈયાર છે.' આ સંસ્થા મૂર્ત સ્વરૂપ પામી નહિ, પરંતુ ત્યાર પછી અમદાવાદ એજ્યુકેશન સોસાયટી સ્થપાઈ જે સંસ્થાના પ્રમુખ તરીકે આનંદશંકરભાઈએ પોતાનાં જીવનના અંત સુધી અત્યંત મમત્વથી કામ કર્યું એ સુવિદિત છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના પ્રમુખનું સ્થાન દી. બ. કેશવલાલ ધ્રુવના અવસાનથી ખાલી પડ્યું, જેના પ્રમુખ તરીકે પણ તેમણે તેમાં living interest એટલે કે જીવંતરસ લઈ તે વડે એ પદને શોભાવ્યું. એ સંસ્થાને સ્થાપન થયાને લગભગ શતાબ્દી વીતવા આવી છે એટલે તેની પ્રગતિનું વલણ સમયાનુસાર નવા પંથે દોરવાનું માન સ્વર્ગસ્થને ઘટે છે. એના ઉત્સાહી અને ખંતીલા ભૂતપૂર્વ આસિસ્ટંટ મંત્રી સ્વ. રા. હીરાલાલ પારેખને એ સંસ્થાના વિકાસ માટે જે જે સ્વપ્નાં હતાં તે તેમણે સ્વર્ગસ્થ આચાર્ય આગળ રજ કર્યાં. મુંબાઈ સરકારે દક્ષણ કૉલેજને અનુસ્નાતક કૉલેજમાં ફેરવી નાંખી તે કાર્ય માટે અલાયદી ગ્રાન્ટ આપવાનું નક્કી કર્યું. પ્રધાનમંડળના અનુકૂળ સંજોગો આવી મળવાથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને બાર હજારની વાર્ષિક ગ્રાન્ટ સરકાર તરફથી મળવાનું નક્કી થયુ શરૂઆતની સ્થાપના માટે આઠ હજાર રૂપિયાની ખાસ ગ્રાન્ટ મળી. આ સહાયતાને પરિણામે મુંબાઈ યુનિવર્સિટીએ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને સંશોધન ( Research ) અને અનુસ્નાતક ( Post-graduate ) અભ્યાસનું કેન્દ્ર બનાવવાની પરવાનગી આપી. આ સંસ્થામાં નેવું વર્ષ પછી નવીન પ્રાણસંચાર થવાથી આચાર્યશ્રીને ઘણો સંતોષ થયો, તથાપિ અમદાવાદમાં ગુજરાત યુનિવર્સિટી સ્થપાય એ ભાવના તેમના મનમાં અગ્રસ્થાને હતી. મહારાષ્ટ્રિયો પૂનામાં મહારાષ્ટ્ર યુનિવર્સિટી સ્થાપવા પ્રયત્ન કરી રહ્યા છે તેવા પ્રયાસ આપણે પણ કરવા જોઈએ એમ તેઓ વારંવાર કહેતા, પરંતુ પોતાની લથડી ગયેલી તબિયતને લઈને, જાતે દોડધામ કરી શકાય તેમ નહોતું. બાકી તેમની પ્રતિષ્ઠા એટલી બધી હતી, અમદાવાદના ધનિકોમાંથી ઘણાકને તેમની કાર્યનિષ્ઠા પર એટલી શ્રદ્ધા હતી કે સ્વસ્થ દેહે તેઓનું જીવન લંબાયુ હોત તો આ ભાવના જરૂર ટૂંક સમયમાં અમલમાં મૂકવા તેઓ શક્તિમાન થાત.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી ગુજરાત યુનિવર્સિટીની પ્રવૃત્તિનું મધ્યબિન્દુ થવા યોગ્ય છે એમ તેમને સંપૂર્ણ શ્રદ્ધા હતી અને એ સંસ્થા પ્રત્યે પોતાનો ખાસ પક્ષપાત હતો તેને લઈને જ તેઓએ પોતાનો કીમતી અને વિવિધ પુસ્તકોથી સમૃદ્ધ એવો પુસ્તકસંગ્રહ એને ભેટ આપ્યો છે, જે એ સંસ્થાની બઢતીમાં જરૂર ઉપયોગી થઈ પડશે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો દરજ્જો વધ્યો, ઉચ્ચ શિક્ષણનો તેમનો પ્રિય વિષય એમાં પ્રવેશ પામ્યો એથી કરીને એ સંસ્થા તરફની એમની મમતા અનેકગણી વધી ગઈ એમ એમની વાતચીત પરથી જણાઈ આવતું. પોતાની માંદગીને બિછાનેથી પણ તેની કાળજી તેઓ સતત કરતા. હરીફરી ના શકાય તો વિદ્યાર્થીઓ તેમ જ અધ્યાપકોને પોતાને ત્યાં બોલાવી યોગ્ય શબ્દોમાં પ્રોત્સાહન આપતા. 'વસંત' માસિક

તો બંધ પડી ગયું હતુ એજ્યુકેશન સોસાયટીનું કામ તેમને ફાળે બનતાં સુધી ઘણુ પડવા દેતા નહિ—સિવાય કે ખાસ અધ્યાપનને લગતુ, અધ્યાપકોની નિમણુકો વગેરે—એટલે તેમની રાત દિવસની મમતા અને કાળજીનો વિષય તે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના નવા વર્ગો હતા તેમાં કેમ કામ ચાલે છે, કેવી વ્યવસ્થાથી એનો ઉત્કર્ષ સાધવો વગેરે સલાહ તેઓ હંમેશ આપતા. તેમના અવસાનના એક દિવસ અગાઉ, તેમનું સ્વાસ્થ્ય બગડ્યું છે એમ જાણી ખબર કાઢવા ગયેલાં ત્યારે પણ તેઓએ આ વર્ગો સબંધે પૂછપરછ કરી ને અમે જે કાંઈ અભિપ્રાય માગ્યો તે સારી રીતે આપ્યો. પોતાની હાર્દિક આશિષ તેને આપી. પ્રમાણમા દીર્ઘકાળ હોદ્દે નહિ રહેલા છતા તેમણે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના ઇતિહાસમા જે ઉજ્જ્વલ પ્રકરણ ઉમેર્યું છે અને તેનુ સ્થાન ઊંચુ કરવામાં પોતાની સેવાદ્વારા ફાળો આપ્યો છે તે ભવિષ્યમાં ગુજરાત પ્રાંતની પ્રગતિમા નોંધવા લાયક રહેશે.

# આચાર્ય ડૉ. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવના જીવનનો પરિચય

રા. સા. જનુભાઇ અમરતલાલ નૈયદ

**સ્વ.** ડૉ. **આચાર્ય** આનન્દશંકર બાપુભાઈ ધ્રુવના સ્મારક રૂપે અત્રેની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ સદ્‌ગતના મિત્રો, સ્નેહીઓ, પ્રશંસકો, સંબંધીઓ ૪૦ ને વિજ્ઞાપ્તપત્રો લખી લેખો મંગાવી એક ગ્રંથ પ્રકાશિત કરવાનો નિર્ણય કર્યો છે. મને પણ સૂચના થઈ છે સદ્‌ગતનો હું નિકટનો સગો હોવાથી તટસ્થ રહેવાનો મારો વિચાર હતો, પરંતુ કેટલાક મિત્રોની સૂચના થવાથી આ લેખ લખવા પ્રેરાયો છું.

સ્વ. ડૉ. આચાર્ય આનન્દશંકર બાપુભાઈ ધ્રુવનો જન્મ સંવત ૧૯૨૫ના માઘ માસની શુક્લ પક્ષની નોમ (૨૨–૧–૧૮૬૯) ના દિવસે થયો હતો તેમના પિતા સ્વ. બાપુભાઈ દયાશંકર વડનગરા નાગર જ્ઞાતિના એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ હતા. કાઠિયાવાડ એજન્સીમા દફતરદારના હોદ્દા ઉપરથી નિવૃત્ત થયા બાદ વડોદરા સરકારની નોકરીમા માનવતા હોદ્દા ઉપર નિમાયા હતા અંગ્રેજીનું જ્ઞાન નહોતુ છતા પોતાના ઉપરી અધિકારીઓ તેમની કાર્યદક્ષતાથી સંતુષ્ટ હતા, અને "રાવ સાહેબ"નો ઇલ્કાબ બક્ષ્યો હતો. તેમને ૭ પુત્રીઓ હતી અને સ્વ ડૉ. આનન્દશંકરભાઈ એકના એક પુત્ર હતા પિતાનો તેમના પ્રત્યે બહુ પ્રેમ હતો. મુંબઇ પરીક્ષા આપવા જતા ત્યારે તેમની નાની ઉમર અને પિતાના વાત્સલ્યના પરિણામે તેમને એકલા મોકલતા નહિ પ્રિવિયસની પરીક્ષા વખતે આખુ કુટુમ્બ તેમની સાથે મુંબઇ ગયુ હતું, કેમકે તેમની પ્રકૃતિ અસ્વસ્થ હતી મારી માતાનું નાની વયમા અવસાન થવાથી હું, મારા બહેન સ્વ સૌ. રમુબા તથા લઘુ બન્ધુ શ્રીયુત લીનુભાઇ (લીનકરરાય) મોસાળમા ઊછર્યાં. મોસાળમા રહેવાનું પ્રાપ્ત થવાથી સ્વર્ગસ્થના જીવનપ્રસંગોની માહિતી હોવાથી આ લેખ લખવા પ્રેરાયો છુ.

નાનપણથી સદ્‌ગતને 'મામા' તરીકે સંબોધેલા માટે આ લેખમા ક્વચિત્ એ શબ્દનો પ્રયોગ થાય તો વાચકવર્ગ ક્ષમા કરશે

### ગૃહજીવન

પિતાના મોઘા પુત્ર હોવાથી તેમનુ બાલજીવન સુખી હતુ સરકારી અને ધાર્મિક જીવન ગાળનાર પિતાના આ પુત્રનુ જીવન નાનપણથી જ પવિત્ર, સંસ્કારી અને ધાર્મિક બન્યુ તે વખતની રૂઢિને અનુસરી તેમના ઉપનયન સંસ્કાર તથા લગ્ન નાની ઉમરે કરવામા આવ્યા હતા. પ્રથમ પત્ની (સ્વ સૌ અંદુબા)થી એક પુત્રી અને એક પુત્ર સંતાનરૂપે જન્મ્યા પુત્ર જન્મ બાદ નાની વયે અવસાન પામ્યો પુત્રી (સૌ ચીનુબા) હાલ હયાત છે બીજી વારનુ લગ્ન ગ્વાલિયરના મુનશીજી અત્રેના નાગર ગૃહસ્થ ભગવંતરાવ ગણપતરાવના પુત્રી શ્રીમતી અમીરબા સાથે

થયું હતું. આ લગ્નથી સંતતિમાં બે પુત્રો ( શ્રીયુત ધ્રુભાઈ ને શ્રીયુત પ્રહ્લાદભાઇ ) અને એક પુત્રી (સૌ. ભોળી બહેન) છે. સ્વ. સૌ. મામી (સૌ. અમીરબા) અકસ્માત્ ક્ષયવ્યાધિગ્રસ્ત થયાં. મુ. સ્વ. મામાને કૉલેજની નોકરી ચાલતી હતી. દાક્તરી સલાહ હવાફેરની થઈ. આખું આખું કુટુમ્બ ગયું. પોતે અવારનવાર રજાના દિવસોએ આવી જતા. દર્દ જીવલેણ સ્વરૂપનું જણાયાથી બધાં અમદાવાદ આવ્યાં. પરિણામે સન ૧૯૦૩—સંવત્ ૧૯૫૯ના ભાદરવા વદ ૪ને દિવસે સૌ. અમીરબા (મામી) સ્વર્ગસ્થ થયાં. આ આઘાત તેમને અસહ્ય લાગ્યો. સંસારી જીવન તરફ વિરક્તિ થઈ. માતાની ઇચ્છાનો અસ્વીકાર કરી ૩૫ વર્ષની જુવાન વયે વિધુર સ્થિતિ કાયમની અંગીકાર કરી, અને બ્રહ્મચર્યનું જીવન ગાળ્યું. માતાવિહોણાં નાનાં બાળકોને ઉછેરવાનું કાર્ય સ્વહસ્તક લીધું અને પોતાની માતાની સહાયતાથી સુંદર રીતે બજાવ્યું. પોતાની નોકરી, ખાનગી પ્રવૃત્તિઓ, અને વિદ્યાવિલાસી જીવનમાંથી અવકાશ મેળવી પોતાનાં બાળકોને અંગત કાળજીથી ઉછેર્યાં.

પ્રથમથી જ દેવપૂજા કરનાર, ધાર્મિક જીવનવાળા, સ્વ. મુ. મામાને દ્વિતીય પત્નીનું અવસાન દુઃખદ લાગવાથી પૂજાક્રમમાં વધુ સમય ગાળી ઇશ્વરભક્તિમાં દોરાયા. પ્રતિદિન પ્રાતઃસ્નાન કરી દેવપૂજાથી પરવારી શ્રીમદ્‌ભાગવત, શ્રીરામાયણ, શ્રીમહાભારત, ઉપનિષદ, વેદ પુસ્તકો, ગીતાજી ઇત્યાદિ પુસ્તકોનું રોજ દેવમંદિરમાં વાચન, અધ્યયન કરતા અને નોટબુકોમાં નોંધ લખતા.

### વિદ્યાર્થિજીવન

તેમના સમયની રૂઢિ અનુસાર ગામઠી નિશાળમાં દાખલ થઈ પછીથી ગુજરાતી નિશાળનો અભ્યાસ પરિપૂર્ણ કરી, મિડલ સ્કૂલમાં અંગ્રેજી શિક્ષણનો પ્રારંભ કર્યો. તે વખતના હેડ માસ્તર સૂરતના નાગર સ્વ. રેવાશંકર હતા. હાઈસ્કૂલમાં તેમના એક વર્ગશિક્ષક મિ. ખંભાતા હતા. હાઈસ્કૂલમાં પોતે નિપુણ વિદ્યાર્થી મનાતા. શિક્ષકોનો પ્રેમ સંપાદન કર્યો હતો. આ હકીકત મારા સ્વ. પિતાશ્રી જે તેમના શિક્ષકો પૈકી એક હતા, તેમની વાતચીતથી સાંભળેલી તેમ જ સ્વ૦ના સહાધ્યાયીઓની વાત ઉપરથી વર્ણવી છે. ઇસવીસન ૧૮૮૫માં મેટ્રિકની પરીક્ષા માનભેર પસાર કરી. આખી યુનિવર્સિટીમાં બીજે નંબરે ઉત્તીર્ણ થયા હતા. વધુ અભ્યાસ માટે મીરજાપુર રોડ ઉપર તે વખતે આવેલી ગુજરાત કૉલેજમાં દાખલ થયા. કૉલેજની લગભગ બધી પરીક્ષાઓ પહેલે વર્ષે પાસ કરી હતી. માત્ર ફર્સ્ટ બી. એ.માં એક સાલ નિષ્ફળ પરિણામ આવવાથી ઘણા જ દિલગીર થયા. તેમના એક સહાધ્યાયી ઉત્તીર્ણ થયા. આ મિત્રથી છૂટા પડ્યા તે દિલગીરીનું એક વિશેષ કારણ પણ હતું. પ્રિન્સિપાલ સાહેબની ભલામણથી ફર્સ્ટ બી.એ. અને બી. એ.ની પરીક્ષા એક સાથે આપવાની મંજૂરી મળી. બંનેમાં સફળ પરિણામ પ્રાપ્ત કર્યું. સાંભળ્યા પ્રમાણે બી. એ. ઇ. સ. ૧૮૮૯માં પસાર કરી. એમ. એ. ની પરીક્ષા ૧૮૯૨ માં અને એલએલ. બી. ઇ. સ. ૧૮૯૭માં પસાર કરી. વિદ્યાર્થિજીવનમાં સંસ્કૃત એમનો પ્રિય વિષય હતો. હાઇસ્કૂલમાં શ્રીયુત ભાસ્કર શાસ્ત્રી અને કૉલેજમાં પ્રો. કાથવટે, તથા મુંબઈમાં થોડો વખત ડૉ. ભાંડારકર પણ તેમના સંસ્કૃતના વિષયના અધ્યાપકો હતા. બી. એ. ની પરીક્ષા પસાર કર્યા

પછી એમ. એ માં ઉત્તીર્ણ થયા. એક અણધાર્યા પ્રસંગને પરિણામે નોકરીની શરૂઆત થઇ. તેમનું ધ્યેય વકીલાતનો ધંધો કરવાનું હતું, પરંતુ ગુજરાત કોલેજના સંસ્કૃતના અધ્યાપક પ્રો. કાથવટે ટૂંક સમયની રજા ઉપર જતા હોવાથી કામચલાઉ અધ્યાપક નીમવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો. ગુજરાત કોલેજનું તંત્ર તે સમયે એક બોર્ડના હસ્તક હતું, જેમાં કલેક્ટર પ્રમુખ ગણાતા અને શહેરના કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થો સભ્ય હતા. અરજીઓ મંગાવવામાં આવી. મુ. મામાનો નોકરી કરવાનો બિલકુલ વિચાર ન હોવાથી અરજી કરી નહોતી. પ્રો. કાથવટેનો તેમના જ્ઞાન અને લાયકાત વિષે ઊંચો અભિપ્રાય હોવાથી સ્વ. મુ. મામાને નીમવા તેમણે ભલામણ કરી સંદેશો આપ્યો. મને સ્મરણ છે કે એક બે ગૃહસ્થો જે બોર્ડમાં સભ્ય હતા તે સદ્‌ગત મામાના પિતાશ્રીને મળ્યા. પિતાની મરજી માન્ય રાખી હંગામી જગ્યા હોવાથી તે સ્વીકારી. આ જગ્યા કાયમની ખાલી પડી ફરી નિમણૂકનો પ્રશ્ન ઊભો થયો. પોતે નાખુશ હતા. ફરી દબાણનો પ્રયોગ શરૂ થયો, અને મિત્રો તથા સ્નેહીઓ સાથે રાત્રે ત્રીજા માળની અગાશીમાં વાર્તાવિનોદ કરતા હતા તે વખતે કલેક્ટરની ઓફિસના ક્લાર્ક અમારી જ્ઞાતિના તેમના સમવયસ્ક શ્રી. ચંદુલાલ છબીલાઈ મુ. મામાની નિમણૂકની વાત લાવ્યા. હું હાજર હતો અને મેં તે દૃશ્ય જોયુ હતુ તથા મિત્રોની ચર્ચા સાંભળી હતી. નિષ્પક્ષપાતપણે મારે કહેવું જોઇએ કે પોતે તદ્દન અસ્વીકારની વૃત્તિવાળા હતા પણ વકીલાતને બદલે નોકરી કરવાનું નિર્માણ થયેલું હોવાથી બોર્ડે બીજા હરીફોની નિમણૂક ન કરતા સદ્‌ગત મુ. મામાની પસંદગી કરી. કોલેજના અધ્યાપક તરીકે ઇ. સ. ૧૮૯૫ થી ૧૯૧૯ સુધી રહ્યા. થોડોક સમય પ્રિન્સિપાલ તરીકે પણ નિમાયા હતા. આ નોકરી દરમિયાન સંસ્કૃત ઉપરાંત અંગ્રેજીનો વિષય પણ શીખવતા. ન્યાય અને તત્ત્વજ્ઞાનના વિષયના અધ્યાપકને અભાવે કેટલાક વિદ્યાર્થીઓને અમદાવાદની બહાર જવું ન પડે તે માટે એ વિષયનું શિક્ષણકાર્ય પણ સ્વેચ્છાથી સ્વીકાર્યું. નોકરીમાંથી નિવૃત્ત થતાં અગાઉ તેમની એલ્ફિન્સ્ટન કોલેજમાં બદલી થઈ ને ત્યાંથી તેમની પસંદગી બનારસ હિન્દ યુનિવર્સિટીના આચાર્ય તરીકે પંડિત માલવીયાજીએ કરી. નિવૃત્ત થતા અગાઉના સમય માટેની રજા લઈ બનારસ—કાશી વિદ્યાપીઠની સેવામાં જોડાયા. આ નિમણૂક કેવા સંજોગોમાં થઈ તે હકીકત પણ જાણવા લાયક છે. બનારસ યુનિવર્સિટીનું તંત્ર અવ્યવસ્થિત ચાલતું હતું. કેટલાક આચાર્યો અલ્પ સમય નોકરી કરી રાજીનામું આપતા. પંડિતજીને જણાયું કે પંજાબ, યુ. પી., બંગાળ, મદ્રાસ પૈકી કેટલાકમાંના નિષ્ણાતોને નીમ્યા પણ વસ્તુસ્થિતિમાં ફેર ન પડ્યો. મુંબઈ બનાસ તરફ નજર ફેરવી મહાત્મા ગાંધીજી તથા સ્વ. સર લલ્લુભાઈ સામળદાસને પત્ર લખી યોગ્ય વ્યક્તિનું નામ સૂચવવા વિજ્ઞપ્તિ કરી. બન્નેએ સ્વતંત્ર રીતે સદ્‌ગત મુ. મામાનું નામ સૂચવ્યું. પત્રવ્યવહાર ચાલ્યો અને આચાર્યપદે નિમાયા. આ પદે ઇ. સ. ૧૯૩૭ સુધી રહ્યા. જે સ્થાને બીજા પ્રાન્તોના પ્રતિષ્ઠિત અને યુનિવર્સિટી-પદવીધારીઓ અલ્પ સમય જ ટકી શક્યા તે સ્થાન તેમણે લગભગ ૧૮ વર્ષ ભોગવ્યું, ને અભ્યાસની જુદી જુદી શાખાઓના અધ્યાપકો અને આચાર્યોની પ્રીતિનું પાત્ર બન્યા, એટલું જ નહિ પણ સઘળાનો આદરભાવ તથા મમતા મેળવી વિશ્વવિદ્યાલયનું નાવ ખરાબામાં અથડાઈ ભાંગી

ન જતાં વિશેષ દૃઢ, ચિરસ્થાયી અને ઇષ્ટ માર્ગે હંકાર્યું. દરેક અધ્યાપક સાથે મિત્રભાવે વર્તતા. થોડા સમય ઉપર પંડિત માલવીયાજીની નિવૃત્તિ અને સર રાધાકૃષ્ણન સર્વપલ્લીની નિમણુકને અંગે એક સમારંભ યોજાયો હતો, તે વખતે પોતાની નાદુરસ્ત તબિયત છતાં બનારસ જવા નિર્ણય કર્યો. સાથે મારે જવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. આઠ કે દસ દિવસ રહ્યા, એમાં મેં શું જોયું? સ્વ. મુ. મામા પ્રત્યે ત્યાં હાજર રહેલા જૂના વિદ્યાર્થીઓ,—ત્યાંના તેમના વખતના જૂના અધ્યાપકો વગેરેનો તેમના તરફ પૂજ્યભાવ, સ્નેહ ઇ૦ વાળી મુલાકાતો પુષ્કળ થતી. પોતે પણ એક સરખી કક્ષાના અધ્યાપક હોય તેમ બધાને મળ્યા. તે વખતે તેમના માનમાં ગોઠવાયેલા કેટલાક સમારંભોમાં auto-graphની પડાપડી એટલી બધી થતી કે સંચાલકો, વિદ્યાર્થીઓ, અને વિદ્યાર્થિનીઓને વધુ પરિશ્રમ ન આપવા વિનંતી થતી.

કાશી વિશ્વવિદ્યાલયની તેમની સેવા, પ્રતિષ્ઠા, કાર્યદક્ષતા, લોકપ્રિયતા એટલી બધી સુવિદિત છે કે મારા જેવી નિકટ સગપણ ધરાવનાર વ્યક્તિના ઉદ્‌ગાર એકપક્ષી મનાય. ત્યાં પોતે પ્રો-વાઇસચેન્સેલર હતા અને તેમની વિદ્વત્તાની કદર રૂપે ડી. લિટ્. ની પદવી તેમને એનાયત થઈ હતી.

ઇ સ. ૧૯૩૭ માં કાશીથી નિવૃત્ત થઈ અમદાવાદ આવ્યા. અમદાવાદમાં પણ વિદ્વત્તાને લીધે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તથા સ્થાનિક એજ્યુકેશન સોસાયટીના પ્રમુખ નિમાયા. આ બન્ને સંસ્થાને સદ્‌ગતની સલાહ તથા પ્રવૃત્તિથી જે આબાદી પ્રાપ્ત થઈ તે સંચાલકોને વિદિત છે.

તેમનું જ્ઞાન એકદેશીને બદલે સર્વદેશી હતું. માત્ર સંસ્કૃત ભાષા સાહિત્યના જ્ઞાન ઉપરાંત અંગ્રેજી ભાષા સાહિત્ય તથા તત્ત્વજ્ઞાનનાં પુસ્તકોનું વાચન–અધ્યયન સંગીન હતું. વાચનપદ્ધતિનું ખાસ લક્ષણ એ હતું, કે પોતાને જે વિષયજ્ઞાનનું અધ્યયન અપૂર્ણ જણાય તે પરિપૂર્ણ કરતા. તેમનું સંસ્કૃત જ્ઞાન વિશાળ હતું. છતાં એક વર્ષ મિથિલાના શાસ્ત્રી અમદાવાદ આવેલા ત્યારે તેમને ઉતારે જઈ, સિદ્ધાન્ત કૌમુદી, તર્કશાસ્ત્ર ઇ૦ વિષયો શીખ્યા હતા. ટૂંકામાં સંસ્કૃત ભાષાજ્ઞાન ઊંચા તથા પરિપૂર્ણ સ્વરૂપનું હતું. પ્રો. કાથવટે નિવૃત્ત થયા ત્યારે સંસ્કૃત શ્લોકોથી તેમનાં ગુણગાન કર્યાં હતાં પંડિત માલવીયાજીએ તેમને નિમણુક સંબંધી પત્ર લખેલો તેમાં એક સંસ્કૃત શ્લોકથી તેમનાં વખાણ કરી આચાર્યપદવીસ્વીકારની સંમતિ પુછાવી હતી. સદ્‌ગત મામાએ સંસ્કૃત શ્લોક દ્વારા ઉત્તર આપ્યો હતો. પોતાના પિતાના તથા માતાના અવસાનની ક્રિયા બાદ એક બ્રાહ્મણસભા બોલાવી હતી તેમાં ચર્ચાવિવાદ સંસ્કૃત ભાષામાં થયો હતો. સદ્‌ગત મામા સંસ્કૃતમાં વાત કરી શકતા તેથી પોતે ચર્ચામાં ભાગ લીધો હતો. આ ઉપરાત તે અંગ્રેજી ભાષાનાં સાહિત્ય, અર્થશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન ઇ૦ નાં પુસ્તકો વાંચી જ્ઞાનની વૃદ્ધિની વિશાળતા તથા સંગીનતા ચૂકયા ન હતા. પુસ્તકો જાતે ખરીદતા. તેમનું ખાનગી પુસ્તકાલય જુદી જુદી ભાષાનાં ઉત્તમ તથા ઉપયોગી પુસ્તકોવાળું હતું. કૉલેજમાં સંસ્કૃતના અધ્યાપક તેમ જ અન્ય વિષયોના અધ્યાપક તરીકેની તેમની ખ્યાતિ અને વિદ્યાર્થીઓનો આદર તથા પૂજ્યભાવ સુવિદિત છે.

અત્રેની કૉલેજમાં અધ્યાપક હતા ત્યારે સાંજના ગુજરાત ક્લબમાં રોજ જતા. તેમના જૂના સહાધ્યાયી મિત્રો—સ્વ. મણિલાલ ભગુભાઈ, સ્વ. પાટીલ, સ્વ. નરવશંકર, સ્વ. જીવણલાલ વ્રજરાય,

ગ. મૂળચંદભાઈ આશારામ વગેરે ભેગા બેસી વાર્તાવિનોદ અને ચર્ચા કરતા, જેમાં યુવક વર્ગ પણ રસ લેતો.

**વિશિષ્ટ બાબતો**

પોતાના શરૂઆતના વિદ્યાર્થિજીવનમાં એટલે મેટ્રિક્યુલેશન પરીક્ષામાં પાસ થયા ત્યાંસુધીમાં અંગત મિત્રોમાં રા. મૂળચંદભાઈ આશારામ, સ્વ. ગજાભાઈ શાહપુરનિવાસી અને સ્વ. ગજાભાઈ બ્રાહ્મણ સજ્જન જે એમની જ પોળમાં રહેતા હતા તે હતા. ત્યાર બાદ તેમની મૈત્રી પાટણના નાગર ગૃહસ્થ સ્વ. મોતીશંકર ઉદેશંકર ઘેવારી અને સ્વ. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીની બંધાઈ હતી, જે આજીવન કાયમ રહી હતી. પોતાનાથી ઉમરે મોટા એવા અગ્રગણ્ય વિદ્વદ્વર્યોમાં સ્વ. મુ. નરસિંહરાવભાઈ અને સ્વ. મુ. ગોવર્ધનરામભાઈ સાથેનો પરિચય અન્તે મૈત્રીરૂપે જ પરિણમ્યો હતો. મુ. નરસિંહરાવ એમના પ્રથમ પત્નીના સંબંધે સાઢુ હતા. ઉમરે મોટા હોવાથી નિકટ પરિચય ઘણાં વર્ષો સુધી સામાન્ય સ્વરૂપનો હતો. પરંતુ "સુદર્શન" અને "વસન્ત"ના તંત્રિપદ લીધા પછી મુ. નરસિંહરાવભાઈનો પ્રેમ તથા મૈત્રી ગાઢ બન્યાં. સ્વ. પૂજ્ય ગોવર્ધનરામભાઈ સાથે પણ તેવી જ રીતે મૈત્રી ઉદ્‌ભવી. બન્ને વડીલો તરફ પોતે આદરભાવથી જોતા અને સમ્માનતા. આ ઉપરાંત સ્વ. મણિલાલ નભુભાઈ સાથેનો પરિચય અદ્‌ભુત પ્રસંગોમાં થયો હતો. પોતે યુનિવર્સિટીની એમ્‌. એ. પરીક્ષામાં પરીક્ષ્ય હતા, પ્રો. મણિલાલ નભુભાઈ સંસ્કૃતના પરીક્ષક હતા. સ્વ. મુ. મામાના પ્રશ્નપત્રના ઉત્તરો વાંચી અત્યંત તુષ્ટ થઈ તેમની ઓળખાણ કરી ત્યારથી પરિચયનો આરંભ થયો, પછી "સુદર્શન" માસિકમાં લેખો લખતાં આમ સંબંધ ગાઢ થયો. સ્વ. મણિલાલભાઈના વિશ્વાસપાત્ર સ્નેહી તરીકે તેમના અવસાન સમયે "સુદર્શન"નું તંત્રિપદ સોંપ્યું.

• તે પત્ર કેટલોક સમય નિભાવ્યું. પછી સ્વ. મણિલાલના નાનાભાઈ માધવલાલને સોંપી પોતે 'વસન્ત" માસિક શરૂ કર્યું. ગ્રેજ્યુએટના તંત્ર સરમરહસ્તક સોંપાતાં સ્વ. સર રમણભાઈને તંત્રી તરીકેનું નામ છાપવા વિનતી કરી, જે સર રમણભાઈએ ઉદાર દિલથી સ્વીકારી. આ ઉપકાર સ્વ. મામાએ અહર્નિશ સ્મરણમાં રાખ્યો હતો. સ્વ. મણિલાલ નભુભાઈ તથા સ્વ. નરસિંહરાવ વચ્ચે મતભેદો હતા તેમ છતાં સ્વ. મુ. મામા બન્નેની પ્રીતિનું પાત્ર હતા. સ્વ. ગોવર્ધનરામભાઈ, સ્વ. કેશવલાલ હર્ષદરાય ધ્રુ. સ્વ. મણિશંકર રતનજી પ્રો. બળવંતરાય ઠાકોર, સ્વ. સર રમણભાઈ, ઇ૦ વિદ્વાનો ધાર્મિક અને સાહિત્ય ક્ષેત્રમાં જુદા મત ધરાવનારા અને પત્રો કે માસિકોમાં વિદ્વત્તાભરી ચર્ચા કરનાર, છતાં અરસપરસ માન તથા આદરભાવની લાગણી દર્શાવતા. સ્વ. મુ. મામાને ખાસ કરીને સ્વ. નરસિંહરાવ અને સ્વ. કેશવલાલ ધ્રુવના સાહિત્ય વિષયને લગતા અમુક મતભેદોમાં ચર્ચા ચાલેલી છતાં તે સ્વ. મુ. મામાના તરફ સ્નેહભાવથી જ જોતા. આ આપણા વિદ્વદ્વર્યોના પરસ્પર માન પ્રેમ અને સ્નેહ.

કૉલેજના અધ્યાપકોમાં સ્વ. આચાર્ય ધ્રુવને પ્રો. (સ્વ.) કાશીરામ દવે અને પ્રો. ભૂલાભાઈ

દેસાઈ સાથેનો સંબંધ મૈત્રી જેવો જ હતો. પોતાની નોકરીના આરંભનાં વર્ષોમાં સ્વ. દી. બ. નર્મદાશંકર દેવશંકર મહેતા કૉલેજમાં ફેલો હતા તેમની સાથેનો સંબંધ મિત્રતાવાળો બન્યો હતો.

સ્વ. મુ. મામાની કેટલીક બીજી અંગત જાણવા લાયક બાબતો રજૂ કરવાની રજા લઉં છું.

પોતે પિતાના તથા માતાના વિનયી અને આજ્ઞાંકિત પુત્ર હતા. પિતાના અવસાન સમયે પોતે ઉમરમાં નાના હતા એટલે પિતૃસેવાના ખાસ પ્રસંગો નોંધ્યા નથી; પરંતુ તેમનાં માતુશ્રીની માંદગી લાંબી ચાલી, તેની સારવારમાં પોતાની એક બહેન તેમ પોતાનાં પત્ની હયાત ન હોવાથી જાતે દેખરેખ રાખવી પડતી. પોતાનો પ્રિય ત્રીજો માળ તજી વચલે માળ બેઠક અને સૂવાની ગોઠવણ કરી. પિતાના અને માતાના અવસાન નિમિત્તે ધાર્મિક ક્રિયાઓ એ બે વ્યક્તિઓને અંગે જે કરી હતી તે સાચા દિલથી કરી હતી. ••

પોતે વિદ્વાન અને સંસ્કૃતના પ્રબળ જ્ઞાતા તેમ જ દરેક આચારને બુદ્ધિપૂર્વક તપાસીને સ્વીકારનાર, અંધશ્રદ્ધારહિત હતા. છતાં રૂઢિને માન આપી વર્ત્યા. પિતાનું અવસાન માગશર માસમાં થયેલું તે સમયની ટાઢને લીધે નદીસ્નાનમાં શરદી લાગુ પડી અને સખત માંદગીમાં ઝપટાયા. દાક્તરની સલાહથી તેલ, મરચું અને આંબલી ત્યજ્યાં. આ નિયમ જીવનપર્યંત પાળ્યો હતો, જે મુખ્યત્વે મનોબળને લીધે જ થઈ શક્યું.

મર્હુમના જીવનમાં નજરે પડેલી કે બનેલ કેટલીક હકીકત રજૂ કરવાની રજા લઉં છું.

તેમનું સંસ્કૃત ભાષાનું જ્ઞાન વિશાળ અને ઊંચા સ્વરૂપનું હતું. મેટ્રિકની પરીક્ષા પસાર કરી ત્યારે પ્રસિદ્ધ થયેલાં બધાં સંસ્કૃત પુસ્તકોનું અધ્યયન કર્યું હતું. પંડિતો સાથે ચર્ચા કે વાતચીત પણ સંસ્કૃત ભાષામાં કરતા. વેદોચ્ચારવાળા મુખપાઠી બ્રાહ્મણોને ખરી જ્ઞાનપદ્ધતિનો ઉપદેશ આપતા. પુસ્તકપ્રેમી જીવન હતું. ફેફસાંની નબળાઈ સુધારવા મળેલી સલાહથી સિતારશિક્ષણ મેળવતા હતા. સંગીત શ્રવણના શોખીન હતા. તેમના સહવાસમાં આવેલી વ્યક્તિઓ તેમના વાર્તાલાપ મધુર સ્વભાવ, વિનોદ ઇત્યાદિથી મુગ્ધ અને સંતુષ્ટ બનતી એમ પણ સાંભળ્યું છે.

સદ્ગત આચાર્ય ડૉ. આનન્દશંકરનું જીવન તથા વિદ્યાર્થિ-અવસ્થા નોકરી દરમિયાન બહુધા પુસ્તકવાચનમાં પસાર થતું. જીવનમાં બે ત્રણ વખત સખત માંદગીમાં સપડાયા હતા, છતાં નિત્યનિયમનું પાલન જાળવતા. પોતાની બહેનો તથા તેમનાં સંતાનોવાળા મોટા કુટુમ્બના એ વડીલ મનાતા. બે ભાણેજ ડૉ. પરમોદરાય ઇશ્વરરાય દ્વિવેદિયા તથા રા. વ્યંકટરાવ ભીમરાવ દ્વિવેદિયા સમવયસ્ક હતા. રા. વ્યંકટરાવ વર્ષ ઉપર સ્વર્ગવાસી થયા અને ડૉ. પરમોદરાય જે સદ્ગત મામાના અંગત દાક્તર હતા તે એક માસ ઉપર સ્વર્ગવાસી થયા. તેમના ભાણેજો પૈકી પ્રો. વીરમિત્ર દ્વિવેદિયા, ભાઈ લીનકરરાય અને હું હયાત છીએ. સદ્ગત મામા તરફ ભાણેજોનો આદરભાવ, તેમના ગુણોનું પરિણામ હતું. નાનપણમાં ઘોડા ઉપર સવારી કરી ફરવા જતા. વિદ્યાર્થી હતા ત્યારે સવારનો અભ્યાસ પરવારી ભોજન સમય આગાઉ, નહાઈ પૂજા પાઠ નિત્ય કરતા. પોતાના પુત્રો તથા પુત્રીઓ અને અન્ય કુટુમ્બીઓ પ્રત્યે સ્નેહભાવથી વાતાવિનોદ કરતા.

તેમણે નોકરી દરમિયાન ખોટી ખુશામત આચરી નથી. તેમના સહવાસમાં આવનાર મિત્રો, સ્નેહીઓ તથા અન્ય વ્યક્તિઓને તેમનામાં જ્ઞાન, વિદ્વત્તા, શાંતિ, વાર્તા વિનોદ ઇ૦ ગુણો નજરે પડતા.

પોતાના નિત્યજીવનમાં ખાનગી વાચન તથા મિત્રમેળાપમાંથી સમય કાઢી ક્રિકેટ મેચો જોવાનો ઉલ્લાસ ઘણો હતો. પોતે બનારસ વિદ્યાપીઠમાં એક ' સિલ્વર કપ ' આ નિમિત્તે અર્પ્યો છે એવું સાંભળ્યું છે.

પિતૃભક્તિ, માતૃસેવા, કુટુમ્બવત્સલતા, સૌજન્ય, વ્યવહારદક્ષતા ચૂક્યા નથી. તેમની છેવટની માંદગી ઉપરાંત જીવનમાં બીજી ત્રણ ચિંતાજનક માંદગી પ્રાપ્ત થઈ હતી. પ્રથમ માંદગી પોતાના પૂજ્ય પિતાશ્રીના અવસાન પછી તરત આવેલી જેને પરિણામે તેલ, મરચું, આંબલીનો દાક્તરી સલાહથી ત્યાગ થયો અને આ નિયમ જીવનપર્યંત પાળ્યો. બીજી માંદગી ત્રિદોષની મુંબઈમાં તેમના મિત્ર સ્વ. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીના મુકામે પ્રાપ્ત થયેલી. પોતાના મિત્ર, સગાં, અને સ્વ. મુ. નરસિંહરાવભાઈ તેમ જ નિષ્ણાત દાક્તરની મદદથી તેમાંથી બચ્યા. બનારસમાં તેવી જ સ્થિતિમાં સપડાયા હતા. પ્રભુકૃપાથી વ્યાધિમુક્ત થયા. છેવટ પોતાને લકવાનો ઉપદ્રવ થયો. પગના દુખાવે બહુ હરીફરી–જાતે ચાલી–શકતા નહિ. આ માંદગીમાં ડૉ. મોદીલેની સલાહ અને ડૉ. સિન્ધુવિહારી દ્વિવેદિયાની દેખરેખ નીચે ઉપચારો લેતા. પોતાના ભાણેજ જમાઈ ડૉ. મુકુન્દરાય સામળપ્રસાદ ઉપર શ્રદ્ધા હોવાથી જ્યારે તબિયત પૂછવા આવતા ત્યારે હકીકત કહી માવજત કરાવતા. આ છેલ્લી માંદગી લાંબી ચાલી. અસ્વસ્થતા પ્રાપ્ત થઈ. આ બધો સમય તેમની સારવાર તેમના પુત્રો, પુત્રીઓ, પુત્રવધુઓ અને અન્ય નિકટનાં સગાંઓએ કરી હતી. પુત્રવધૂઓની શુશ્રૂષા બદલ પોતે અનેક વખત સંતોષસૂચક ઉદ્ગારો કાઢતા. તેમની આવી પ્રકૃતિમાં પોતાના ભાણેજ લીનકરરાય જે ઘણો સમય હાજર રહેતા તેમની પાસે ગીતાજી કે ભાગવતનું વાચન કરાવતા. પ્રસંગોપાત્ત કીર્તન પણ તંબૂરાવાળાને બોલાવી સાંભળતા. વ્યાધિનું સ્વરૂપ બગડવાથી માત્ર ત્રણ ચાર દિવસના જ્વરને પરિણામે તા. ૭–૪–'૪૨ ને રોજ સાંજે ૪ વાગ્યે સગાં, કુટુંબીઓ, સ્નેહીઓની હાજરીમાં સ્વર્ગવાસી થયા. માંદગીની સ્થિતિમાં વખતોવખત શેઠ અંબાલાલ સારાભાઈ, સૌ. સરલાદેવી બહેન, શેઠ કસ્તૂરભાઈ લાલભાઇ, શ્રીમતી લીલાવતી બહેન લાલભાઈ, શ્રીમતી મનોરમા બહેન, અન્ય કુટુમ્બીઓ તથા સર ગિરજાપ્રસાદ અને તેમનાં કુટુમ્બીઓ વગેરે અંગત સંબંધે હકીકત જોવા આવતાં. શ્રીમતી લીલાવતી બહેન અને શ્રીમતી મનોરમા બહેન સદ્ગત પ્રત્યે પૂજ્યભાવની લાગણીથી છેવટના દિવસોએ પણ તેમની સમીપ રહી સારવાર માવજત ચૂક્યાં નથી. છેવટની માંદગીમાં અસ્વસ્થ તબિયત છતાં સંબંધીઓની મુલાકાત તથા સ્નેહીઓ અને સંસ્થાસંચાલકો સાથે વાતચીત કે પ્રશ્નો પરત્વે અભિપ્રાય આપ્યા છે. તેમના સ્વર્ગવાસથી સાહિત્ય, કેળવણી વગેરે જે સંસ્થાઓના અધ્યક્ષ હતા તેને ખોટ જ પડી છે. તેમના પુત્રો, પુત્રીઓ અને અન્ય કુટુમ્બીઓને તેમની સલાહ તથા ઉપદેશની પણ ખોટ છે. પ્રભુ તેમના આત્માને શાંતિ અર્પો.

# આનંદશંકર બાપુભાઈ ધ્રુવ

## શ્રી. પોપટલાલ ગોવિંદલાલ શાહ

**સ્વ. આનંદશંકરને** માટે ગુજરાતીમાં કાંઈ લખાય તો ગુજરાતી વિદ્વાનોમાં તેમનું શું સ્થાન એ વિશે જરૂર કાંઈ વિવેચન થવાનું. તેમના લગભગ તોંતેર વર્ષ જેટલા આયુષમાં તેમણે બેતાળીસ વર્ષ સુધી "સુદર્શન" અને "વસંત" એ માસિકોના તંત્રી તરીકે સતત કામ કર્યું છે, અને તે સમયમાં કેવળ કવિતા કે સાહિત્ય, નવલકથા કે નાટકની દૃષ્ટિથી નહિ પણ સમગ્ર દેશની સંસ્કૃતિ અને ઉન્નતિની દૃષ્ટિથી તેમણે ગુજરાતી વાઙ્મયની અવિરત સેવા બજાવી છે. તેમની મહત્તા કેવળ સાહિત્યકાર (સાક્ષર!)ની દૃષ્ટિએ જોનાર તેમને અન્યાય કરે છે, કારણ કે ગુજરાતી વાઙ્મયની સેવા ઉપરાંત તેમણે વિચારસંસ્કૃતિની સર્વદેશીય અને સમગ્ર દૃષ્ટિ હંમેશ પોતાની સમક્ષ રાખી છે. કેટલાએક સાહિત્યકારો પોતાના વિષયની બહાર ચંચુપાત કરવાને અશક્ય નીવડયા છે અને કેટલાકો તો શુદ્ધ સાહિત્યની સંકુચિત દૃષ્ટિમાં જ સર્વસ્વ માનતા શીખ્યા છે. ગુજરાતી સાહિત્યનું વાસ્તવિક સ્વરૂપ સમજનાર, અને શુદ્ધ સાહિત્ય ઉપરાંત તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, અર્થશાસ્ત્ર, ઇતિહાસ અને સંશોધનની યોગ્ય કીમત સમજનાર અને કદર કરનાર તેઓ પ્રથમ વિદ્વાન હતા. "વસન્ત" માસિકના તંત્રી તરીકે, કોલેજમાં સંસ્કૃત અને તત્ત્વજ્ઞાનના અધ્યાપક તરીકે, કોલેજના પ્રિન્સિપાલ તરીકે, અને બનારસ યુનિવર્સિટીના પ્રો-વાઇસચેન્સેલર તરીકે તેમનામાં વિહંગદૃષ્ટિ, હૃદયની વિશાળતા, અને કાર્યક્ષમ દૃષ્ટિ સુદૃઢ પ્રાપ્ત થઈ હતી, એટલું યાદ રાખીએ તો જ તેમના જીવનની મહત્તા સમજી શકાય એમ છે.

આનંદશંકરભાઈની ખ્યાતિ ગુજરાત બહાર પ્રસરેલી હોવા છતાં તેમનામાં ગુજરાતીપણું અને ગુજરાતી માટેનો તેમનો પ્રેમ ઓતપ્રોત હતાં; તેથી જ તેમનું નામ લેતાં તેમની સૌમ્ય મુખાકૃતિ તરત જ યાદ આવે છે. એમનો પહેરવેશ તો એમના માનસિક સંસ્કાર અને વૃત્તિના સ્મારક રૂપ ચિરસ્મરણીય રહેશે. ભવ્ય કપાળમાં આર્યસંસ્કૃતિના ભૂષણરૂપ મોટો ગોળ ચાંલ્લો, ગુજરાતી સંસ્કૃતિના પ્રતીક રૂપ એમની પાઘડી, અને હિંદુધર્મનો વાવટો ફરકાવતું એમનું ધોતિયું અને ખાદીનો કોટ એ કેવળ ગુજરાતમાં નહિ પણ આખા હિંદમાં તેમને એક શ્રેષ્ઠ વિદ્વાન તરીકે ઓળખાવતા. હાલમાં જો કે પાઘડીની કીમત ખાદીધારીઓમાં તેમ જ બીજા વિદ્વાનોમાં ઓછી થઈ છે, છતાં આનંદશંકરભાઈએ તે પહેરવેશ છેવટ સુધી ચાલુ રાખ્યો હતો. અને એ આનંદશંકરભાઈના માનસનું એક અંગ વ્યક્ત કરે છે. તે ઉપરાંત એમનાં ઘણાં ખરાં પ્રસિદ્ધ ફોટો-ચિત્રોમાં યુનિવર્સિટીનો ઝભ્ભો જોવામાં આવે છે તે પણ તેમની યુનિવર્સિટીની તરફનો અનહદ પ્રેમ દર્શાવે છે. સરકારી નોકરીમા હોવા છતાં નવાયુગની ખાદીની નવી પ્રણાલિકાને પણ તેમણે ઘણાં વર્ષથી ઝીલી હતી એ એમની દેશભક્તિ અને એમના પ્રગતિપૂજક માનસનું

ભાન કરાવે છે. વળી આચારમાં બીજી રીતે કટ્ટિચુસ્ત હોવા છતાં નવાયુગના ચાલનો નોખ એમને એટલો હતો કે રેગ્ગોગંકાર કે ડાર્વિનિઝમની ચાલને વર્જ્ય ગણતા નહિ. તેવી રીતે પોતાને સનાતન હિંદુ ગણાવતાં છતાં હરિજન-પ્રવૃત્તિ તરફ એમની સહાનુભૂતિ ઓછી નહોતી. ગુજરાતી સાહિત્યમાં પણ જૂના સાહિત્યના પુજક હોવા છતાં નવાયુગના સાહિત્ય અને વિચારમાળાને પૂરતો ન્યાય આપતા અને કોઈ કોઈ જગ્યાએ તેને અપનાવતા પણ ખરા જ. આનંદશંકરભાઈએ દરેક રીતે પ્રાચીન અને અર્વાચીનનો સમન્વય સાધ્યો હતો. ગાંધીજીના શબ્દોમાં કહીએ તો આનંદશંકરભાઈ સુધરેલા અને સનાતની, અને પૂર્વ અને પશ્ચિમની વચ્ચે એક સુંદર પૂલરૂપ હતા. હિંદમાં ઉદ્યોગ અને હુન્નર વિકાસમાં નવી દૃષ્ટિ ધરાવનારાઓમાં, તેમ જ નવા જ્ઞાનનો સુયોગ સાધનારાઓમાં આનંદશંકરભાઈ ગુજરાતના અગ્રગણ્યમાંના એક હતા. વિજ્ઞાનને પણ પોતે પ્રોત્સાહન આપ્યું હતું અને સાહિત્ય પરિષદમા પણ એને યોગ્ય સ્થાન મળે એવી ઇચ્છા અને આગ્રહ ધરાવતા. આમ તેમણે ગુજરાતની સંસ્કૃતિને સમગ્ર એકલી પ્રેરણા આપી નથી પણ તેને પોષી પણ છે

સ્વર્ગસ્થ આનંદશંકરભાઈના માનસને સમજવા તેમના જીવનની ટૂંકી રૂપરેખા જાણવી જોઈએ એમનો જન્મ ઇ. સ. ૧૮૬૯ માં થયો હતો. તે સમયે ૧૮૫૭ના બળવા પછી તરતની શાન્તિ સ્થપાઇ હતી એમના પિતાશ્રી રાવ સાહેબ બાપુભાઇ ધ્રુવે કાઠિયાવાડ એજન્સીના હસ્તગ્રાગનો માનવંતો હોદ્દો ભોગવી નિવૃત્ત થયા પછી વડોદરા રેસીડન્સીમાં વડોદરા રાજ્યના વકીલ તરીકે કામ કર્યું હતું, એટલે આનંદશંકરભાઇનું કુટુંબ નવી રાજ્યપદ્ધતિ અને અંગ્રેજી સંસ્કારથી તદ્દન અજાણ્યુ નહોતું વડનગરા ગૃહસ્થ જ્ઞાતિમાં જન્મ્યા હોવાથી ધર્મનિષ્ઠ અને ધર્મચુસ્ત હતા. ભોળાનાથ સારાભાઇ જેવા સુધારકો અને તેના કુટુમ્બના સંપર્કમાં આવ્યા હોવા છતાં એઓ એમનાથી ઘણી રીતે અલિપ્ત રહેતા. આ ગર્ભશ્રીમંત અને ગર્ભસંસ્કારી પુરુષ, બાળપણથી લાડમાં ઊછરેલા હોવા છતાં અભ્યાસને માટે શ્રમ લેવાને તત્પર રહેતા. ૧૮૯૨માં એમ એ. થઇ ૨૪ વર્ષની ઉમરે ગુજરાત કોલેજમા સંસ્કૃતના અધ્યાપક નિમાયા ઇ સ ૧૮૯૭મા એલ. એલ બી થયા પણ અધ્યાપકનુ કામ છોડયુ નહિ અને સંસ્કૃત ઉપરાંત અંગ્રેજી અને તત્ત્વજ્ઞાન પણ તેઓ સિદ્ધ હસ્તે શીખવતા એમની સમજશક્તિ અને પ્રામાણિકતામા વિશ્વાસ હોવાને લીધે તેઓ ૧૯૧૯મા અમદાવાદના મિલમાલેકો અને મિલમજદારની વચ્ચે પંચ નિમાયા હતા ૧૯૧૯માં આઇ. ઇ. એસ.માં એલ્ફિન્સ્ટન કોલેજમા સંસ્કૃતના અધ્યાપક તરીકે તેમની બદલી થઈ. થોડા સમયમા ભારતભૂષણ મદનમોહન માલવીયાની માગણીથી બનારસ હિંદુ યુનિવર્સિટીના સંસ્કૃતના અધ્યાપક અને પ્રો-વૉઇસચાન્સેલરના સ્થાને નિયત થયા. ત્યા તેમની આંતરપ્રાંતીય પ્રતિષ્ઠા વધી અને ૧૯૨૧મા અખિલ હિંદ તત્ત્વજ્ઞાન પરિષદના વિભાગી પ્રમુખ થયા અને ૧૯૨૬માં સભ્ય પરિષદના પ્રમુખ નિમાયા બનારસમા તેમણે ૧૯૧૯થી ૧૯૩૫ સુધીના સત્તર વર્ષના ગાળામાં એકનિષ્ઠાથી જે કામ કર્યું તેની યાદગીરીમા પંડિત મદનમોહન માલવીયાએ તેમના અવસાન વખતે કહ્યુ હતુ કે—" Hindu University will cherish memory with gratitude." સર રાધાકૃષ્ણે તાર કરેલો કે—" The Country has lost a great scholar and

educationist and our University a distinguished pro-vice-chancellor who left his mark on many sides of our academic life ". આનંદશંકરભાઈ મધુર વક્તા હોવાથી યુનિવર્સિટીના કઠિન પ્રશ્નોમાં નિર્ણય આપતાં ઢીલ કરતા એવું તેમના વિશે કહેવાય છે; પરંતુ એ અભિપ્રાય નિષ્પક્ષપાતી ન ગણાય, એ ઉપરના બે તારો ઉપરથી સ્પષ્ટ જણાય છે. બનારસથી અમદાવાદ આવ્યા પછી એમણે ત્રણ શુભ કાર્યો આદર્યાં: એક બ્રહ્મચારીની વાડીના ટ્રસ્ટી તરીકે ત્યાંની સંસ્કૃત પાઠશાળાના અભ્યાસક્રમમાં અને વ્યવસ્થામાં સુધારા કરીને સંસ્કૃત વૈજ્ઞાનિક અભ્યાસને નવું જીવન આપ્યું; ગુજરાત કેળવણી મંડળ સજીવન કરીને અમદાવાદમાં નવી આર્ટ્સ કૉલેજ અને કૉમર્સ કૉલેજની સ્થાપના કરવામાં પોતાના અનુભવ અને કાર્યશક્તિનો લાભ આપ્યો; ૧૯૩૬ થી ૧૯૪૨ સુધી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના પ્રમુખ હતા અને પ્રમુખ તરીકે સોસાયટીના અંગે સંશોધન વિભાગ સ્થાપિત કરીને સરકાર પાસેથી સારી ગ્રાંટ પ્રાપ્ત કરીને ગુજરાતમાં સંશોધનને ખરું ઉત્તેજન આપ્યું. તેમની અનેકદેશીય સેવા અને વિદ્વત્તાની કદર તેમના જીવનમાં જ ઘણી રીતે થયેલી એ સંતોષની વાત છે. ઇ. સ. ૧૯૨૮માં ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ થયા હતા. સકળ હિંદ યુનિવર્સિટીઓના બૉર્ડના સભ્ય તરીકે ઘણાં વર્ષો સુધી રહેલા અને ૧૯૩૩માં તેના પ્રમુખ નિમાયેલા. ૧૯૩૭માં બનારસ હિંદુ યુનિવર્સિટીએ 'ડૉક્ટર ઑફ્ લિટરેચર'ની માનનીય ડિગ્રી આપેલી. તેવું માન સદ્‌ગત ભગવાનલાલ ઇંદ્રજી સિવાય બીજા કોઈ ગુજરાતી વિદ્વાનને મળેલું જાણવામાં આવ્યું નથી. નિવૃત્ત થયા છતાં એમની પ્રવૃત્તિ ચાલુ જ હતી. ૧૯૩૬ થી ૧૯૩૯ સુધી ગુજરાત સંશોધન સોસાયટીના ઉપપ્રમુખ હતા.

આનંદશંકરભાઈએ ગુજરાતી સાહિત્યની સેવા "વસંત"ના તંત્રી તેમ જ "સુદર્શન"ના સહતંત્રી તરીકે કરી હતી. વિદ્યાર્થિ-અવસ્થામાંથી ઉત્તીર્ણ થતાં તરત જ તેમણે 'સુદર્શન'માં પોતે લેખો આપીને તેમ જ ભાષાન્તરો કરીને સ્વ. મણિલાલ નભુભાઈને મદદ કરી હતી. 'વસંત'નું કાર્ય "વસન્ત રજતમહોત્સવ સ્મારક ગ્રંથ"માં અનેક લેખકોએ સારી રીતે વર્ણવેલું છે, પરંતુ એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે કૉલેજના અધ્યાપકોને સાધારણ રીતે વધારે કીર્તિ અને ધન પ્રાપ્ત કરવાની ઉત્કંઠા હોય છે: યુનિવર્સિટીના પરીક્ષક, સેનેટના સભ્ય વગેરે સ્થાન પ્રાપ્ત કરવાની હરીફાઇમાં શુદ્ધ જ્ઞાન અને વિદ્યાની ભક્તિ ઘણા ભૂલી જાય છે. એવા સમયમાં આનંદશંકરભાઈએ આટલા લાંબા કાળ સુધી, કેવળ નિઃસ્વાર્થ બુદ્ધિથી જ નહિ પણ દર વર્ષે રૂપિયા પાંચસો સુધી ગાંઠનો ખર્ચ કરીને પણ, 'વસંત' માસિક નભાવ્યું. વળી જે યુગમાં ગુજરાતી ગ્રેજ્યુએટોને સ્વભાષામાં લખવાની પણ સૂગ આવતી, તે સમયમાં લેખકોને ઉત્તેજન આપીને કેવળ સાહિત્ય કે વિવેચન ઉપરાંત રાજકીય પ્રશ્નો, વૈજ્ઞાનિક વિષયો, આર્થિક અને ધાર્મિક વિષયો ઉપર સંખ્યાબંધ લેખો દર માસે પ્રકટ કરતા. 'વસન્ત'ના રંગના પૂંઠાવાળા માસિકના છેલ્લે પાને આપેલા અંગ્રેજી પુસ્તકોનાં અવતરણ દ્વારા એમના સ્વાધ્યાય અને જ્ઞાનરસનો લાભ વાચકોને મળતો. 'વસન્ત'ના અગ્ર પૃષ્ઠે લાંબા મુદ્રાલેખમાંથી "स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्" એ વાક્યે ઘણા વાચકોને પ્રેરણા આપી છે અને હજુ પણ ગોવર્ધનરામના 'સાક્ષર જીવન'નું મને ભાન

કરાવે છે. આનંદશંકરભાઈના ગુજરાતી સાહિત્યમાં સ્થાન વિશે ઘણું લખાયું અને લખાશે. પરંતુ એમને વિશે એટલું તો બધા કબૂલ કરશે કે તેમણે 'વસન્ત' મારફત કરેલી ગુજરાતની સેવા અપ્રતિમ અને અનુપમ છે.

ગુજરાતી વિદ્વાનોમાં કોઈને પણ શુદ્ધ સાહિત્ય ઉપરાંત બીજા વિષયો ઉપર સતત મમતા હોય તો તે આનંદશંકરભાઈ હતા. સંસ્કૃત સાહિત્યના અભ્યાસી અને શિક્ષક તરીકે તેમ જ અંગ્રેજી સાહિત્ય અને પાશ્ચાત્ય તેમ જ પૌરસ્ત્ય ન્યાયશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનના અધ્યાપક અને પરીક્ષક તરીકે તેમણે ખ્યાતિ મેળવેલી. આ વિશાળ અને અનેકદેશીય જ્ઞાનને લીધે તેમના લેખોમાં જે ઉચ્ચ સાહિત્યદૃષ્ટિ જોવામાં આવતી તે ભાગ્યે જ બીજા સાહિત્યકારોમાં જોવામાં આવે છે. વિજ્ઞાન અને સંશોધન જેવા શુષ્ક લાગતા વિષયો ઉપર તેમણે મમતા રાખીને તે વિષયોના અભ્યાસ માટે જે આગ્રહ બતાવ્યો છે તે તેમની લાક્ષણિક માનસિક વૃત્તિનું પરિણામ છે.

આનંદશંકરભાઈ વિદ્વાન સાહિત્યકાર હોવાથી તેમને "સાક્ષર" શબ્દ ગમતો નહિ: એમનામાં સંકુચિત દૃષ્ટિ, દ્વેષભાવના તેમ જ લડાયકવૃત્તિ ન હતી. એમનામાં ગોવર્ધનરામની ભાષા-સમૃદ્ધિ કે પ્રતિભા ન હોય, કેશવ હર્ષદ ધ્રુવની પંડિતાઈ કે નાટ્યશક્તિ ન હોય, નરસિંહરાવની મધુર આર્દ્રતા ન હોય, નાનાલાલની કાવ્યશક્તિ ન હોય, કે રમણભાઈ નીલકંઠની રસિક મૃદુતા ન હોય તે છતાં, એમનામાં વિશાળદૃષ્ટિ, લાક્ષણિક વિચારશ્રેણી, વિશ્વપ્રેમની ભાવના, મર્માળુ હાસ્યવૃત્તિ, શૈલીની વિવિધતા, અને ગૂઢ વિચારશક્તિ હતાં. એને લીધે તેમનું સ્થાન ચિરસ્થાયી અને હિમાલયના જેટલુ ઊંચું રહેશે.

એમણે વધારે પુસ્તકો લખ્યાં નથી છતાં જે લખ્યાં છે તે વિદ્વત્તાપૂર્ણ, મનનીય અને ઉચ્ચ કોટિનાં છે. મુંબઈ સરકારી સંસ્કૃત સિરીઝમાં સ્યાદ્વાદમંજરી, ગાયકવાડ ઓરિયેન્ટલ સિરીઝમાં ન્યાયપ્રવેશ, તેમનું શ્રીભાષ્ય એ સમર્થ પુસ્તકો એમની સંસ્કૃત ભાષા, સાહિત્ય અને તત્ત્વજ્ઞાનના વિષયમાં મેળવેલા જ્ઞાનના કીર્તિસ્તંભ રૂપ છે. "આપણો ધર્મ"ની ત્રણ આવૃત્તિ અને "હિંદુ ધર્મની બાળપોથી" 'ધર્મવર્ણન' અને 'નીતિશિક્ષણ' એ દરેક તેમની અદ્‌ભુત શક્તિનુ ભાન કરાવે છે. "વસન્ત"માં આવતા કવિતા અને સાહિત્ય ઉપરના લેખો નવા રૂપમાં પ્રકટ કરીને ગુજરાત વર્નાક્યુલર સોસાયટી કૃતકૃત્ય થઈ છે. હજુ તેમનાં જૂનાં અપ્રાપ્ય પુસ્તકો અને લેખો ફરીથી છપાવવાનું કામ પણ સોસાયટી ઉપાડશે, એવી આશા રાખી શકાય. ગુજરાતના વિદ્વાનો આનંદશંકરભાઈની સાર્વત્રિક વિદ્વત્તાનું અને તેમની સેવાભાવી, સદ્‌ભાવી, સૌમ્યવૃત્તિનું પાલન કરે તો સદ્‌ગતના આત્માને આનંદ થશે એ નિઃશંક છે.

# આચાર્યશ્રી આનંદશંકર બાપુભાઈ ધ્રુવનાં સંસ્મરણ

## શેઠશ્રી કસ્તૂરભાઈ લાલભાઈ

છેલ્લાં પચાસ વર્ષમાં ગુજરાત પર સંસ્કારની જે છાપ પડી છે, તેમાંનો ઓછોવત્તો યશ આચાર્યશ્રી આનંદશંકરભાઈ ધ્રુવને ફાળે જાય છે: પ્રખર અભ્યાસી અને અનન્ય ચિંતક (ફિલસૂફ) તરીકે તેમણે પોતાનું જીવન ગુજાર્યું અને તપસ્વી જેવી જિંદગી ગાળવા છતાં પણ સમાજને ઉપયોગી એવાં ઘણાં કાર્યો એમણે કર્યાં છે, જેની જનતાને પૂરેપૂરી યાદ કદાચ નહિ પણ હોય.

મારી સાથેના તેમના પરિચયની ટૂંકી રૂપરેખા જો આપું તોપણ તેમની નિર્લેપ સેવાભાવી પ્રવૃત્તિઓનો ખ્યાલ આવી શકે તેમ છે. ગુજરાત કોલેજના અધ્યાપકપદે તેઓ હતા ત્યારે મારા સ્વ. પિતાશ્રી લાલભાઈ દલપતભાઈ તે કોલેજની વ્યવસ્થાપક સમિતિના સભ્ય હતા. પરસ્પરના પરિચયે કૌટુંબિક રૂપ પકડયું, અને તેમની સાથેનો અમારા કુટુંબનો પરિચય મને વારસારૂપે મળ્યો, અને તેમના સંસર્ગનો લાભ અમારા કુટુંબને તેઓ જીવ્યા ત્યાંસુધી મળતો રહ્યો.

સને ૧૯૨૧માં મારાં બહેન તથા ભત્રીજાભત્રીજીને તેમની પ્રેરણા નીચે બનારસ અભ્યાસ અર્થે મોકલ્યાં, ત્યારે તેમણે તેઓની તરફ જે વાત્સલ્યભાવ બતાવ્યો તેથી તેઓ અમારા કુટુંબના મુરબ્બી તરીકે ગણાયા.

આ પહેલાં પણ પૂજ્ય ધ્રુવસાહેબ સાથે મારે ઔદ્યોગિક કારણો નિમિત્તે સંસર્ગમાં આવવું પડ્યું. સને ૧૯૧૭ના પ્લેગના રોગચાળા પછી જે પગારનો વધારો કારીગરોને આપવો પડયો તે ચાલુ રાખવો કે નહિ એ બાબત પર મહાત્મા ગાંધીજી અને મિલમાલિકો વચ્ચે સને ૧૯૧૮-માં મતભેદ પડયો. મહાત્મા ગાંધીજી ઉપવાસ ઉપર ગયા અને અમદાવાદના મિલમાલિકોએ લવાદની પદ્ધતિનો સ્વીકાર કર્યો, ત્યારે પહેલવહેલા પંચ તરીકે તેમની બંને પક્ષ તરફથી નિમણૂક થઈ. મિલમાલિકો વીસ ટકા વધારો આપવા માગતા હતા અને ગાંધીજીની માગણી પાંત્રીસ ટકાની હતી. તેમનો ચુકાદો તદ્દન સરળ હતો. પહેલે દિવસે વીસ ટકા, બીજે દિવસે પાંત્રીસ ટકા અને ત્રીજા દિવસથી સાડીસત્તાવીસ ટકા પ્રમાણે વધારો આપવો. આ પ્રમાણેનો બંને પક્ષને સંતોષનો તેમનો ચુકાદો માન્ય રાખવામાં આવ્યો અને અમદાવાદની ઔદ્યોગિક શાંતિના પાયારૂપ લવાદની પદ્ધતિના પાયા તેમને હસ્તે નંખાયા. આજ સુધીની અમદાવાદની ઔદ્યોગિક શાંતિ તે પદ્ધતિને ઋણી છે.

ત્યારપછી ઘણી વખતે મિલમાલિકો અને મજૂરમહાજન વચ્ચેના મતભેદોમાં તેઓએ પંચ યા સરપંચ તરીકે કામ કર્યું. સને ૧૯૨૩માં મિલમાલિકોએ પગાર ઘટાડવાનો સવાલ પંચ પાસે લઈ જવાની માગણી કરી, અને મજૂર મહાજને તે સ્વીકારી નહિ. મિલમાલિકોએ પગારનો ઘટાડો જાહેર કર્યો, અને મજૂરો હડતાલ પર ગયા. આ હડતાલ નવ અઠવાડિયાં સુધી ચાલી

અને આનંદશંકરભાઈના વચ્ચે પડવાથી તેમના પ્રયાસે તે પ્રશ્નનો પણ નિકાલ આવ્યો. આવી રીતે તેમણે અમદાવાદની આર્થિક પ્રવૃત્તિઓમાં મહત્ત્વનો ફાળો આપ્યો હતો.

તત્ત્વજ્ઞાન, ઉદ્યોગ વગેરે પ્રવૃત્તિઓમાં રસ લેવા છતાં તેમની સતત ભાવના એ જ હતી કે, અમદાવાદ ગુજરાતભરની કેળવણીનું કેન્દ્રસ્થાન બને અને ગુજરાતની અલગ યુનિવર્સિટી સ્થપાઈ ગુજરાતભરમાં કેળવણીનો પ્રચાર વધુ પ્રમાણમાં થાય. બનારસ હિંદુ યુનિવર્સિટીના પ્રો. વાઇસચાન્સેલર પદેથી નિવૃત્ત થયા પછી તેમણે અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના પ્રમુખપદની જવાબદારી માથે લીધી, અને પોતાની નિવૃત્તિનો આખોયે સમય સોસાયટીને અર્પ્યો. સોસાયટીની આજે જે બે કોલેજો ચાલુ છે, તેની વ્યવસ્થા તથા તેના અધ્યાપકોની ચૂંટણી કરવામાં પણ તેમણે અથાગ જહેમત ઉઠાવી તેમની નિષ્પક્ષપાત પસંદગીને અંગે ઉચ્ચશ્રેણીના અધ્યાપકો તે બે કોલેજોને મળ્યા છે, તેનો ખ્યાલ તેમાં શિક્ષણ લેતા યુવાનો જ્યારે વ્યવહારમાં ઊતરશે ત્યારે જ આવશે.

આ ઉપરાંત તેમના જીવનની બીજી આકાંક્ષા એ હતી કે, ગુજરાતમાં પોસ્ટ-ગ્રેજ્યુએટ કેળવણીનો વિકાસ થાય. તે અંગેની તેમની પ્રવૃત્તિઓ તેઓએ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી મારફતે આદરી અને આજે તેનાં પણ સુંદર પરિણામો ઊતરી રહ્યાં છે.

જાજરમાન દેહ, ભવ્ય મનોબળ, તપસ્વી જેવું જીવન અને તત્ત્વજ્ઞાનના અનેરા સમીક્ષક એવા આનંદશંકરભાઈની સેવાનો લાભ-અમદાવાદ તથા ગુજરાતને વધારે મળ્યો હોત, તો તે તેમને માટે વધારે યશોદાયી થાત, એટલું જ નહિ પરંતુ અમદાવાદ અને ગુજરાતના વિકાસ માટે, વધુ ઉપયોગી નીવડત. તેમનાં જ્ઞાન, તેમની પવિત્ર જીવનશક્તિ અને તેમના સમાજના સ્થાનને અંગે *વિચાર કરતાં એમ લાગે છે કે આજના જમાનામાં શિષ્યો માટે आचार्यदेवो भव એ વાક્ય કોઈ* પરત્વે યોગ્ય ઠરે એમ હોય તો તે આચાર્યશ્રી-આનન્દશંકરભાઈ માટે જ.

# સદ્‌ગત આનંદશંકરભાઈ

## અધ્યા. રામનારાયણ વિશ્વનાથ પાઠક

સદ્‌ગત આનંદશંકરભાઈ બનારસ હતા તે દરમિયાન જ્યારે જ્યારે અહીં આવતા ત્યારે ત્યારે હું તેમને મળવા જતો. કોઈવાર કંઈ પ્રસંગ હોય તો મને એ બોલાવતા. તે પછી બનારસથી નિવૃત્ત થઈ અહીં આવ્યા ત્યારે તો વારંવાર મળવા જતો. છતાં અત્યારે એમ લાગે છે કે તેમનો જોઈએ તેવો લાભ ન લેવાયો, તેમને જોઈએ તેટલી વાર મળવા ન જવાયું. તેમને જાણવા હતા તેવા જાણી ન શકાયા. એમની અંતિમ શ્રદ્ધાઓ શી શી હતી તે સમજી ન શકાયું.

તેમ છતાં તેમના પરિચયમાં આવતો ગયો, તેમતેમ તેમના સ્વભાવનું વધારે સારું દર્શન થતું ગયું. તેમાં કેટલુંક સમજાતાં તો મને તત્કાળ આશ્ચર્ય થયેલું. એવું એવું કેટલુંક અહીં કહેવા—નોંધવા પ્રયત્ન કરીશ.

ગુજરાત વિદ્યાપીઠમાં થોડો સમય કામ કર્યા પછી મને એકવાર ગુજરાત સાહિત્ય સભા તરફથી એક વ્યાખ્યાન આપવા નિમન્ત્રણ મળ્યું. મેં તે વખતે 'કાવ્યમાં વર્ણનું મહત્ત્વ' એ મારો લેખ વાંચ્યો. ઘણું ભાગે અમદાવાદમાં જાહેરમાં સાહિત્યના વિષય ઉપર બોલવાનો એ મારો પહેલો પ્રસંગ. આનંદશંકરભાઈ પ્રમુખપદે હતા. આખું વ્યાખ્યાન થઈ રહ્યા પછી તેમણે ઘણા જ મમત્વથી એ વ્યાખ્યાન 'વસંત' માટે માગ્યું. મેં જણાવ્યું કે એ એક બીજા માસિકમાં આપવાનું નક્કી થઈ ગયું છે. ખરું તો એ 'પ્રસ્થાન'માં જ આપવાનું નક્કી કરેલું, પણ 'પ્રસ્થાન' માસિકનો હું તંત્રી છું એવું સૂચવતાં મને ક્ષોભ થયો. હું કયા માસિકમાં આપવાનો છું તે તેમણે પૂછ્યું પણ નહિ. મને કહે "એ છપાય એટલે બસ. ગુજરાતના બધા માસિકોને હું મારાં જ ગણું છું." હું એમની સામે જ જોઈ રહ્યો. તેમાં જરા પણ ખોટો શિષ્ટાચાર કે બહારનો વિવેક નહોતો.

'પ્રસ્થાન'ને થોડાં વરસ થઈ ગયાં હશે. કેવી રીતે વાત ઉપસ્થિત થઈ તે યાદ નથી. તે બહુ પ્રસ્તુત પણ નથી. 'પ્રસ્થાન'ના પ્રકાશક શ્રી મિસ્ત્રીએ મને કહ્યું કે 'પ્રસ્થાન'ને 'વસંત' સાથે જોડી દેવાનું શક્ય છે, અને મારે એ માટે તેમને મળવા જવું. હું મળવા ગયો. બન્ને માસિકો જોડવાની વાત નીકળી. 'પ્રસ્થાન'નું તંત્ર એક મંડળને અધીન હતું. મેં કહ્યું, આપ તેના પ્રમુખ થાઓ. તેમણે તરત સ્પષ્ટ કર્યું કે તેઓ એ રીતે તંત્ર કોઈને સોંપવા તૈયાર નહોતા. મને તેમણે જણાવ્યું કે, 'વસંતે હજી ઘણું કરવાનું બાકી છે. જે ખરું કામ તેણે કરવાનું છે તે તો હજી શરૂ પણ નથી થયું. 'વસંત' તેમના આદર્શ પ્રમાણે ન ચાલી શક્યું તેનો તેમને ગમે તેટલો અસંતોષ હશે. પણ તે પ્રમાણે કરવાનો ઉત્સાહ અને આગ્રહ તેમનો છેક સુધી એવો ને એવો રહેલો. એ એમનું એક ગંભીર જીવનકાર્ય હતું. અને છતાં વ્યક્તિસ્વાતંત્ર્યની અને પોતાના કામ માટે કોઈને વધારેપડતો આગ્રહ ન કરવાની એમની ભાવના એવી ઉદાર કે... 'પ્રસ્થાન'માં

લખતો હતો તેથી કોઈ દિવસ મને 'વસન્ત'માં લખવાનું તેમણે કહ્યું નથી

એમના સંસર્ગમાં આવેલાને, તેમના ભોજનવ્યવહારમાં, બ્રાહ્મણાચારનું કે ચુસ્ત વડનગરા નાગર-આચારનું પાલન જોઈ આશ્ચર્ય થયું હશે. તેમણે તેમના ચિરંજીવી ધ્રુવભાઈને વિલાયત અભ્યાસ માટે મોકલ્યા અને વિલાયત જઈ આવેલા સાથેના વ્યવહારમાં તેમણે કદી કશો ભેદ કર્યો નથી છતાં તેમણે કદી જાહેર ખાણાં કે મિજલસમાં અજુગતું ગણાય તેવું કશું પેય ખાદ્ય બીજાને અડીને ખાધું નથી. મિજલસની શરૂઆતમાં બની શકે તો મગજ કે દ્રાક્ષ કે એવો કોઈ સૂકો મેવો હાથમાં લઈ ટેબલથી જરા દૂર જઈ જરા જરા ચણતા ચણતા તેઓ બધા સાથે વાર્તાવિનોદ જ કર્યા કરતા. પેઢી પરંપરાથી જે શોખ પળાતો આવ્યો હતો તે જ તેઓ પાળતા. રાત્રે નાહી શકાય એવી તબિયત ન હોય કે સગવડ ન હોય તો દૂધની દશમી જ જમતા. બીજી તરફ તેમના લેખો જોતાં સ્પષ્ટ જણાય છે કે તેઓ વર્ણભેદને હિંદુધર્મનું રહસ્ય માનતા નહોતા. વર્ણને એક પ્રાચીનકાળની સમાજવ્યવસ્થા માનતા. મને ઘણીવાર વિચાર થતો કે તો પછી તેઓ આવો આચાર આટલી ચુસ્ત રીતે કેમ પાળે છે. એ હું એમને કદી પૂછી શક્યો નથી. પણ હું માનું છું, એ એક એમનો મન સ્વચ્છતા કે શૌચનો આચાર હશે. સ્વચ્છતા અને શૌચ-બુદ્ધિનો યોગ એમના જેવો મેં બહુ વિરલ વ્યક્તિઓમાં જોયો છે. એને એ બ્રાહ્મણોની—આર્યોની વિશેષતા અને એમના તરફનો મળેલો વારસો ગણતા. અને અડવા આભડવા તરફ તિરસ્કારથી જોનારને પણ એમની સ્વચ્છતા અને શુચિ જોઈ એકવાર તો આદર થાય એમ હું માનું છું. હમેશાં સવારમાં વહેલા ઊઠી નાહવું, પૂજાપાઠ કરવો, અને વહેલા સવારમાં પરવારી સ્વચ્છ થઈ બહાર આવી કામ પર ચઢવું, એમાં ભલે ધાર્મિકતા ન હોય પણ, એ એવું સુંદર છે?—સુઘડ છે? અને સુંદરતા, સુઘડતામાં ધાર્મિકતા પણ નથી રહી? તેમના કપડામાં કદી ડાઘ પણ ન હોય. તેમના નખમાં કદી મેલ ન હોય. ક્યાંયથી કોઈ પણ જાતની જરા પણ દુર્ગન્ધ આવતી ન હોય. કશી ટાપટીપ નહિ, પણ પૂરી સ્વચ્છતા, પૂરી શુચિતા.

આ સવારમાં નાહીને પૂજાપાઠ કરવાની ટેવ તેમને એટલી સ્વાભાવિક થઈ ગયેલી કે, સામાન્ય માણસ જેમ પોતાની માંદગીના દિવસો લાંઘણથી કે પથારીવશ રહ્યાના કે ટેંપરેચર ન્હાવાના દિવસોથી ગણે, તેમ તેઓ સ્નાન ન કરી શક્યાના દિવસથી અને ભાગવતના પડેલા પાઠથી ગણતા. "એ માંદગીમાં મેં આટલે દિવસે સ્નાન કર્યું," અથવા "એ માંદગી દરમિયાન ભાગવતના મારા આટલા અધ્યાય પડ્યા"—એ રીતે તેઓ સ્નાન કરીને હમેશાં ભાગવતનો એક અધ્યાય વાંચતા, અને માંદગી દરમિયાન ચઢેલા અધ્યાયો પછી વધારે વાંચીને પૂરા કરી નાખતા.

આપણે એમને બુદ્ધિપ્રધાન માનતા—એ ખરું પણ હતું, છતાં ભાગવત જેવો ભક્તિપ્રધાન ગ્રન્થ તેમણે નિત્યપાઠ માટે પસંદ કરેલો. તેમને ભાગવત ઉપર ઘણી જ શ્રદ્ધા હતી. આપણી રાજકીય પરિસ્થિતિમાં આવેલા એક અત્યન્ત નિરાશાના અને નિષ્ક્રિયતાના પલટા દરમિયાન તેમણે માલવીયજીને કહેલું, "ચાલો આપણે નિવૃત્ત થઈને ભાગવત વાંચવા બેસી જઈએ" કે એ મતલબનું.

એમને તુલસીકૃત રામાયણ ઉપર પણ એવો જ ભાવ હતો.

કુલસંસ્કારો વિશે વિચાર કરતાં એક વાત યાદ આવે છે. તેમને માંસાહારીઓ પ્રત્યે કશો દ્વેષ નહોતો, પણ તેમને માંસાહારની અત્યન્ત સૂગ, ઘૃણા, જુગુપ્સા હતી. ડૉ. બાલકૃષ્ણ પાઠકે એકવાર મને કહેલું કે લીવર એક્સ્ટ્રૅક્ટ લેવાની ભલામણ કરતાં તેમણે તે લેવાની ના પાડેલી. તેઓ બનારસ રહેતા તે દરમિયાન બનેલી એક વાત મને શ્રીમતી મનોરમાબહેને કેટલાંક વરસો પહેલાં કરેલી યાદ છે. મનોરમાબહેન અને ધ્રુવસાહેબ ફરીને પાછાં આવતાં હતાં, ત્યાં ધ્રુવસાહેબે યુનિવર્સિટીના કેટલાક બંગાળી છોકરાઓને માછલાં પકડતા જોયા. ધ્રુવસાહેબના ગુસ્સાનો પાર ન રહ્યો અને તેઓ એકદમ છત્રી લઈ મારવા દોડ્યા. મારે તો શું, પણ છત્રી ઉગામી પછવાડે દોડ્યા અને છોકરાઓને ખૂબ ધમકાવ્યા. આ વાત એમણે પુષ્કળ હસતાં હસતાં કરેલી. એ એમની જીવહિંસા તરફની ઘૃણા બતાવે છે.

એકવાર સર ચીનુભાઈને ત્યાંના ખાનગી મેળાવડામાં તેમણે પોતાનાં અંગત મંતવ્યો કહેલાં તેમાં જણાવેલું કે નાગરોમાં ગુજરાત પ્રાંત બહાર કન્યાઓને ન આપવાના રિવાજમાં એક ડહાપણ એ હતું કે ગુજરાત બહારના નાગરોની રહેણીકરણી (આ ખાદ્યાખાદ્ય વિષયની તેમ જ બીજી) એવી કે આપણી કન્યા દુઃખી થાય. મેં તે વખતે જરા જક્કીપણાથી પૂછેલુંઃ "પણ આ નાતજાતના ભેદો આપણી રાષ્ટ્રીમનાની ભાવનામાં નડતરરૂપ છે એમ માનો છો કે નહિ?" તેમણે હા કહેલી.*

નિરામિષાહારને તેઓ મનુષ્યજાતિનું પ્રગતિનું એક ચિહ્ન માનતા. અત્યારે નિરામિષાહારના પક્ષવાદીઓ, નિરામિષાહારથી પણ શરીરસ્વાસ્થ્ય અને બળ આમિષાહાર જેટલાં જ મેળવી શકાય છે, કે એકંદર નિરામિષાહાર આમિષાહાર કરતાં વધારે પથ્ય છે એ ભૂમિકા ઉપર લડે છે, ત્યારે આનંદશંકરભાઈનું એ સંબંધી કહેવું એવું છે કે શરીરબળ એ એક જ આચારનિર્ણયનું દૃષ્ટિબિન્દુ ન હોઈ શકે, અધ્યાત્મદૃષ્ટિએ વધારે સારું શું છે તે વિચારી નક્કી કરવું જોઈએ. અને હિન્દુધર્મે કેળવેલી નિરામિષાહારની ટેવ તે ધર્મે મેળવેલો માનવપશુ ઉપરનો વિજય છે. આ બાબતમાં જૈનધર્મે હિન્દુઓની પ્રગતિમા આપેલ ફાળાને તેઓ અભિમાનપૂર્વક સ્વીકારતા.

આ ખાનગી મેળાવડામાં થયેલી વાતચીતમાંની બીજી પણ એક બે બાબત મને યાદ રહી ગઈ છે. તેમણે તે વખતે કહેલું કે હિંદના રાજ્યપ્રકરણમાં હું હજી સર ફિરોઝશાહ મહેતાનો અનુયાયી. તેમની આખી વાતચીત યાદ નથી. પણ આ વાક્યનો અર્થ એ હતો કે હિંદને સ્વાતંત્ર્યપ્રાપ્તિમાં ખુદ અગ્રેજો તરફથી જેટલો ફાયદો થવાનો છે તેટલો કોઈ બીજાથી નથી થવાનો. એનો અર્થ એવો પણ નહિ કે એ લોકો કંઈક પરોપકારદૃષ્ટિથી આપણને આપી દેવાના છે. પણ એમના લોહીમાં જ એટલું પ્રજાસ્વાતંત્ર્ય ભરેલુ છે કે એમના દાખલ કરેલા રાજ્યતંત્રમાં એ જાણ્યે અજાણ્યે આવી જ જાય. એટલા માટે ઇંડિયા ઑફિસ ત્યા ઇંગ્લંડમાં જ રહે અને હિંદના નિવાસથી કલુષિત નહિ થયેલો

* માંસાહારની સૂગ એ જમાનામા બ્રાહ્મણ કુલાચારથી ઉછરેલા આખા જ વર્ગમાં એટલી હતી. કવિશ્રી નાનાલાલને પણ એવી સૂગ એટલી જ છે એ જાણું છું.

અંગ્રેજ રાજદ્વારી પુરુષ તેનો ઉપરી અધિકારી હોય તેમાં જ આપણને વધારે ફાયદો છે આ તેમની માન્યતા ઘણાં વરસ રહેલી. પણ છેલ્લાં પાંચસાત વરસમાં તેમને અંગ્રેજો ઉપરથી આ આસ્થા ઊઠી ગયેલી એ પ્રજા પણ પોતાના સ્વાર્થની બાબતમાં સત્યાસત્ય કે ન્યાયાન્યાય જરા પણ જોવા થોભે એવી નથી એની એમને ખાતરી થઈ ગયેલી તેનું એક મોટું કારણ તો છેલ્લા કેટલાંક વરસના અંગ્રેજી પ્રજાના આપણા દેશ ઉપરના અને બીજી વ્યક્તિઓ ઉપરના અન્યાયો અને જુલમો ખરા જ એમનો મિત્રવર્ગ મોટો હતો, તેમને ઘણા ઊંચી સ્થિતિ કે અમલની જગ્યા ભોગવતા પુરુષો સાથે સંબંધ હતો તેમ જ આપણા સમાજના સામાન્ય અને તેની નીચેના થરોમાં શું ચાલી રહ્યું છે તે જાણી શકે એવા માણસો સાથે તેમને સંસર્ગ હતો. તેમાં તેમણે પેપરોમાં આવે છે તેથી ઘણું વિશેષ સરકારના કામો સંબંધી જાણ્યું હશે કદાચ બનારસ યુનિવર્સિટીના વાઈસ-ચૅન્સેલર તરીકે અને પંડિત માલવીયજીના સંસર્ગથી તેમણે કંઈ વિશેષ જાણ્યું હશે, પણ તે કહી શકાતું નથી પણ અંગ્રેજ પ્રજાની ભલાઈ ઉપરથી એમનો વિશ્વાસ ઊઠી ગયો હતો, એ હું સ્પષ્ટ જોઈ શક્યો હતો

તેમ છતાં અહીં મારે નોંધવું જોઈએ કે એ પ્રજાને માટે અને તેની કેટલીક શક્તિઓ માટે તેમને ઘણું માન હતું એ તેમની શક્તિઓ તેમની પાસેથી જ આવી શકે એમ પણ તેઓ માનતા હતા એક વાર કંઈક વાતને પ્રસંગે મને કહે, ‘ અંગ્રેજોને આપણે માટે ક્યાંથી માન હોય? આપણા લોકો એશઆરામી અને વિષયી છે તેમને માટે અંગ્રેજો જેવી austere ( કઠિન જીવનપ્રિય કે તપશીલ ) પ્રજાને ક્યાંથી માન હોય?'*

એ જ પ્રમાણે એમને ઇંગ્લંડની યુનિવર્સિટીઓ માટે પણ ઘણું માન હતું. એ યુનિવર્સિટીઓને તે આદર્શ માનતા આપણી યુનિવર્સિટીઓ એવી ઘડાવી જોઈએ એમ કરવા માટે ત્યાં જઈ આવેલા પ્રોફેસરોને આપણે આપણી કૉલેજોમાં રાખવા જોઈએ અને તેમ છતાં ઘણા ઉપર ત્યાંની યુનિવર્સિટીના સંસ્કારો પણ ઉપરછલા જ હોય છે અને તેથી તેમને ચારપાંચ વરસે ફરી ઇંગ્લંડ મોકલવા જોઈએ "ચારેક વરસે ફરી એનેમલ ચઢાવવા તેમને ઇંગ્લંડ મોકલવા જોઈએ," તેમણે એક વાર કહેલું

અંગ્રેજ પ્રજા માટેનો આ જ આદર ક્રિકેટની રમત માટે પણ મેં તેમનામાં જોયો છે રમત તો એ જ સાચી, કૉલેજોમાં એ જ જોઈએ એનો King of Games ( રમતનો રાજા ) તરીકેનો ઉલ્લેખ મેં તેમને મોએ સાંભળ્યો છે નાનપણમાં તેઓ ક્રિકેટ રમેલા કે નહિ તે હું જાણતો નથી પણ આ રમતનો તેમને ઘણો જ રસ હતો સામાન્ય રીતે એમના જેવા વિદ્યાવ્યાસંગીમાં તે એટલો હશે એમ કોઈ માને નહિ અમદાવાદમાં સારી મૅચ હોય તો જોવા ગયા વિના રહે નહિ અને મુંબઈમાં મોટી મૅચો ચાલતી હોય ત્યારે તેના બયાનો અથથી ઇતિ રેડિયો ઉપર પણ સાંભળે પણ અહીં મારે કહેવું જોઈએ કે એમના જમાનાના ઘણાઓમાં, બીજી બધી

* ઇંગ્લંડ જઈ આવેલા બીજા વિચારશીલ ગુજરાતીઓ પાસેથી પણ મેં આ તુલના અને આ ટીકા સાંભળી છે

રીતે સાદી દેશી રીતે રહેનારાઓમાં પણ, ક્રિકેટનો આટલો રસ મેં જોયેલો છે.

સર ચીનુભાઈને ત્યાંની બેઠકમાં તેમણે એક બીજી વાત પણ કહેલી, તે તેમને વિશે જાણવા જેવી છે. તેમણે કહેલું કે એ પોતે વિદ્યાર્થી હતા ત્યારે વિદ્યાર્થીઓમાં એક એવી માન્યતા ચાલતી હતી કે પરીક્ષામાં નિબંધ સારો લખી શકાય એટલા માટે બધાં વિજ્ઞાનો ઉપર તેનાં મૂળ-તત્ત્વોનાં પુસ્તકો વાંચી જવાં જોઈએ. અલબત એ માન્યતા ખોટી હતી પણ અમે એને લીધે બધાં વિજ્ઞાનો વિશે વાંચનો અને તેથી વિજ્ઞાનો માટેનો ખરો રસ મારામાં હમેશને માટે ઉત્પન્ન થયો, અને રહ્યો. અને આ મેં તેમના જીવનમાં પણ જોયું છે. માંદગી દરમિયાન પણ પોતાને શો રોગ થયો છે, કેમ થયો છે, અને તેની સારવાર કયા સિદ્ધાન્ત ઉપર ચાલે છે તે સમજવાનો એ હમેશાં પ્રયત્ન કરતા. મને કહેના કે, ઊંટવૈદાથી સારાં થવું તેના કરતાં શાસ્ત્રીય રીતે રોગ અસાધ્ય છે એમ સમજીને મૃત્યુને ભેટવું એ વધારે સારું છે. મને પણ કંઈક શરીરની પ્રક્રિયાઓ સમજવાનું કૌતુક છે, એટલે એમની સાથે આવી વાતો પણ હું કરતો. અને આવી વાતોમાં પણ કોઈ દવાનું નવું નામ આવે તો એ દવાના નામના લાટિન શબ્દનો અમુક અર્થ થાય એમ કહી ચર્ચા કરતા.

દુનિયાની વાતોમાં એમને રસ જ નહોતો એમ તો ન કહી શકાય. ઊલટું દુનિયાના જે વ્યવહારમાં આપણે રહેના હોઈએ તેના બનાવો આપણે જાણવા જોઈએ એમ તેઓ માનતા, અને અનેક પ્રકારના માણસો તેમને મળવા આવે તેથી વ્યવહારની આંટીઘૂંટી, લોકો વિશેની માહિતી વગેરે પણ તેઓ જાણતા. સાહિત્ય પરિષદમાં પોતે ન ગયા હોય તો જઈ આવેલા માણસોથી ઝીણામાં ઝીણી વિગત પણ જાણી લેતા. પુસ્તકો ઘણાં વાંચતા પણ તેમનું જ્ઞાન કેવળ પુસ્તકિયા જ હતું એમ ન કહી શકાય. માણસોની ઊજળી તેમ જ કાળી બાજુ પણ જાણતા. હલકા સમાજમાં તેમને બહુ હરવાફરવાનું ન થતું, પણ તે સમાજને વાસ્તવિક રૂપે ઓળખતા. એ સમાજ તો ભોળો છે કે નિષ્પાપ જ છે, એવા કોઈ અતિવ્યાપ્તિવાળા અભિપ્રાયો એ ધરાવતા નહોતા. એમની સ્થિતિ એવી હતી કે મોટામાં મોટા માણસ વિશે પણ બધી માહિતી એમને મળી રહે. પણ એ સઘળું છતાં મનુષ્યસ્વભાવ વિશેનો એમનો ખ્યાલ એટલો વિશાલ હતો અને વ્યવહારનો અનુભવ અને ડહાપણ પણ એવું હતું કે કોઈ પણ બાબતના એકતરફી ખ્યાલથી તેઓ ઘસડાઈ ન જાય. એટલું જ નહિ પણ કોઈને વિશે અભિપ્રાય બાંધવામાં પણ કદી અન્યાય ન કરી બેસે. માણસની મોટાઈ તેઓ સ્વીકારતા, તે સાથે માણસ ગમે તેમ તોય પંચમહાભૂતનો બનેલો છે, તેની શક્તિ—ધીરજ મર્યાદિત છે, તેનામાં નિર્બળતા પણ હોય, એ દૃષ્ટિએ માણસની નિર્બળતા સમજીને તેના તરફ ઉદાર દૃષ્ટિ રાખતા. એક વાર પ્રો. ઠાવરે કોઈ પયગંબર વિશે બોલતાં તેની અમુક નિર્બળતાઓનો ઉલ્લેખ કરેલો, ત્યારે પ્રમુખ તરીકે તેમણે કહેલું—અને તેમના શબ્દોમાં માત્ર બૌદ્ધિક ઉદારતા નહિ પણ સાચા દિલની પ્રતીતિનો રણકાર મેં સાંભળેલો—કે, આપણે ગમે તેની આદર્શની વાતો કરીએ પણ આપણું જ હૃદય તપાસી જુઓને, કેટલી નિર્બળતાઓ તેમાં ભરેલી છે! અને એમના વિશેની એક બાબતે મને બહુ જ અસર

કરેલી છે. શાસ્ત્રો અને વિદ્યાથી પ્રાપ્ત કરેલાં સત્યોને તેઓ વ્યવહારજ્ઞાનનાં પણ એટલાં જ વિશ્વસનીય સત્યો માનતા. શાસ્ત્ર અને વ્યવહાર તેમનામાં અલગ રહેતાં નહિ. અંગ્રેજ સરકારનો પ્રપંચ વગેરે તેઓ સ્વીકારતા અને છતાં કહેતા કે હિટલર વધારે દુષ્ટ છે એટલે અંતે હિટલર ફતેહમંદ નથી જ થવાનો. ઈશ્વરનો ઇનકાર કરવા છતાં પણ બોલશેવિકો જ અત્યારે ધર્મના ખરા અર્થમાં માનવજાતિ તરફ વધારે ધાર્મિક વર્તનવાળા છે એમ એમણે કહેલું. અને તે સાથે સમાજનું બોલશેવિક યોજના પ્રમાણે સંપૂર્ણ ઘડતર થાય તોપણ આ ત્રિગુણાત્મક પ્રકૃતિનું સ્વરૂપ બદલાવાનું નહિ, પ્રકૃતિ ત્રિગુણાત્મક છે ત્યાંસુધી કલહો તેમાં રહેવાના જ. પ્રકૃતિના આ સ્વરૂપને લીધે જ, તેઓ કહેતા કે, ગમે તેવા ઉન્નત સિદ્ધાન્તને તમે વ્યવહારમાં ઉતારો તો વ્યવહારમાં ઉતારવાને લીધે જ એની ઉન્નતિ ત્યાં જ નષ્ટ થવાની.

સામાન્ય માણસની મર્યાદા તેઓ તરત પારખી જતા. તેમની આંખ ઘણી ચપળ હતી. ત્રણચાર માણસો બેઠા હોય, બધાની સાથે વાત ચાલતી હોય તેમાં વાત કરનાર માણસ તેમનો એકાદ શબ્દ ન સમજી શકે તો તે તેઓ તત્ક્ષણ સમજી જતા, અને સામો માણસ પોતાના અજ્ઞાનના ભાનથી શરમાય કે ઝંખવાય નહિ એ રીતે બીજો શબ્દ વાપરી તેને સમજાવી લેતા. એક કુશળ અધ્યાપકનું આ લક્ષણ છે; પણ આખા વ્યવહારમાં તેઓ આ કુશળતા બતાવતા.

સામાન્ય માણસની મર્યાદા—નબળાઈઓ જાણવા છતાં, વર્તનમાં તેઓ સામાન્ય માણસ સાથે પણ બહુ જ વિવેકથી વર્તતા. ગમે તેવો ભોળાબુદ્ધિનો માણસ આવી ચઢ્યો હોય તો તેની સાથે પણ સામાન્ય વિવેકથી વર્તતા. જોકે મેં એ પણ જોયેલું છે કે ઘણીવાર આવો માણસ જોઈએ તે કરતાં તેમનો વધારે વખત લઈ લે કે નકામી વાતોથી હેરાન કરે તો તેમને તેનો થાક—કંટાળો લાગતો, જે પાછળથી તેઓ વ્યક્ત પણ કરતા—ઘણીવાર જરા મશ્કરીમાં.

આવી જ રીતે સભાનું કામ ચલાવતાં પણ કદી કોઈ સભ્ય ગમે તેમ બોલ્યે જતો હોય તોપણ તેઓ તેને અટકાવતા નહિ, સાંભળતા. આપણે કાયર થઈ જઈએ એટલી ધીરજથી તેઓ સાંભળતા, અને જરા પણ મિજાજ ગુમાવ્યા વિના તેને સમજાવવા પ્રયત્ન કરતા. કાયદેસર જે વિધિ નક્કી થઈ હોય તે પ્રમાણે કરવાની તેઓ બહુ જ કાળજી રાખતા. તેમનો અભિપ્રાય બધા સ્વીકારવાના છે એમ ખાતરી હોય તોપણ રીતસર ઠરાવ મૂકીને જ કામ કરતા. સભામાં પોતાનો અભિપ્રાય સ્પષ્ટપણે દર્શાવતા, પણ બહુમતી વિરુદ્ધ હોય તો સમજાવવાનો એક સામાન્ય પ્રયત્ન કરી પછી તેનો આગ્રહ ન રાખતા. એટલું જ નહિ બહુમતી માગે તેવો તેને સહકાર પણ ખુલ્લા દિલે આપતા. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી એ નામમાં અંગ્રેજી શબ્દો છે તે કાઢી નાંખવા માટે ઠરાવ પેશ થયો. કેટલાકે વર્નાક્યુલર શબ્દમાં પરાધીનતાની ગંધ છે એવો વાંધો ઉઠાવ્યો, તો પ્રમાણભૂત શબ્દકોશોથી તેનો જવાબ આપ્યો, અને પોતાને એ રૂઢ નામ ફેરવવાનાં કશાં કારણો જણાતાં નથી એમ સ્પષ્ટ કહ્યું, છતાં આખા પક્ષના આગ્રહ આગળ તેમણે પોતાનો આગ્રહ છોડી દીધો અને સામા પક્ષે નવાં ગુજરાતી શબ્દોવાળાં નામો માગ્યાં તો તેવાં પોતે સૂચવી આપ્યાં. *

* કાયદાના અમુક વાંધાને લીધે પછી આ બાબતમાં કાંઈ થઈ શક્યું નહોતું.

આ પ્રમાણે બધું કાયદેસર રીતે કરવામાં બીજી પણ વૃત્તિઓ કામ કરતી, જે પણ કેટલેક અંશે એમના સ્વભાવની ખાસિયત ગણાય. તેમાં સામાન્ય માણસના હકનો આદર છે તે સાથે નકામા વ્યક્તિવ્યક્તિ વચ્ચેના ઘર્ષણ અને ક્લેશથી દૂર રહેવાની વૃત્તિ પણ છે. કોઈ માણસ સાથે લડવું ઝગડવું પડે તે તેમને પસંદ ન પડે, તેની તેમને સૂગ, કંટાળો! તેમને એવા પ્રસંગો નહિ જ આવ્યા હોય એમ કહીએ તો ચાલે. સમગ્ર જીવન તેઓ એની સંભાળ રાખીને ચાલ્યા છે. કવિશ્રી નાનાલાલની પ્રથમ જયંતી વખતે તેમણે આનંદશંકરભાઈ ઉપર કેટલાક આક્ષેપો કરેલા. તેનો તેમણે જવાબ પણ આપેલો છે. તેમને એનું દુઃખ લાગેલું અને તે આગણે તેમના જવાબમાં પણ જોઈ શકીએ છીએ. એ પ્રસંગે તેમણે મને કહેલું—પોતા વિશે એ શબ્દોમાં બોલતાં સંકોચ પામતાં પામતાં કહેલું કે, આ એક પ્રસંગ સિવાય એમનું જીવન 'અજાતશત્રુ'નું હતું. ઠેઠ સુધી અજાતશત્રુ રહેવું એ એમના જીવનનો એક આદર્શ ખરો.

જીવનમાં આવી જ સંભાળ તેઓ પ્રતિષ્ઠાની પણ રાખતા એમ પણ કહેવું જોઈએ. આનો અર્થ ખોટી રીતે થવાનો સંભવ છે માટે કહું છું કે આ પ્રતિષ્ઠા, કીર્તિ અને સંપત્તિનું સાધન છે એ તરીકે નહિ, પણ નિષ્કલંક યશ એક પુરુષાર્થ છે, આર્યોએ બહુ માનેલી ચીજ છે, અને માણસે ઐહિક ભૂતિનો પણ પ્રમાદ ન કરવો જોઈએ એવી દૃષ્ટિથી, એમ હું સમજું છું. એમની રીતભાત, વર્તન બધું આ દૃષ્ટિએ અનવદ્ય. આ પ્રતિષ્ઠામાં સાહિત્યપ્રતિષ્ઠાનો પણ સમાવેશ થાય છે. એમના વિશે કોઈ જગ્યાએ ગેરસમજૂતી થઈ હોય તો તે અવિલંબે સુધારે, ખુલાસો કરે, અને કોઈએ ખોટું વિધાન કરેલું હોય તો આગ્રહપૂર્વક સુધરાવે. એ બાબતમાં કદી દુર્લક્ષ, બેપરવાઈ કે આળસ કરે નહિ.

એમના જીવનમાં બીજી કોઈ પણ વસ્તુ કરતાં વિદ્યા માટે એમને સૌથી વિશેષ ઉત્સાહ હતો. જીવનમાં રસ હોવા છતાં, બીજી કોઈ બાબતમાં તેમને એટલો ઉત્સાહ નહોતો. સામાન્ય વાતચીત કરતાં કંઈ પણ વિદ્યાની, વિજ્ઞાનની, સાહિત્યની વાત આવે તો તેમના મોં પર તરત તેજ દેખાતું, નવો ઉલ્લાસ દેખાતો, વાતમા નવો જ રસ જણાતો. એમને વિશે ઘણા એવી ટીકા કરે છે કે આટલી વિદ્વત્તા છતાં તેમણે ગુજરાતને કાંઈ આપ્યું નહિ. આ ટીકામાં અલબત કડવાશ કે તીખાશ હોતી નથી એ હું સ્વીકારું છું. ઊંડેઊંડે તેમાં, તેમની વિદ્વત્તાને માટેનું માન પણ રહેલું છે. અને છતાં લાંબા આયુષમાં નિયમિત કામ કરીને એમણે કેટલું આપ્યુ છે તે હવે તેમના સંગ્રહ બહાર પડતા જાય છે તેમ તેમ જણાતુ જાય છે. અને છતાં આમાં તથ્ય પણ છે. એ તથ્યને માટે કંઈક આપણી પરિસ્થિતિ જવાબદાર છે. પણ એ તથ્યનો એમણે જે ખુલાસો કરેલો તે તેમનો સ્વભાવ સમજવામાં બહુ મહત્ત્વનો છે. બનારસ યુનિવર્સિટીએ તેમને ડી. લિટ્.ની ડિગ્રી આપી તે માટેના ખારમાં ભરાયેલા એક માનના મેળાવડામાં તેમણે કહેલું કે હું એક રીતે સ્વાર્થી છુ. મારા પોતાના જ્ઞાનને માટે હુ વાંચું છુ, અને એ પ્રવૃત્તિને ભોગે લોકો માટે લખવાનું મને મન નથી થતું. હું માનું છું, તેમનું આ તદ્દન સાચું કથન છે. સાચું એટલે? પોતે વિશેષ ન લખી શકયા તેનું સાચું કારણ આમાંથી મળે છે. અલબત એવા કારણ માટે આપણે એમને સ્વાર્થી

ન કહી શકીએ. પોતાના જીવનના ધ્યેયની સાધના કરવી એ સ્વાર્થ નથી. દરેક માણસ પોતાના ધ્યેયને રસ્તે જ ચાલી શકે. આપણે એમની પાસેથી વધારે સાહિત્ય પ્રચ્છના કોઈએ એ જુદી વાત છે, પણ દરેક માણસ, દરેક લેખક, પોતાના ધ્યેયને છોડી બીજે ન જ જઈ શકે, ધ્યેય તરફ બેવફા થઈને કશું ન કરી શકે!/અને એમના જીવનનું પ્રધાન ધ્યેય વિદ્યોપાર્જન હતું. અને તેના તરફ તેમણે એકસરખી નિષ્ઠા રાખી છે, અને તેમાં વિરલ સિદ્ધિ પણ મેળવી છે—એવી સિદ્ધિ, જેને માટે ગુજરાત અભિમાન લઈ શકે.

# આનંદશંકરભાઈ

## ( કેટલાંક અંગત સંસ્મરણો )

### શ્રી. ગટ્ટુલાલ ગોપીલાલ ધ્રુ

ધોળો લાંબો કોટ, ધોળા રેશમી કોરનું ઝીણું, ઊજળું બંગાળી ધોતિયું, મોટી પહોળી દીવાલની 'પ્લશ'ની ટોપી, કપાળમાં મોટો ગોળ ચાંલ્લો, આંખે સોનાની ફ્રેમનાં ચશ્માં અને પગે દક્ષિણી જોડા–આનન્દશંકરભાઈનું આ મને સૌથી પ્રથમ સ્મરણ. તે વખતે એ તરતના એમ. એ.માં પાસ થયેલા.

આનન્દશંકર સંસ્કૃતમાં બહુ વિદ્વાન છે, જૂના સાંપ્રદાયિક આચારવિચાર બહુ ચુસ્તપણે પાળનારા છે, શ્રીમન્ત પિતાના એકના એક પુત્ર છે અને અમદાવાદની નાગરની જ્ઞાતિમાં એમના જેટલું કોઈ ભણેલું નથી, એવું મેં એમને માટે તે વખતે સાંભળેલું.

આ સ્મરણ મને જરા ઝાંખું છે. મારી ઉમર તે વખતે બહુ નાની હતી. પરન્તુ ત્યાર પછી પ્રોફેસર આનન્દશંકર ધ્રુવ તરીકે હું એમને ઓળખતો થયો. ટોપીને બદલે મોટી લાલચટક પાઘડી, ઝીણી ધોળી રેશમી કોરનો અક્કડ અસ્ત્રીબંધ ખેસ અને દોરીવાળાં બૂટ તથા લાંબાં મોજાં–એટલો તે વખતે ફેરફાર થયેલો. અમારા ઘરની સાથેના જ ડેલામાં એમની ઘોડાગાડી બંધાય. ત્યાં દરરોજ આકાશેઠના કૂવાની પોળેથી બહાર આવી ગાડીમાં આનન્દશંકરભાઈ બેસે, ગાડીવાળો સોનાજી ડેલામાં હોય તો ધીમેથી બૂમ પાડે: "સોનાજી, ચાલજો." પાછળ એક માણસ ચોપડીઓનો મોટો થોકડો લઈ આવે તે ચોપડીઓ ગાડીમાં ખડકાય અને ગાડી ચાલવાની સાથે એ ચોપડી વાંચવા માંડે. આ દૃશ્ય મને બહુ સ્પષ્ટ યાદ છે.

એ વખતે હું હાઈસ્કૂલમાં ભણતો હતો. હાઈસ્કૂલના અમારા હેડમાસ્તર મિ. એદલજી તલાટીએ એવી ગોઠવણ રાખેલી કે મેટ્રિકની પ્રિલિમિનરીની પરીક્ષા ગુજરાત કોલેજના પ્રોફેસરો પાસે લેવડાવે. આનન્દશંકરે મને સંસ્કૃતમાં નાપાસ કર્યો (હું નાપાસ થયો—સોમાંથી માત્ર વીસ જ માર્ક મળ્યા) એટલે એમને માટેની માનવૃત્તિમાં વિક્ષેપ પડ્યો. મને એમ જ લાગ્યું કે પોતે સંસ્કૃતમાં વિદ્વાન છે એટલે એ ધોરણે અમારી પાસે પણ બહુ જ્ઞાનની એ આશા રાખતા હશે. વળી એવા પ્રોફેસર પાસે કૉલેજમાં શીખવાનું અને તેમણે મારા સંસ્કૃત જ્ઞાન (?)ની તો કસોટી કરેલી એટલે કૉલેજમાં શી સ્થિતિ થશે એવો પણ વિચાર આવેલો.

આથી, કૉલેજમાં હું દાખલ થયો ત્યારે આનન્દશંકરભાઈ માટે અમુક પૂર્વગ્રહ સાથે ગયેલો.

પરન્તુ થોડા જ વખતમાં મારી મનોદશા બદલાઈ ગઈ. અમારે તે વર્ષે 'શાકુન્તલ' શીખવાનું હતું. સંસ્કૃત વ્યાકરણ મારું કાચું હતું, પરન્તુ કૉલેજના સંસ્કૃત અભ્યાસમાં સંસ્કૃત વ્યાકરણના

છે એટલે પોતાનો અંગત અભિપ્રાય શિક્ષક રજૂ કરે તો વિદ્યાર્થી વગર વિચારે તે ગ્રહણ કરી લે છે. વિદ્યાર્થીની વિચારશક્તિને આ રીતે કુંઠિત કરવાનો કોઈ શિક્ષકને અધિકાર નથી. એટલે આનંદશંકરભાઈ કોલેજમાં પોતાનો અંગત અભિપ્રાય રજૂ કરતા નહોતા એ પદ્ધતિ મને સર્વથા વાજબી લાગે છે.

જીવનના અનેક પ્રસંગોએ આનન્દશંકરભાઈ સાથે મારો નિકટ સંબંધ વધતો ગયો. અહીં માત્ર બેચાર સંસ્મરણો જ નોંધું છું. સને ૧૯૧૨માં મારા એક નજીકના પિત્રાઇના મૃત્યુપ્રસંગે મેં જ્ઞાતિના રિવાજ મુજબ મૂછ ન ઉતરાવી તેથી અમદાવાદની વડનગરા નાગર ગૃહસ્થની 'ઉચ્ચ સંસ્કારી' જ્ઞાતિએ મને ન્યાતબહાર મૂકવાનો ઠરાવ કર્યો. અને તે વખતે મુંબાઈમાં સેકંડરી ટીચર્સ કોલેજમાં કેળવણીખાતા તરફથી અભ્યાસ કરવા મોકલવામાં આવ્યો હતો. મારાં માતપિતાએ જ્યારે મને મુંબાઇમાં અહીંની ન્યાતના ઠરાવ વિશે લખ્યું, ત્યારે મેં જ્ઞાતિબહાર રહેવાની મારી સંપૂર્ણ તૈયારી વિશે એમને જણાવ્યું. એ અરસામાં આનન્દશંકરભાઈ મુંબાઈ આવવાના હતા, તેમને મને સમજાવવાનું કાર્ય મારાં માતપિતાએ સોંપ્યું. આનન્દશંકરભાઈ સદ્‌ગત ઉત્તમલાલ ત્રિવેદીને બંગલે સાંતાક્રૂઝમાં ઊતરેલા. હું રહેતો હતો તે જગ્યા ઉત્તમલાલના બંગલાની નજીકમાં જ હતી. આનન્દશંકરભાઈએ મને બોલાવ્યો અને ઘણી દલીલો કરી. છેવટે તેમણે કહ્યું, "આટલી નજીવી બાબત માટે જ્ઞાતિનો સંબંધ તોડવો એ ઠીક લાગે છે? કોઈ મહત્ત્વનું કાર્ય કરવા માટે જ્ઞાતિત્યાગ કરવો પડે તો વાજબી ગણાય." મેં જવાબ આપ્યો, "આટલી નજીવી બાબત માટે જ્ઞાતિમાંથી બહિષ્કાર કરવામાં આવે એ વાજબી છે? સંસ્કારમાં સૌથી ઉત્તમ પોતાને માનતી અને શ્રેષ્ઠ ગણાતી જ્ઞાતિ આટલી નજીવી બાબતને આટલું મોટું મહત્ત્વ આપે એથી બીજી જ્ઞાતિઓ આ જ્ઞાતિ માટે શું ધારે? આપના જેવા વિદ્વાન અને જ્ઞાતિના પ્રતિષ્ઠિત આગેવાન હોવા છતાં આવી ક્ષુલ્લક બાબત માટે પોતાનામાંથી કોઈ વ્યક્તિનો બહિષ્કાર કરનાર જ્ઞાતિ બીજી જ્ઞાતિઓની નજરે હાસ્યાસ્પદ નથી બનતી?" આનંદશંકરભાઈએ કાંઈ જવાબ ન વાળ્યો. પરન્તુ ત્યારપછી કેટલેક વર્ષે પ્રાયશ્ચિત્ત કરી કરી જ્ઞાતિમાં મને દાખલ કરવાની વાટાઘાટ ચાલતી હતી, ત્યારે આનન્દશંકરભાઈએ મને ઘણી જ મદદ કરેલી અને મારા સિદ્ધાન્ત વિરુદ્ધ પ્રાયશ્ચિત્ત ન કરવાની સ્પષ્ટ સલાહ આપેલી. આનંદશંકરભાઈએ તે વખતે મને જે રીતે મારા સિદ્ધાન્તોને અનુસરવામાં પરોક્ષ રીતે સહાયતા કરેલી તેનું આજ આભારપૂર્વક હું સ્મરણ કરું છું.

ત્યારપછી, આજથી ચારેક વર્ષ ઉપર, એમની જ્ઞાતિમાં જ્ઞાતિભોજન પ્રસંગે એકએ જણને ત્યાં બીજી જ્ઞાતિનાં સ્ત્રીપુરુષો એક પંક્તિએ જમવા બેઠેલાં અને જ્ઞાતિનાં યુવકયુવતિઓ જ્ઞાતિના નિયમોનો ઉઘાડી રીતે ભંગ કરતાં જણાયાં, ત્યારે આનન્દશંકરભાઈએ મને કહેલું: "ઉત્તમલાલને ત્યાં આપણે વાત થઇ હતી તે યાદ છે? તમારું કહેવું હવે મને સાચું લાગે છે. તમે તો છૂટી ગયા–આજ પચીસ વર્ષથી છૂટ્યા છો. મને હવે આ જ્ઞાતિના માણસોની રીતભાત જોતાં, એમની જ્ઞાતિનો કહેવડાવતાં ઘણો સંકોચ થાય છે."

આનન્દશંકરભાઈ મારી સાથે બહુ જ નિખાલસતાથી અનેક વિષયોની અને અનેક જાહેર

વ્યક્તિઓની ચર્ચા કરતા. એમના છેક નિકટના સંબંધીઓ કરતાં પણ મારી સાથે એમનો આ રીતનો સંબંધ વિશેષ ગાઢો હતો. સમાજસુધારાના અને ધર્મના અનેક પ્રશ્નો બાબત અમારો મોટો મતભેદ હતો. પરન્તુ એમણે મારી સાથેની ચર્ચામાં કદી પણ ગુરુ-શિષ્યનો સંબંધ રાખ્યો નહતો. મારા કરતાં ઉમરે ઘણા મોટા હોવા છતાં બે સમાનવયના મિત્રો જેવી રીતે ચર્ચા કરે તેવી ઉદાર અને નિખાલસ વૃત્તિથી એ ચર્ચા કરતા.

એમના અવસાનને આગલે વર્ષે અમદાવાદ પ્રાર્થના સમાજના ઉત્સવપ્રસંગે મેં એમને વ્યાખ્યાન આપવાની વિનન્તી કરી. એમણે બહુ સદ્‌ભાવપૂર્વક જણાવ્યું, "સમય બહુ ટૂંકો છે, એટલે આ વર્ષે તો હું નહિ આપી શકું પણ આવતે વર્ષે જરૂર આપીશ, તમે જરા પણ એમ ન ધારશો કે પ્રાર્થના સમાજમાં વ્યાખ્યાન આપવામાં મને કોઈ પ્રકારનો વાંધો છે" એમ એમણે જણાવ્યું. બીજે વર્ષે તો એમનું અવસાન થયું, એટલે પ્રાર્થના સમાજને એમના વ્યાખ્યાનનો લાભ ન મળી શક્યો.

પ્રાર્થના સમાજનો ધર્મ અને ઉપાસનાપદ્ધતિ બાબત એમનો મતભેદ હતો, પરન્તુ એના ધર્મસિદ્ધાન્તો, ધર્મપ્રવૃત્તિ અને ધર્મપરાયણ અનેક આગેવાનો માટે એમને બહુ માનવૃત્તિ હતી, એ હું સારી રીતે જાણું છું. ઘણાં વર્ષો ઉપર વડનગરા નાગર ગૃહસ્થ ઍસોસિયેશન સમક્ષ એમણે હિંદના ધર્મસંપ્રદાય—કે એવા કોઈ વિષય ઉપર બહુ જ વિદ્વત્તાપૂર્ણ અને મનનીય વ્યાખ્યાન આપ્યું હતું, ત્યારે બાબુ કેશવચન્દ્ર સેનના 'Oriental Christ' નામના સુપ્રસિદ્ધ પુસ્તકમાંથી જે ઉતારા વાંચ્યા હતા અને કેશવચન્દ્ર સેનની ઊંડી આધ્યાત્મિકતા માટે પ્રશંસાના જે ઉદ્‌ગાર કાઢ્યા હતા તે ઉપરથી એમની એ ધર્મ પ્રત્યેની ઉદાર વૃત્તિ સ્પષ્ટ જણાતી હતી.

એમના છેલ્લા મંદવાડ વખતે, એમના અવસાનના થોડા જ દિવસ અગાઉ, હું એમને મળવા ગયેલો. બીજી અનેક વાતો કર્યા પછી એમણે મને પૂછ્યું, "પ્રાર્થના સમાજ કેમ ચાલે છે?" મેં કહ્યું, "માત્ર હયાત છે, ચાલતી બિલકુલ નથી," એમણે કહ્યું: "હયાત રાખજો—બનતા પ્રયત્ને એને જીવતી રાખજો. એનું ભવિષ્ય મને ઊજળું લાગે છે. અત્યારે જે બધાં ધર્મ-વિમુખ થઈ ગયાં છે તે, અગર તેમની પછીના જમાના ધર્મપ્રત્યે ફરી પાછાં જરૂર વળવાનાં છે: તે વખતે આપણાં મંદિરો અને દેવસ્થાનો એમને નહિ રુચે, એમાં એમની શ્રદ્ધા નહિ રહી શકે—એ વખતે પ્રાર્થના સમાજ જેવી સંસ્થા હયાત હશે તો એ બધાંને અવલમ્બનનું સ્થાન થશે."

આનન્દશંકરભાઈ સાથે વાર્તાલાપ કરવાનો આ મારો છેલ્લો પ્રસંગ હતો, અને એમના વાર્તાલાપના આ છેલ્લા શબ્દો હતા!

માનનો ઝાઝો ખપ પડતો નથી એટલે એ મારો ભય અને ચિન્તા ઘણે અંગે ઓછાં થયાં. આનન્દશંકરભાઈ પાસે સંસ્કૃતનાં ત્રણચાર નાટકો હું શીખ્યો છું, પણ 'શાકુન્તલ' એમણે શીખવ્યું એની તોલે બીજું કોઈ ન આવે. 'શાકુન્તલ' એમનું પોતાનું પ્રિય નાટક હતું, એટલે સંસ્કૃત નાટ્યસાહિત્યની એ ઉત્તમ કૃતિ અતિ ઉત્તમ રીતે શીખવાનો અમને લાભ મળ્યો. કવિની ઉદાત્ત ભાવના ઉપરાન્ત સંસ્કૃત કાવ્યની રસિકતાની કદર કરવાનું એમના 'શાકુન્તલ'ના શિક્ષણે અમને શીખવ્યું.

'रम्याणि वीक्ष्य मधुरांश्च निशम्य शब्दान्' ઇત્યાદિ પાંચમા અંકનો બીજો શ્લોક શીખવતાં

तच्चेतसा स्मरति नूनमबोधपूर्वं
भावस्थिराणि जननान्तरसौहृदानि।

એ છેલ્લી બે પંક્તિઓનો ભાવાર્થ એમણે જે ઝીણવટથી સમજાવ્યો, 'जननान्तरसौहृदानि' અને 'भावस्थिराणि' એ શબ્દોનો ભાવાર્થ જે રીતે સમજાવ્યો તે હજુ આજ પિસ્તાળીસ વર્ષે પણ મને સ્પષ્ટ યાદ છે. વર્ષો પછી રવીન્દ્રનાથના 'પ્રાચીન સાહિત્ય'નું સદ્‌ગત મહાદેવ દેસાઈનું ભાષાન્તર મેં વાંચ્યું ત્યારે 'શાકુન્તલ'ની મધ્યવર્તી ભાવના અને પ્રાચીન સંસ્કૃત સાહિત્યની આધ્યાત્મિક દૃષ્ટિ વિશેનું વિવેચન વાંચતાં મને આનન્દશંકરભાઈએ શીખવેલા 'શાકુન્તલ'નું સ્મરણ થયું. ટાગોરે દર્શાવી છે એ જ દૃષ્ટિએ એમણે 'શાકુન્તલ' અમારી સમીપ રજૂ કર્યું હતું.

સંસ્કૃતના ઉત્તમ અધ્યાપક ઉપરાન્ત અંગ્રેજી કવિતાના અતિ કુશળ પ્રોફેસર તરીકે આનન્દશંકરભાઈનું મને સ્મરણ થાય છે. ઇન્ટરમીડિયેટમાં અમારે ટેનિસનનાં Selections શીખવાનાં હતાં. તે વખતે ગુજરાત કોલેજમાં દરેક વિષયના સંખ્યાબંધ પ્રોફેસરો રાખી દરેકને અઠવાડિયામાં માત્ર છ ક્લાસનું શિક્ષણકાર્ય કરવાનું આવે એવી ખર્ચાળ વ્યવસ્થા નહતી. આનન્દશંકરભાઈ સંસ્કૃતના અધ્યાપક હોવા છતાં ટેનિસનનો તેમનો ઊંડો અભ્યાસ હોવાથી, અને અંગ્રેજી કાવ્યસાહિત્ય તેમનો પ્રિય વિષય હોવાથી એ પુસ્તક શીખવવાનું પણ તેમણે માથે લીધું. વિલસન કોલેજમાં ડૉ. સ્કૉટ પાસે 'ગોલ્ડન ટ્રેઝરી' હું શીખ્યો છું. તેમના સિવાય બીજા કોઈ પ્રોફેસરે અંગ્રેજી કાવ્યનું શિક્ષણ, આનન્દશંકરભાઈએ ટેનિસન અમને શીખવ્યો તેના જેવું આપેલું મને યાદ નથી. અંગ્રેજી મધ્યપુસ્તકો ગુજરાત કોલેજ તેમ જ વિલ્સન તથા એલ્ફિન્સ્ટનમાં હું અંગ્રેજ પ્રોફેસરો પાસે શીખ્યો છું. એટલે આ મારો અભિપ્રાય અનુભવથી બંધાયેલો છે. ઘણાં વર્ષો પછી સદ્‌ગત દયારામ ગિદુમલ સાથે ટેનિસનનું 'In-memorium' વાંચવાનો મને પ્રસંગ મળેલો ત્યારે એમના વિવરણ વખતે આનન્દશંકરભાઈના સૂક્ષ્મ વિવરણનું મને સ્મરણ થતું હતું.

ગુજરાત કોલેજમાં તે વખતે ફિલોસોફીના કોઈ અધ્યાપક હતા નહિ (અત્યારે પણ કોઈ હોય એવું મારી જાણમાં નથી, કદાચ હશે તોપણ એ વિષય શીખવાતો તો નથી જ) વિદ્યાસ્તડેન ઇન્ટરમાં પાસ થયા, પછી એમણે ઐચ્છિક વિષય લૉજિક અને મૉરલ ફિલોસોફી લેવો એવો રમણભાઈ-

નો આગ્રહ હતો. પણ એ વિષય શીખવે કોણ ? આનન્દશંકરભાઈએ એ કામ માથે લીધુ. પ્રાચીન સંસ્કૃત દર્શનો અને તત્ત્વજ્ઞાનના ગ્રન્થો ઉપરાન્ત પશ્ચિમનાં તત્ત્વમીમાંસાનાં પુસ્તકોનો આનન્દશંકરભાઈનો ઊંડો અભ્યાસ હતો, એટલે આ વિષયને એ સંપૂર્ણ ન્યાય આપી શકયા. વિદ્યાબ્હેન સીનિયર વર્ષમાં હતાં તે વખતે હું જુનીયર બી.એ.માં આવ્યો અને મેં પણ એ વિષય લેવાનો નિશ્ચય કર્યો. ત્યાર પછી હું એલ્ફિન્સ્ટનમાં ગયો અને ત્યાં બહુ નિષ્ણાત ગણાતા બે પ્રોફેસરો પાસે મારે એ વિષય શીખવાનું આવ્યુ. પરન્તુ માર્ટીનોની 'એથિક્સ' તથા કેન્ટ હું, અહીં ગુજરાત કૉલેજમાં શીખ્યો તેવું બીજે ક્યાંય શીખવાનું મને ન મળ્યું. કેન્ટનું અમારે તો એક નાનું પુસ્તક શીખવાનું હતું, પરન્તુ આનન્દશંકરભાઈ એ "ક્રિટિક ઑફ પ્યોર રિઝન' વિશે ખૂબ ઝીણવટથી અને કેન્ટના સિદ્ધાન્તો વિશે બહુ જ વિસ્તારથી શીખવેલું. સંસ્કૃત મીમાંસાના એમના વિશાળ અભ્યાસને લીધે એ તુલનાત્મક દૃષ્ટિથી શીખવી શકતા.

અધ્યાપક આનંદશંકરભાઈનાં અનેક સંસ્મરણો આજ પ્રત્યક્ષ થાય છે. ચારેક વર્ષ ઉપર પ્રેમાભાઈ હૉલમાં ભગવદ્ગીતા ઉપરનાં એમનાં વ્યાખ્યાનો સાંભળતાં એમની પાસે કૉલેજમાં ગાળેલાં અત્યન્ત સુખદ વર્ષોનું સ્મરણ થતું હતું. અમારો ફિલૉસૉફીનો વર્ગ માત્ર દસેક વિદ્યાર્થીનો એટલે એમના બહુ નિકટ પરિચયમાં અમે બધા આવતા. કેવા ઉત્સાહથી, કેટલા સ્નેહભાવથી, જ્ઞાનપિપાસા જાગ્રત કરવાની કેટલી ધગશથી અને વિષયના કેટલા ઊંડા અને વિશાળ અભ્યાસને અંતે અમને આનંદશંકરભાઈ પાસે શિક્ષણ મળતું તેનો વિચાર કરું છું ત્યારે આજના કૉલેજનાં વિદ્યાર્થીની કેવળ દયા આવે છે. આજે એ સ્થિતિ અનેક કારણોને લીધે સર્વથા અશક્ય છે.

ગુજરાત કૉલેજના મારા અનુભવ ઉપરથી, તેમ જ આનંદશંકરભાઈના અનેક પ્રસંગના નિકટ પરિચયથી મને એમને માટે અત્યંત માનવૃત્તિ ઉત્પન્ન થઈ હતી. હું મુંબઈ અભ્યાસ માટે ગયો ત્યારે સ્વ. લલ્લુભાઈ સામળદાસને ત્યાં રહેતો હતો. ત્યાં વીરુભાઈ (પ્રો. વીરમિત્ર દ્વિવેટિયા) પણ રહેતા હતા અમારી બન્નેની વચ્ચે અનેક વખતે રમૂજી વાદવિવાદ થતો હું વીરુભાઈને કહું કે તમારા મામા (આનંદશંકરભાઈ) વધારે વિદ્વાન અને એ મને કહે કે તમારા મામા (નરસિંહરાવ) વધારે વિદ્વાન. નરસિંહરાવ એમના કાકા થાય. આમ અમે પરસ્પર એકબીજાના મામાની વિદ્વત્તાની સરખામણી કરતા અને લલ્લુભાઈ અમારી તકરારનો નિવેડો લાવતા. એ પ્રસંગો મને બહુ સ્પષ્ટ સાંભરે છે.

આનંદશંકરભાઈ માટે એવી સામાન્ય માન્યતા છે કે, તે કદી પણ, પોતાનો અભિપ્રાય કોઈ બાબતમાં સ્પષ્ટ રીતે જણાવતા નહિ. કૉલેજમાં અભ્યાસ કરતો ત્યારે મને પણ એમ લાગતું હતું. અત્યારે મને લાગે છે કે જાહેર વ્યાખ્યાનોમાં, લેખોમાં, તંત્રિસ્થાનેથી, ચર્ચાઓમાં અને પુસ્તકોમાં પોતાનો સ્પષ્ટ અભિપ્રાય દરેકે જણાવવો જ જોઈએ. પરન્તુ શિક્ષકે અગર અધ્યાપકે તો દરેક પ્રશ્નની બધી બાજૂ સ્પષ્ટ રીતે નિષ્પક્ષપાતવૃત્તિથી અને રાગદ્વેષ વિના વિદ્યાર્થી સમક્ષ રજૂ કરવામાં જ પોતાના કર્તવ્યની સમાપ્તિ માનવી જોઈએ. તેણે પોતાનો અંગત અભિપ્રાય વિદ્યાર્થી સમક્ષ રજૂ ન કરવો જોઈએ. શિક્ષકના અભિપ્રાયને મોટા ભાગના વિદ્યાર્થીઓ વેદવાક્યસમાન ગણે

# કાશીમાં આનન્દશંકરભાઈ

## ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડ્યા

**કાશીના** હિન્દુ વિશ્વવિદ્યાલય—'બિનારસ હિન્દુ યુનિવર્સિટી'ની સાથે ગુજરાતીઓનો કેટલો મોટો સંબન્ધ છે તે અત્યારે ઘણા ગુજરાતીઓના જાણવામાં નહિ હોય. હમેશાં એમાં ગુજરાતી વિદ્યાર્થીઓની સંખ્યા સારી હોય છે (ગુજરાતી મંડળ પણ છે); અધ્યાપકવર્ગમાં અંગ્રેજીના અધ્યાપકોમાં બે ગુજરાતીઓ છે, આયુર્વેદિક કૉલેજના પ્રિન્સિપાલ ગુજરાતી[1] છે, યુનિવર્સિટીના રજિસ્ટ્રાર ગુજરાતી[2] છે, અને મુખ્ય મંડળોમાં ય એકબે ગુજરાતી હોય છે.[3] 'Mining and Metallurgy' કૉલેજના શરૂથી વડા ગુજરાતી હતા,[4] જે ઘણાં વર્ષો પછીથી ગયે વર્ષ મુંબાઈ પાછા ફર્યા છે. અને સંસ્કૃત, ફિલસૂફી, 'Oriental' studies વગેરેના મુખ્ય આચાર્ય, સેન્ટ્રલ હિન્દુ કૉલેજના પ્રિન્સિપાલ તથા સત્તરેક વર્ષ લગી યુનિવર્સિટીના પ્રો–વાઇસ-ચૅન્સેલર તરીકે, પંડિત માલવીયજીથી જ બીજે નંબરે, એવા આપણા આનન્દશંકરભાઈ તો આ સંસ્થાના એક પ્રાણરૂપ હતા. આ ઉપરાંત દ્રવ્ય વગેરેનાં દાન પણ ગુજરાતી શેઠિયાઓએ તથા રાજવીઓએ કરેલ છે તે નાનાંસૂનાં નથી. શ્રીમન્ત સયાજીરાવ ઘણા વખત લગી ચૅન્સેલર રહ્યા. આમ હિન્દુ વિશ્વવિદ્યાલયની સ્થાપના, એનો વહીવટ, એની સફળતા તથા એની પ્રતિષ્ઠામાં ગુજરાતીઓએ સારો હિસ્સો આપ્યો છે.

એના જન્મમાં બીજા એક મહાગુજરાતીનો બહુ ભારે હાથ હતો. ખરું કહીએ તો તે સમયે એમનું નામ પંડિત મદનમોહન માલવીયજીની સાથે જ મુકાતું. તેઓ અલ્લાહાબાદના વિસનગરા (ગુજરાતી) નાગર પંડિત સર સુન્દરલાલ હતા. હિન્દુ યુનિવર્સિટિની સ્થાપના પછી તરત જ એમનું અકાળે ને ઓચિંતું અવસાન થયું એ આ યુનિવર્સિટીને માથે પડેલી આફતોમાં સૌથી પહેલી, ને કેટલીક રીતે, મોટામાં મોટી હતી. આ એપ્રિલ માસના આરંભમાં પંડિત માલવીયજીનાં દર્શને હું ગયો હતો, ત્યારે એમણે પણ સુન્દરલાલજીને ગદ્‌ગદ કંઠે સંભાર્યા હતા.

હકીકત એ છે કે આ અનુપમ ને અપૂર્વ સંસ્થા ઉપાડી લેવાનું મુખ્ય કામ આ જુગલ–જોડીએ જ કર્યું હતું. બન્ને ઘણે અંશે એકબીજાના પૂરક હતા ને તેઓનો યોગ સોના ને સુગન્ધના યોગથીય વધુ સરસ હતો : જો આ સંયોગ ને સહકાર પચીસ વર્ષ પણ ચાલ્યો હોત, તો ઘણો સંભવ છે કે હિન્દુ યુનિવર્સિટીને જે જે મુસિબતો ખમવી પડી છે તેમાંથી તે બચી ગઈ હોત અને તેની પ્રગતિ તથા પ્રતિષ્ઠા ઘણી જ વધુ થઈ હોત.

આ બન્ને જણા અસલ તો સંયુક્ત પ્રાન્તના નહિ જ : માલવીયજી માળવી બ્રાહ્મણ,

---

૧. ડૉ. પાઠક, ૨. ગંગાપ્રસાદ મહેતા. ૩. સ્વ. રાયબહાદુર બળદેવરાય દવે તથા રાયબહાદુર કનૈયાલાલ દવે. ૪. પ્રો. નાગરદાસ પુ. ગાંધી.

સુન્દરલાલજી વિશનગરા—'વિશલનગરા' ગુજરાતી નાગર બ્રાહ્મણ. પણ બન્ને સંયુક્ત પ્રાંતમાં ઘર કરીને સ્થાયી વસેલા. બન્ને બ્રાહ્મણો, બન્ને હિન્દુધર્મના ભક્તો, બન્ને (કદાચિત્ જુદીજુદી રીતે) આ હિન્દુ યુનિવર્સિટીના આદર્શમાં ખૂબ માનનારા અને બન્ને કમર કસીને આ હિન્દની નવી તથા અનોખી સંસ્થાને સફળ કરવાને તૈયાર થયેલા.

આદર્શની—ઉદ્દેશ્યની આમ એકતા હતી, ને પરસ્પર મૈત્રી તથા વિશ્વાસ હતો; છતાં બન્નેની 'personalities' તદ્દન જુદી, અને બન્નેની સેવા પણ તદ્દન જુદા જ પ્રકારની ધારી શકાય એમ હતું. બન્ને એક બીજાના પૂરક, એક બીજાના નિયંત્રક, એક બીજાના ગુણોને તથા સેવાને દિપાવનાર હતા.

શરીરે તેમ જ અન્ય ગુણથી આ જોડી પહેલી નજરે અન્યોન્યથી તદ્દન જુદી—લગભગ વિરોધક લાગે. શામળા, કદાવર, કસરતી ને પહેલવાની સુન્દરલાલજીની આગળ ગૌર, સુકુમાર એકવડી કાઠીના, મધુર આકૃતિવાળા માલવીયજી તદ્દન જુદા જ પ્રકારના લાગે. બળ, કાર્યદક્ષતા, વ્યાવહારિક કુનેહ ને સિદ્ધિ આ થોડાબોલા નાગરમાં સ્પષ્ટ હતાં; ત્યારે માલવીયજી પુરાણા ઋષિના નવા અવતાર સમા, દુરદૂરના આદર્શ માટે અખૂટ ઉત્સાહ, ધગશ ને લાગની શક્તિવાળા, મધુર વક્તૃતાથી લોકમાં નવી પ્રેરણા ને નવો પ્રાણ સંચારવાની શક્તિવાળા હતા. સુન્દરલાલજીનું વક્તૃત્વ અદાલતોમાં, ધારાસભામાં, યુનિવર્સિટીમાં ને સમિતિઓમાં પૂરો પ્રભાવ પાડતું. માલવીયજી તે વખતે કોંગ્રેસની તથા બીજાં સંમેલનોની જનતાની પ્રચંડ મેદનીમાં પોતાની જીભના રૂપેરી મધુર રણકારથી હજારોનાં ચિત્તને મોહમાં નાખી દેતા, હજારો હૈયાંને હલમલાવી નાંખતા, અને દેશભક્તિ, ધર્મ, શ્રદ્ધા વગેરેની અલૌકિક છોળો ઉડાડતા. એવું બીજું હિન્દી વક્તૃત્વ તે સમયે દેશમાં ન હતું: હજી પણ થયું નથી.

સુન્દરલાલજી અલ્લાહાબાદની હાઈકોર્ટના વકીલમંડળ(Bar)ના અગ્રેસર ને તે સમયે હાઈકોર્ટના એક ન્યાયાધીશ હતા. વકીલાતમાં પુષ્કળ ધન, યશ ને પ્રતિષ્ઠા મેળવ્યા ઉપરાંત ધારાસભામાં એમનું ઘણું વજન હતુ : અલ્લાહાબાદ યુનિવર્સિટીના એ ત્રીજી વાર વાઇસ-ચૅન્સેલર નિમાયા ને હિન્દુ યુનિવર્સિટીના પહેલા વાઇસ-ચૅન્સેલર તરીકે સરકારના ને શિક્ષિતવર્ગના પૂરા વિશ્વાસને પાત્ર હતા. હિન્દુ યુનિવર્સિટીના જેવા તદ્દન નવા ને ગંજાવર મોટા પ્રયોગનું સુકાન આ નાગરના હાથમાં તદ્દન સલામત હતું. ખરે, હિન્દભરમાં આવા કામને માટે એમના જોટાનો—એમનાથી ચઢિયાતો—બીજો એક જ માણસ હતો—ન્યાયમૂર્તિ સર આશુતોષ મુખરજી, કલકત્તા યુનિવર્સિટીના વાઇસ-ચૅન્સેલર, હિન્દના યુનિવર્સિટી-શિક્ષણના એક અજોડ અગ્રણી.

માલવીયજી ધંધે વકીલ, છતાં આગ્રા-અલ્લાહાબાદના મહાન નેતા પંડિત અયોધ્યાનાથ કુંઝરુની પ્રેરણાથી કોંગ્રેસમાં જોડાયેલા. નવાં દર્શન કરવાની, એ દર્શનને માટે આમવર્ગમાં અપ્રતિમ ઉત્સાહ તથા સમર્પણ પ્રકટાવવાની, તથા નવાં સર્જન કરવાની અસાધારણ શક્તિ એમનામાં હતી. હિન્દનો આ મોટામાં મોટો કેળવણીનો પ્રયોગ શરૂ કરવાનું એમને જોમ હતુ. કરોડ કરોડ રૂપિયા પોતાના જાતબળથી ભેગા કરવાની હોંશ ને શક્તિ હતી.

તથા કાશીમાં એમનાં પહેલીવારનાં દર્શન કરવાનો તથા એમને મળવાનો પ્રસંગ પ્રાપ્ત થયો.

પણ એ ટૂંકા વખતમાં જ એમની સુજનતાની અસર ચારે તરફ થઈ ગયેલી માલૂમ પડી. ગણેશપ્રસાદ કલકત્તે વિદાય થયા, અને યુનિવર્સિટીના વાતાવરણમાં શાન્તિ, સ્વસ્થતા, ઉત્સાહ વગેરે સ્પષ્ટ જણાયાં. પક્ષાપક્ષી ને તકરારો મન્દ પડી ગઈ હતી—દુર્ભાગ્યે થોડીઘણી હજી લગી ચાલુ છે. છતાં આનન્દશંકરભાઈની નિષ્પક્ષ ને ન્યાયી વૃત્તિ, સૌનું કામ કરી આપવાની તત્પરતા, સૌનું સમજી લેવાની ઇચ્છા તથા શક્તિ, સમાધાન કરવાની ખૂબી તથા મીઠાશ—એ સૌની જાદુઈ અસર સ્પષ્ટ હતી. અંગ્રેજી કહેવત છે તે મુજબ સાગરનાં ઊછળતાં, તોફાની અને ખદબદતાં જળની ઉપર તેલની વૃષ્ટિ થઇ ચૂકી હતી. અને બીજી તરફથી એમના જ્ઞાનની તથા રસની વિશાળતા, વિવિધતા તથા ગભીરતા વડે તથા ઉચ્ચ સંસ્કારિતાના પ્રસાદેથી ત્યાંનો ખરેખરો સંસ્કારી ને વિદ્વાન એવો વર્ગ હરખાયો. ધીમેધીમે એમણે ઘણાંનાં મન હરી લીધાં અને હિન્દુ વિશ્વવિદ્યાલયની અંદર સંસ્કારનું—Culture નું—એક મોટું ને જીવતું કેન્દ્ર રચાઇ ગયું. યુનિવર્સિટીને ઉચિત એવું માનસ પોષણ પામ્યું અને આખી સંસ્થાની પ્રગતિ ને પ્રતિષ્ઠા સ્પષ્ટ રીતે વૃદ્ધિ પામી.

નાના મોટા કોઈ પણ અધ્યાપક કે કોઈ પણ વિદ્યાર્થી બેધડક એમની પાસે જાય અને પોતાની વાત કહી શકે. યુનિવર્સિટીના અધ્યાપકોની કલબમાં તો એમની રોજ સાંજની મુલાકાતો તથા વાર્તાલાપ હજી ય ઘણાઓ રસથી સંભારે છે. રાજ્ય, અર્થ, ફિલ્સફી, ભાષા, ઇતિહાસ, શિક્ષણ, વિજ્ઞાન, હવાપાણી—વગેરેની ગોષ્ઠીમાં એમના જ્ઞાન ઉપરાંત રમૂજીપણું, આનન્દીપણું ને માર્મિક ટીકાઓ ઘણાને ત્યાં આકર્ષતાં તથા રોકી રાખતાં.

હું ૧૯૨૪ માં આગ્રે પાછો ફર્યો ત્યારથી તે આનન્દશંકરભાઈ નિવૃત્ત થયા ત્યાં લગીના ગાળામાં દરવર્ષ એક કે બે કે ત્રણવાર મારે કાશી જવાના પ્રસંગ આવતા. અને એમની personality ની આ ખાસ અસર દરેક વખતે બહુ સ્પષ્ટતાથી જોઈ શકતો. આજે હવે જ્યારે કાશી જાઉં છું, સારે એક ઘણી મોટી શૂન્યતા ત્યાં અનુભવું છું અને ત્યાંના કેટલાક અધ્યાપકો પણ એ જ વાતની સાક્ષી પૂરે છે. આનન્દશંકરભાઇનું સ્થાન ખાલી જ છે. મારા અંગત જીવનમાં તો એમની સાથે ગાળેલા કલાકોના કલાકો, એમની મીઠી મમતા, એમની મોહક વાતચીત વગેરે મારા જીવનમાં મોટામાં મોટા સાંસ્કારિક આનન્દો તથા અનુભવોમાં ઊંચું ને અવિસ્મરણીય સ્થાન લે છે. સર્વ રીતે મારા ગુરુ એવા એ, મારા મામાઓ ને પિતાશ્રીના (જેમને માટે એમને ઘણો આદર ને સ્નેહ હતો તેઓના) ગયા પછી મારે એ એક જ ગુરુજન રહ્યા હતા. છતાં સર્વ રીતે એ મિત્ર થઈ વર્ત્યા એ એમના ચારિત્ર્યનું એક ખાસ મોહક લક્ષણ હતું.

એક વાત છેલ્લીછેલ્લી ઉમેરવી જોઇએ. હિન્દુ યુનિવર્સિટીને માટે એમણે શું શું કર્યું તેની તો કાંઈક ઝાંખી જ ઉપર કરાવી છે; તેની વિગતમાં ઊતરવાનું આ સ્થળ નથી. પણ હિન્દુ યુનિવર્સિટીએ પણ એમને માટે ઘણું કર્યું. એમના આવા મોટા ગુણો, એમની દક્ષતા ને એમની વિદ્વત્તા વગેરેને આટલું મોટું ક્ષેત્ર તે વિના મળ્યું જ ન હોત. કાશીમાં રહીને હિન્દના લગભગ સર્વ પ્રાન્તોનું એમને ઓળખાણ થયું. વિદ્યાર્થી તથા અધ્યાપકોના ગણની ઉપરાંત હિન્દના લગ-

ભગ મર્વ મહત્ત્વના જનો અહીં મુલાકાત કરવા આવી જતા. તે ઉપરાંત હિન્દની બહારના પણ અનેક મુસાફરો આવતા ને આનન્દશંકરભાઈનો એ સૌની સાથે મેળાપ થતો. અખિલ ભારતની ફિલસૂફીની કૉંગ્રેસના એ પ્રમુખ થયા, ને ઇન્ટર યુનિવર્સિટી બોર્ડના લાંબા કાળ લગી સભ્ય રહ્યા—એ સંસ્થાઓ દ્વારા પણ એમનાં ઓળખાણો, સમ્બન્ધો ને સંપર્કો વિશાળ ને ઉચ્ચ બન્યાં. ગુજરાતી પ્રોફેસરોમાં આવું ઊંચું સ્થાન ને આટલા બધા સંબન્ધો બીજું કોઇ પામી શક્યું નથી.

ગુજરાતભરમાં એમનું સ્થાન લઈ શકે એવું આજ કોઇ નથી. અમદાવાદ પાછા ફર્યા પછી એમનું આરોગ્ય ને એમનું આયુષ વધુ રહ્યાં હોત તો કેવું સારું થયું હોત—એમ એમના જાણકાર સૌને થયું જ હશે. એમણે ગુજરાતમાં ઘણાં કામો કરવાનાં ધાર્યાં હતાં—તેમાંથી થોડાંક જ થયાં. પણ "કાન્તિલાલ, મને તેનો લગારેય શોક નથી. જેના હાથથી એ કામ કરાવવાનાં હશે તેના હાથથી તે કામ થશે જ—" એ એમનું લાક્ષણિક દર્શન. એમનાં છેલ્લાં વચનોમાંનાં આ થોડાંક છે. કાશીમાં તેમ જ અમદાવાદમાં મારાથી બનતો તેટલો સમય હું એમની સોબતને અર્પણ કરતો. વારંવાર થતું કે એમની પાસે જ બેસી એમનાં સ્મરણો, વિચારો, ટીકાઓ વગેરે સર્વ એમની ઇચ્છાનુસાર કાગળની ઉપર ઉતારું—વારંવાર મન ઇચ્છતું કે તેટલો નિરવધિ સમય મને મળે અને એમને એટલી શક્તિ કાયમ રહે!

મારી કાશી–અમદાવાદની મુલાકાતોમાં જ નહિ પણ આખા જીવનમાં એક વધુ પ્રકારની શૂન્યતા આવી છે—જે સાધારણ રીતે બને છે તેમ હવે સંસ્મરણોથી જ ભરાશે.

# ધ્રુવસાહેબનાં સંસ્મરણો

## પ્રો. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી

**ટાપટીપિયા** પણ ગંભીરતાવિહોણા આચાર્યના કરતાં ગંભીર પણ ટાપટીપવિહોણા આચાર્યને હું બેલાશક વધારે પસંદ કરું.

× × ×

ટૂંકા પણ ન લખાય તેવા અઘરા પ્રશ્નપત્રોના કરતાં લખી શકાય તેવા પણ લાંબા પ્રશ્નપત્રો ધ્રુવસાહેબ વધુ પસંદ કરતા.

× × ×

શોરબકોર કરીને પણ દલીલ વિના સ્વપક્ષનું સમર્થન કરવું તેના કરતાં દલીલ સાથે પણ શોરબકોર વિના સ્વપક્ષનું સમર્થન કરવું ધ્રુવસાહેબને વધારે પસંદ પડતું.

× × ×

માધુર્યનો નાશ કરીને નિયમનું પાલન કરવા કરતાં માધુર્યનું પાલન કરવા ખાતર નિયમનો નાશ કરવો ધ્રુવસાહેબ વધારે પસંદ કરતા.

× × ×

નિષ્પ્રયોજન સંમતિ આપવા કરતાં સપ્રયોજન અસંમતિ આપવી ધ્રુવસાહેબ વધારે પસંદ કરતા.

× × ×

ધ્રુવસાહેબને ખોતાં અમદાવાદે કેટલું બધું ખોયું છે તેનું અમદાવાદને ભાન નથી.

× × ×

એ મહાન વિભૂતિના પરમ પુરુષને આ સ્મરણકુસુમોથી મારી છેવટની હાર્દિક અંજલિ આપુ છું.

**દૃશ્ય પહેલું**

**કોલેજના ઓટલા ઉપર:** ૧૯૦૧ના જાન્યુઆરીની ૩જી તારીખ નજર સમક્ષ ખડી થાય છે. તે દિને હું ગુજરાત કૉલેજના પ્રિવિયસ ક્લાસમાં દાખલ થવા માટે કૉલેજને પગથિયે પહેલી જ વાર પગ મૂકતો હતો. મેં ત્રણ વ્યક્તિઓને ઓટલા પર જોઈ. એક વ્યક્તિ હતી એક સુરતી સહેલાણી પ્રોફેસરની, એક હતી એક ઇરાનના સહેલાણી પ્રોફેસરની, ને એક હતી સાદા પોશાકમાં પણ દેખાવથી જ ગંભીરતાની છાપ પાડનાર પ્રોફેસરની. ઓટલા પર ત્રણે મિત્રો ગપ્પાં મારતા હતા. ત્રણેને જોતાં વારને જ મારી નજર ત્રીજી વ્યક્તિ પર ઠરી ગઈ. એ વ્યક્તિ પ્રોફેસર આનંદશંકર ધ્રુવ. એમનો સાદો પણ મર્યાદાવાળો દેશી પોશાક, એમનો લખલખતો ચહેરો, એમનો મોટો ચાંલ્લો, એમની અમદાવાદી પાઘડી, એમનો સરળ સ્વભાવ એ બધું પ્રથમ દર્શને એમને

માટે માન ઉપજાવવાને માટે પૂરતા કરતાં પણ વધારે હતુ, ને એમના શિક્ષણનો સુંદર સ્વાદ ચાખ્યા પહેલા જ મને એમને માટે પ્રથમ દર્શને કોઈ અગમ્ય રીતે અપૂર્વ માનની લાગણી ઉત્પન્ન થઈ ગઈ હતી.

## દશ્ય બીજું

**ભાવવાહી શિક્ષણ:** શિક્ષણ શરૂ થયુ. ધ્રુ'સાહેબે સંસ્કૃત લેવા માડ્યું. એ વિષયમાં હું સાધારણ વિદ્યાર્થીઓના કરતા ઘણુ વધારે સારી રીતે ધ્યાન આપી શકતો. કારણ શાળામાં મને સંસ્કૃતનું શિક્ષણ ઘણુ સુંદર રીતે પ્રાપ્ત થયુ હતુ. અમારે 'विक्रमोर्वशीय' ને 'रघुवश' ૧ થી ૫ સર્ગ શીખવાના હતા. ધ્રુ'સાહેબ વાચન જ એટલી રસિક રીતે કરતા કે તે સાભળતા વારને જ પુસ્તકનું હાર્દ અત્યન્ત આનદથી સમજી શકાતુ. વચમાં વચમા વ્યાકરણનુ સ્પષ્ટીકરણ તેઓ એવી સરળ રીતે કરતા કે તેની છાપ દઢતાથી મન પર બેસી જતી.

શિક્ષણ પછી પરીક્ષણ. સત્રાન્ત પરીક્ષા આવી એ વિશે અનુભવ થયો કે એમનો પ્રશ્નપત્ર ખૂબ લાબો નીકળેલો ગમે તેટલી ઉતાવળ કરતા છતા અમુક ભાગ તો મૂકી જ દેવો પડેલો અને આવુ જ તે વર્ષની યુનિવર્સિટીની પરીક્ષામા અમને માલૂમ પડેલુ. યુનિવર્સિટીની પરીક્ષામા પણ તેમની ખ્યાતિ ઘણા લાબા પેપર કાઢનાર તરીકે થયેલી મારે કાને કંઈક એવુ આવેલુ કે તેઓ એમ માનતા કે પેપર ટૂકો ને અઘરો કાઢ્યો હોય તો ઉમેદવારો લખી ન શકે ને નપાસ થાય જ્યારે તે લાબો—સાધારણ સહેલો પણ ખૂબ લાબો કાઢ્યો હોય, તો જોકે ઉમેદવારો વધારે માર્ક ન મેળવી શકે, છતા થોડુ થોડુ લખીને પાસ તો જરૂર થઈ જ શકે. આ ખરેખર તેમનું મન્તવ્ય હશે કે કેમ તે તો શી ખબર? પણ મને કંઈક આવો ખ્યાલ ઉત્પન્ન થયો હતો ખરો વિદ્યાર્થીઓને પાસ કરવાની બાબતમા તેઓ ઉદાર, પણ વધુ સારા માર્ક આપવાની બાબતમા અનુદાર

## દશ્ય ત્રીજું

**તર્કશાસ્ત્રની અભિરુચિનું રસાસ્વાદન** તે વખતે ઇંટરના વર્ગને તેઓ સંસ્કૃત ઉપરાત થોડુક અગ્રેજી પણ શીખવતા તેમનુ અગ્રેજી કાવ્યોનુ વાચન પણ સંસ્કૃત કાવ્યોના વાચન જેટલુ જ રસિક. ધ્રુ'સાહેબનાં બહુશ્રુતતા વિશે તે વર્ષે મારા મન પર સુંદર છાપ પડી સંસ્કૃતના તે વખતના અભ્યાસક્રમ મુજબ અમારે 'तर्कसग्रह' શીખવાનો હતો તે તો તેમણે એટલી ઝીણવટથી ને એટલી રસ પડે તેવી રીતે શીખવ્યો કે, તે પુસ્તકની સરખામણીમા અમને Fowler's 'Deductive Logic' તો બાળપોથી જેવુ લાગ્યુ. તે પુસ્તકનુ શિક્ષણ અમને તે વખતના ગુજરાત કૉલેજના સાયન્સના પ્રોફેસર આપતા હતા. તેમનું સાયન્સનું જ્ઞાન જેટલુ ઉપલક્યુિ હતુ તેટલુ બલકે તેથી ઘણુ વધારે રીતે Fowler's 'Logic'નુ તેમનુ જ્ઞાન ઉપલક્યુિ હતુ આશ્ચર્ય જેવુ નહોતુ કે તેઓ Fowler's 'Logic' શીખવે તેમા અમને જરા પણુ રસ પડતો નહોતો હું તો લોજિકના કલાકમા તે સમયે નવી બધાતી અમદાવાદ–ધોળકા

રેલવે લાઈનના રસ્તા પર ફરવા નીકળી પડતો. માત્ર હું જ નહિ પણ અમે ચારપાંચ ગોઠિયાઓ એ વિષયમાં રખડવા નીકળી પડતા. આવું બેચાર દિવસ હોય તો નભે, પણ રોજનું રોજ કંઈ નભે! લૉજિકના પ્રોફેસર મારા પિતાને સારી રીતે ઓળખતા હતા ને મને તેઓ 'મારા મિત્રના પુત્ર' તરીકે જ વર્ગમાં જોતા. તેથી એક દિવસે તેમણે મને પોતાના ઓરડામાં બોલાવ્યો ને જરા કરડી રીતે કહેવા લાગ્યા, 'Your passing the Previous Examination in the second class is no guarantee that you will even pass in the Inter Examination. Logic is a difficult subject, you should know, and you should be regular in class attendance." જેવો કરડાકીમાં આ ઉપદેશ મળ્યો તેવોજ તરત ઉત્તર મેં આપ્યો, 'Sir, I shall ask my difficulties if any to Professor Dhruwa' ધડાક દઈને આ ઉત્તર મેં આપી તો દીધો, પણ તે વખતે મને એટલું પણ ભાન ન રહ્યું કે આ તો તેમનું અપમાન થયું. તેઓ તો રાતાપીળા થઇ ગયા ને હું ભોંયમાં સમાઈ જાઉં એવું મને તેમનો ચહેરો જોતાં થયું. મેં તેમનો ઓરડો છોડ્યો અને મને લાગ્યું કે મેં તે દિવસે તેમનો ગુનો કર્યો છે, ને પછીથી રસ ન પડે તોપણ શાન્તિથી તેમના વર્ગમાં હું નિયમિત હાજરી આપવા માંડ્યો. તે તો જાણે ઠીક, પણ ધ્રુ'સાહેબ શીખવતા હતા 'तर्कसंग्रह' ને મને તેમને વગર શીખવ્યે આવડતું હતું Fowler's Lojic. અને તે સમયથી લૉજિકમાં રસસિંચન થયું તે થયું, અને એ વિષયના વર્ગોને રસ પડે તેવી રીતે શીખવવાની મારામાં પાછળથી જે કંઈ શક્તિ ઉત્પન્ન થઈ તેનું માન મારા હૃદયમાં હું તો પોતે ધ્રુ'સાહેબને જ આપું છું.

દૃશ્ય ચોથું

**અસાધારણ કર્તવ્યબુદ્ધિ:** ઈંટર પાસ થયા પછી વિદ્યાર્થીઓને ઐચ્છિક વિષયની પસંદગી કરવાની હોય છે. ગણિત, સંસ્કૃત, અંગ્રેજી કે અન્ય કોઈ વિષય વિશે હું વિચાર કરતો હતો. ગણિતનો મને શોખ હતો ને તેમાં મારું પ્રાવીણ્ય ઉત્તમ હતું, છતાં સાહિત્યનો મને વધુ શોખ હતો ને તેથી મેં અંગ્રેજી—ગુજરાતીનું દ્વન્દ્વ પસંદ કર્યું. તે વિષયનાં પુસ્તકો પણ લીધાં. પણ બેચાર દિનમાં જ પાછી મનોવૃત્તિ બદલાઈ ગઈ. અને થયું કે કંઈક ચિંતનાત્મક વિષય લીધો હોય તો વધારે સારું. તે વિષયને માટે ગુજરાત કૉલેજમાં ખાસ પ્રોફેસર નહોતો. છતાં મારે તો **વિષય** પસંદ કરવો હતો, ક્યાં **પ્રોફેસર** પસંદ કરવાનો હતો? ને મેં તત્ત્વજ્ઞાનનો વિષય પસંદ કર્યો. તે વિષયનો પ્રોફેસર, કૉલેજમાં હતો. નહિ, તેથી ત્યાં તે વખતે એવી ગોઠવણ કરવામાં આવી કે અર્ધું પ્રિ. હર્સ્ટ શીખવે ને અર્ધું પ્રો. ધ્રુવ. હર્સ્ટને કંઈ પણ આવડતું જ નહિ; ન આવડે સાહિત્ય કે ન આવડે અન્ય વિષય, અને તે ઉપરાંત રીતભાતમાં અસભ્યતાનો તેમણે ઇજારો લીધો હતો. એટલે તે વખતે એલિસબ્રિજ પર સ્થળે સ્થળે લખાતું 'હર્સ્ટ ધઇ વર્સ્ટ.' આવી રીતે જાણીતા થયેલા હર્સ્ટની સાથે Mill's 'Logic' શીખવાનું અમારે પાને પડ્યું. તેમને તે આવડતું નહોતું ને તેઓ તો માત્ર વાચન જ કરતા, એટલે અમે ચારપાંચ વિદ્યાર્થીઓ પ્રો. પી. એ. વાડિયાને બંગલે ઊપડતા ને તેઓ ખાનગી રીતે તે પુસ્તક પર અમને સુંદર નોટ્સ

આપતા. કૅંટના તત્ત્વજ્ઞાન પર પ્રો. ધ્રુવ અમને શિક્ષણ આપતા. તેમણે આધુનિક તત્ત્વજ્ઞાનના ઇતિહાસથી આરંભ કર્યો ને ધીમે ધીમે અમને વિષયપ્રવેશ રસિકતાથી થવા માંડ્યો. અંધકાર માંથી અમે પ્રકાશમાં આવવા મંડ્યા. અમને વધુ ને વધુ રસ પડવા મંડ્યો. તે વખતના મારા સહાધ્યાયીઓમાં સ્વ. રણજિતરામ વાવાભાઈ પણ હતા. અમે બે અઠવાડિયામાં બેત્રણવાર ઘેર મળતા ને પ્રું'સાહેબ શીખવતા તે વિશે વાટાઘાટ કરતા. તેને લીધે અમારો માનસવિકાસ વધારે ને વધારે થઈ શક્યો. તે સંજોગમાં પ્રું'સાહેબનાં પત્ની ઘણાં માંદાં પડવાને કારણે રજા લઈને તેમને આબુ જવાનું થયુ. એટલે અમારે મોટી આફત આવી પડી છતા તેમણે આબુથી પોતાનાં શિક્ષણટિપ્પણો તેમના મિત્ર ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીને મોકલી આપ્યાં, અને તે ટિપ્પણો ઉત્તમલાલભાઈ વર્ગમા આવીને અમને ઉતરાવી જતા. કેવી અજબ કર્તવ્યબુદ્ધિ! પ્રું'સાહેબની આ કર્તવ્યબુદ્ધિમાં તેમનો અનહદ વિદ્યાર્થિપ્રેમ વ્યક્ત થતો હતો, અને તેનાથી તે વખતે અમારા બધાના મન પર તેમને વિશે સુદર છાપ પડેલી, જેથી અમારામાં તેમના પ્રતિ પૂજ્યવૃત્તિ ઉત્પન્ન થયેલી.

દૃશ્ય પાંચમું

**વચટમાર્ગપ્રતિષ્ઠિત** સૂરતમા કોંગ્રેસનુ સત્ર હતું તેનો પ્રસંગ નજર આગળ આવે છે. મારા પિતાશ્રીની નોકરીને પ્રસગે અમદાવાદ, નડિયાદ, ભરૂચ વગેરે સ્થળોએ અનેક મિત્રો ને ઓળખાણો થયેલાં, તેથી કોંગ્રેસની બેઠક વખતે અમારા સૂરતના મકાનમા મોટી મડળી ઊતરી હતી. તેમા બે વિભાગ જામ્યા હતા: એકમાં પ્રું'સાહેબ તથા ઉત્તમલાલ કેશવલાલની મંડળી ને બીજામા ચદ્રશંકર પંડ્યા તથા અબાલાલ જાની, રમણીયરામ ત્રિપાઠી વગેરેની મડળી. સાંઝ પડે એટલે બધા ઘેર આવે ત્યારે ગરમાગરમ ચર્ચાઓ ચાલે તેવી ચર્ચાઓ માટે તે પ્રસંગ પણ આમાદ હતો ચંદ્રશંકર પંડ્યા પ્રું'સાહેબ કરતાં ઉમરે ઘણા નાના, છતા ચર્ચા વખતે ગાજ્યા જાય તેવા નડેલા તે તો જે દૃષ્ટિબિન્દુ રજૂ કરે તે વિશે ઠોકીને જ બોલે તેમનુ દૃષ્ટિબિન્દુ એટલે તિલક-પક્ષનું દૃષ્ટિબિન્દુ પ્રું'સાહેબ એટલે તો મૂર્તિમન્ત સ્યાદ્વાદ: તેઓ તો વચટમાર્ગ જ ગ્રહણ કરવાના. મને બરાબર યાદ છે કે ચદ્રશકરને ઠડા પાડવા પ્રું'સાહેબ સબળ પ્રયત્ન કરતા, ને તિલકપક્ષ તેમ જ ફિરોઝશાહપક્ષ બને પક્ષમા થોડુ થોડું સત્ય છે એમ મીઠાશથી સાબિત કરવા તેઓ પ્રયત્ન કરતા બેઢની બપોરે ગરમીને કારણે મંડપ આગળ ફળ વેચાતા હતા તેમાથી પ્રું'સાહેબે ઉત્તમલાલભાઈની સોબતમા મીઠી લીલી દરાખ મશેરેક ખાવેલી: તેને પરિણામે તેમને એકદમ જ શરદી થઇ આવેલી ને તેમનો ઘાટો બેસી ગયેલો. તેમની તબિયત નાજુક હતી જ તેથી આ તદ્દન સ્વાભાવિક હતું, ને આ હકીકત તેમણે પોતે જ સૌને વિદિત કરેલી. ટકોર કરતા ચદ્રશંકર પડ્યા ચર્ચા વખતે બોલતા જતા કે દરાખને કારણે પ્રું'સાહેબને શરદી થઇ છે, માટે ચર્ચા હવે નહિ કરે. પ્રું'સાહેબ મીઠી ટકોર કરતા "વાંધો નથી મારે તો સાભળવુ વધારે છે, બોલવાનુ તો તમારું કામ છે, હુ તો નહિ જેવુ જ બોલુ છુ ને?" અને ખરેખર થતું પણ તેમ જ. પાઅર્ધો કલાક ચદ્રશંકર એમની લાક્ષણિક દક્ષપ્રતિભાથી લબાણથી લમણાઝીક કરતા

તેનો ધ્રુ'સાહેબ સંદિગ્ધ એવો એકાક્ષરી મીઠો જવાબ આપી દેતા. ચંદ્રશંકર એકદમ ઠંડા પડતા અને મારા મન પર અસર થતી Shouting is not arguing : શોરબકોર કંઇ દલીલ નથી. આ પ્રમાણે ત્રણેક દિવસ ચાલ્યું ને તેમાંથી ધ્રુ'સાહેબની માધુર્યમયી ખંડનશક્તિ ને પાંડિત્યભરી સ્યાદ્વાદવૃત્તિ વિશે મને સાક્ષાત્ અનુભવ થયો. ધ્રુ'સાહેબની દિનચર્યા જોવાનું પણ ઠીકઠીક પ્રાપ્ત થયેલું. તેઓ સવારે વહેલા નાહીને કલાકેક પૂજામાં પરોવાય. પછી જમીને સભાગૃહમાં જાય અને સાંજે ચંદ્રશંકર–અંબાલાલ જે રંગ જમાવે તેમાં વયનું ને જ્ઞાનનું અત્યંત અંતર ન ગણકારતાં મિત્રની પેઠે વાતમાં જોડાય. ધ્રુ'સાહેબ કેવા ધર્મનિષ્ઠ, કેવા સાદા, કેવા ભોળા, ને કેવા થોડાબોલા ને કશ્યોક અભિપ્રાયને વિશે કેવા નારાજ, તે સર્વ બાબતનું મને પ્રત્યક્ષ અનુભવથી ભાન થયું. સુરતના પ્રસંગ પછી મને ધ્રુ'સાહેબ પ્રતિ જે કંઇ સંકોચ હતો તે પૂરેપૂરો દૂર થયો.

દશ્ય છઠ્ઠું

**ભિન્નમતસહિષ્ણુતા:**—'વસન્ત' માસિકે ગુજરાતની સાહિત્યક્ષુધાને સંતોષવા અજબ શરૂઆત કરી હતી. તેના આરંભના સમયમાં મેં મારી યુનિવર્સિટી કેળવણી સમાપ્ત કરી હતી. હું જ્યારે વિદ્યાર્થી હતો ત્યારે લેખક થવાની મને લેશ પણ ઇચ્છા નહોતી. પરંતુ લખવાની પ્રવૃત્તિમાં હું ત્રણ પ્રોત્સાહનોથી ધકેલાયો હતો. તેમાંનાં બે પ્રોત્સાહનના પ્રસંગો મને ધ્રુ'સાહેબ તરફથી પ્રાપ્ત થયા હતા. તે હું અહીં વર્ણવું છું. એક સવારે મારા ઉપર ગુ. વ. સોસાયટીનો પત્ર આવ્યો કે મને 'Education in Japan' એ નામનું પુસ્તક ભાષાન્તર માટે સોંપવામાં આવ્યું છે. મને તે કામ માટે રૂ. ૨૦૦ નું ઓનરેરિયમ મળવાનું હતું. મેં તો તે કામ માટે અરજી પણ કરી નહોતી. ને આ પુસ્તક શું હશે તેનું મને ભાન પણ નહોતું. મને આશ્ચર્ય ઉત્પન્ન થયું કે આ કામ મને સોંપાયું કેવી રીતે! પણ મને પાછળથી ખબર પડી કે ધ્રુ'સાહેબે એ કામને માટે મારી પસંદગી કરાવી હતી. મને સોંપાયેલું કામ આ પ્રમાણે ગુરુની શિષ્ય પ્રતિ પ્રથમ પ્રેમપ્રસાદી હતી. એ ભાષાન્તર મારો પ્રથમ પ્રયાસ હતો. તે પ્રયાસથી મને લેખનમાં રસ ઉત્પન્ન થયો : અને મને તેમાંથી અસાધારણ લાભ મળ્યો. બીજું પ્રોત્સાહન મને 'વસન્ત'માં લેખો મોકલવાની ગુરુશ્રીની સૂચનાઓથી મળ્યું હતું. એક પણ પ્રસંગ એવો નહિ આવ્યો હોય કે જ્યારે જેવો ફાવ્યો તેવો લેખ મેં મોકલ્યો હોય છતાં તે 'વસન્ત'માં ન સ્વીકારાયો હોય. 'વસન્ત'માં લેખ છપાય એ તે વખતે ગૌરવ ગણાતું ને ઘણા લેખોનો અસ્વીકાર થતો તે પણ સાધારણ અનુભવની બાબત હતી. છતાં મને એવો એક પણ અંગત અનુભવ થયો નહોતો. મને એક ખાસ પ્રસંગ યાદ આવે છે. એક લેખમાં મેં ધ્રુ'સાહેબના અંગત ગાઢ મિત્ર સાક્ષરશ્રી નરસિંહરાવ પર જબરો વાક્પ્રહાર કર્યો હતો, છતાં તે લેખ પણ તેમણે જરા પણ અણગમો દર્શાવ્યા વિના સ્વીકાર્યો હતો. એ મારા લેખે તે વખતે માસિકોમાં રસ લેતી સાક્ષરજનતા માત્રનું ઠીકઠીક ધ્યાન ખેંચ્યું હતું. મેં તેમાં નરસિંહરાવ પર Ipse dixitismનો, એટલે કે હું કહું છુ તે જ સાચું એવા પ્રકારની અહંતાનો, આક્ષેપ મૂક્યો હતો. Ipse dixitism એ લેટિન શબ્દો જ એવા ભારે ને અસરકારક હતા કે તે લેખે ઘણા મોટા વર્ગને ચકિત પણ કર્યો હતો. નરસિંહરાવનું

Ipse dixitism ખૂબ ચર્ચાયુ, છતા ધ્રુ'સાહેબના મનમા મારી સખ્ત ટીકાથી જરા પણ ક્ષોભ થયો નહોતો 'વસન્ત' પ્રતિ મારો પ્રેમ વધુ ને વધુ વધતો ગયો, ને તેમા છપાવવા માટે લેખો ને કાવ્યો લખવાનો મને નાદ લાગ્યો મારો સાહિત્યનો ને લેખનનો શોખ ત્યારથી સતત ચાલુ થયો.

દૃશ્ય સાતમું

**આર્ય વિનીતતા** અમદાવાદમાં આશરે દશ વર્ષ હું પ્રેમચદ રાયચંદ ટ્રેનિંગ કોલેજના મકાનમાં રહ્યો હતો તે દરમિયાન બેસતા વર્ષના દિવસના આનદદાયક પ્રસગો મને હમેશ યાદ આવે છે અમદાવાદના લોકો બહુ મળતાવડા ને સ્નેહાળ હોય છે, અને તેથી બેસતા વર્ષની સવારે મારા પિતાશ્રીને નૂતનવર્ષાભિનદનાર્થે મળવા ઘણું બહોળું મંડળ આવતુ, બલ્કે તેની પડાપડી થતી એમ કહુ તો જરા પણ અતિશયોક્તિ નથી દર વર્ષે, અપવાદ વિના, સૌથી પહેલુ, સવારમા વંદન થતું તે આચાર્ય ધ્રુ'સાહેબનુ જ થતુ અભિનદન આપતા ધ્રુ'સાહેબ વંદન કરતા તે આર્ય વિનીતતાથી પ્રાચીન ઢબે કરતા અને તેવી રીતે તેઓ પોતાની ગુરુભક્તિ શુભ સવારે પ્રદર્શિત કરતા આ દૃશ્યથી મહત્તા સાથે નમ્રતા કેવી સુદર રીતે સલગ્ન હોય છે તેની ને ધ્રુ'સાહેબની આર્ય વિનીતતાની ઊંડી છાપ મારા મન પર હમેશ માટે રહી ગઈ છે પ્રતિવર્ષ લગભગ પહો ફાટતા જ, પોતાના અમદાવાદી શગરામમા સ્વચ્છ સફેદ પોષાકમા, મોટા આમ્ર્ષક ચાંદ્લા સાથે ભસ્મવિભૂષિત મુખકમલથી આચાર્યશ્રી અભિનંદનવંદન કરતા તે દૃશ્યથી विद्या विनयेन शोभते, તેનુ મને મારા જીવનમા શુભ પણ અત્યત આબાદ શિક્ષણ મળતું હતું. મારા પિતાશ્રી ધ્રુ'સાહેબના હાઇસ્કૂલમા શિક્ષક હતા ને તે પણ મને ખબર છે તે પ્રમાણે બહુ જ થોડા સમય માટે તેમને ધ્રુ'સાહેબ હમેશ 'માસ્તરસાહેબ' એ શબ્દોથી સબોધતા

દૃશ્ય આઠમું

**સૂક્ષ્મ નિરીક્ષણ** ૧૯૧૪ મા મારા પિતાશ્રી નોકરીમાથી નિવૃત્ત થયા તેમણે પોતાની નોકરીમા ઘણા વર્ષ અમદાવાદમા ગાળ્યા હતા, ને તે જમાનો એવો હતો કે તે વખતની શિષ્ટ જનતામા ભાગ્યે એવો કોઈ હશે કે જે મારા પિતાનો શિષ્ય નહિ હોય મારા પિતાશ્રીની લોકપ્રિયતાનુ એક કારણ તેમની દૃઢ કર્તવ્યબુદ્ધિ હતુ તેમને નિવૃત્તિસમયે માન આપવાના એક મેળાવડામા ધ્રુ'સાહેબે પ્રશસા આપતા જે રીતે શરૂઆત કરી હતી તે હજી મને યાદ છે ધ્રુ'સાહેબ રોજ અમારા બગલા આગળ થઈને પોતાના શગરામમા ગુજરાત કૉલેજ જતા. તેઓ હમેશ એકાદ પુસ્તક વાચતા ને તેમા બરાબર નજર સાથે જ ગાડીમા જોવામા આવતા સારાશ, તેમની નજર આઘીપાછી થતી મે કોઈ પણ દિવસ જોઈ નહોતી છતા તેઓ સૂક્ષ્મ નિરીક્ષણ આબાદ કરી શકતા તેમણે રોજ જલદીથી છતા સૂક્ષ્મતાથી જોયુ હશે તેવુ જ મેળાવડામા કહ્યું "નોકરીને છેલ્લે દિવસે રોજની માફક બરાબર નવને ટકોરે માસ્તરસાહેબને મે પગથિયા ઊતરી કૉલેજમા જતા જોયા તે દૃશ્યથી તેમની કર્તવ્યબુદ્ધિને વિશે મને અનહદ માન ઉત્પન્ન થયુ છે સાધારણ રીતે નોકરીને છેલ્લે દિવસે માણસને આરામ લેવાનુ મન થાય, પણ માસ્તરસાહેબને

રોજ મુજબ મિનિટેમિનિટ વખતસર જતા જોઈ તેમની કર્તવ્યબુદ્ધિ કેટલી અસાધારણ રીતની ઉત્કટ છે તેનો મને સુંદર ખ્યાલ આવેલો." આ શબ્દોમાં ધ્રુસાહેબે પ્રશંસાના ઉદ્ગારો કાઢેલા ને આ શબ્દો સાંભળીને મને ધ્રુસાહેબની ઝીણવટવાળી નિરીક્ષણશક્તિનો ખ્યાલ આવેલો. હું તો હમેશ એમને નીચા મોં સાથે ને ચોપડીમાં આંખ રાખી ગાડીમાં પસાર થતા જોતો, છતાં તેઓ અગત્યની બાબતનું પણ કેવું આબાદ નિરીક્ષણ કરી શકતા તેનો મને તેમના ઉપલા કથનથી અનુભવ થયો. ધ્રુસાહેબનું આ નિરીક્ષણ એટલું બધું લાક્ષણિક હતું કે સુરતમાં મારા પિતાશ્રીના સ્વર્ગવાસ પછી તેમનું તૈલચિત્ર નગીનચંદ હૉલમાં અનાવરણ થયું ત્યારે ન્યાયમૂર્તિ સર લલ્લુભાઈ આશારામ શાહે એ જ ઉપલા શબ્દોનો ઉપયોગ કર્યો હતો.

## ૬૨૫ નવમું

આગગાડીના ડબ્બામાં: ૧૯૨૮ ના ડિસેમ્બરમાં ઇંડિયન ફિલોસોફિકલ કૉંગ્રેસની ચોથી બેઠક મદ્રાસ મુકામે મળવાની હતી. મારે તેમાં મુંબઈ યુનિવર્સિટીના પ્રતિનિધિ તરીકે જવાનું હતું. મુંબઈથી જે ગાડીમાં ધ્રુસાહેબ જાય તે જ ગાડીમાં મારે મદ્રાસ જવું એવો મારો વિચાર હતો, કારણ કે મારી પ્રથમ ગોઠવણ એવી હતી કે તેઓ જ્યાં ઊતરે ત્યાં જ મારે પણ ઊતરવું, જેથી મને અજાણ્યા સ્થળમાં કોઈ રીતની અડચણ ન પડે. પરંતુ પાછળથી મારાં માતુશ્રી વગેરે અમે ઘરનાં સાત જણે જવાનું નક્કી કર્યું, એટલે અમે અમારી જુદી ગોઠવણ કરી લીધી. છતાં ધ્રુસાહેબ જે દિવસે ને જે ગાડીમાં મુંબઈથી ઊપડયા તે જ દિવસે ને તે જ ગાડીમાં અમે મદ્રાસ જવા ઊપડયાં. અમારું તો એક આખા ડબ્બા પૂરતું મંડળ હતું, એટલે અમે ઘરમાં જ હોઈએ એમ અમને લાગતું. પણ હું વખતોવખત ધ્રુસાહેબના ડબ્બામાં જાઆવ કરતો. કેટલીક વાર હું બેત્રણ કલાક તેઓ સામટાં ગપ્પાં લહેરથી મારતા તે સાંભળતો. ચા જોડે લેવાનો તેમના તરફથી આગ્રહ થતો તે મુજબ ગાડીમાં તેમની સાથે ત્રણચાર વાર ચાહ પણ જોડે લીધેલી. એ પોતે જૂના આચાર પાળવાવાળા ને હું પોતે પણ તેવા આચારવાળો, એટલે અમને ફાવટ આવતી. વડોદરામાં ધ્રુસાહેબને કામને પ્રસંગે બેત્રણ વાર આવવાનું થયેલું, ને પોતે શુદ્ધ આચાર પાળવાવાળા, એટલે જોકે તેઓ ઊતરતા સર મનુભાઈ સાહેબને બંગલે છતાં જમવાનું મારે ત્યાં રાખતા. વડોદરામાં પાર્ટીઓને પ્રસંગે ટેબલ પરથી ફ્રૂટ સિવાય તેઓ બીજી વસ્તુને અડકતા નહિ. મદ્રાસ જતાં પોતે પોતાનો નાગર રસોઇયો જોડે રાખેલો. છતાં અમે જ્યારે જ્યારે ગાડીમાં ચા જોડે પીતી ત્યારે પોતે રેસ્ટોરાંમાંથી ચા મંગાવતા. તેઓ કહેતા કે મુંબઈથી વારંવાર કાશી જવું પડે છે એટલે ચાની બાબતમાં તો મારે છૂટ લેવી પડે છે. મને તો તેનો વાંધો હતો જ નહિ: પરિવર્તિત થતા જમાનામાં હું ધીમેધીમે પરિવર્તિત થતો જતો જ હતો. અનેક નાનીમોટી બાબતોને વિશે વાતો કરવાની મને તે પ્રવાસમાં ઘણી મઝા પડી હતી. છેવટે મદ્રાસ સેંટ્રલ સ્ટેશને અમે પહોંચ્યા. તે વખતે ત્યાં એમનો ભવ્ય સત્કાર થયો હતો. અમે મુંબઈના આટલા, એ બતાવવા ખાતર એમણે મને ને અમારી સાથેના મંડળને ત્યાં ઓળખાવ્યાં હતાં. અને મને યાદ છે તે પ્રમાણે એમની સાથે જ ગાડીમાંથી ઊતર્યાં કે તરત અમારા સમસ્ત મંડળની નાની છબી પડાઈ

હતી, તેમાં સાથે હોવાનો મને લાભ મળ્યો હતો. પછી તો એ એમને ઉતારે ગયા ને અમે અમારે મુકામે ગયા. અમે તો મદ્રાસ જોવાની ને મદ્રાસમાં હરવાફરવાની ગડમથલમાં પડયાં. હું તો માત્ર ધ્રુ'સાહેબના ભાષણને સાંભળવા પૂરતો જ સભામાં હાજર રહ્યો હતો. એ ભાષણ પાંડિત્યનો ભંડાર હતું. એમાં પ્રમુખ તરીકે એમણે આધુનિક પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનના પ્રવાહોની રૂપરેખાઓનું દિગ્દર્શન કરાવ્યું હતું. પ્રમુખ તરીકેનું કર્તવ્ય તેઓ એવું માનતા કે પોતાના જમાનાના અગ્રણી તત્ત્વચિંતકોની સમીક્ષા કરવી. "Ordinarily, a president would be expected to review generally, without entering into minute details, the activities of the year in his subject, and to indicate theirg eneral tendency and significance so as to keep his comrades wide awake to the problems of the day." (Presidential Speech–Madras.) પ્રમુખના કર્ત્તવ્યની આ વ્યાખ્યા સર્વમાન્ય થાય એમ હું નથી માનતો, પરંતુ આ પ્રમાણેના પોતાના મન્તવ્ય પ્રમાણે ધ્રુ'સાહેબે મદ્રાસમાં અભ્યાસથી ભરપૂર સમીક્ષા રજૂ કરી હતી. તેમાં એલેક્ઝાન્ડર, રસેલ, બર્ગસેન, આઈન્સ્ટીન, ક્રોચે, બાલ્ફર, હોલ્ડેન, શિલર વગેરેના વિચારપ્રવાહોનું પૃથક્કરણ કર્યું હતું. કોંગ્રેસ પૂરી થતાં પહેલાં, ત્રીજે જ દિવસે હું ને અમારું મંડળ રામેશ્વર ઊપડી ગયાં અને ધ્રુ'સાહેબથી છૂટાં પડયાં. પણ તે વખતે થયેલા સહપ્રયાણનાં સુંદર મધુરાં સ્મરણો તાજાં રહી ગયાં છે.

દરય દશમું

ધ્રુ'સાહેબનું માધુર્યઃ સ્મૃતિપટ પર ૧૯૩૩ની અખિલ હિન્દ પ્રાચ્ય પરિષદ આવે છે. તેની સાતમી બેઠક વડોદરામાં ભરાઈ હતી. તે વખતે તત્ત્વજ્ઞાન ને ધર્મવિભાગના પ્રમુખ તરીકે પ્રોફેસર રાનડે નિમાયા હતા. હું તે વિભાગનો મન્ત્રી નિમાયો હતો. પરન્તુ રાનડે ગેરહાજર હતા. તેથી ધ્રુ'સાહેબને તે વિભાગનું પ્રમુખપદ સ્વીકારવાને ખાસ વિનંતી કરવામાં આવી હતી ને તે પદ તેમણે સ્વીકાર્યું હતું. આ વખતે તેમણે જે ભાષણ આપ્યું તેનો મને જુદો જ અનુભવ થયો. તેમણે પ્રમુખ તરીકેનું પોતાનું ભાષણ મોંએ જ આપ્યું ને તે ભાષણ ભગવદ્ગીતાના તત્ત્વજ્ઞાનનું સુંદર દોહન હતું. ભક્તિનાં જુદાંજુદાં સ્વરૂપોના ક્રમિક વિકાસનું તેમણે વિવેચન કર્યું ને ગીતાનો બોધ આકર્ષક રીતે સમજાવ્યો. તેમના તે પ્રસંગના ભાષણથી મારા મન પર એવો ખ્યાલ રહી ગયો છે કે તેઓ માનતા કે ગીતામાં ભક્તિયોગ પ્રાધાન્ય ધરાવે છે ને ગીતાવાચનને પરિણામે આપણે નિષ્કામ ઈશ્વરભક્તિને સેવવી જોઈએ એ ભાષણ છપાવાયું હોત તો તે અત્યંત ઉપયોગી નીવડત. શ્રોતૃમંડળ એ ભાષણથી મુગ્ધ બનેલું. તે બેઠકના બે બનાવો નોંધવા જેવા લાગે છે. પેપરો વાંચનાર લેખકોમાંની એક વ્યક્તિનો પેપર એટલો બધો લાંબો હતો કે તેથી કોઈને પણ કંટાળો આવે. ખરું જોતાં તે પેપર એટલો સાધારણ કોટિનો હતો કે પરિષદમાં તેને સ્થાન જ અપાવું જોઈતું નહોતું. પ્રત્યેક પેપરના લેખકને ધ્રુ'સાહેબે લેખવાચન માટે દશ મિનિટનો વખત આપ્યો હતો. ઉક્ત લેખને વાંચતાં લેખકને બારતેર મિનિટ થઈ ગઈ તોપણ લેખક અટકવા ઇચ્છતા નહોતા. ધ્રુ'સાહેબની આંગળી ઘંટડી પર હતી. તેઓ તે આંગળી હળવાં દાબતી,

દમણાં દાબશે એમ અમને પ્રત્યેક ક્ષણે લાગતું હતું. કારણુ આંગળી ઘંટડી પર હતી એટલું જ નહિ પણ તે પર બરાબર વળેલી ને વળેલી ચાલુ હતી; મારાંશ દાબું, દાબું થતી હતી, છતાં તે ન દબાઈ તે ન જ દબાઈ. બારની પંદર, પંદરની સત્તર, સત્તરની વીસ મિનિટ થઈ, છતાં પેલી વળેલી આંગળી હજુ વળેલી ને વળેલી ચોંટી રહી, પણ તે પર નિર્ણાયક દબાણુ ન મુકાયું તે ન જ મુકાયું. આ કેવું અજબ સૌજન્ય! ધ્રુ'સાહેબ એટલે માધુર્ય, સાક્ષાત મૂર્તિમંત માધુર્ય. જરા પણ કડવાશ ન થવા દેવી એવી વૃત્તિ તેમની રગેરગમાં વહેતી હતી. મારા પરમ મિત્ર પ્રોફેસર ગોવિન્દલાલ ભટ્ટ મારા ગુપ્ત માનસનું પૃથક્કરણ કરતાં મને કહે છે તે મુજબ યત્કિંચિત્ માધુર્ય હું શીખ્યો છું તેમાં જરૂર પ્રો. ધ્રુવના માધુર્યની અસર હશે જ. બીજો બનાવ નોંધવા જેવો છે. ધ્રુ'સાહેબ સુંદરતાથી પોતાનું ભાષણ આપ્યા જતા હતા. તે વખતે મહારાજાસાહેબ શ્રીમંત સયાજીરાવ મહારાજ પરિષદમાં આવ્યા હતા ને એકમાંથી બીજા વિભાગમાં જતા હતા. તે વખતે અમને બધાને લાગેલું કે શ્રીમંત અમારા વિભાગમાં આવશે જ. છતાં તે શક્યતાથી ધ્રુ'સાહેબના મન પર વધારે ઉત્સાહ દર્શાવવાની કે ક્ષોભ પામવાની સહેજ પણ અસર થઈ નહોતી. તેઓ એક ખરા તત્ત્વયોગીની માફક પોતાનો વાક્પ્રવાહ સુમધુર રીતે વહેવડાવ્યા જતા હતા. કોણ ને કેટલા સાંભળે છે તેની તેમને પરવા નહોતી, તેમને તો તેમની વિચારસરણીની જ પરવા હતી ને તેમાં જ તેઓ મગ્ન હતા.

## દશ્ય અગિયારમું

**અંગત પ્રેમઃ** ૧૯૩૬નું વર્ષ સ્મરણપટ પર તરી આવે છે. તે વર્ષમાં ગુજરાતી સાહિત્ય સંમેલનનું ૧૨મુ સત્ર મહાત્મા ગાંધીજીના પ્રમુખપદ નીચે અમદાવાદમાં ભરાયું હતું. તે સત્રમાં ધર્મ-તત્ત્વજ્ઞાનના વિભાગનો પ્રમુખ હું હતો. ગાંધીજીનું ભાષણ થઈ ગયું, પછી વૈભાગિક પ્રમુખોનાં ભાષણો સમગ્ર સભા સમક્ષ ગોઠવાયાં હતાં. ગાંધીજી ભાષણ આપીને ચાલ્યા ગયા હતા, ને તેમને સ્થાને ધ્રુ'સાહેબ પછી બેઠા હતા. તેમણે વિભાગના પ્રમુખોને દરેકને પોતપોતાના ભાષણ માટે અર્ધો કલાક આપવા જાહેર કર્યું હતું. તે મુજબ અમલ કર્યા વિના તેમને છૂટકો નહોતો, કારણુ કે કેટલાક વૈભાગિક પ્રમુખોનાં ભાષણ ત્રણત્રણ કલાક ચાલે તેટલાં લાંબાં લખાયાં હતાં. એટલે અર્ધો કલાક થાય કે વ્યક્તિ તરફ જરા પણ નજર કર્યા સિવાય તરત ધ્રુ'સાહેબની ઘંટડી વાગે જ. મારું ભાષણ આવ્યું. જોકે હું વૈભાગિક પ્રમુખ હતો, છતાં ધ્રુ'સાહેબનો તો શિષ્ય જ હતો, એટલે તેમને જરા પણ નારાજ કરવા કે તસ્દી આપવા હું રાજી નહોતો મારું ભાષણ ૩૦ થી ૩૧ મિનિટ પહોંચે તેટલું જ હતું, છતાં તેમની ઘંટડીનો ભય મને વાંચવાની શરૂઆત કરતાં પહેલાં જ ઉત્પન્ન થવા માંડ્યો હતો. પોતે મારી મૂંઝવણ સમજી ગયા તે કારણથી હો, યા મારું છાપેલું ભાષણ નાનું જણાતું જ હતું તે કારણથી હો, પણ હું ઊભો થયો તે પહેલાં જ મને ધીમેથી પોને કહી દીધું, "ગમનભાઈ! પૂરું કરજો, હો!" મને હિંમત આવી, ને તેમના આ પ્રેમથી મળેલા પ્રોત્સાહનને પરિણામે મારું આખું ભાષણ હું ૨૮ કે ૨૯ મિનિટમાં નિરાંતે વાંચી ગયો, જેથી તેમને પોતાને તેમજ સમગ્ર સભાને અત્યન્ત આનંદ પ્રાપ્ત થયો હતો તે હું જોઈ શક્યો હતો.

એ સંમેલનને અંગે ધ્રુ'સાહેબના મનમાં એક ઉત્કટ ઇચ્છા ઉદ્ભવી હતી. તેઓ કહેતા કે તમે બધા મદદ કરો તો આપણે એક એવું મંડળ ઊભું કરીએ કે જે સંસ્કૃત ને ગુજરાતીમાં સંશોધનનું કામ ઉપાડી લઈ શકે ને જેવું કામ પૂનામાં થાય છે તેવું અમદાવાદમાં પણ થઈ શકે. મેં કહ્યું, 'તેવું જ શા માટે તેથી ચઢિયાતું કામ આપણે કરી શકીએ, પણ આપે નેતૃત્વ લેવું જોઈએ અને અમદાવાદમાં રહેનારા આપના શિષ્યોએ સક્રિય સાથ આપવો જોઈએ. હું તો ખોલાવશો સારે કામ કરવા તૈયાર છું.' આ વાત પછી આગળ ન ચાલી તે ન જ ચાલી.

## દશ્ય બારમું

**ધાંધલનો કંટાળો:** એક જમાનો એવો હતો કે પંડિતો જેને આપણે સક્રિય પ્રવૃત્તિઓ ગણીએ છીએ તેને ધાંધલિયા પ્રવૃત્તિઓ ગણતા ને તેથી દૂર રહેતા. મારા પિતાશ્રીને ધાંધલિયા પ્રવૃત્તિઓ લેશ પણ રુચતી નહિ, અને તે મુજબ જ ધ્રુ'સાહેબને પણ તે રુચતી નહિ. મારી યુનિવર્સિટીની ચૂંટણીઓ વિગેની પ્રવૃત્તિઓમાં હું પ્રથમ દાખલ થયો, ત્યારે જોકે પ્રેમવશાત્ મારા પિતાશ્રીએ મને અસાધારણ મદદ કરેલી છતાં તેમને મારી પ્રવૃત્તિ બિલકુલ પસંદ પડેલી નહિ. તેવું જ મેં ધ્રુ'સાહેબને વિશે જોયેલું. જ્યારે જ્યારે મારે ચૂંટણીમાં ઊભા રહેવાનો પ્રસંગ આવે, ત્યારે ત્યારે મને ધ્રુ'સાહેબનો મત અવશ્ય મળતો જ. તેનો એક પણ અપવાદ થયો નથી કે મત વિશે કોઈ પણ પ્રસંગે મારે આગ્રહથી તેમને લખવું પડયું નથી. મારું નામ જ ઉમેદવાર તરીકે જાહેર હોય કે ધ્રુ'સાહેબનો મત મારે માટે નોંધાઈ જ મુકાતો. એટલું જ નહિ, પણ પોતે કાશીથી અમદાવાદ પાછા ફર્યા પછી એક વખત મારે તેમની સબળ મદદ લેવાની જરૂર પડી હતી. તે મદદ પોતાના નિયમની બહાર જઈને પણ પોતે મારે માટે લખાય તેને પત્રો કે ચિઠ્ઠીઓ લખીને આપી હતી. તે માત્ર મારા પર તેમને અસાધારણ પ્રેમ હતો તેને લીધે જ બનવા પામ્યું હતું. એક મેળાપ વખતે યુનિવર્સિટીની ચૂંટણીઓની ઝપાઝપી ને ગૂંચવણો ને ખટપટોનો મેં તેમને આબેહૂબ ચિતાર આપ્યો હતો. તે વખતે તેઓએ પોતાનું હૃદય મને સ્પષ્ટ જણાવી દીધું હતું કે, "ગગનભાઈ! હવે જવા દોને ! આ ધમાલો ક્યાંસુધી?" તે તો હું પણ સમજતો, પરંતુ આ તો દૃષ્ટિફેરનો પ્રશ્ન હતો: ચાહે તો અમુક સૂત્ર આપણે હાથમાં લઈએ, કે ચાહે તો આપણું સૂત્ર બીજાઓ હાથમાં લે—એ પ્રશ્ન હતો. સુરાજ્ય કે સ્વરાજ્ય, તેના જેવી એ બાબત હતી. ધ્રુ'સાહેબનો જમાનો જુદો હતો; પછીના જમાના જુદા આવ્યા. એમના અંગત અણગમાને સમજ્યા છતાં ન ગણકારતા મેં મારી પ્રવૃત્તિ ચાલુ રાખી, અને ધ્રુ'સાહેબે મને આપવાની મદદ પણ ચાલુ રાખી. મને કાર્યસિદ્ધિ પ્રાપ્ત થઈ તેથી તેમને પણ આનંદ થયો.

## દશ્ય તેરમું

**સપ્રયોજન હા-ના:** ૧૯૪૧ની સાલ યાદ આવે છે. મેં 'આત્મવિનોદ' ધ્રુ'સાહેબને અર્પિત કરવા ઇચ્છા કરી. બને ત્યાંસુધી મારા દરેક પુસ્તકને કોઈ માનપાત્ર કે કોઈ પ્રેમપાત્ર વ્યક્તિને સમર્પિત કરવાનો મેં નિયમ રાખ્યો છે, કારણ તેથી મને અત્યંત આનંદ પ્રાપ્ત થાય છે.

ને મારા પ્રયત્નમાં અમુક જાતનું ઉચ્ચીકરણ પ્રાપ્ત થતું અને માલૂમ પડે છે. હું ધારત તો ધ્રુ'સાહેબ-ને 'આત્મવિનોદ' પૂછ્યા વિના કે રજા વિના સમર્પિત કરત, કારણ કે તેમ કરવા માટે પરવાનગીની જરૂર ગણાતી નથી. છતાં ધ્રુ'સાહેબની સંમતિ હોય તો જ મારે તેમને મારું પુસ્તક સમર્પિત કરવું એમ મેં મારા મનથી નક્કી કર્યું. મેં તેમને પત્ર લખ્યો. ઉત્તર આવ્યો: "મારા તરફથી તમને પુસ્તક સમર્પણ કરવાના વિષયમાં શો જવાબ લખવો એ વિશે મેં બેત્રણ દિવસ વિચાર માટે લીધા. છેવટે નિર્ણય કર્યો કે તમારી ઇચ્છા મુજબ ખુશીથી કરો." મને આ ઉત્તરથી અત્યંત હર્ષ થયો. સાધારણ વિદ્વાનો તરત હા પાડી દે તેવી બાબતમાં પોતે વિચાર માટે બેત્રણ દિવસ કેમ લીધા ? તે વિચાર મને પણ આવ્યો. તેનું સમાધાન એ જ છે કે પ્રયોજન વગર કંઈ જ કરવું નહિ, એ મહાપુરુષોનું લક્ષણ છે. મેં વિનંતી કરી માટે મને માત્ર ખુશ કરવા ખાતર સંમતિ આપવી તેવી વૃત્તિ તો પ્રાકૃત જનની વૃત્તિ થઈ; તેવી વૃત્તિથી નહિ, પણ હું જે વિનંતી કરું છું તે પાછળ સમીચીનતા છે તેની ખાતરી કરવા પૂરતો પોતે સમય લીધો ને તેવી ખાતરી થઈ ત્યારે જ ઉત્તર હા કે ના, શો આપવો તેનો પોતે નિર્ણય કર્યો. તેમને પ્રશંસાની પરવા નહોતી, તેમને ખુશામત ગમતી નહોતી, તેમને સમર્પણોની ઇચ્છા નહોતી; જો લેશ પણ તેમ હોત તો તેમના જેવા ગુણ્યા ગુરુને હજારેક પુસ્તક જરૂર સમર્પિત થઈ ચૂક્યાં હોત. મને ખબર છે ત્યાંસુધી મારા સિવાય અન્ય કોઈ એમના શિષ્યમંડળમાંના એમના જાણીતા શિષ્યનું એક પણ પુસ્તક એમને સમર્પિત થયું નથી. એમણે જલદીથી સંમતિઓ આપી હોત તો તેવાં સમર્પણોની ગણતરી ન રહેત. પણ તેમ થયું મારી જાણમાં નથી, અને તેથી જ મારા પુસ્તકનું સમર્પણ એમણે સ્વીકાર્યું તે મને ગર્વનું કારણ બન્યું.

દૃશ્ય ચૌદમું

: છેલ્લું દર્શન: ઉપર્યુક્ત પત્ર તા. ૨૯–૩–૪૧ નો લખેલો હતો. તે વખતે ધ્રુ'સાહેબનું આરોગ્ય શિથિલ તો ખરું જ, છતાં પત્ર પોતાના જ હસ્તાક્ષરમાં હતો ને સાધારણ લાંબો પણ હતો. ત્યારબાદ તેમનો મંદવાડ વધારે ને વધારે થતો ગયો. હું તે વિશે મારા મિત્રો પ્રો. ધ્રુભાઈ ને શ્રી લીનુભાઈ મારફતે વખતોવખત વાકેફ રહેતો. પોતે અમદાવાદમાં ને હું વડોદરામાં એટલે ઘણા પાસે, તેથી મારે તેમને મળતા રહેવું જોઈએ એવી તીવ્ર ઇચ્છા તેમણે મને અનેકવાર વિદિત કરેલી. મને થયુ કે મારે તેમને મળવું જ જોઇએ; કદાચ પોતે ગત થાય તો ન મળ્યાનો અફસોસ મારા મનમા રહી જાય. આવા વિચાર મને આવ્યા કરતા. તેમના અવસાનના એકાદ માસ અગાઉ તેમની પાસે ભાઇ લીનુભાઈ મુબઈમાં હતા તે સમયે મને પોતે ખાસ સંભારેલો. ભાઇ લીનુભાઈએ મને સૂચન કર્યું કે મારે "મામા"ને મળવું જ જોઈએ. હું તેમને મુંબઈને નિવાસસ્થાને તેમને મળ્યો. પોતે પથારીવશ હતા, છતાં પથારીમાં દોઢેક કલાક બેઠા બેઠા મારી સાથે યુનિવર્સિટીની ને કોલેજોની વાતો પોતે કરી ને મેં કરી તે પોતે રસ લઈને સાંભળી. મેં બેત્રણ વાર ઊઠવા પ્રયત્ન કર્યો, છતાં પોતે વાતમાં મગ્ન રહ્યા ને મને ફરી ફરી બેસાડ્યો. મેં પણ યુનિવર્સિટીની વર્તમાન સ્થિતિની નાનીમોટી અનેક વાતો પેટ ભરીને કરી, ને એ મહાપુરુષનું સ્નેહાળ ને જિજ્ઞાસુ

મુખ તે વખતે જોયું તે જ છેવટનું જોયું. મારો તેમની સાથે તે છેવટનો મેળાપ હતો. તે મેળાપથી તેમને ને મને અત્યંત સંતોષ થયો.

આ પ્રમાણેનાં મારાં કેટલાંક સંસ્મરણો એ મહાન પુરુષને અંજલિરૂપે અત્રે રજૂ કરું છું. એમના જતાં ગુજરાતે એક માધુર્યમૂર્તિ મહાપંડિતને હમેશને માટે ખોયો છે. ધ્રુસાહેબને ખોતાં અમદાવાદે કેટલું બધું ખોયું છે તેનું અમદાવાદને ભાન નથી. તે તો ગયા, ને બીજાં સો વર્ષમાં પણ બીજી કોઇ તેમના જેવી વિભૂતિ અમદાવાદને પ્રાપ્ત થશે કે કેમ તે મારા મનમાં બહુ શંકાનો વિષય છે. તેઓ જાતે એક જીવતીજાગતી સંસ્થાતુલ્ય હતા, અને મને દિલગીરી એ છે કે તેમના અવસાન બાદ તેમના નામમાં કોઈ પણ એક સંસ્થા તેમના નામ સાથે જોડાયેલી અસ્તિત્વમાં આણવા અમદાવાદે કશું કર્યું નથી. ભાંડારકર જતાં પૂનાએ ભાંડારકર ઇન્સ્ટિટયૂટ સ્થાપ્યું ને એ મહાન પંડિતના પાંડિત્યની પ્રણાલિકા જીવતી રાખી, પણ ધ્રુસાહેબ જતાં સાધનસંપત્તિ અખૂટ હોવા છતાં તેમની જન્મભૂમિએ તેમના નામમાં કશું મહાન કર્યું નથી. તેઓ દેશભરમાં વિખ્યાત હતા, અને જે કોઇ ઇતર પ્રાન્તોમાં ફર્યો છે તે જાણે છે કે તેમના તરફ દેશના મહાપંડિતોને અસાધારણ પૂજ્યબુદ્ધિ હતી. એ મહાન વિભૂતિના પરમ પુરુષને આ સ્મરણકુસુમોથી મારી છેવટની હાર્દિક અંજલિ આપું છું.

# બ્રાહ્મણ–શ્રમણ ધ્રુવજી

પં. સુખલાલજી સંઘવી

**ગુજરાતમાં** ધ્રુવ ઘણા છે અને હતા, પણ ધ્રુવજી તો એક જ. જેમ ગાંધી ઘણા પણ ગાંધીજી એક. માલવીય ઘણા પણ માલવીયજી એક મદનમોહન. તેમ ધ્રુવજી કહેતાં જ આનંદશંકરભાઈનો બોધ સૌને થઈ જાય. આ ' જી 'પદનું મહત્ત્વ ધ્રુવસાહેબના જીવનમાં જ જોવા મળે છે, તે અહીં બતાવવાનો ઉદ્દેશ છે,

ધ્રુવજી જન્મે બ્રાહ્મણ અને તેમાંય મુત્સદ્દી નાગર એટલે વિદ્યાવૃત્તિ, ડહાપણ અને ભાષાસૌષ્ઠવ પરંપરાગત હોય એ તો સામાન્ય તત્ત્વ થયું. પણ એમણે એ તત્ત્વનો બીજાઓએ નહિ સાધેલ એવો અસાધારણ વિકાસ સાધ્યો હતો. શ્રમણદીક્ષા લે તેનામાં કર્મકાંડી અહિંસાવૃત્તિ ઊતરવા મંડે છે અને પરંપરાગત તપોવ્રતો પણ સહેજે હોય છે. પણ ધ્રુવજીની અહિંસાવૃત્તિ અને તપોવૃત્તિ જુદા પ્રકારની હતી : તે અંદરથી ઊગેલી અને બ્રાહ્મણદર્શનથી પરિમાર્જિત થયેલી હતી, જેને લીધે તેમનુ વ્યક્તિત્વ ઘડાયું.

લગભગ ત્રીસ વર્ષ પહેલાં અધ્યયન કરી પહેલવહેલો હું કાશીથી ગૂજરાતમાં ગયો ત્યારે 'વસંત'માંના થોડાંક ધ્રુવજીના લખાણો જોયાં અને એમના તરફ ખેંચાયો. ક્રમે ક્રમે એમનાં 'નીતિશિક્ષણ', 'હિન્દુ ધર્મની બાળપોથી,' 'ધર્મવર્ણન', 'આપણો ધર્મ', 'હિન્દુ વેદધર્મ' આદિ પુસ્તકો જોયાં. અને તેમની મારા ઉપર એવી ઊંડી અસર થઈ, જે અદ્યાપિ કાયમ છે, કે પછી તો મને કોઈ પણ ધાર્મિક પાઠયક્રમ બાબત પૂછે ત્યારે હું ધ્રુવજીનાં એ પુસ્તકો સર્વ પ્રથમ સૂચવું છું, જોકે ઘણા સાંપ્રદાયિક જૈનો મારી સંપ્રદાય બહારનાં પુસ્તકોની આવી સૂચનાથી નવાઈ પામતા. પણ મારો તો જાણે એ વ્યવસાય જ થઈ પડેલો તે એટલે લગી કે ગૂજરાત બહારના પ્રાંતોમાં પણ હું ધ્રુવજીનાં પુસ્તકોની સૂચના કરવાનુ ચૂકતો નહિ. બીજી બાજૂ તે વખતે કોઈ છાપામાં ધ્રુવજી વિશે એમ લખાયેલુ વાંચ્યાનુ યાદ છે કે 'ધ્રુવજી બેશક અઠંગ અભ્યાસી અને ઢગલાબંધ વિવિધ વિષયોના પુસ્તકોનુ સતત અવલોકન કરનાર છે તેમ જ સુયોગ્ય અધ્યાપક છે, પણ તે એટલા બધા મિલનસાર નથી. એમનામા નાગરસુલભ અતડાપણુ અને વૈયક્તિક મુલાકાતમાં કાંઈક રૂખાપણુ છે.' ઇત્યાદિ. આવી મતલબના એ લખાણે હું એમ માનતો થયો કે ત્યારે તો ધ્રુવજીને મળવા ઘેર ન જવું. આ માન્યતાથી પ્રેરાઈ હું તે વખતે અમદાવાદમા જતો આવતો અને રહેતો છતાં ધ્રુવજીને મળેલો નહિ. એમને વિશે એવો પૂર્વગ્રહ બંધાયા છતા એમની વિદ્વત્તા પ્રત્યે તો ઉત્તરોત્તર મારો આદર વધ્યે જ જતો હતો. અને સાથે સાથે તેમના લખાણોના વાચનનો પ્રચાર પણ કર્યે જતો હતો.

દરમિયાન ૧૯૨૦—૨૧ આસપાસ ફરી હું કાશીમાં આવ્યો, અને મારા ઉતારા પાસે જ

આવેલ દિગંબર જૈન વિદ્યાલયમાં પ્રમુખસ્થાનેથી મુનિજીનું ભાષણ થઈ રહ્યું છે એ જાણતાં જ તે સાંભળવા ગયો. મુનિજી અહિંસા અને તપના મહત્ત્વ વિશે તેમની વિકસિત વિચારસરણીમાં પણ ગુજરાતી ટોન—લય—વાળી હિન્દીમાં બોલ્યે જતા હતા, અને પ્રસંગે 'ઉત્તરાધ્યયન' તેમ જ 'આચારાંગસૂત્ર'નો આધાર લેતા. તેમની મધુર વાણી અને સ્પષ્ટ વિચારસરણીથી હું વધારે આકર્ષાયો. સભા પૂરી થતાં જ તેમને હું મળ્યો. અને સાદર નમસ્કાર કરી મેં કહ્યું કે 'હું આજ લગી આપનો પરોક્ષ શિષ્ય હતો. હવે પ્રત્યક્ષ શિષ્ય બનીશ.' તેમણે સ્મિત સાથે કહ્યું, 'તમે ગુજરાતી છો ? અને બંગલે જરૂર આવજો.' એ 'જરૂર' શબ્દે મારામાં બંધાયેલ તેમના વિશેના પૂર્વગ્રહને બહુ શિથિલ કરી નાખ્યો. જ્યારે હું તેમને બંગલે ગયો ત્યારે તેઓ એટલી સહૃદયતાથી મળ્યા અને વાત કરી કે પેલા પૂર્વગ્રહનો રહ્યોસહ્યો અંશ પણ મારા મનમાંથી તદ્દન વિલીન થઈ ગયો. તેમણે અહિંસા વિશેની ચર્ચામાં તે વખતે મને કહ્યું કે 'ગાંધીજી દેશમાં અહિંસાના પાયા ઉપર સરકાર સાથે બાથ ભીડવાનો વિચાર કરે છે, પણ શું દેશમાં પ્રજાની અહિંસાવૃત્તિ એટલા બધા પ્રમાણમાં કેળવાઈ છે કે જેથી તે ગાંધીજીને પૂરો સાથ આપે ?' તેમણે જ એ પ્રશ્નના જવાબમાં કહ્યું કે 'હજી તો દેશને વધારે તાલીમ આપવાની જરૂર છે, હજી શિક્ષણ નજીવું છે,' ઇત્યાદિ.

હું જ્ઞાનયોગી મુનિજીના કથનનો ધ્વનિ એમ સમજ્યો હતો કે દેશવ્યાપી સક્રિય હિલચાલ કર્યા પહેલાં આધારભૂત સિદ્ધાંતની બાબતમાં સમગ્ર દેશને તરેહતરેહથી શિક્ષણ આપવું જોઈએ. અને દેશને એ સિદ્ધાંત વિશે પ્રતીતિ થઈ છે એમ ખાતરી થાય ત્યારબાદ જ તેવી હિલચાલ પાયાદાર નીવડે. જ્યારે કર્મયોગી ગાંધીજીની નેમ તે વખતે અને આજ પણ એ રીતે સમજું છું કે આ દેશને તો હજારો વર્ષ થયાં અહિંસાની તાલીમ એક અથવા બીજી રીતે મળતી જ આવી છે. દેશની મનોભૂમિકા અને બીજી પરિસ્થિતિ એવી છે કે દેશવ્યાપી સક્રિય પગલું ભરવા સાથે જ એની ખરી તાલીમ શરૂ થાય છે. એટલે એક બાજૂ પ્રત્યક્ષ ક્રિયા દ્વારા અને બીજી બાજૂ તેની સમજૂતી દ્વારા જ આખા દેશમાં અહિંસા વિશેની જાગરિત શ્રદ્ધા અને અપેક્ષિત અહિંસા સમજૂતી ઉત્પન્ન કરી શકાય—પહેલું શાબ્દિક શિક્ષણ અને પછી ક્રિયા એ ક્રમ આખા દેશ માટે વ્યવહારુ નથી. હું તો એમને સાદર સાંભળવા જ ગયો હતો. અમારા વિશેષ પરિચયના આ શ્રીગણેશ થયા.

હું અમદાવાદ ગૂજરાત પુરાતત્ત્વમંદિરમાં 'સન્માતતર્ક'નું સંપાદન' કરતો. એનો પહેલો ભાગ મુનિજીને મળ્યો ત્યારબાદ તેઓ જ્યારે અમદાવાદ આવે ત્યારે મોટે ભાગે પુરાતત્ત્વમંદિરમાં આવે અને મળે. હું સંશોધન વિશે એમને પૂછ્યા પણ કરતો. એક વાર અનેક પ્રતો ફેલાવી હું મારા ખંડમાં કામ કરી રહ્યો હતો અને અણધાર્યા જ મુનિજી પધાર્યા અને ચટાઈ ઉપર બેસી ગયા. થતું કામ જોઈ રહ્યા હતા. દરમિયાન એક અધ્યાપક ત્યાં આવી ચઢ્યા. વાતચીત શરૂ થતાં જ એ આવનાર અધ્યાપકે નિખાલસ દિલે પણ રોષપૂર્વક મુનિજીને તીખુંતમતમતું સંભળાવ્યું. હું તો મૂંઝવણમાં પડ્યો. એક તરફ આવા દિવ્ય અતિથિ અને બીજી બાજૂ સહવાસી અધ્યાપક. એ અધ્યાપક તો ચાલ્યા ગયા, પણ પાછળથી મેં જોયું કે મુનિજી એ કડવો ઘૂંટડો

એટલી કુનેહથી પી ગયા અને પચાવી ગયા કે તેની અસર જ તેમની પાછળની વાતચીતમાં મેં ન જોઈ. મને લાગ્યું કે ધ્રુવજીમાં અહિંસાવૃત્તિ સ્થિરપદ છે. ક્યારેક ગુજરાતના એક જાણીતા કવિએ પદ્યાતદ્દા કહેલું કે લખેલું તેનો જવાબ આપતાં તેમણે પોતાની વ્યંગવાણીમાં એવી મતલબનું લખેલું યાદ છે કે 'ધમ્મપદ'નું નિત્ય પરિશીલન કરવાથી પણ એમણે કહેલા શબ્દો ભુલાય તેવા નથી. આવા કાંઈક ઉપક્રમ સાથે જે જવાબ તેમણે લખેલો છે તે એમની માનસિક અહિંસાનો સ્પષ્ટ પુરાવો છે. ૧૯૩૫ માં કાશીમાં જ તેમની સાથે મારે અમુક મુદ્દા નિમિત્તે પત્રવ્યવહાર કરવો પડયો. તેમાં ક્યારેક હું તેમના ઉપર પ્રો-વાઈસ-ચેન્સેલર તરીકે લખતો અને ક્યારેક વ્યક્તિગતરૂપે. એ પત્રવ્યવહારમાં મેં બહુ જ નમ્રભાવે પણ તદ્દન સ્પષ્ટ રીતે યુનિવર્સિટીના વ્યવહાર વિશે ટીકા કરતાં તેમને લખેલું કે 'આપ જેવા પણ અમુક બાબતો નભાવ્યે જાઓ છો.' તેમણે તે જ ક્ષણે જવાબ લખી પટાવાળા સાથે મારા ઉપર મોકલાવી દીધો. એમાં એમણે લખેલું કે આ બાબત હવે હું ઉદાસીન છું. પ્રસંગે અમે બન્ને જ્યારે મળ્યા ત્યારે એમણે મને કહ્યું કે 'તમારા પત્રમાં કાંઈક રોષની છાંટ મને લાગી.' મેં કહ્યું, 'જરાય નહિ. આપ એ જ પત્રમાં મારું એ લખેલ યાદ કરો કે જો આપ ગુજરાત જવાના અને ગુજરાત વાસ્તે કાંઈક કરવાના છો તો આદેશ મળતાં હું આપને શિષ્યભાવે અનુસરીશ અને કાશીનો મોહ છોડીશ.' તેઓ એકદમ ખીલી ઊઠયા. સારાંશ એ છે કે તેઓ પોતાના તરફથી કોઈને શત્રુ બનવાનું નિમિત્ત પૂરું ન પાડવા પૂરતા અજાતશત્રુ હતા. એ જ રીતે એમણે અહિંસાવૃત્તિ વિકસાવી હતી.

આ કથનની પુષ્ટિ માટે એક પ્રસંગ નોંધપાત્ર છે. થોડાં વર્ષ અગાઉ દક્ષિણમાં ક્યાંક યજ્ઞ થયેલ તેમાં બકરાંઓનો શાસ્ત્રીય વધ પણ થયેલો. આ વિશેની ચર્ચામાં એઓશ્રીએ મને સંબોધી કહ્યું કે 'હવે તો અમારે બૌદ્ધ યા જૈન થવું કે શું?' ધ્રુવજી વૈદિક અને તેમાંય સનાતની હતા. તેમનું વેદ-વેદાંત વિશેનું જ્ઞાન અગાધ હતું. તેમની શ્રદ્ધા પણ વ્યાપક અર્થમાં વેદાંતગામિની જ હતી. પરંતુ ધ્રુવજી તેમ છતાં સ્પષ્ટપણે ઐતિહાસિક બળોને જાણતા. તેઓ સમજતા કે બૌદ્ધ, જૈન આદિ અહિંસક પ્રબલ હિલચાલોને પરિણામે જૂના હિંસાપ્રધાન વૈદિક કર્મકાણ્ડની ભૂમિકા નામશેષ થઈ છે અને એને સ્થાને વ્યવહારમાં અહિંસક વૈદિક ધર્મનું રૂપાન્તર થયું છે, જે કાલ અને માનવજાતિના વિકાસને અનુરૂપ છે. હવે આવી સિદ્ધ થયેલ અહિંસાની ભૂમિકામાંથી વૈદિક કર્મકાંડીઓ પ્રાચીનતાને મોહે પાછી પાની કરી હિંસા તરફ વળે, તો જેઓ માનસિક અહિંસાની ભૂમિકાવાળા પરંપરાથી વૈદિક ધર્માવલંબીઓ છે તેમણે શું કરવું? શું બુદ્ધિગમ્ય અહિંસાની ભૂમિકાને છોડી તેમણે કાળજૂના હિંસાપ્રધાન કર્મકાંડ તરફ વળવું, કે કુલધર્મનો મોહ છોડી અહિંસા-પ્રચારક સુધારક પંથોમાં ભળી જવું? હું ધ્રુવજીના સંક્ષિપ્ત કથનનો એ પ્રમાણે અર્થ સમજેલો. જો મારી સમજ ઠીક હોય તો ધ્રુવજીની અહિંસાવૃત્તિની સમજ અને શ્રદ્ધાના વિકાસ વિશે વધારે ભાગ્યે જ કહેવાનું રહે છે.

તેમની તપોનિષ્ઠા પણ જુદી જ હતી. મેં તેમને એકવાર પૂછ્યું કે, 'આપ કાશી છોડી જવાના છો એમ સંભળાય છે.' તેમણે કહ્યું, 'પ્રભુઇચ્છા હશે તેમ બનશે.' મેં કહ્યું, 'આપ

ગુજરાતમાં કાંઈક મહત્ત્વનું કામ તો કરવાના જ.' તેમણે કહ્યું, 'હું હજી લગી કાંઈ ગુજરાત માટે કરી શક્યો નથી એનું દુઃખ તો છે જ. પણ કાંઈ શરૂ કરવું તે પહેલાં મારે ગાંધીજીના આશીર્વાદ જોઈએ. હું તપસ્વીના આશીર્વાદમાં માનનાર છું.' ઇત્યાદિ. કયાં જન્મે નાગર બ્રાહ્મણ અને શિક્ષણે તથા કાર્યે નવા રંગથી રંગાયેલ અને કયાં આવી તપસ્વીના આશીર્વાદની બુદ્ધિશુદ્ધ શ્રદ્ધા! અહિંસા અને તપની બુદ્ધિશુદ્ધ ભૂમિકામાંથી જ તેમનામાં સમન્વયવૃત્તિ કે જૈન પરિભાષામાં અનેકાંતવૃત્તિનો ઉદય થયેલો. તેમનાં ગમે તે વિષયનાં લખાણો કે ગમે તે વિષય પરત્વેનાં ભાષણો જુઓ. તો તરત સમજાશે કે એમણે પોતાના વિચારમાં પોતાની જ ઢબે અનેકાંત ઘટાવેલો હતો, જેમ ગાંધીજીએ પોતાના વિચાર અને કાર્યમાં પોતાની ઢબે ઘટાવેલો છે.

ધ્રુવજીએ કુલપરંપરાગત વિદ્યાસંસ્કારને કેટલા વિશાળ પ્રમાણમાં અને કેટલી વિશદ રીતે વિકસાવ્યો હતો એ તેમના પરિચયમાં આવનાર અને તેમનું સાહિત્ય વાંચનાર સૌ જાણે છે. પણ તેમની સંસ્કારશુદ્ધિ અને ભાષાસૌષ્ઠવ વિશે કાંઈક લખવું આવશ્યક છે. ખાસ કરી જેઓ નવાં વહેણોમાં વગર વિચાર્યે ઘસડાઈ જાય છે, તેમને વાસ્તે તો લખવું સવિશેષ પ્રાપ્ત થાય છે. ધ્રુવજી કૉલેજમાં ભણ્યા, કૉલેજમાં અને યુનિવર્સિટીમાં ઊંચા હોદ્દાઓ ઉપર રહ્યા. માત્ર અંગ્રેજ જ નહિ પણ ગવર્નર અને વાયસરૉય જેવા ઊંચા અધિકારીઓને પણ મળવાના એમને અનેક પ્રસંગ આવ્યા. દેશદેશના વિદ્વાનો પણ મળતા જ. કોટ-પાટલૂન અને ટોપીના આનખશીખ દેશી-પરદેશી વાતાવરણમાં તેઓ આજન્મ રહ્યા છતાં હું નથી ધારતો કે કોઈએ તેમને પોતાનો નક્કી કરેલ ગુજરાતી વેશ બદલી બીજા વેશમાં સજ્જ થયેલ જોયા હોય. જેમ પોશાકનું તેમનું પોતાનું જ લાક્ષણિક સૌષ્ઠવ હતું, તેમ તેમનો ખાનપાન અને પૂજાવિધિનો પણ એક ખાસ સંસ્કાર હતો. આ સંસ્કારો બીજા બ્રાહ્મણોની પેઠે એમણે અંધપણે પોષ્યા ન હતા. કેમકે પોતાનાથી જુદી રીતે વર્તનારને તેઓ કદી પતિત કે ઊતરતી કોટીના માનતા નહિ. ભાષાસૌષ્ઠવ વિશે તો એટલું જ કહેવું બસ થશે કે તેઓ જ્યારે વાતચીત કરતા હોય કે ભાષણ આપતા હોય ત્યારે અનુભવ એવો થાય કે જાણે કાનમાં અમૃતસેચન થઈ રહ્યું છે. ગૂજરાતી ભાષાસૌષ્ઠવનો સંસ્કાર તો એમનામાં એટલી હદ સુધી વિકસેલો હતો કે કયારેક ગાંધીજીએ પણ કહેલું કે હવે ધ્રુવજીનું મધુર—પ્રસન્ન ગુજરાતી ભાષણ તમે સાંભળો. ધ્રુવજીની વાત કરવાની અને જવાબ આપવાની એક ખાસ ઢબ હતી. તે બોલે ત્યારે તેમાં બહુશ્રુતત્વ છલકાતું હોય. કડવામાં કડવો જવાબ પણ તે એવી અન્યોક્તિ અને મધુર ભાષામાં આપે કે સાંભળનારને રોષનો પ્રસંગ જ ન આવે.

જ્યારે તેમણે હિન્દુ યુનિવર્સિટીમાંથી વિદાય લીધી ત્યારે પંડિતો કે પ્રોફેસરો, વિદ્યાર્થીઓ કર્મચારીઓ એ બધાને એવો અનુભવ થયો કે હવે આવો માણસ યુનિવર્સિટીમાં મળવો સુલભ નથી. મોટા હોદ્દેદારને ત્યાં ગમે તે માણસ સરલતાથી જઈ શકતો નથી, પણ ધ્રુવજી વિશે એમ ન હતું. જ્યારે જાઓ ત્યારે એમની બેઠક મુક્તદ્વાર. કોઈ પટાવાળો રોકે જ નહિ. જનાર સાધારણ વિદ્યાર્થી હોય, પંડિત હોય કે પ્રોફેસર હોય. મારા કાશી આવ્યા પછી તેઓ લગભગ પાંચેક વર્ષ અહીં રહ્યા. યુનિવર્સિટીમાં અનેક કૉલેજો, અનેક નાની મોટી સંસ્થાઓ અને અનેક વિદ્યાર્થી

મંડળો, જાતીય મંડળો અને સાંપ્રદાયિક મંડળો. જ્યારે જુઓ ત્યારે મીટિંગોનો પ્રવાહ ચાલતો જ હોય અને હમેશાં પ્રોફેસરોની કલબમાં તો કાંઈક ને કાંઈક હોય જ. પણ એક દિવસમાં થતી અનેક મીટિંગોમાં પણ ધ્રુવજી તો હોય જ અને તે મોટે ભાગે પ્રમુખસ્થાને જ હોય. તેમને અનેક વિષયોમાં પ્રસંગાનુરૂપ બોલવાનું પણ હોય. પરંતુ મેં કદી જોયું કે સાંભળ્યું નથી કે ધ્રુવજી કાંઈ અપ્રસ્તુત બોલ્યા હોય અગર વધારેપડતું બોલી નાખવાના આ યુગના અબખરાને વશ થયા હોય. આ બ્રાહ્મણસુલભ વિદ્યાવૃત્તિ અને શ્રમણસુલભ વિકસિત સંયમવૃત્તિ એ જ ધ્રુવજીની વિશેષતા છે અને તેથી જ તેઓ '૭૭' પદે પહોંચ્યાં.

છેલ્લે તેમની મિલનસારવૃત્તિ વિશે થોડુંક લખી દઉં, કારણ એની વિરુદ્ધ મારે મિથ્યા પૂર્વગ્રહ બંધાયો હતો. જ્યારે તેઓ અમદાવાદ આવે ત્યારે પોતાના બધા જ પરિચિતોને મળે અને કોઈ ન મળ્યું હોય તો યથામંબર તેમને ત્યાં પહોંચે. તેઓ ઘણી વાર મારે ત્યાં બ્રહ્મક્ષત્રિય સોસાયટીમાં અચાનક આવી ચઢે. એકવાર મેં કહ્યું, 'આપ શા માટે પધાર્યાં? હું આવવાનો જ હતો.' તેમણે કહ્યું, 'અહીં એક મારા પરિચિત મિત્રનાં વિધવા છે. તેમને તો મળવું જ હતું. તો પછી તમને શા માટે તકલીફ આપું?' મારા કાશી આવ્યા પછી તો મેં એવું જોયેલું કે જ્યારે પણ રજામાં અમદાવાદ હોઇએ ત્યારે તેઓથી ઘેર ડોકિયું કરી જ જાય. હું ૧૯૩૮ માં ઓપરેશન-માંથી ઊઠી અમદાવાદ આવ્યો અને કાંઈક સ્વસ્થ થયે ધ્રુવજીને બંગલે જવા નીકળ્યો. રસ્તામાં મને જોઈ કહ્યું કે 'તમે ક્યાં જાઓ છો? હું જ તમને મળવા આવવાનો હતો.' મેં કહ્યું, 'હવે આપણે અહીં જ મળી લીધું. એટલે તકલીફ ન લેશો.' તેમણે કહ્યું, 'ના, હું તો મારા સંકલ્પ પ્રમાણે બીજી વાર તમારે ઘેર જ આવવાનો. રસ્તા ઉપર મળ્યા એ તો તમે મળવા આવ્યા, કાંઈ હું થોડો આવ્યો છું?" ઇત્યાદિ. છેવટે બીજે દિવસે તેઓ ઘેર આવ્યા અને યુનિવર્સિટી વિશે તથા અમદાવાદની સંસ્થાઓ વિશે મુક્ત મને ખૂબ જ વાત કરી. મેં કહ્યું, 'આપનો સમય અમદાવાદમાં સારી રીતે જતો હશે.' તેમણે કહ્યું 'બધા જ મિત્રો સહૃદય મળ્યા છે. હું મારે કરવું જોઇએ તેટલું કરી શકતો નથી એ જ મને દુઃખ છે. પણ બૌદ્ધિક વાતાવરણ ઠીકઠીક જામેલું હોવાથી મને સંતોષ છે.' ધ્રુવજીના મિલનસારપણાનું આવું માધુર્ય અનુભવવાનું મને સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું.

# શ્રી આનંદશંકરમાહાત્મ્ય

શ્રી હિંમતલાલ ગણેશજી અંજારિયા

**શ્રી.** આનંદશંકરની મહત્તા ગુજરાતીઓની જાણબહાર તો નથી, જોકે તે મહત્તાની ક્ષમતા સમજનારા થોડા હશે

શ્રી આનદશકર જન્મથી જ મહાન હતા રાજમાન્ય અધિકારીના પુત્ર હતા. સાંસારિક સુખસપત્તિના વૈભવભર્યા તેજમા વિહરવા નાનપણથી જ ભાગ્યશાળી બન્યા હતા અનુકૂળતાઓને લીધે કેટલાક કુમારો ઘણી વાર વિષયગામી બની જાય છે, બાપદાદાની બુદ્ધિ અને ધનની કમાણીને વેડરી નાખે છે, વિભૂતિના તેજમા અજાઈ આંધળા થાય છે શ્રી આનદશકર જેવા સદ્ભાગી જ સારા સજોગોમા વિકાસ અને ઉન્નતિ મેળવી શકે છે

શરીરની સપત્તિ બહુ સારી ન કહેવાય નાનપણથી જ અવારનવાર સળેખમ—શરદી—જેવુ રહ્યા કર્યું, છતા બુદ્ધિની સપત્તિને વધારવામા શરીર નડતરરૂપ નહોતુ થયુ

ઘણાક જુવાનિયાઓ પોતાની બુદ્ધિની સૂક્ષ્મતા પર વિશ્વાસ રાખી, અભ્યાસનો શ્રમ લેવામા શિથિલ રહે છે બુદ્ધિની જન્મપ્રાપ્ત શક્તિ અભ્યાસથી વૃદ્ધિ પામે છે, ચિન્તનથી સૂક્ષ્મતા પામે છે, નિદિધ્યાસથી પવિત્રતા પામે છે, યોગ્ય શ્રમ લેવાથી તીક્ષ્ણતા અને તીવ્રતા પામે છે આવશ્યક શ્રમ ન સેવાથી કેટલાક બુદ્ધિશાળી જુવાન બુદ્ધિનો પૂરેપૂરો લાભ લઈ શકતા નથી, દઈ પણ શકતા નથી. શ્રી આનદશકરે જન્મપ્રાપ્ત બુદ્ધિને કસવા અને વિકસાવવા ખૂબ ધ્યાન રાખ્યુ હતુ આખી જિંદગી જ્ઞાનપ્રાપ્તિ માટે અને અભ્યાસશીલતા માટે જે ઉદ્દામ આગ્રહ સેવ્યો હતો, તેથી તેમના મનોબળ અને નિશ્ચયબળની આપણે કદર કરી શકીએ છીએ

શ્રી આનદશકર નાનપણથી જ સાધનમા મહાન હતા, બુદ્ધિમા મહાન હતા, મનોબળ અને નિશ્ચયબળમા મહાન હતા તે તેમની મહત્તા વર્ષો સાથે વધતી જ ગઈ પહેલા બુદ્ધિમાન વિદ્યાર્થી, પછી જ્ઞાનયોગી અનવરત અભ્યાસી, પછી શક્તિશાળી વિદ્વત્તાપૂર્ણ અધ્યાપક અને છેવટ કાર્યદક્ષ પ્રતિષ્ઠાપૂજ્ય કુલપતિ આમ મહત્તાની શ્રેણી પર ઉત્તરોત્તર ક્રમક્રમતાથી ચડતા આયુષ પણ ઠીક ભોગવી, શ્રી આનદશકર મહાન ગુજરાતી અને મહાસાક્ષર તરીકે ઊંચુ માહાત્મ્ય પ્રકટ કરી ગયા છે

જુદા જુદા મહાપુરુષોના અમર કીર્તિદેહમા પણ પ્રકારફેરને લીધે પ્રકાશફેર હોય છે જ રાજ્યસત્તા કે પરાક્રમશીલતાને લીધે મહાન બનેલા નરવીરોનુ માહાત્મ્ય પ્રજાનો મોટો ભાગ સમજે છે અને પૂજે છે પરતુ જ્ઞાનસત્તાથી જે માહાત્મ્ય મળે છે તેના કરતા તો રાજ્યસત્તાનુ માહાત્મ્ય ગમે તેટલુ નિપુણ અને સર્વજ્ઞાત હોવા છતા નીચી કોટિનુ જ ગણાય છે અલેક્ઝાન્ડર અને વિક્રમના કરતા પણ શેક્સ્પિયર અને વ્યાસ વધારે લોકપ્રિય અને વધારે લોકોપકારક ગણાય છે,

એ નિર્વિવાદ છે. જ્ઞાનસત્તાવાળા મહાપુરુષો અક્ષરસેવાથી જે કીર્તિ મેળવે છે, જે માહાત્મ્ય મેળવે છે, તે લોકપ્રિય અને લોકોપકારક હોય છે, એટલું જ નહિ પણ ચિરંજીવી અને કોઈ કોઈનું તો અમર રહે છે.

શ્રી. આનંદશંકરના અક્ષરદેહનું માહાત્મ્ય એટલું મોટું છે કે તેનું વર્ણન, વર્ણન કરનારની શક્તિની અલ્પતાથી જ મર્યાદા પામે.

'શ્રીભાષ્ય'નું ગુજરાતીમાં ભાષાંતર એ તો આનંદશંકરભાઈનું નાનું કામ. 'શ્રીભાષ્ય' જેવા ગ્રંથના તત્ત્વજ્ઞાનને ગુજરાતીમાં ઉતારવા માટે ઊંચી શક્તિ અને ઊંચી બુદ્ધિ જોઈએ. તેવું કામ સાધારણ માણસ માટે તો મોટો વિજય ગણાય. પણ આનંદશંકર જેવા મહાપ્રતાપી જ્ઞાનમૂર્તિને માટે તો તે કામ નાનું જ કહેવાય. આનંદશંકર માત્ર બીજાના વિચારોને ગુજરાતીમાં ઉતારે એ તો મામૂલી જ કામ ગણાય. જોકે ભાષાંતરકારમાં મૂળ લેખકના ગુણોની છાપ બરાબર પડે તો જ ભાષાંતર ખરું ભાષાંતર બને. શ્રીરામાનુજાચાર્યના સર્વ ગુણોનું સ્પષ્ટ પ્રતિબિંબ ઝીલવા માટે બુદ્ધિની નિર્મળતા અને ગ્રહણશક્તિની ઉચ્ચતા વિશિષ્ટ પ્રકારનાં જ જોઈએ—આવી યોગ્યતા શ્રી. આનંદશંકરભાઈમાં ઉત્તમ જાતની હતી એટલે જ ભાષાંતર સફળ અને સુંદર થયું છે. તે કામ ખૂબ યશસ્વી હોવા છતાં આનંદશંકરભાઈનાં બીજાં કામોની સરખામણીમાં તો સાધારણ જ ગણાય.

'વેદધર્મ', 'ધર્મવર્ણન', 'હિન્દુધર્મની બાળપોથી' આ પુસ્તકોમાં જ્ઞાનની અને લેખનકૌશલની જે ઉચ્ચતા પ્રકટ થાય છે તે આનંદશંકરની શક્તિની ઊંચી કોટિ બતાવી આપે છે.

પચાસ સાઠ વર્ષ પહેલાં તો 'ધર્મ તો જાણે ખાવું' એવો ખોટો ખ્યાલ ગુજરાતમાં ખૂબ પ્રસર્યો હતો. ખાસ કરી શહેરોમાં એટલે કે શહેરી અને નવી ભણેલી પ્રજામાં ધર્મ માટે વિરોધ અને તિરસ્કાર માલૂમ પડતાં હતાં. ધર્મના બહારના બગડેલા સ્વરૂપની પાછળ, અને મિથ્યા આડંબરના જાળાની અંદર, ધર્મનું જે કાંઈ ખરું રહસ્ય વસી રહ્યું હતું તેને નહિ સમજનારા તો ધર્મને શાપરૂપ જ માનતા હતા. આમ થવાનું મુખ્ય કારણ તો એ હતું કે ધર્મના સાચા સ્વરૂપનું જ્ઞાન કે ભાન કોઈને હતુ જ નહિ. ધર્મના વિકૃત સ્વરૂપ પાછળ કાંઈક સત્ત્વ કે સત્ય છે કે કેમ એ જોવા તપાસવા જેટલો પણ તે વખતના ઉતાવળિયા લોકોને સમય નહોતો.

તેવા લોકોને યોગ્ય રીતે સમજાવવામાં આવે તો ધર્મની ભાવના ફરી જાગ્રત કરી શકાય, અને વિનાશ પામેલી ધાર્મિક બુદ્ધિ ફરી સન્માર્ગગામી બનાવી શકાય એવું વિચારનારા હળવે હળવે નીકળવા લાગ્યા. તેવા વિચારકોમાં આનંદશંકરનું સ્થાન ઘણું ઊંચું છે.

ગોવર્ધનરામે અને મણિલાલ નભુભાઈએ એ કામ કરેલું છે—ગોવર્ધનરામે એક રીતે, મણિલાલે બીજી રીતે. મણિલાલની રીતને શ્રી. આનંદશંકરે સરસ પલટો આપી, ખૂબ સમર્થ બનાવી છે. આપણાં ધર્મપુસ્તકોમાં શી શી બાબતો કેવી કેવી રીતે કહેવામાં આવી છે એ વિશે પ્રજાસમસ્તને માહિતી આપવી એ પહેલી જ જરૂરિયાત હતી. ખરી માહિતી મળે, એટલે સમજદાર પ્રજાવર્ગ પોતાની મેળે વિચાર કરવા પ્રેરાય. 'વેદધર્મ' અને 'ધર્મવર્ણન'થી પ્રજાના

વિચારક વર્ગ પાસે પુષ્કળ માહિતી રજૂ કરી,' 'ધર્મવર્ણન'માં તો હિન્દમાંના બધા જ ધર્મોની ટૂંક માહિતી આપી શ્રી. આનંદશંકરે પ્રજાના સમસ્ત સમુદાયને ઉપકારવશ બનાવ્યો.

'હિન્દુધર્મની બાળપોથી' આ બે પુસ્તકોથી પણ આગળ વધી, હિન્દુધર્મનાં રહસ્યને સમાજ પાસે સરળતાથી રજૂ કરી, હિન્દુધર્મની અને હિન્દુ પ્રજાની સેવા કરવામાં બહુ જ યશસ્વી બને છે.

'નીતિશિક્ષણ' ઉપદેશપૂર્ણ માર્ગદર્શક ગ્રંથ છે. જીવનને ઉચ્ચગામી બનાવી, સાર્થક કરવા માટે એ નાના સરખા ગ્રંથમાં અમૂલ્ય સત્ત્વ છે. તેમાં જીવનને નીરોગી અને નિર્મળ બનાવવા માટે એટલાં જીવંત અને જોરદાર બીજો છે કે તે બીજોને યોગ્ય પુષ્ટિ મળે તો જીવનવૃક્ષ વિશાળ અને ફળદ્રૂપ બન્યા વગર રહે જ નહિ.

આટલા જ ગ્રન્થો આનંદશંકરભાઈનું માહાત્મ્ય પુરવાર કરવા માટે પૂરતા છે. આ ઉપરાંત પણ શ્રી. આનંદશંકરે અનેકવિધ અતિ મૂલ્યવાન લેખો લખી, ભાષણો આપી, ગુજરાતી જનતાને જ્ઞાનનું લહાણું એવા ઔદાર્યથી આપ્યું છે કે તેવું ઔદાર્ય દાખવનારાનું માહાત્મ્ય સ્વીકાર્યા વગર રહે જ નહિ

આ જાતના લખાણનો લગભગ સઘળો ભાગ 'વસંત' માસિકમાં છપાયો છે. જ્યાંસુધી 'વસન્ત'ના અંકોમાં જ તે છપાયેલો પડયો હતો ત્યાંસુધી શ્રી. આનંદશંકરની શક્તિ અને તેમની સેવા 'વસન્ત'ના વાચકો જ જાણતા હતા. સંવત્ ૧૯૭૨ માં 'આપણો ધર્મ' એ નામથી કેટલાક લેખો ગ્રંથાકારે સંગૃહીત થયા ત્યારે જ શ્રી. આનંદશંકરની જ્ઞાનસમૃદ્ધિ અને કલ્પનાપુનિત કાવ્યમુદ્રાંકિત લેખોમાં જ્ઞાનને નિબંધરૂપે ઉતારવાની મહાન કુશળતા ગુજરાતમાં જાણવામાં આવી. તે ગ્રંથમાં કરેલી જ્ઞાનચર્ચા, તેમાં અપાયેલી તત્ત્વજ્ઞાનની માહિતી, તેમાંના કવિત્વભર્યા સાહિત્યગૌરવવાળા નિબંધો અને આપણા ધર્મ માટે આપવામાં આવેલી સરળ અને ઉત્કૃષ્ટ સમજૂતી એ બધાથી તે ગ્રંથ ગુજરાતી સાહિત્યમાં અપૂર્વ માન અને મહત્તાને પાત્ર બન્યો છે.

હિન્દુ તત્ત્વજ્ઞાનને યુરોપીય વિદ્વાનો સ્વીકારતા જ નથી. તેમના તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં આજ સુધી હિન્દુ તત્ત્વજ્ઞાનને કશું સ્થાન આપવામાં આવ્યું નથી. આપણે હિન્દીઓ એવા તો પરમનમુખ્ય છીએ કે આપણી યુનિવર્સિટીઓમાં પણ તત્ત્વજ્ઞાનના અભ્યાસક્રમમાં હિન્દુ તત્ત્વજ્ઞાન માટે આકર્ષણ જ નથી. આ ઉદાસીનતા ટાળવા શ્રી. આનંદશંકરે હિન્દુ તત્ત્વજ્ઞાનનાં મૂળતત્ત્વો સમજાવી, ગુજરાતને અને હિન્દને બતાવી આપ્યું કે હિન્દનું તત્ત્વજ્ઞાન યુરોપીય તત્ત્વજ્ઞાનથી જરાય ઊતરતી કોટિનું નથી. યુરોપીય તત્ત્વજ્ઞાનની ગુજરાતીમાં માહિતી આપનાર શ્રી. આનંદશંકર પહેલા જ છે. સંક્ષેપમાં સાર આપનારા શ્રી. આનંદશંકરના લેખો પ્રાથમિક માહિતી માટે ખૂબ ઉપયોગી છે. 'આપણો ધર્મ' એ તો એવું પુસ્તક છે કે જે ગુજરાતમાં જ નહિ, સકલ હિન્દમાં વર્ષો સુધી માર્ગદર્શક અને તત્ત્વજ્ઞાપક બની રહેશે.

સાહિત્યનાં લખાણોમાં સારાં ગણાતાં લખાણો પણ સર્વકાલ માટે ઉપયોગી ભાગ્યે જ

હોય છે—ઘણાં તો તત્કાલ માટે જ કામનાં હોય છે. પોતાના સમયમાં ખૂબ પ્રિયતા મેળવી હોય, અને સમયના પ્રવાહને અસર કરનારાં નીવડ્યાં હોય તેવાં લખાણ બધાં સનાતન ઉપયોગિતાવાળાં નથી હોતાં. આવાં દશકાજીવી લખાણો ખૂબ ઉચ્ચ કોટિનાં હોય તોપણ સદાકાળ તો ટકી શકતાં નથી. સાહિત્યમાં સદાકાળ જીવંત રહે તેવી અમર કૃતિઓ પ્રમાણમાં જૂજ હોય છે, તેવા લેખકો જૂજ હોય છે, તેવા લેખકો ગણ્યાગાંઠ્યા જ હોય છે. ગુજરાતીમાં અમર ગણીએ, અથવા તો શતકજીવી ગણીએ તેવું સાહિત્ય પ્રમાણમાં થોડું જ છે. નરસિંહ, અખો કે મીરાં, દયારામ કે પ્રીતમ જેવા કોઈ કોઈ લેખકની કોઈ કોઈ કૃતિ અમર સાહિત્ય તરીકે ગણાવી શકાય તેવી છે. પ્રેમાનંદે પુષ્કળ લખાણ કર્યું છે અને તેમાંનું ઘણું લોકપ્રિય પણ ગણાય છે. પરંતુ તેનું સાહિત્ય તત્કાળજીવી જ હતું. આજે કાવ્યાનંદ મેળવવા માટે પ્રેમાનંદને વાંચનારા બહુ થોડા જ હશે. ખાસ આગ્રહ રાખી કેટલાકને જીવંત રાખવા પ્રયત્ન થાય છે, પણ જો ખરું સત્ત્વ ન હોય તો પ્રયત્નોનો ટેકો દૂર થતા લખાણ વિસારે પડે છે. ગુજરાતીમાં જૂના લેખકોમાંથી જેમ થોડા જ અમર કૃતિઓ આપી ગયા છે, તેમ વર્તમાન સમયમાં પણ અમર ગ્રંથોના લખનારા જૂજ જ છે. 'સરસ્વતીચંદ્ર,' 'સાક્ષરજીવન,' 'સિદ્ધાંતસાર' અને નાનાલાલની કેટલીક કાવ્યકૃતિઓથી આપણા અમર સાહિત્યની ગણના અટકી જાય છે. તેવા સમયમાં શ્રી. આનંદશંકરનો 'આપણો ધર્મ' બહુ આવકારલાયક થઇ પડે છે. તે ગ્રંથમાં જે માહિતી છે, તેમાં જે નિબંધો છે, જે સાહિત્યનોંધ છે, તે બધું અમુક સમયે જ નવું લાગે કે ઉપયોગી ગણાય તેવું નથી. સમગ્ર લખાણ સદાકાળ નવું ને નવું જ લાગ્યા કરશે, હમેશાં જ તેની ઉપયોગિતા જણાયા કરશે. આપણા સાહિત્યના અમર ગ્રંથોમાં તેનું સ્થાન સિદ્ધ છે.

તે ગ્રંથના અભ્યાસ માટે શ્રમ લેવો પડે તેવો અને શિષ્યમાનસને તેમાં રસ લેતું કરવા અધ્યાપકને પૂર્વ તૈયારીની જરૂર પડે તેવો છે; સાધારણ અધ્યાપક તો તેવા કઠણ ગ્રંથને શીખવવા હિંમત પણ કરે નહિ. પણ દુર્બોધ્ય અને કઠણ હોવા માટે તેવા ગ્રંથને અભ્યાસક્રમમાં રાખવામાં ન આવે, તો તો અભ્યાસના મૂળ હેતુઓ જ ભુલાય છે એમ કહેવું પડે. નવા અને નહિ સમજાતા વિષયને સારી રીતે સમજાવવો એ અધ્યાપકની ફરજ કહેવાય; વિદ્યાર્થીઓની બુદ્ધિને કસોટીએ ચઢાવે એવા ગ્રંથો તો અભ્યાસ માટે ખાસ જરૂરના ગણવા જોઇએ. તેને બદલે જો અધ્યાપકો જ આવા ગ્રંથને અભ્યાસક્રમમાં રાખવા આનાકાની બતાવે તો તો ઊંચા સાહિત્યનો લાભ જ મળી ન શકે. શ્રી. આનંદશંકરની કૃતિઓ હાઇસ્કૂલ અને કૉલેજના અભ્યાસક્રમમાં લાગલાગટ ચાલુ જ રહેવી જોઈએ એટલું ધ્યાન વિદ્યાપીઠોના નિયામક અને કાર્યકર્તાઓએ રાખવું ઘટે છે.

શ્રી. આનંદશંકરભાઈના બીજા કેટલાક લેખોનો સંગ્રહ પણ થયો છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ 'કાવ્યતત્ત્વવિચાર' 'સાહિત્યવિચાર' અને 'દિગ્દર્શન' એ ત્રણ સંગ્રહો છપાવ્યા છે; સદાકાળ ઉપયોગી ગણાય એવા ઘણાખરા લેખો હવે ગ્રંથસ્થ થઈ ગયા એમ કહેવાય. કેટલાક તત્કાલોપયોગી લેખો પણ બહુ મહત્ત્વના છે, પણ તે તો હજી 'વસન્ત'ની ફાઈલોમાં જ રહ્યા છે. 'વસંત'ની

તંત્રીની નોંધોમાં વિવિધ વિષયોનાં મૂળતત્ત્વોનું તલસ્પર્શી અન્વેષણ સૂક્ષ્મતાથી અને તર્કના કૌશલથી કરવામાં આવતું; રાષ્ટ્રિય વિચારોમાં આનંદશંકરના સ્વભાવમાં જ વસી રહેલ સમતોલપણું અને દીર્ઘદૃષ્ટિ પ્રચંડ તેજથી પ્રકાશી રહ્યાં છે; સામયિક નોંધોમાં માનવો અને મંતવ્યોની પરીક્ષા અને સમાલોચના કરવામાં શ્રી. આનંદશંકરનું નિષ્પક્ષપાતપણું, બંને પક્ષના ગુણાવગુણોની રહસ્યદૃષ્ટિભરી સમીક્ષા કરવાની ઉત્તમ શક્તિ, પ્રાપ્ત પ્રસંગો પરથી પર્યેષણાનાં ઊંચાં શિખરો પર વિહાર કરવાની નૈસર્ગિક પ્રતિભા, વગેરે ગુણો એવા તો સુંદર સ્વરૂપે શબ્દમય બન્યા છે કે તે જાતનું લખાણ આપણા સાહિત્યમાં હજી સુધી અદ્વિતીય જ રહ્યું છે. તે બધા લેખોને સંપૂર્ણ રીતે સમજવા માટે બહુ મોટી નોંધો અને ખુલાસાઓની કદાચ જરૂર જણાય. તાત્કાલિક વાતાવરણમાં જે વિચારો સહેલાઈથી સમજાય, તે વાતાવરણ બદલાતાં દુર્બોધ્ય બને અને વાચકોનો રસ મોળો પડી જાય. આ વસ્તુસ્થિતિ ખરી હોવા છતાં, એમ તો કહેવાનું મન થાય છે કે આનંદશંકરભાઈની રસભરી અને ચટકભરી નોંધો ગ્રંથસ્થ થાય તો ઘણું સારું.

આનંદશંકરભાઈનાં પુસ્તકો અને લખાણોની સાથે તેમની ભાષા, તેમનો સ્વભાવ, તેમનું સમગ્ર જીવન બહુ સરસ સુમેળ સાધી રહેલ છે અને તેથી લેખક અને ચિંતક તરીકેનું તેમનું માહાત્મ્ય કાંઈક અનેરા ઓજસથી પ્રકાશી રહે છે.

તેમની ભાષા કાંઈક અઘરી, એટલે કે સાદી ગુજરાતી ભાષા જ જાણવાવાળાને પરિચિત ન હોય એવા શબ્દોવાળી, પણ સીધી, અને અર્થની સ્પષ્ટ વ્યક્તિ માટે મહાન શક્તિ ધરાવનારી છે. સંસ્કૃતપ્રચુર લાગે ખરી, પણ એક વાર સમજાયા પછી તો એમ જ લાગે કે શબ્દોનો પ્રયોગ યથાયોગ્ય જ નહિ, પણ અનિવાર્ય જ છે. એક શબ્દમાં એટલો બધો મર્મ ભર્યો હોય છે કે તેને બદલે બીજા અનેક શબ્દોથી પણ અર્થનિષ્પત્તિ શિથિલ જ રહે. ગોવર્ધનરામ, નરસિંહરાવ અને બીજા લેખકો ભાષાને સંસ્કારપૂનિત અને અર્થવાહક બનાવવા માટે સંસ્કૃત શબ્દોનો ઉપયોગ કરે છે, તેનાથી આનંદશંકરભાઈએ કદાચ સંસ્કૃત શબ્દો વધારે વાપર્યા હશે—ખાસ કરી નોંધોમાં સંક્ષિપ્તતા અને સામર્થ્ય લાવવા તેવા શબ્દો વધારે વપરાયા છે; છતાં આનંદશંકરભાઈનાં લખાણ વાંચતાં, તે લખાણ સંસ્કૃતમય હોય એવું લાગતું નથી. સંસ્કૃત શબ્દો ગુજરાતી તળપદા શબ્દો જેટલા જ જરૂરના અને યથાસ્થાને હોય છે, અને તેથી ભાષાનું સ્વરૂપ એવું બંધાઈ ગયું છે કે ગુજરાતી ભાષાના ઘડનારાઓમાં આનંદશંકરભાઈને બહુ ઊંચું સ્થાન અપાશે; તે સ્થાન સારી પેઠે ઊંચું હશે એટલું નહિ, પણ કદાચ ગોવર્ધનરામ અને ગાંધીજીના જેવા પ્રથમ પંક્તિના આપણા સાક્ષરોની સાથે ગણનામાં આવશે. 'સરસ્વતીચંદ્ર'ની, 'સાક્ષરજીવન'ની, 'કાદમ્બરી'ની, 'સિદ્ધાંતસાર'ની, નાનાલાલનાં કાવ્યોની, અને નરસિંહરાવ તથા ગાંધીજીના લેખની ભાષા સાથે આનંદશંકરની ભાષા સરખાવી તે બધાં લખાણોના મુકાબલાની અને સમગ્ર અસરની દૃષ્ટિથી અભ્યાસ કરનારને આનંદશંકરભાઈની ભાષાનું વ્યક્તિત્વ એકદમ ધ્યાનમાં આવશે. આનંદશંકરમાં ગોવર્ધનરામ જેવી કવિત્વભરી બાણશૈલી નથી, નાનાલાલ તથા 'કાદમ્બરી' જેવું શબ્દબાહુલ્ય અને સંસ્કૃતપ્રાચુર્ય નથી, નરસિંહરાવ જેવી ઝીણવટભરી પંડિતાઈ કે ગુણદોષદર્શનમાં તન્મયતાજન્ય તીક્ષ્ણતા નથી, ગાંધીજી જેવી

ગંગાપ્રવાહની શીતળતા અને નિર્મળતા નથી, છતાં શ્રી. આનંદશંકરની ભાષામાં કવિત્વ છે, કલ્પના છે, પંડિતાઈ છે, તીક્ષ્ણતા વગરની તીવ્રતા છે, પ્રતિભા છે, પ્રમાદ છે, પ્રકાશ છે.]

આનંદશંકરભાઈનો સ્વભાવ પણ તેમના જીવનમાહાત્મ્યને અનુરૂપ જ હતો. રાગદ્વેષના ઉગ્રતાભર્યા ઉમળકાથી તેઓ ભાગ્યે જ સંક્ષુબ્ધ થયા હશે. મૌન, ગાંભીર્ય, સાલસપણું અને શાંતિ એ તેમના સ્વભાવના કાયમના જ ગુણો છે એમ બહારના જગતને ખાતરી થાય એવો તેમનો એકમાર્ગી, લક્ષ્યસાધક અને નિતાન્તપ્રસન્ન સ્વભાવ હતો. સ્વભાવમાં કોઈ પણ જાતની ઉગ્રતા પેસવા દીધી જ નહોતી એટલું જ નહિ, પણ મતાગ્રહને પણ તેમના સ્વભાવમાં સ્થાન નહોતું. પરસ્પરવિરુદ્ધ મતોમાં પોતાને સારું લાગે તે સ્વીકારનારા અને સમજાવનારા હતા, અને તેથી મધ્યમાર્ગી તરીકે તેમની ગણના થતી હતી. છતાં, પોતે કરેલા અમુક નિશ્ચયોને દૃઢતાથી વળગી રહેનારા હતા. તેવા નિશ્ચયોમાંથી વિચલનનો પ્રસંગ આવે, તો યુધિષ્ઠિરના જેવી નરો વા કુંજરો વા વાળી નીતિનો આશ્રય લેતા. આવું હોવાથી મનોબળ, મતબળ અને નિશ્ચયબળમાં તેઓ જોઈએ તેટલા મહાન નહોતા એવો એક અભિપ્રાય બંધાયો હતો. પરંતુ સમાજમાં અમુક ઉત્કૃષ્ટ સ્થાન પામેલા મહાપુરુષો, પોતાના નિશ્ચયને વળગી રહેવામાં કોઈવાર શિથિલતા બતાવે, તો તે શિથિલતા બાહ્યાચાર પૂરતી જ હોય છે. સંજોગોની સામે થવાની જરૂર ન લાગે, કે સ્વભાવગત નિર્બળતાને ખંખેરવા જેવી હિંમત ન હોય, તેથી કોઈવાર આચરણમાં અણઘટતી નરમાશ આવી જાય છે. અલબત્ત, તેવા શિથિલ આચરણનાં ફળ તો ભોગવવાં જ પડે છે. યુધિષ્ઠિરનો રથ પૃથ્વીથી અધ્ધર રહેતો તે અશ્વત્થામાપ્રસંગ પછી પૃથ્વીને અડતો થયો એમ કહેવાય છે. આવાં ફળ એક કે બીજે રૂપે ભોગવ્યા વિના છૂટકો નથી. પણ તેથી ચારિત્ર્યના માહાત્મ્યને કાયમનું કલંક લાગી શકતું જ નથી. આનંદશંકરભાઈના સ્વભાવની સમતોલવૃત્તિ, તેમના સ્વભાવની નિર્મળ પ્રસન્નતા, તેમના સ્વભાવનું સાલસપણું, અને સ્વભાવની એકંદર ઉચ્ચતા તેમના માહાત્મ્યને વધારે શોભાવે છે એ નિર્વિવાદ છે.

/ શ્રી. આનંદશંકર જીવનની શરૂઆતથી જ મહાન હતા. સંસ્કારી અને સંપત્તિવાન ઘરમાં જન્મ, શૈશવ અને કૌમાર્ય સારામાં સારી રીતે ગાળવાની સરળતા, બુદ્ધિબળથી યશસ્વી નીવડેલું યૌવન, ઊંચી લાયકાતને લીધે અધ્યાપકની માનવંત પદવી, અને છેવટે કાર્યદક્ષતાની કસોટી કરે તેવી કુલપતિ તરીકેની સેવા: આમ આખું જ જીવન ભાગ્યશાળી અને મહત્તાપૂર્ણ સ્થિતિમાં ગાળી, અનેક પ્રકારની જાહેર સેવાઓ બજાવી, ગુજરાતના મહાન નરોમાં અગ્રગણ્ય બની, ઠીક પુખ્ત ઉમ્મર ભોગવી બ્રહ્મત્વમાં લીન થવાનું વિરલ સદ્‌ભાગ્ય આનંદશંકરભાઈને મળેલું હતું. તેમને જીવનમાં દુઃખનો કે પ્રતિકૂળતાનો અનુભવ જ નહોતો થયો એમ તો નહોતું. સહધર્મચારિણીનો સહવાસ લાંબો વખત ભોગવી શક્યા નહોતા. જીવનના પાછલા ભાગમાં એકલવાયાપણાનો કપરો અનુભવ મળેલો હતો; છતાં જ્ઞાનદૃષ્ટિથી દિલાસો મેળવી, જીવનની પ્રવૃત્તિઓને અનેક દિશામાં વહેતી કરી, પોતાના સમયનો અને પોતાની શક્તિનો લાભ ગુજરાતને અને અમુક અંશે હિન્દને પણ પૂરેપૂરો આપવામાં તેમણે જીવનને સફળ રીતે હોમી દીધું હતું. સત્પ્રવૃત્તિઓમાં અનવરત લગની, સ્વચ્છ

અને સુતીવ્ર બુદ્ધિ, તીક્ષ્ણ વ્યવહારદૃષ્ટિ અને નિતાન્તપ્રસન્ન શાંતિઃ આવા ગુણો આનંદશંકરભાઈના માહાત્મ્યને સિદ્ધ કરે છે.

આનંદશંકરભાઈની સાહિત્યસેવા અને દેશસેવા બીજા સમકાલીન સેવકોના જેવી ચમકારા મારતી કે ગર્જના ગજવતી નહોતી. તેમના સમયના બીજા લેખકો અને કાર્યકરોમાંના કોઈ લોકપ્રિયતામાં બહુ આગળ પડતા હશે; જુવાનવર્ગને રંગ ચઢાવવામાં વધારે સફળ થયા હશે; તાત્કાલિક પરાક્રમોના યશ મેળવવામાં વધારે પ્રતિષ્ઠિત ગણાયા હશે. પરંતુ શ્રી. આનંદશંકરની સનાતન અને વ્યાપક સેવાઓની સરખામણીમાં કાર્યકરો અને સેવકોની કીર્તિ માત્ર ક્ષણિક અને ક્ષુલ્લક જ નીવડશે. સાહિત્યપ્રવૃત્તિથી અને જીવનપ્રણાલીથી, સામાજિક સ્થિતિની ઉચ્ચતાનો, તત્ત્વચિંતનની શ્રેષ્ઠતાનો, આર્ય આર્યદૃષ્ટિનો અને આર્ય સંસારશુદ્ધિનો જે પરિચય શ્રી. આનંદશંકરની સેવાદ્વારા મળ્યો છે, તે એકલા ગુજરાતને જ નહિ, પણ આખા આર્યખંડને માન અને અભિમાન અપાવનારો છે. આનંદશંકરભાઈનાં પુસ્તકોમાંનો જ્ઞાનપ્રવાહ સદાસર્વદા અસ્ખલિત અને અપ્રતિબદ્ધ વહેતો રહેશે; સંગીન અભ્યાસ અને સંગીન ચિંતનથી તે પુસ્તકોદ્વારા જે તેજ પ્રસરી રહ્યું છે તે યાવચ્ચંદ્રદિવાકરૌ સ્થિર પ્રકાશથી ઝળહળ્યા કરશે; આવા આપણા શ્રી. આનંદશંકરનું માહાત્મ્ય ગુજરાતમાં જેમ જેમ વધારે સમજાતું જશે તેમ તેમ ગુજરાતીઓના ભવિષ્યની સુધારણા વધારે સરળ બનતી જશે, ગુજરાતીઓનું ભાગ્ય વધારે સરળતાથી ઊઘડતું જશે.

# ધ્રુવસાહેબનાં સંસ્મરણો.

### શ્રી. રતિલાલ મોહનલાલ ત્રિવેદી

આચાર્યશ્રી આનન્દશંકરભાઈનું મારું સહુથી પહેલું સ્મરણ આજથી પાંત્રીસ–છત્રીસ વર્ષ ઉપરનું છે. ધ્રાંગધ્રામાં હું અંગ્રેજી પાંચમા ધોરણમાં ભણતો હતો તે વારે મારા બાળસ્નેહી ભાઈશ્રી શ્રીપતરાવ બળવંતરાવ જુન્નરકરે એમના મોટાભાઈ શ્રીયુત પરશુરામભાઈ પાસેથી સાંભળેલી ધ્રુવસાહેબની સ્તુતિ અમને મહાધ્યાયી મિત્રોને એકવાર કહી સંભળાવી. શ્રીયુત પરશુરામ જુન્નરકર ધ્રુવસાહેબના તે સમયના એક બુદ્ધિમાન વિદ્યાર્થી હતા અને ગુજરાત કૉલેજમાંથી બીજા વર્ગમાં બી. એ. થઇ એલએલ. બી.ની પરીક્ષા પસાર કરી ધ્રાંગધ્રામાં સરન્યાયાધીશના પદ ઉપર નિમાયા હતા. મારા મિત્ર ભાઈ શ્રીપતરાવે કહેલી પ્રશંસામાં ધ્રુવસાહેબની વિદ્વત્તા, સંસ્કારિતા, ઉત્તમ અધ્યાપન અને દામ્પત્યસ્નેહ ઉભરાતાં હતાં. સ્તુતિકાર ભાઈ શ્રીપતરાવની વાત કહેવાની શૈલી (હાલ એઓ કરાંચીમાં એન્જીનિયરિંગ કૉલેજના પ્રિન્સિપાલ છે) એટલી સુકુમાર વયે પણ એવી હૃદયંગમ હતી અને શબ્દો એટલા શ્રુતિમનોહર હતા કે આજ આટલાં વર્ષે પણ ધ્રુવ-સાહેબ પ્રત્યે મારી ભક્તિનું બીજ બની રહેલો એ પ્રસંગ મને તે જ કાલ અને તે જ સ્થાન સાથે એવો ને એવો તાજો યાદ આવે છે. પરશુરામભાઈનાં સાંભળેલાં વચનો મારા અન્તરના ઊંડાણમાં કોતરાઈ ગયાં અને એ મહાન શિક્ષાગુરુ પાસે શીખવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત કરવાની ભાવના કાંઈક અસ્પષ્ટ રૂપે તે વયે મારામાં જાગ્રત થઈ.

એક બીજો પ્રસંગ અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં હું હતો ત્યારે બન્યો. ધ્રાંગધ્રાની સર અજિત-સિંહજી હાઈસ્કૂલના છઠ્ઠા ધોરણના અમે કેટલાક વિદ્યાર્થીઓએ કાંઈક દેશપ્રેમને અધીન થઈ ને અને કાંઈક સુવાચન વધારવાના હેતુથી ૧૯૧૦–૧૧ની સાલમાં 'ભારતપુત્રોદય' નામનું એક નાનું પુસ્તકાલય સ્થાપ્યું અને છ માસનું ત્રણ આના પોસ્ટેજ ભરી 'વસન્ત' પત્રના ગ્રાહક બન્યા! ધ્રુવસાહેબ પ્રત્યે સ્થાપિત થયેલાં માન અને પ્રેમને લીધે અંગ્રેજી પાંચમા ધોરણમાંથી જ મેં 'વસન્ત' પત્રનું નિયમિત વાચન રાજ્યના પુસ્તકાલયમાં કરવા માંડ્યું હતું અને એમાંનાં કેટલાંક કાવ્યો અને લેખો થોડાક સહૃદય મિત્રો પાસે વાંચવાનો પણ આરંભ કર્યો હતો. ધ્રુવ-સાહેબના લેખો સમજાય કે ન સમજાય પણ વંચાતા અને 'વસન્ત'માંનાં કાવ્યો જાણે કંઠે કરવાનું પણ લીધુ હોય તેમ પ્રત્યેક અંકમાં પ્રસિદ્ધ થતાં કાવ્યોની પંક્તિઓ મુખે ચઢી જતી. કવિ ખબરદારની 'ગંભીર સાગર ઊછળતો ઘૂઘવે ધરા ગર્જન કરી, ને ઘોષ તેનો ગગનમાં ઘુમાવતો ખૂબ ધૂન ભરી' વગેરે પંક્તિઓથી શરૂ થતું કાવ્ય કોણ જાણે અર્ધથી પણ અધિક વિનાશ્રમે મને યાદ રહ્યું હતું અને ધ્રાંગધ્રાના નવા તળાવમાં ચોમાસામાં ભરતી આવે ત્યારે સમુદ્રની કલ્પના કરી મિત્રો સમક્ષ કોઈ કોઈ વાર ગવાતું પણ ખરું.

અમારા વિદ્યાર્થીઓના લઘુ પુસ્તકાલયને માન આપીને ધ્રુવસાહેબે 'વસન્ત' લવાજમ વિના મોકલ્યું એટલું જ નહિ પરંતુ અમે છ માસનું પોસ્ટેજ ભર્યું હતું તોપણ નવ માસ પર્યંત 'વસન્ત' મોકલવાનું એમણે ચાલુ રાખ્યું. આ પ્રસંગથી ધ્રુવસાહેબ પ્રતિ મારાં માન અને પ્રેમ દ્વિગુણિત બન્યાં.

મેટ્રિક્યુલેશનની પરીક્ષા પાસ કરી ગૂજરાત કૉલેજમાં અભ્યાસ કરવા જતાં માર્ગમાં વઢવાણ કૅમ્પના સ્ટેશન ઉપર મારા પિતાશ્રી દ્વારા મને સ્વર્ગસ્થ શિવલાલ પાનાચંદ શાહ આઈ. સી. એસ.ની ઓળખાણ થઈ. શ્રીયુત શિવલાલ શાહ અને શ્રીયુત વાલજી દેસાઈ અમારા અભ્યાસકાળમાં વિદ્યાર્થીઓના પરમ આદર્શ હતા. એ તેજસ્વી તારાઓને નેત્ર સમક્ષ ઝગઝગતા રાખી અમે વિદ્યાર્થીઓ આગળ વધતા હતા. શ્રીયુત શિવલાલે મને કહ્યું, "ગૂજરાત કૉલેજમાં જાઓ છો તે બહુ સારું કરો છો. ત્યાં ધ્રુવસાહેબ છે. એમનો પૂરેપૂરો લાભ લેજો. એમના જેવા ગુરુ મળવા દુર્લભ છે. એઓ અઘરામાં અઘરા વિચારોને સુન્દર અને સમતોલ વાણીમાં ઉતારી શકે છે. ધ્રુવસાહેબ કોઈક વાર જ્યારે બોલતાં અટકે ત્યારે એમ ન માનવું કે એમને શબ્દ જડતો નથી, પરંતુ સંપૂર્ણ રીતે યોગ્ય શબ્દ યોજવા માટે જ પોતે જાણી જોઈને અટકે છે, અને તમને અવશ્ય જણાશે કે એમ સહેજ અટકીને શોધી કાઢેલા શબ્દ કરતાં ભાગ્યે જ વધારે સારો શબ્દ કોઈને જડી શકે."

શિવલાલના આ સંકીર્તનને અન્તરના ઊંડાણમાં રાખી હું ગૂજરાત કૉલેજમાં દાખલ થયો.

* * *

કૉલેજના પ્રવેશદ્વાર પાસે નિસરણી પાછળના મધ્યખંડમાં 'પ્રિવિયસ' ક્લાસ તે વખતે બેસતો. પહેલો સમય સંસ્કૃતનો હતો. પહેલે દિવસે આશરે અઢીસો વિદ્યાર્થીઓ બેઠા હતા. સવા અગિયારનો ઘંટ વાગતાં જ ધ્રુવસાહેબે ધીર ગમ્ભીર ગતિએ વર્ગમાં પ્રવેશ કર્યો અને વિદ્યાર્થિગણ વિદ્યુતની પેઠે એ ગુરુવર્યને આદર આપવા ઊભો થયો. પુસ્તક ધારણ કરેલો હાથ વારંવાર ઊંચો કરી પ્રણામ સ્વીકારતા ધ્રુવસાહેબ પ્લેટફૉર્મ ઉપર ચઢ્યા, ટેબલ આગળ પડેલી ખુરશીમાં પરમ સ્વસ્થતાથી બેઠા અને વિદ્યાર્થિવૃન્દ ઉપર મન્દ મન્દ સ્મિત ફેલાવતાં એક સર્વસંગ્રાહક દૃષ્ટિ એમણે નાખી. એ મંગલ વ્યાપક દૃષ્ટિ નાંખતા સાથે જ 'Gentlemen, I congratulate you on your passing the Matriculation Examination' એમ સર્વને અભિનન્દન આપી વર્ગનું કાર્ય શરૂ કર્યું. કાલિદાસનું 'વિક્રમોર્વશીયમ્' અને અશ્વઘોષનું 'બુદ્ધચરિતમ્' એ વર્ષે સંસ્કૃતમાં અમારે શીખવાના હતાં. કાલિદાસનો પરિચય આપતા પહેલાં ધ્રુવસાહેબે અમને નવા આવનાર વિદ્યાર્થીઓને કહ્યું, "સદ્‌ગૃહસ્થો! તમે 'પંચતન્ત્ર'માંની પ્રાણીઓની વાતોઓ શીખીને અહિયાં આવો છો. પરંતુ હવે તમારે આપણા દેશના મહાકવિ કાલિદાસનું મનોહર નાટક શીખવાનુ છે. પ્રાણિજીવન કરતા મનુષ્યજીવન કેવુ ચઢિયાતું છે અને મનુષ્યજીવનની સુન્દરતા અને મધુરતા કેવી રમણીય છે એ જ્ઞાન કાલિદાસનાં નાટકોમાંથી—તમારા 'વિક્રમોર્વશીયમ્' નાટકમાંથી —તમને મળશે." આમ કહી કાલિદાસનો પરિચય આપવો એમણે શરૂ કર્યો અને સાથે સાથે

અમારી નવા આગન્તુકોની કસોટી પણ આરંભી. 'अस्ति कश्चिद् वाग्विशेषः' એ સામાન્ય ઉક્તિ ટાંકી અમારામાંથી કોને કોને अस्ति, कश्चित्, અને वाग्‌થી શરૂ થતા કાલિદાસના શ્લોકો યાદ છે એમ પોતે પ્રશ્નો પૂછવા માંડયા. અમારામાંથી કોઈ કોઈ વિદ્યાર્થીઓએ 'કુમારસંભવ', 'મેઘદૂત' અને 'રઘુવંશ'ના પ્રથમ શ્લોકો અવિશુદ્ધ લલકાર્યા અને ધ્રુવસાહેબના ભવ્ય વદન ઉપર સુન્દર સ્મિત દેખાયું!

'विक्रमोर्वशीयम्' નાટકના પહેલા શ્લોકનો આરંભ કરતાં 'वेदान्तेषु यमाहुरेकपुरुषं व्याप्य स्थितं रोदसी' ઇત્યાદિ પંક્તિઓ શાન્ત સ્વસ્થ અને સમતોલ વાણીમાં ધ્રુવસાહેબે ઉચ્ચારી અને કાલિદાસ —કાલિનો દાસ—નામધારી કવિ, 'निःश्रेयस' માટે—પરમ કલ્યાણ—માટે એક અને અદ્વિતીય એવા મંગલકારી શિવની સ્તુતિ કેમ કરે છે એ પ્રશ્ન ઉપસ્થિત કરી અમારામાં કુતૂહલ જગાડી, અમને પોતે સૂચક વાણીમાં સમજૂતી આપી. આ ઉપરાંત 'नाटक' શું, 'त्रोटक' શું, ઇત્યાદિની સમજણ પણ 'સાહિત્યદર્પણ'નું સ્મરણ કરી અમને પચી શકે તેટલા પ્રમાણમાં એ જ સમયમાં આપી.

અધ્યાપક તરીકે ધ્રુવસાહેબની ઉત્તમતામાં એમના અનેક વિષયોના ઊંડા અને વિશાળ અભ્યાસ ઉપરાંત એમનુ વિશિષ્ટ વ્યક્તિત્વ પણ એક પ્રધાન કારણ હતું. આ વ્યક્તિત્વ પુષ્પની ચોપાસ સુવાસ ફેલાય તેમ સ્વાભાવિક રીતે વિસ્તરતું હતું અને જિજ્ઞાસુઓને મધુર સૌરભથી ચિત્તની પ્રસન્નતા અને સૌમ્યત્વ આપતું હતું. કોઈ પણ શબ્દનો, વાક્યનો કે વિવનો રહસ્યાર્થ કે એનુ સ્પષ્ટીકરણ ધ્રુવસાહેબ પ્રકટ કરતા હોય તે વારે એમની તેજસ્વી મુખાકૃતિ, એમનાં તત્ત્વભેદી નેત્રોની ચમક, એમનો આત્મવિશ્વાસથી ઉભરાતો અભિનય, અંગ્રેજી ભાષા ઉપર એમની સંપૂર્ણ પ્રભુતા, એમની વિશુદ્ધ વાગ્ધારા, એમનું અભિનવ અર્થદર્શન ઇત્યાદિ એમના વ્યક્તિત્વના ખાસ અંશો શ્રોતાઓને બુદ્ધિનો નિશ્ચય કરાવવામાં બહુ ઉપકારક થતા. ધ્રુવસાહેબના વ્યક્તિત્વમા પ્રદીપ્ત સૂર્યનો જાજ્વલ્યમાન પ્રકાશ અને શીતલ ચન્દ્રનું મધુર તેજ—ઉભય—નો વિરલ સમન્વય થયો હતો. સત્ય અને પ્રેમ—Truth and Love—ને જીવનમાં સમન્વિત કરનાર ધ્રુવસાહેબ અપ્રતિમ હતા.

ધ્રુવસાહેબનું અર્થદર્શન કેટલુ મૌલિક અને ઊંડું હતું એનાં અનેક સ્મરણો ઉતારી શકાય તેમ છે. 'વિક્રમોર્વશીયમ્' નાટકમાં 'ऊरूद्भवा नरसखस्य मुनेः सुरस्त्री' એ ઉક્તિ પોતે સમજાવતા હોય કે 'મેઘદૂત'માંના 'गोपवेषस्य विष्णोः' એ વચન ઉપર પ્રકાશ નાંખતા હોય, પરંતુ એમનો વસ્તુમાત્રમાં અન્તઃપ્રવેશ કેટલો મર્મગામી હતો એ સંભારતાં એ સદ્દગુરુના ચરણ સમીપ વારંવાર મસ્તક નમે છે. ઉર્વશી એ સૌન્દર્યની ભાવના હતી અને એ સાક્ષાત્ નારાયણના ઊરુસ્થલમાંથી જન્મી હતી એમ કહીને ધ્રુવસાહેબે 'નર' અને 'નરસખા' નારાયણ એ બને શબ્દોના અર્થો અમને પ્રિવિયસના વર્ગના વિદ્યાર્થીઓને સમજાવ્યા. જે ગન્તવ્યસ્થાને લઈ જાય તે નર અને નરોનો સમૂહ તે નાર, અને એ સમૂહનું અયન નામ ગન્તવ્યસ્થાન તે નારાયણ—પરમાત્મા. આમ બંને શબ્દોનું અર્થસ્ફોટન કરી સુન્દરતાની ભાવના પરમાત્મામાથી પ્રકટ થઈ છે, એ પરમાત્માની લીલા છે અને આ જગતમાં સ્ત્રીરૂપે વિલસે છે, ઇત્યાદિ સૂચક વચનો

કર્યા. પરંતુ ધ્રુવસાહેબમાં આદર્શ અધ્યાપકના અસંખ્ય ગુણો હતા. કૉલેજના પ્રથમ વર્ગના વિદ્યાર્થીઓને એઓ પરમ સંયમપૂર્વક અમુક હકીકત જ કહેતા, પરંતુ ઉપલા વર્ગના વિદ્યાર્થીઓને ઉત્તરોત્તર અધિક કહેતા.

બી. એ.ના વિદ્યાર્થીઓને 'गोपवेषस्य विष्णोः' એ 'મેઘદૂત' ના શ્લોકનું ચરણ સમજાવતાં પ્રિવિયસના વર્ગમાં નર અને નારાયણના—અર્જુન અને કૃષ્ણના—સંબંધનો ઇતિહાસ જે અનુક્ત—' અણકહેલ' રાખ્યો હતો, તે છેક ઋગ્વેદસંહિતાથી માંડી મહાભારત સુધી પોતે વિસ્તારથી કહી સંભળાવ્યો. 'ગોપવિષ્ણુ'નું ઋગ્વેદના વિષ્ણુસૂક્તમાં જે વર્ણન કર્યું છે તે સર્વવ્યાપક પરમાત્મા વિષ્ણુનું વર્ણન છે. એ વર્ણન કરતાં ઋષિ કહે છે :

'त्रीणी पदा विचक्रमे विष्णुर्गोपा अदाभ्यः ।
अतो धर्माणि धारयन् इन्द्रस्य युज्यः सखा ॥'

વિષ્ણુ 'અદાભ્ય ગોપ' અર્થાત્ કોઈથી દબાય નહિ તેવો ગોપ છે, ધર્મનો ધારક છે અને ઇન્દ્રનો સખા છે. વળી આ 'ગોપવિષ્ણુ' સાથે મોટાં શીંગડાંવાળી ગાયો—ઇન્દ્રિયો—પણ જોડવામાં આવી છે.—

'यत्र गावो भूरिशृंगा अयासः'

'ગોપવિષ્ણુ'નું આ વર્ણન પુરાણના 'ગોપકૃષ્ણ'ના વર્ણન સાથે મળે છે. વળી, વિષ્ણુને એના આધિભૌતિક સ્વરૂપમાં આકાશના સૂર્યરૂપે વેદના ઋષિઓએ જણાવ્યો છે. આકાશ નીલ છે, એટલે કૃષ્ણ પણ શરીરે શ્યામસુન્દર (नीलवपुः) છે. સૂર્યનાં કિરણો ચારે દિશાઓમાં ફેલાય છે અને પીત છે, એટલે કૃષ્ણ પણ 'चतुर्भुज' અને 'पीताम्बर' અર્થાત્ ચાર ભુજાઓવાળા પીતામ્બર ધારણ કરનાર છે.

નારાયણ એ નરનો સખા છે—કૃષ્ણ એ અર્જુનનો સખા છે—એ પ્રતિપાદન કરવા માટે ઋગ્વેદનાં સૂક્તોમાં વિષ્ણુ અને ઇન્દ્રનો સખાભાવ (इन्द्रस्य युज्यः सखा) અર્થાત્ વિષ્ણુરૂપી પરમાત્મા અને જીવરૂપી ઇન્દ્રનું સખ્ય, ઉપનિષદમાં 'द्वा सुपर्णा सयुजा सखाया' આદિ વેદાન્તની વાણીમાં જીવાત્મા અને પરમાત્માનો સુપ્રસિદ્ધ થયેલો 'સખાભાવ', અને આગળ ચાલતાં મહાભારતમાં 'नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम्' એ મંગલાચરણમાં નિર્દિષ્ટ થયેલો 'નર' અને 'નારાયણ'નો એ જ સખાભાવ ઊતરેલો છે. મહાભારતમાંની શ્રીકૃષ્ણ અને અર્જુનની કથામાં પણ પરમાત્મા અને જીવાત્માના અનુસંધાનની ઋગ્વેદમાંથી ઊતરી આવેલી એ જ સખાભાવની કથા છે, એમ બી. એ.ના વિદ્યાર્થીઓને તાત્પર્ય સમજાવ્યું.

ધ્રુવસાહેબની રસિકતા સર્વથા સંયમની મર્યાદામાં મૂર્તિમન્ત થતી. કાલિદાસ જેમ ધ્વનિ અને સંક્ષેપ—suggestion and brevity—નો મહાન સ્વામી છે, તેમ ધ્રુવસાહેબનું પણ આ બંને ગુણો ઉપર સંપૂર્ણ સ્વામિત્વ હતું. રાજા પુરૂરવાનું ચિત્રલેખાના સંગાથમાં મન્દ સુમન્દ ડગલે પાસે આવતી શરમાળ ઉર્વશીનું મનોહર કલ્પનાદર્શન ધ્રુવસાહેબના 'आनीयेत पदात्पदं चतुरया

पश्या मर्मोपान्तिकम् 'ના કુશલ ઉચ્ચારણ માત્રથી અમારાં નેત્ર સમક્ષ ખડું થઈ શકતું અને એ સમર્થ વિદ્યાગુરુનાં એકબે વાક્યો દ્વારા જ એ રમ્ય દર્શન અંતરમાં કોતરાઈ જતું.

ધ્રુવસાહેબની રસવૃત્તિ ઉન્નત અને વિશુદ્ધ પ્રકારની હતી એનાં અનેક ઉદાહરણો આપી શકાય તેમ છે. કાલિદાસ જેવામાં અપુષ્ટાર્થ-વિશેષણનો દોષ હોય કે પુનરુક્તિદોષ હોય અથવા ક્યાંક વિસ્મરણદોષ હોય તે ધ્રુવસાહેબની નજરબહાર રહી શકતા નહિ. દોષદર્શન કરે ત્યારે પણ ધ્રુવસાહેબનો નિસર્ગરમણીય વિનય આગળ તરી આવ્યા વિના રહે નહિ. 'વિક્રમોર્વશીયમ્' નાટકના પાંચમા અંકમાં બેત્રણ સ્થળે ધ્રુવસાહેબે અમને કાલિદાસના દોષો દેખાડ્યા. નીચે ઉતારેલો શ્લોક પોતે પ્રથમ વાંચ્યો:—

हृतोष्ठरागैर्नयनोदबिन्दुभिर्निमग्ननाभेर्निपतद्भिरंकितम् ।

આ પંક્તિમાં 'निमग्ननाभेः'—જેની નાભિ ઊંડી છે તેની—એમાં 'निमग्न' વિશેષણ અનાવશ્યક છે એમ દોષ દર્શાવતા ધ્રુવસાહેબે નીચે પ્રમાણે કહેલા શબ્દો યાદ આવે છે:—

'Gentlemen, it is ungenerous on the part of a critic to find fault in such a beautiful verse of Kalidas. But a critic is after all a critic. The adjeitive 'निमग्न' is superfluous and does not at all add to the meaning.' આગળ ચાલતાં 'रथाङ्गनामन् रथाङ्गश्रोणि,' ઇત્યાદિમાં ધ્રુવસાહેબે ટીકા કરી કે 'The repetition is made generally for the sake of alliteration.' અર્થાત્ પ્રાસને માટે કવિએ પુનરુક્તિ કરી છે. વળી 'गुरुशापसंमूढहृदया'—ગુરુના સાપથી સંમૂઢ બનેલા હૃદયવાળી ઉર્વશી એ વિશેષણ પાછળથી કાલિદાસ સરતચૂકથી ભૂલી જાય છે,' ઇત્યાદિ વચનો સંયમપૂર્વક કહેતા.

ડૉ. રામકૃષ્ણ ભાંડારકર વિશે ધ્રુવસાહેબને સંપૂર્ણ માન હતું. હિન્દુસ્તાનના સર્વ વિદ્વાનોને એક પલ્લામાં મૂકીએ અને ડૉ. ભાંડારકરને બીજા પલ્લામાં મૂકીએ, તો ડૉ. ભાંડારકરવાળું પલ્લું નમે એમ પોતે અમને કહેતા. તથાપિ જ્યાં જ્યાં એમની સાથે પણ પોતાનો મતભેદ સ્પષ્ટ હોય, ત્યાં ત્યાં પોતે પરમ વિનય અને સંયમપૂર્વક પરંતુ પૂર્ણ સામર્થ્યથી પોતાનું મંતવ્ય પ્રકટ કરતા. એવો એક પ્રસંગ અત્રે નોંધું છું. ભાગવતની સમીક્ષા કરતાં 'ભક્તિધર્મનો આરંભ ગૌતમ બુદ્ધના સમયની લગભગમાં થયો છે' એ ડૉ. ભાંડારકરની માન્યતા મને યોગ્ય જણાતી નથી' એમ પોતે સ્પષ્ટતાથી કહ્યું હતું. ધ્રુવસાહેબના અભિપ્રાય પ્રમાણે "ભક્તિ એ હૃદયની ઊર્મિ છે. અને ધર્મ એ મનુષ્યના સમગ્ર આત્માનો અર્થાત્ બુદ્ધિ, હૃદય અને કૃતિ ત્રણેનો વ્યાપાર છે. એટલે કોઈ પણ ધમ કોઈ પણ કાળે ભક્તિરહિત હોય એ સંભવતું નથી. ઋગ્વેદસંહિતામાં દેવોની સ્તુતિ એ ભક્તિ જ છે. અલબત્ત, ભક્તિ જે ઋગ્વેદસંહિતાથી ચાલતી આવતી હતી તેની વ્યવસ્થા નારદ, શાંડિલ્ય આદિ મુનિઓએ કરી."

પરંતુ જ્યાં જ્યાં નીતિ અને સંયમની શિથિલતા જણાય ત્યાં ત્યાં નિઃસંકોચપણે અને પરમ દૃઢતાથી ધ્રુવસાહેબ ટીકા કરતા. અશ્વઘોષના 'બુદ્ધચરિત'માં સિદ્ધાર્થનું દર્શન કરવા બારીઓમાં

બીચોબીચ ઊભેલી નગરનારીઓનું વર્ણન ઓગણીસ શ્લોકમાં કવિ કરે છે અને એ વર્ણનમાં સ્ત્રીઓનાં વદન ઉપર કવિ વધારેપડતી દૃષ્ટિ ઠરાવે છે એટલે જ્યારે છેલ્લો શ્લોક

'मुखानि रेजुः प्रमदोत्तमानां बद्धाः कलापा इव पङ्कजानाम्।'

આવે છે, ત્યારે સમય (Period) પૂરો થાય છે અને ધ્રુવસાહેબ એ વર્ણનથી કાંઈક કંટાળીને યુવાન વિદ્યાર્થીઓને સંભળાવે છેઃ—

"Perhaps the Poet's eyes are fixed upon those windows' કવિની આંખ પેલી બારીઓ ઉપર ચોંટેલી છે. આટલા ટૂંકા વચનની શ્રોતાઓ ઉપર જાદુઈ અસર થતી.

ભવભૂતિના 'માલતીમાધવ'ના પાંચમા અંકનો કેટલોક ભાગ અશ્લીલ વર્ણનથી ભરેલો છે. એ વર્ણન વિશે વિદ્યાર્થીઓને સૂગ ચઢે એટલા માટે ધ્રુવસાહેબે સખ્ત શબ્દો વાપર્યાઃ—

"Gentlemen, tell me when we approach those downright slang and obscene things wherefrom we have to stop"

'મેઘદૂત' શીખવતા અને એનાં સૌન્દર્યસ્થાનો ઉપર વિદ્યાર્થીઓની નજર ખેંચવા છતાં એના કથાપુરુષ (hero)ની મર્યાદા વિશે કે કવિની સામાન્ય ઉક્તિઓમાં રહેલા અપવાદ વિશે પોતે પૂરી સ્પષ્ટતા કરતા. 'મેઘદૂત'ના બીજા શ્લોકની પહેલી લીટી—'तस्मिन्नद्रौ कतिचिदबलाविप्रयुक्तः स कामी' વાંચતાંજ ધ્રુવસાહેબે વિદ્યાર્થીઓને સાવચેતી આપી, 'Notice that the यक्ष is a कामी– a lover and this line sums up the character of the यक्ष. યક્ષનું સ્વરૂપ સમજવામાં એ અબલાથી વિખૂટો પડેલો કામી છે એ ધ્યાનમાં રાખો. વળી,

'आशाबन्धः कुसुमसदृशं प्रायशो ह्यङ्गनानाम्
सद्यः पाति प्रणयिहृदयं विप्रयोगे रुणद्धि ।'

ઇત્યાદિ પંક્તિઓમાં આપણા યુવાનોનો સંસાર ધ્યાનમાં રાખીને ધ્રુવસાહેબે અમને સહેજ સંભળાવ્યું:

"Gentlemen, notice the word प्रायशः which means 'generally' and not 'always'"—અર્થાત્ સ્ત્રીઓનું કુસુમ જેવું કોમળ હૃદય આશારૂપી બંધથી ઘણીવાર વિયોગમાં ટકી રહે છે.

ધ્રુવસાહેબ કાંઈક વિશેષ વિવેચન કરશે એ અમારામાંથી કેટલાકની આશા અસિદ્ધ જ રહી!

* * *

બી. એ. ના ઓનર્સ કોર્સમાં ભગવદ્‌ગીતા, રામાનુજભાષ્ય અને મનુસ્મૃતિ અમે ધ્રુવસાહેબ પાસે શીખ્યા એ અમારું પરમ સદ્‌ભાગ્ય અમે સમજીએ છીએ.

સાત ટીકાવાળી ગુજરાતી પ્રેસની ગીતા ધ્રુવસાહેબે અમને લેવરાવી હતી. આરંભમાં જ પોતે એક પ્રશ્ન ઉપસ્થિત કર્યોઃ

'ગીતા' એટલે 'ગાયેલી' એમ સ્ત્રીલિંગ કેમ ? દરેક અધ્યાયને અંતે भगवद्गीतासूपनिषत्सु' એમ આવે છે એ એમ બતાવે છે કે 'ગીતા' એ 'उपनिषद्' શબ્દ જે સંસ્કૃતમાં નારીજાતિમાં વપરાય છે તેનું વિશેષણ છે, તેથી 'ગીતા' એમ સ્ત્રીલિંગ પ્રયોગ થયો છે. ગીતા એ ઉપનિષદના તત્ત્વવિચારોનું દોહન છે અર્થાત્ સર્વ ઉપનિષદોનો એકત્ર કરેલો સાર છે.

આ સત્ય અમારાં ચિત્તમાં ઠરાવ્યા પછી એક બીજો પ્રશ્ન એ પૂછ્યો કે 'ગીતા'ને 'યોગશાસ્ત્ર' કેમ કહેલ છે ? 'યોગ' એટલે જીવાત્માનું પરમાત્મા સાથે જોડાણ (યુજ્=જોડવું). જે જ્ઞાન જીવાત્માને પરમાત્મા સાથે જોડે તે જ્ઞાનયોગ. જે કર્મ જીવાત્માને પરમાત્મા સાથે જોડે તે કર્મયોગ. જે ભક્તિ જીવાત્માને પરમાત્મા સાથે જોડે તે ભક્તિયોગ. આ અર્થમાં 'ગીતા' 'યોગશાસ્ત્ર' છે એમ ગીતાનો પરમ ઉપદેશ અમને ચિત્તમાં સ્થિર કરવા જણાવ્યું.

ધ્રુવસાહેબના ગીતાના અધ્યાપનમાંથી અમે રસના અનેક ઘૂંટડા પીધા છે. બીજા અધ્યાયમાં 'આત્માના અમૃતત્વ'નો સિદ્ધાન્ત અમારામાં બુદ્ધિનો નિશ્ચય થાય તે માટે પરમ વિશદતાથી અમને સમજાવ્યો.

પ્રથમ તો 'The Doctrine of Immortality is the foundation of Ethics' અર્થાત્ અમૃતત્વનો સિદ્ધાન્ત એ નીતિશાસ્ત્રનો પાયો છે એમ સૂત્ર ઉપસ્થિત કર્યું.

આ પ્રશ્નના ઉત્તરમાં કઠોપનિષદ, Sidjwick's Methods of Ethics, અને પ્લેટો અને કેન્ટના વિચારોનો ધ્રુવસાહેબે અમારી સમક્ષ છૂટથી ઉપયોગ કર્યો. પ્રથમ 'શ્રેય' અને 'પ્રેય'નો અર્થાત્ 'કર્તવ્ય' અને 'સુખ'નો ભેદ અમારે સમજવો જોઈએ. અલબત્ત, ઇન્દ્રિયોનું સુખ—creature comforts—તે સુખ નહિ. મિલ કહે છે તેમ સોક્રેટિસ અને ડુક્કરના સુખના ખ્યાલ વચ્ચે વિવાદનો પણ પ્રશ્ન રહેતો નથી. નચિકેતા હાથી, ઘોડા, નૃત્ય, ગીત, રાજ્ય, સ્ત્રી, આદિ પદાર્થોથી લોભાતો નથી, કારણ કે તે આત્માની નિત્યતાના સાક્ષાત્કારમાં બાધક છે. પરન્તુ અહીં એક સૂક્ષ્મ વિવેક કરવાનો રહે છે. કર્તવ્ય અને સુખ બહુ વિરુદ્ધ છે એ સામાન્ય સમજણ છે. સુખ નિર્દિષ્ટ વસ્તુ નહિ પરંતુ આનુષંગિક હોય તો તે ભોગવો. જગતના કલ્યાણની સાથે આપણું કલ્યાણ થાય તો તે થવા દેવું અને પરિણામે સુખ મળે તો તે ભોગવવું. હંમેશાં સુખ અને કર્તવ્ય સાથે ન જોડાય એવું આ જગતનું સ્વરૂપ નથી. કર્તવ્યના પરિણામરૂપે મનુષ્ય સુખ ભોગવતો હોય માટે એ દુષ્ટ છે એમ માનવું એ ખોટો સંન્યાસ છે. પ્રભુની સૃષ્ટિમાં જો અંધેરીનગરી ન હોય તો સુખ અને કર્તવ્ય મળવાં જોઇએ—કદાચ આ જન્મે નહિ તો જન્માન્તરે પણ. કેન્ટ કહે છે તેમ "Virtue and happiness are sure to be reconciled if not in this life, in the life hereafter" આ નૈતિક શ્રદ્ધા (moral faith) જ આત્માની નિત્યતાનો ખુલાસો કરે છે. કેન્ટ Moral Argument યાને નૈતિક દલીલથી પ્રતિપાદન કરે છે કે જો આત્મા નિત્ય ન હોય તો સમસ્ત નીતિશાસ્ત્ર નિરર્થક છે. આત્માની નિત્યતાને લઈને જ નીતિ શક્ય બને છે. વળી સોક્રેટિસે ઉચ્ચારેલું સિનિકનું અવતરણ પણ અમને કહી સંભળાવ્યું: "If the Rulers of the universe do not prefer

a just man to the unjust, it is better to die than to live."

આટલાથી આત્માની નિત્યતા અમારા ચિત્તમાં ન ઠરે તો ધ્રુવસાહેબે સહેજ રૂપાન્તર કરીને અમને સમજણ પાડી. જેમ વિજ્ઞાન જે પ્રત્યક્ષનો વિષય છે તેમાં પણ કાર્યકારણનો સિદ્ધાન્ત અગાઉથી સ્વીકારીને આગળ ચાલવું પડે છે, તેમ ધર્મ જે પરોક્ષનો વિષય છે તેમાં અમુક સિદ્ધાન્ત આગળથી સ્વીકારીને ચાલવું પડે તો આશ્ચર્ય નથી. ગણિતમાં તમે 'ક્ષ' નામનો કોઈ અજ્ઞાન પદાર્થ સ્વીકારો છો જ. પ્લેગ અને કેન્સરનાં સર્વ કારણો વૈજ્ઞાનિકો શોધી શક્યા નથી, તથાપિ પ્રત્યેક કાર્યને કારણ હોય છે અને સમાન કારણ સમાન કાર્યને ઉત્પન્ન કરે છે એ પોતાના નિયમમાં વિજ્ઞાનશાસ્ત્રીની શ્રદ્ધા અચલ છે. આ જ રીતે આ જીવનમાં સુખ અને કર્તવ્ય કદાપિ સાથે ન જોડાય તો જન્માન્તરે પણ સાથે જોડાવાનાં જ એ પ્રકારની આત્માની નિત્યતાની ધાર્મિક આત્માની શ્રદ્ધા અચલ છે.

જીવન, મૃત્યુ અને અમૃતત્વના આ રસિક પ્રશ્નના નિરૂપણમાં ધ્રુવસાહેબની વાણીમાં મેં ઋષિની વાણીનો ઉદ્‌ઘોષ સાંભળ્યો હતો. જે વિષયનું સત્ત્વ એમના આત્માના અંશ પ્રત્યંશમાં વ્યાપી રહ્યું હતું, તેનું સ્વરૂપદર્શન પરમ સામર્થ્યથી એમણે અમને કરાવ્યું. સમસ્ત પ્રશ્નનું સમાપન કરતા શ્રદ્ધા અને વૃક્તૃત્વનો કોઇ વિરલ સમન્વય કરીને ધ્રુવસાહેબે સંકેલ્યું:—

"Philosophy is the meditation on Death according to Plato and this exactly corresponds with the story of Nachiketas who learnt from यम the secret of Immortality. Gentlemen, remember that death is not annihilation. It is merely a change. There is no absolute destruction. The Bhagavad Gita preaches a two-fold immortality, viz., the inmortality of Transmigration and the Metaphysical Immortality. According to the former the आत्मा is immortal as persisting through an endless cycle of births and deaths, and according to the latter the आत्मा is beyond the infinite cycle of births and deaths. He is the Metaphysical background of all change and is Himself changeless."

* * *

ગૂજરાત કૉલેજની વિવિધ પ્રવૃત્તિઓમાં ધ્રુવસાહેબ આનંદપૂર્વક ઘણો ભાગ લેતા. કૉલેજની 'ડિબેટિંગ સોસાયટી'માં પોતે અનેકવાર પ્રમુખ થતા. ઘણાખરા ગંભીર વિષયોમાં તો ધ્રુવસાહેબને જ પ્રમુખસ્થાન અપાતું. એકવાર એમણે માર્મિક વાણીમાં કંઈક આમ કહ્યું, "I don't know why my name is particularly associated with life, death and immortality. Please give me the opportunity of presiding when other interesting subjects are discussed"— મારું નામ જીવન, મૃત્યુ અને

અમૃતત્વ સાથે કેમ જોડાયું છે તે હું જાણતો નથી. કૃપા કરીને બીજા રસિક વિષયો ચર્ચાતા હોય ત્યારે મને પ્રમુખસ્થાન આપો."

કોલેજની 'સોશ્યલ ગેધરિંગ'માં પણ ધ્રુવસાહેબ ઉત્સાહપૂર્વક ભાગ લેતા. એને અંગે 'કોન્સર્ટ' ભજવવો હોય ત્યારે "જે ન હોય તે થવામાં જીવનની કલા રહેલી છે" એમ ઉત્તેજનના શબ્દો કહીને વિદ્યાર્થીઓને સ્ત્રીપાત્રોના પાઠ લેવા પોતે સમજાવતા અને સફળ થતા. નાટકશાળામાં 'રિહર્સલ' વખતે પણ ધ્રુવસાહેબ હાજર રહેતા અને પ્રસંગોપાત્ત સૂચનાઓ પણ કરતા.

કોલેજની 'ક્રિકેટ' ટીમના ધ્રુવસાહેબ કેટલોક સમય મંત્રી હતા. કોલેજ ગ્રાઉન્ડ ઉપર 'ક્રિકેટ મેચ' રમાતો હોય તેમાં ધ્રુવસાહેબની હાજરી હોય જ. એકવાર એક સદ્‌ગૃહસ્થ ધ્રુવસાહેબ સાથે 'તત્ત્વજ્ઞાન'ની ચર્ચા કરવા પરગામથી આવેલા, પરંતુ તે દિવસે 'ક્રિકેટ મૅચ' હોવાથી ધ્રુવસાહેબે એમને સંભળાવ્યું, "હું ક્રિકેટનો રસ જતો કરી તત્ત્વજ્ઞાનની ચર્ચા કરવા બિલકુલ ઇચ્છતો નથી." આમ ધ્રુવસાહેબને જીવનમાં અનેક ક્ષેત્રોમાં અપાર રસ હતો.

* * *

ધ્રુવસાહેબનો હાસ્યરસ ઉજ્જવલ, મધુર અને માર્મિક હતો. અમારા કોલેજના દિવસો દરમિયાન 'ગુજરાત સોશ્યલ કોન્ફરન્સ'ની બેઠક પ્રેમાભાઈ હોલમાં શ્રી. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયાના પ્રમુખપદે ભરાઈ હતી. સભામાં લાજ કાઢવાનો રિવાજ કાઢી નાંખવા વિશે ઠરાવ પસાર કરવામાં આવ્યો. ધ્રુવસાહેબે વિરામના સમયમાં પ્રમુખને કહ્યું, "નરસિંહરાવ, થોડીક પણ લાજ નહિ ?—किंचिदञ्चलसंवृतम्—?" નરસિંહરાવ ખડખડાટ હસી પડયા.

એક વાર રામાનુજનું 'શ્રીભાષ્ય' સમજાવતાં પેરેગ્રાફને અંતે 'इति उपशाम्यतु भवान्' એ વચન આવ્યું. એટલે અમારામાંથી એક જણથી કાંઈક ઊંચે સાદે બોલાઈ ગયું 'હવે ઠંડા પડો.' ધ્રુવસાહેબે બિલકુલ આંખનો ખૂણો લાલ કર્યા વગર હસીને શબ્દો પાછા વાળ્યા, "'ઠંડા પડો' એમ જ મેં ભાષાન્તર કર્યું છે." ધ્રુવસાહેબે 'શ્રીભાષ્ય'નું બે વિભાગમાં ગુજરાતીમાં ભાષાન્તર કર્યું છે.

એક સવારમાં 'પરિમલ સોસાયટી'માં ધ્રુવસાહેબને ત્યાં હું બહારની પરસાળમાં એમની પાસે બેસીને વાત કરતો હતો ત્યાં બહારના રસ્તા ઉપર કોઈ ખેડૂત સ્ત્રીપુરુષ તકરાર કરતાં એક બીજાની પાછળ ચાલી આગળ જતાં હતાં. ધ્રુવસાહેબે એકાએક વાત બંધ રખાવી મને કહ્યું, "મિ. ત્રિવેદી, આ એકબીજા સામસામા તો થતાં નથી ને ?" મેં હસતાં હસતાં કહ્યું, "ના, જી." "ત્યારે તો હરકત નહિ," એમ કહી પોતે પણ સ્મિત કર્યું.

આજથી સાડાત્રણેક વર્ષ ઉપર નાદુરસ્ત તબિયત છતાં મારા ખાસ આગ્રહથી ધ્રુવસાહેબ મારી શાળામાં પધાર્યા. મારું શિક્ષકમંડળ અને હું એમનું સ્વાગત કરતા હતા. પોતે મોટરમાંથી નીચે ઊતરીને શાળાની અંદરના ભાગમાં જ્યારે આવતા હતા, ત્યારે એમના જમણા હાથને મેં

સહેજ ટેકો આપ્યો હતો અને ડાબા હાથને ભાઈ મધુસૂદન મોદીએ ટેકો આપ્યો હતો. ધ્રુવસાહેબે મંદ મંદ સ્મિત કરી મજાક કરી, 'આ લોકો (સામે ટેબલની આસપાસ બેઠેલા કેટલાક શિક્ષકભાઇઓ) એમ ધારશે કે તમે કોઈ કેદીને બે હાથે પકડીને લાવ્યા છો." અમે લગભગ હાથ છોડી દીધા અને ખડખડ હસી પડયા.

એકવાર સરદારજી શ્રી. ગુરુમુખસિંહજી અને હું ધ્રુવસાહેબના ખાટલા પાસે બેઠા હતા, ત્યારે બનારસની અને બીજી અનેક વાતો કરતાં સરદારજીએ ધ્રુવસાહેબની સંમોહક (bewitching) આંખો વિશે વાત કાઢી. ધ્રુવસાહેબે કહ્યું કે, "સદ્દગત પ્રિન્સિપલ ગિદવાણીએ મારી આંખો 'bewitching' છે એમ મને કહ્યું ત્યાર પછી તો મેં દર્પણમાં પણ જોયું! પણ મને તો એમાંનું કાંઈ જ માલૂમ પડયું નહિ." એમ કહી અમને હસાવ્યા.

* * *

અમારા અભ્યાસકાળ દરમિયાન અમને આચાર્યશ્રી આનન્દશંકરભાઈનો અને મહાત્મા ગાંધીનો એમ બેવડો લાભ મળ્યો હતો. ૧૯૧૫ અને ૧૬ ની સાલમાં ગાંધીજી શ્રીયુત જીવણલાલ બૅરિસ્ટરના કોચરબના બંગલામાં જ્યારે આશ્રમ સ્થાપી રહેતા હતા, ત્યારે અમે કેટલાક વિદ્યાર્થીઓ ગાંધીજી પાસે વારંવાર જતા અને ઘણા પ્રશ્નો એમને પૂછતા. ખાસ કરીને અહિંસાના વિષયમાં અમે ધ્રુવસાહેબનું દૃષ્ટિબિંદુ ગાંધીજી પાસે રજૂ કરતા અને ગાંધીજીના સિદ્ધાન્ત ધ્રુવસાહેબને સંભળાવતા. એક પ્રસંગે 'ભગવદ્ગીતા'નું પુનરાવર્તન ધ્રુવસાહેબે આરંભ્યું કે તુરત જ મેં વર્ગમાં પ્રશ્ન પૂછ્યો "Sir, how can killing be a duty?" અર્થાત્ "હિંસા ધર્મ કેમ થાય?" ધ્રુવસાહેબે જે વિગતવાર ઉત્તર આપ્યો તે અદ્યાપિ હૃદયમાં અને મગજમાં ગુંજે છે અને નીચે પ્રમાણે શબ્દોમાં ગોઠવાય છે:

"આપણા પ્રાચીન શાસ્ત્રકારોએ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, એવા જનસમાજના ચાર વર્ણો પાડયા છે, જે એના વિશાળ અર્થમાં સમગ્ર જગતના સર્વદેશના અને સર્વકાળના જનસમાજને લાગુ પડે છે. આ ચારે વર્ણો સ્વાભાવિક નિયમને અનુસરીને જ જનસમાજમાં ઉત્પન્ન થાય છે અને એમાંનો પ્રત્યેક વર્ણ અખિલ જનમંડલના હિત માટે જરૂરનો છે. તદનુસાર પ્રજાના રક્ષણ માટે ક્ષત્રિયને યુદ્ધ આવશ્યક અને ધર્મ્ય બને છે અને તેથી યુદ્ધની હિંસા પણ અનિવાર્ય બને છે. ધર્મ્યયુદ્ધ કરતાં વધારે કલ્યાણકારી વસ્તુ ક્ષત્રિય માટે બીજી કશી જ નથી એવો ઉપદેશ શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને આપ્યો છે. પરંતુ ધર્મયુદ્ધનો અધિકારી અર્જુન પણ કેવી ઉમદા વૃત્તિઓવાળો છે તે જુઓ! એને વિજયની આકાંક્ષા નથી, એને રાજ્ય જોઈતું નથી, એને સુખની પણ દરકાર નથી. અરે! એને આપણી પૃથ્વીનું તો શું પણ ત્રણે લોકનું રાજ્ય મળે, તોપણ એ ગુરુજનો અને વડીલો સામે યુદ્ધ કરવા તૈયાર નથી. લોહીથી ખરડેલા ભોગ ભોગવવા કરતાં તો ભીખ માગીને ખાવું એને વધારે સારું લાગે છે. ગીતાના ઉપદેશનો અધિકારી યુધિષ્ઠિર જેવો દેવ (angel) નથી કે દુઃશાસનના રુધિરનું પાન કરતો ક્ષણવાર નરપશુ (brute) બને એવો ભીમ પણ નથી; પરંતુ સાચો નર—સાચો મનનશીલ મનુષ્ય—અર્જુન જ પ્રભુના ઉપદેશનો અધિકારી છે.

વળી સ્મરણમાં રાખો કે શ્રીકૃષ્ણે પાંડવો તરફથી માત્ર પાંચ ગામડાં માગ્યાં તથાપિ દુર્યોધને સમાધાન ન કર્યું અને સોઇની અણી જેટલી પૃથ્વી આપવાની પણ ના કહી. ત્યારે જ યુદ્ધ અનિવાર્ય બન્યું. આવે પ્રસંગે જો સાચો ક્ષત્રિય બ્રાહ્મણધર્મની અહિંસા સ્વીકારે અને પ્રજાનું રક્ષણ ન કરે તો એ અધર્મનું આચરણ કરે છે. એવા ક્ષત્રિયની અહિંસા એ ગુણ નથી પણ દોષ છે.

વળી એ પણ સ્મરણમાં રાખો કે પ્રત્યેક એકાન્તિક આદર્શ (every single ideal) લાભને બદલે જનસમાજને હાનિકારક છે. જો પ્રજા એકસૂરે ચઢી જાય અર્થાત્ સમાજના બધા જ મનુષ્યો વૈશ્યો—વેપારીઓ બને અથવા બધા જ લડવૈયા ક્ષત્રિયો બને તો જનસમાજને પરમ હાનિ થાય. વળી, મને ખાસ ઉદ્દેશીને કહ્યું: 'Take your splendid ideal of spiritualism'—તમારી દેદીપ્યમાન આધ્યાત્મિક ભાવના જ લો. કોઈ એક જનસમાજમાં સર્વે અહિંસાવાદી બ્રાહ્મણો બને તો જનમંડલનું અસ્તિત્વ અપાર જોખમમાં આવી પડે. જુઓ! જર્મનીમાં (એ વખતે ૧૯૧૪–૧૮ નું યુદ્ધ ચાલતું હતું.) એના અધ્યાપકો—એના બ્રાહ્મણો—પણ એકસૂરે ચઢી ગયા છે. આજે ચારે વર્ણો ત્યાં યુદ્ધમાં ઝઝૂમે છે!'

* * *

અવસાન પહેલાં એક વર્ષ ઉપર પૂર્વોક્ત પ્રશ્ન સાથે નિકટ રીતે સંકળાયેલો એવો બીજો પ્રશ્ન મેં ધ્રુવસાહેબને પૂછ્યો: "પરમ જીવન—Ultimate state of Existence—ની અવસ્થામાં પણ વિરોધની સ્થિતિ તો ખરી જ ને?"

ધ્રુવસાહેબે ઉત્તર આપ્યો: "વિરોધની સ્થિતિ એ જ Rock–bottom truth."

ત્યાર પછી જે વાતચીત ચાલી તેનો સંગૃહીત સ્મૃતિસાર નીચે પ્રમાણે છે:

સત્ત્વગુણ એ રજોગુણ અને તમોગુણ કરતાં બેશક ચઢિયાતો છે. પરંતુ નિર્ગુણની અવસ્થા અર્થાત્ ગુણાતીતની સ્થિતિ સર્વથી ચઢિયાતી છે. અહિંસા એ સત્ત્વગુણની અવસ્થા છે. પરંતુ એ પણ એક extremeની—એક છેડાની—જ અવસ્થા છે.

પાંડવોએ દુર્યોધન પાસે પાંચ ગામડાં માગ્યાં. એટલે સુધી આત્મત્યાગ કરી સમાધાન કરવા પ્રયત્ન કર્યો. છેવટની આટલી નાની હદ બાંધી, પરંતુ એ હદથી તેઓ આગળ જઈ શક્યા નહિ. આત્મત્યાગની પણ સીમા હોય છે. એ સીમાનું ઉલ્લંઘન મનુષ્ય કરી શકતો નથી. કહો કે એ થઈ શકતું નથી એટલે યુદ્ધ આવે છે. આવું યુદ્ધ આવશ્યક અને ધર્મ્ય બને છે.

વિરોધોના સમન્વયની અવસ્થા એ પરમ અવસ્થા. એ જ ઊંચામાં ઊંચી સ્થિતિ. સસલું, વરુ, બકરું અને વાઘઃ એ પ્રકૃતિની સ્થિતિ; પરંતુ એ સર્વ એકસાથે રહી શકે એવી સ્થિતિ ઉત્પન્ન કરવી એમાં કલા રહેલી છે. આ ઊંચી સ્થિતિ ઉત્પન્ન કરવા માટે કેટલીક વાર હિંસા અનિવાર્ય બને છે. અમુક હદ પછી અહિંસા એ ગુણ બની શકતી નથી, એ સ્મરણમાં રાખવા જેવું છે.

પ્રકૃતિની અવસ્થામાં કલહ—struggle for existence—છે; નીતિની અવસ્થામાં સત્ત્વગુણનું પ્રાધાન્ય છે; પરંતુ ગુણાતીત અવસ્થામાં બંને વિરોધો ખરા પરંતુ ડંખ વગરની સ્થિતિ.

એમાં બંને વિરોધોની પરસ્પર ઉપકારક સ્થિતિ છે. આ દ્વન્દ્વાતીત અવસ્થા એ જ 'નિર્વૈરની સ્થિતિ,' જેમાં જગતના વિરોધો કાયમ રહે અર્થાત્ ઈશ્વરસૃષ્ટિ કાયમ રહે પરંતુ જીવસૃષ્ટિને વિરોધ ન રહે. આ જ અર્થમાં 'अहं ब्रह्मास्मि', 'तत्त्वमसि', सर्वं खल्विदं ब्रह्म' ઇત્યાદિ વેદાન્તવાક્યોમાં વર્ણવેલા પરમ જીવનનો જીવને સાક્ષાત્કાર થાય છે.

*　　　*　　　*

ધ્રુવસાહેબ પરમાત્માની વિશાળતાને સર્વત્ર અનુભવનાર પરમ બ્રાહ્મણ હતા. એમનામાં ઇન્દ્રિયજય અને મનોજય ઉપરાંત અપાર આત્મતૃપ્તિ હતી. 'आत्मतृप्तस्य का स्पृहा' એ વચન એમના મુખમાંથી કવચિત્ પણ પરમ દૃઢતાપૂર્વક નીકળી જતું. કોઈકવાર એ વિશે વિવેચન પણ કરતાઃ "ગોદનાં પડ ઉપરનાં છે. એની પાછળ જે આત્માનું બળ છે તે જ સાચું છે. આપણી નાની નાની ઇચ્છાઓને દિવ્ય પ્રેમ—Divine Love—રૂપી મહેચ્છામાં સમાવવાની છે. આત્મતૃપ્તિ એ મહાન કામ છે, જેમાં સર્વ નાના કામ સમાપ્ત થાય છે. એ મહા પ્રેમમાં સર્વ નાના પ્રેમ સમાઈ જાય છે. આત્માને સહુ કરતાં ઊંચા સ્થાને મૂકવાનો છે." આ જ 'Transvaluation of all values' યાને મૂલ્યપરિવર્તન.

ધ્રુવસાહેબના આત્માની વિશાળતાનાં અનેક ઉદાહરણો મારી સ્મૃતિમાં કોતરાયેલાં છે. મારા કૉલેજના દિવસોથી માંડીને એમના કૈલાસવાસ સુધીના અનેક પ્રસંગોનાં સ્મરણો ઉભરાઈ આવે છે. માત્ર થોડાં જ સ્મરણો ટાંકીશઃ

આજથી ઘણાં વર્ષ પહેલાં કાંગડાના મારા એક ગરીબ અને લગભગ અભણ મિત્રને ધ્રુવસાહેબને મળવાનું બહુ મન હતું. એ મિત્રને વેદાન્તનો બહુ શોખ હતો. એઓ આકાશેઠની કૂવાની પોળમાં ધ્રુવસાહેબને મળવા ગયા. ઘણું કરીને ધ્રુવભાઈ બહુ માંદા હતા. મંદવાડની પથારી પાસેથી ઊઠીને એ મિત્રની જિજ્ઞાસા તૃપ્ત કરવા ધ્રુવસાહેબે લગભગ પોતાનો અમૂલ્ય પોણો કલાક આપ્યો. એ મિત્ર જ્યારે કાંગડા પાછા આવી મને મળ્યા ત્યારે અપાર સંતોષથી મને ધ્રુવસાહેબ સાથે થયેલી વાતચીત એમણે કહી. "નિત્ય શુ અને અનિત્ય શુ એનો વિવેક કરવામાં એટલે કે 'સાધનચતુષ્ટય'માંનું પહેલું જ સાધન સિદ્ધ કરવામાં આપણું આ જીવન પૂરતું નથી; બીજાં ત્રણ સાધનોની તો વાત જ ક્યાં?" એ ધ્રુવસાહેબના કહેવાનો સાર મને એમણે કહી સંભળાવ્યો.

એક બીજા મિત્રને પણ ધ્રુવસાહેબને મળવાની આકાંક્ષા હતી. એઓ 'ઇન્ટરમિજિયેટ આર્ટ્સ' સુધી પહોંચેલા હતા અને જિજ્ઞાસુ અને સાહસિક હતા.

ગોલ્ડસ્મિથની પેઠે પગે ચાલીને જગતની મુસાફરી કરવાની એમને તીવ્ર અભિલાષા હતી. એ ન બને તો હિન્દુસ્તાનની પગપાળા મુસાફરી કરવી. અને એ પણ ન બને તો રેલ્વેગાડીમાં બેસીને પણ આપણા દેશનાં સુપ્રસિદ્ધ યાત્રા અને વિદ્યાનાં ધામો જોવાં. એ અનુસાર એ મારી પાસે સને ૧૯૧૯ની સાલમાં સિદ્ધપુર આવ્યા, અને ધ્રુવસાહેબ ઉપર ભલામણપત્ર માટે માંગણી કરી. "ધ્રુવસાહેબ ઉપર ભલામણ હોય જ નહિ; તમે એમની પાસે જશો એટલે તમે

એમને ઓળખશો," આમ મેં એમને કહ્યું અને એ બનારસ ગયા. મારા મિત્ર જ્યારે હિન્દુ યુનિવર્સિટીમાં ધ્રુવસાહેબની ઓફિસમાં ગયા ત્યારે ધ્રુવસાહેબે એમને આદરપૂર્વક પોતાની પાસે બેસાડ્યા અને થોડુંક લખાણ કરતા હતા તે પૂરું થયે વાતચીત કરીશુ એમ પોતે જણાવ્યું. દરમિયાન બે ક્રિશ્ચિયન ક્લાર્ક ઊંચે સાદે બોલતા તકરાર કરતા ઓફિસમા ધસી આવ્યા. એમાંનો એક ક્રોધથી લગભગ ગાંડા જેવો બનીને ધ્રુવસાહેબ સામે ઊભો રહ્યો અને બોલ્યો, "Sir, this man (બીજો ક્લાર્ક) is harassing me like anything"

ધ્રુવસાહેબે ઊંચુ કે સામું જોયા વગર જ કાંઈક ઉદાસીનતાથી કહ્યુ, "Forgive him." પેલા ક્લાર્કે ટકોર કરી, "Sir, I have forgiven him seven times" તત્કાલ ધ્રુવસાહેબે એ ક્લાર્ક સામે દૃષ્ટિ ઠરાવી અને ગભીર અને અસરકારક વાણીમા કહ્યું, "But I say unto you, seven times seven" આ ચુકાદો સાભળીને બને ક્રિશ્ચિયન ક્લાર્ક ઠરી ગયા અને ધ્રુવસાહેબને નમન કરી પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા.

મારા મિત્રે પણ ધ્રુવસાહેબની રજા માગી ધ્રુવસાહેબે કહ્યું, 'જરા થોભો, હું હમણાં જ પૂરું કરુ છુ.' પરંતુ મારા મિત્રે પરમ ઉપકારવૃત્તિથી ઉત્તર વાળ્યો, "સાહેબ, આ થોડીક ક્ષણોમા મેં જે જોયુ અને સાભળ્યુ તેનું હું મનન કરુ તોપણ મારુ જીવન સાર્થક થાય તેમ છે. આપની આટલી કૃપા થઈ એ મારે મન બહુ છે. હું આપનો ઋણી છુ" આટલુ કહી મારા મિત્રે પ્રણામ કરી વિદાય લીધી.

બનારસથી નિવૃત્ત થઈને અત્રે આવ્યા બાદ કેવા સજોગોમા બનારસ છોડવાનો પોતે તત્કાલ નિર્ણય કર્યો એ હકીકત મને એમણે જણાવી હતી બનારસ છોડ્યા પહેલા છેલ્લા કેટલાક વર્ષો થયા પંડિત માલવીયજીને સાથી છૂટા કરવા માટે ધ્રુવસાહેબ વારંવાર વિનતી કરતા પરતુ પોતે નિવૃત્ત થયા પછી ધ્રુવસાહેબ યુનિવર્સિટી છોડે એમ પંડિતજી ઉત્તર વાળતા છેવટે ચાલુ વર્ષ કરતા વધુ ન રહેવુ એવા નિર્ણય ઉપર ધ્રુવસાહેબ મનથી આવ્યા હતા દરમિયાન એક અણધાર્યો બનાવ બન્યો ધ્રુવસાહેબે 'ત્રિરગી વાવટા' વિશે બનારસ શહેરમા હિદીમા એક ભાષણ આપ્યુ રિપોર્ટરે સમજવામા ભૂલ કરી અને ધ્રુવસાહેબ બોલ્યા હતા તેના કરતા જુદા રિપોર્ટની સરકારને જાણ કરી પરિણામે બનારસ યુનિવર્સિટીની ગ્રાન્ટ અટકી, અને ધ્રુવસાહેબના ભાષણ વિશે જે ગેરસમજૂતી થઈ હતી તે વિશે પડિતજી ઉપર ચૅન્સેલરનો પત્ર આવ્યો પડિતજીએ ધ્રુવસાહેબને વાત કરી ધ્રુવસાહેબે એ પ્રસંગને વધાવી લીધો અને પડિતજીને કહ્યું, "કોઈ પણ એક મનુષ્ય યુનિવર્સિટી કરતા વધારે અગત્ય ધરાવી શકે નહિ ઘણા વખત થયા હું અહીંથી નિવૃત્ત થવા ઉત્સુક છુ યુનિવર્સિટી છોડવાનો મારે માટે આ શુભ અવસર આવ્યો છે, એમ હું માનું છુ" આ વચન સાભળીને પડિતજીના નેત્રામાથી અશ્રુધારા વહેવા માડી ગદ્‌ગદ કઠે પડિતજી બોલ્યા, "ધ્રુવજી, મારા ગયા પહેલા તમે ન જાઓ છેવટે આપણે બને સાથે છોડશુ" પરતુ ધ્રુવસાહેબ આ પ્રસગે તો કૃતનિશ્ચય થયા હતા પડિતજીના દુખથી પોતે દુખી થયા પણ બનારસ છોડ્યુ. બનારસ છોડતી વખતે સમગ્ર યુનિવર્સિટીએ ધ્રુવસાહેબ પ્રત્યે જે અપાર

પ્રેમ વ્યક્ત કર્યો તે વિશે આ સંગ્રહમાં અન્ય સદ્‌ગૃહસ્થોએ વિસ્તારથી વર્ણન કર્યું છે.

ધ્રુવસાહેબે ધાર્યું હોત તો બનેલી ગેરસમજણુ પોતે દૂર કરી શકત. પરંતુ ધ્રુવસાહેબનાં જીવનનાં મૂલ્યો જુદાં હતાં. પોતાનું વક્તવ્ય સરકારને કે કોઈને પણ સમજાવવાની એમને લેશ પણ અપેક્ષા જણાઈ નહિ. તેમજ યુનિવર્સિટીમાં પોતાના સ્થાનને એક ક્ષણુ પણ વિશેષ વળગી રહેવાની એમને બિલકુલ ઇચ્છા નહોતી.

આવા બીજા પ્રસંગો પણ ધ્રુવસાહેબના જીવનમાં આવ્યા હતા અને તે સર્વમાં એમણે અદ્‌ભુત આત્મમાન સાચવ્યું હતું.

* * *

બનારસની એક બીજી હકીકત જે ધ્રુવસાહેબે મને કહી હતી તેનું પણ નિરૂપણ અત્રે કરું છું. સર રાધાકૃષ્ણુનને વાઇસચૅન્સેલરના પદે નિયુક્ત કરવા યુનિવર્સિટી કાઉન્સિલમાં એકમત નહોતો. ધ્રુવસાહેબ છેલ્લીવાર બનારસ ગયા ત્યારે એ ચર્ચા ચાલતી હતી. એ ચર્ચામાં ધ્રુવસાહેબે ભાગ લીધો અને રાધાકૃષ્ણુનના સત્ય ગુણો કાઉન્સિલના સર્વસભ્યોને ખાતરી કરાવે તેવી વાણીમાં વર્ણવ્યા. ધ્રુવસાહેબે છેવટે કહ્યું, "રાધાકૃષ્ણુન આપણા દેશનું પરમ ભૂષણુ છે અને પરદેશમાં આપણી સંસ્કૃતિના એક 'outpost'—છે. એવા પુરુષને નીમીને આપણે પોતાની જાતને જ માન આપીએ છીએ." કાઉન્સિલે સર રાધાકૃષ્ણુનની નિમણૂક સર્વાનુમતે કરી.

* * *

ધ્રુવસાહેબનાં જીવનનાં છેલ્લાં છસાત વર્ષમાં હું એમના વધારે નિકટ સંબન્ધમાં આવ્યો હતો એમ કહું તો અત્યુક્તિ નથી. એ સમય દરમિયાન પોતાના જીવનની તેમ જ અન્ય વિષયોની અનેક બીનાઓ એમણે મને જણાવી છે. કેટલીક વાર હું એમની પાસે બેત્રણ કલાક બેસતો અને કોઈ કોઈ વાર સાથે ફરવા પણ જતો. આ સર્વકાલ દરમિયાન હું અનેક પ્રશ્નો પૂછતો અને એમની પાસેથી અનેક સમાધાનો સાંભળતો. એમની કૃપાને લીધે જ આ સર્વ બની શકયું.

એકવાર ધ્રુવસાહેબે મને કહ્યું, "ત્રિવેદી, મને પ્રભુએ સર્વ વાતે સુખી રાખ્યો છે—માત્ર એક અપવાદ (પત્નીની હયાતી) સિવાય—પરંતુ એ પ્રસંગથી હું મારી ધાર્મિક વૃત્તિને આગળ પાડી શક્યો." પત્નીના પરલોકવાસ પછી ધ્રુવસાહેબે ધર્મગ્રન્થોનું પરિશીલન બહુ વધારી દીધું હતું એ હકીકત હું જાણતો હતો એટલે એ અપવાદ અને એ ધાર્મિકવૃત્તિનો વિકાસ ઇત્યાદિ હું સમજ્યો હતો. "અલબત્ત, મારા જીવનમાં worries યાને ચિંતાઓ નહોતી એમ નહિ, પરંતુ મારામાં peace of mind—ચિત્તની શાન્તિ ખરી એટલે એ સર્વ હું સારી રીતે સહન કરી શક્યો. કેટલાક કહે છે કે મેં બહુ વાંચ્યું અને જ્ઞાન મેળવ્યું. પરંતુ એમાં ખાસ આશ્ચર્ય જેવું કાંઈ જ નથી. હું સાધનસંપન્ન રહ્યો એટલે મેં સારાં સ્વાસ્થ્ય અને આરામના સમયનો વાચનમાં ઉપયોગ કર્યો. હા, ઉપયોગ કર્યો એટલો ગુણુ કહેવાય. બાકી તો ઘણાયને ભારે જિજ્ઞાસા હોય છે, પરંતુ સાધનના અભાવે બની શકતું નથી." એક બીજા પ્રસંગે મને ધ્રુવસાહેબે કહ્યું, "મારાં માતુશ્રીની

ઇચ્છા મારે એકવાર ફરી લગ્ન કરવાં એવી ખરી. એક વખત ગોવર્ધનભાઈ (ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી) મારે ત્યાં હતા ત્યારે માતુશ્રીએ એ વાત કાઢી. પરંતુ ગોવર્ધનભાઈ સમજુ હોવાથી એમણે મારી પાસે એ વાત બિલકુલ કરી નહિ; પણ માતુશ્રીને એક બીજી વાત કહી સંભળાવી. ગોવર્ધનભાઈએ કહ્યું, "એક વિધુર મને લગ્ન કરવું કે નહિ તે સંબન્ધી સલાહ પૂછવા આવ્યા. મેં તુરત જ એવી સલાહ આપી કે એમણે રસ્તામાં લગ્ન નક્કી કરીને પછી જ ઘેર જવું. પરંતુ ભાઈ (ધ્રુવસાહેબ) જેવાને આપણાથી કેમ કાંઈ કહેવાય!"

થોડાક વર્ષ પહેલાં કાંગડી ગુરુકુળના આચાર્ય રામદેવજીનું ભાષણ અત્રેના લલ્લુભાઈ કરસનદાસ હોલમાં હતું. ધ્રુવસાહેબ પ્રમુખ હતા. હું પણ ધ્રુવસાહેબના ઘેરથી એમની સાથે થયો. હોલમાં પ્રવેશ કર્યા પહેલાં ધ્રુવસાહેબે મને ગેલેરીમાંથી ચોકના છેડે એક નાની જગ્યા બતાવી અને કહ્યું, "પ્રથમ ત્યાં પતરાંની ઓરડીઓ હતી. હું કૉલેજમાં હતો ત્યારે એક પ્રસિદ્ધ ન્યાયાચાર્ય અત્રે આવ્યા હતા. એમની પાસે બેસીને દિવસના સાતઆઠ કલાક ઉનાળાના પ્રખર તાપમાં પણ મહિનાઓ સુધી મેં ન્યાયનું અધ્યયન કર્યું છે. હિંદુસ્તાનમાં મારું 'અસાધારણ સ્થાન'— unique position–છે તેનો યશ આવા ગુરુઓને છે. જ્ઞાન માટે મેં આવી તપશ્ચર્યા કરી છે." ભાષણ સમાપ્ત થયા પછી હોલમાંથી ઘેર પાછા વળતાં ધ્રુવસાહેબે મને પૂછ્યું, "પેલા એક બહેને પોતાના ભાષણમાં 'ढोर गमार शूद्र अरु नारी ए सब ताडनके अधिकारी' એ તુલસીદાસજીની ઉક્તિ ટાંકી અને સ્ત્રીજાતિની દયા ખાધી તે વિશે તમને કેમ લાગ્યું?" મેં કહ્યું, "ગાંધીજીએ તો એ ઉક્તિને ક્ષેપક ગણી છે." ધ્રુવસાહેબે તુરત જ ઉત્તર વાળ્યો, "મારી સમઝણ જુદી છે. આપણા મધ્યકાલીન સમાજમાં સ્ત્રીજાતિમાં ઘોર અજ્ઞાન પ્રવર્તતું હતું. આપણી અજ્ઞાન સ્ત્રીઓ બાવા-જતિઓ પાસે જ્ઞાન મેળવવાની હોંશ રાખતી. પરંતુ આ બાવા–સાધુઓએ એમના સમર્થ ગુરુઓના ઉપદેશને અનુસરીને સ્ત્રીનો સંસર્ગ સેવ્યો નહિ અને ઉપદેશ અર્થે પોતાના આવાસમાં સ્ત્રીઓ પ્રવેશ કરે તોપણ ઉદ્ધત તિરસ્કારપૂર્વક એ તેમને કાઢી મૂકતા. બાવાઓના આવા આકરા વલણથી આપણો સંસાર મલિનતામાંથી ઊગરી ગયો છે. આ બાવા–સાધુઓએ સ્ત્રીઓનાં રૂપગુણની ખુશામત ન કરી એ આપણા સમાજને એમની નાનીસૂની સેવા નથી. આપણે આપણા પહેલાંના થોડાક સૈકાઓનો ઇતિહાસ બરાબર જાણવો જોઇએ અને સમજવો જોઈએ."

ધ્રુવસાહેબનું હૃદય બહુ જ કુટુમ્બવત્સલ હતું. આજથી દશેક વર્ષ ઉપર એમણે એકવાર મને વાતમાં કહ્યું, "મારા પિતાશ્રીની ઉમર જોતાં મારે પણ દશેક વર્ષ જીવવાનું છે એમ સામાન્ય રીતે કહી શકાય. એ સમયમાં મારા ચિરંજીવીઓ સાથે મારે રહેવું છે. એમને મેં પાલણામાંથી ઉછેર્યાં છે. પંડિત માલવીયજીને પણ મને ત્યાંથી છૂટો કરવાનું મેં જણાવ્યું છે. હવે તો હું અને મારો પ્રભુ અને પુત્રોનો સહવાસ. માણસે સાઠ વર્ષે નિવૃત્ત થઈ જવું જોઇએ. એમ કરવાનો એને અધિકાર પણ પ્રાપ્ત થાય છે." એક પ્રસંગે મારી શાળાનું છાપેલું મેગેઝિન મેં ધ્રુવસાહેબના હાથમાં મૂક્યુ અને એમણે ધીમે ધીમે પાનાં ફેરવવા માંડ્યાં. એટલામાં 'બહેન ગઈ' એવા શીર્ષક નીચે એક વિદ્યાર્થીના લેખ ઉપર પોતે નજર ઠરાવી. એ લેખ વાંચ્યા પછી મને કહ્યું,

" હું અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં ભણતો હતો ત્યારે જનુભાઈની બા—મારી બહેન—પણ ગઈ ! એનો અંતકાળ હતો એ વખતે હું પૂજા કરતો હતો. તે ઉમરના મારા જ્ઞાન પ્રમાણે મનમાં કેટલીક વહેમી માન્યતાઓ ખરી. એટલે હું એમ માનતો હતો કે મારી પૂજા પૂરી થયા પહેલાં મારી બહેન જશે નહિ. પરંતુ મારા પિતાશ્રી બહેનની આખર અવસ્થા આવી પહોંચી છે એમ સમજી ગયા અને એને દેવઘર પાસે નીચે ઉતારવાની પોતે તજવીજ કરવા માંડી. અવસાન પહેલાં થોડાક વખતે એના બંને પુત્રોને—જનુભાઈ અને લીનુભાઇને—એ મને ભળાવતી ગઈ."

કુટુમ્બવાત્સલ્યનો એક અધિક પ્રસંગ મને કહેલો સ્મરણમાં આવે છે. પિતાશ્રીના અવસાન પછી ધ્રુવસાહેબ તુરત જ માંદા પડ્યા. એમના મામા અમૃતરાય મેઠ બહુ ડાહ્યા પુરુષ હતા. એમણે સ્નાન અને શ્રાદ્ધ વગેરેના રિવાજને બહુ મહત્ત્વ ન આપતાં ધ્રુવસાહેબની તબિયત સચવાય તે તરફ પૂરતું લક્ષ આપ્યું. પરિણામે પિતાશ્રીની શ્રાદ્ધાદિ ઉત્તરક્રિયા જનુભાઈએ કરી. "આ રીતે જનુભાઈને મારા ભાણેજ ઉપરાંત મારા નાનાભાઈ તરીકે પણ હું ગણું છું," એમ પોતે મને કહ્યું.

* * *

ધ્રુવસાહેબની સ્વદેશભક્તિ નક્કર હતી. હિન્દહિતચિન્તન એમના જીવનનો પ્રધાન વ્યવસાય હતો અને 'વસન્ત'માંના 'હિન્દહિતચિન્તક'ની સહીથી અને પોતાની સહીથી લખેલા અનેક લેખો એમની ઉજ્જવલ સ્વદેશપ્રીતિનાં જ્વલંત ઉદાહરણો છે. અવસાન પહેલાંનાં છેલ્લાં બે વર્ષમાં પણ માંદગીને બિછાને સૂતા સૂતા દેશહિતના અનેક પ્રશ્નો શક્તિ ક્ષીણ થતી હતી તથાપિ પોતે ચર્ચતા અને રસપૂર્વક સાંભળતા. વર્તમાન યુદ્ધ સંબન્ધી પણ વારંવાર અવલોકન કરતા અને આપણા દેશ ઉપર એની શી અસર થશે એની ચિન્તા વ્યક્ત કરતા. તા. ૬–૧૧–૪૦ ના રોજ મુંબાઇથી મારા ઉપર લખેલા એક પત્રમાં પોતે લખે છે કે "વર્તમાન યુદ્ધનો પ્રધાન સૂર સૂક્ષ્મતાથી સાંભળવા જેટલી આપણી શ્રવણેન્દ્રિય કેળવાઈ નથી ? . . . મને હજી હિન્દુસ્તાનની ચિન્તા રહે છે."

આ વિચારના અનુસંધાનમાં પોતે આવા અર્થનું કહેતા કે આ આખું સુધરેલું જગત યુદ્ધરૂપી સળગતા જ્વાળામુખીઓના વિનાશક મુખોમાં સપડાયું છે ! એ ફાટેલા પહાડોની જ્વાળાઓ ફેલાતી ફેલાતી હિન્દુસ્તાનની સીમા સુધી પહોંચી ગઈ છે અને આપણે ઊભા છીએ તે ભૂમિની આસપાસ પણ એ ફરી વળે તો જરા પણ આશ્ચર્ય નથી. એકવાર મેં પ્રશ્ન કર્યો, "કદાચ હિન્દુસ્તાન આ યુદ્ધરૂપી દાવાનળમાંથી બચી જાય તો હિંદુસ્તાનને ખાતર બીજું યુદ્ધ ભવિષ્યમાં લડાય એમ આપને લાગે છે ?" ધ્રુવસાહેબે ઉત્તરમાં કહ્યું, "એમ થાય તો સહેજે નવાઈ પામવા જેવું નહિ." હિન્દુસ્તાનની ચિન્તા ધ્રુવસાહેબને જીવનના છેલ્લા દિવસો સુધી હતી.

* * *

ગાંધીજી પ્રત્યે ધ્રુવસાહેબનો અપાર પ્રેમ એમની વાતચીતમાં વારંવાર જણાઇ આવતો. પોતે બનારસથી નિવૃત્ત થઈને અમદાવાદ આવ્યા ત્યારપછી ગાંધીજીએ હરિજનપ્રવૃત્તિમાં સક્રિય ભાગ

લેવા ધ્રુવસાહેબને પત્રદ્વારા જણાવ્યું. એ પત્રમાં ધ્રુવસાહેબે જીવનમાં અનેક સિદ્ધિઓ મેળવી છે એનો ઉલ્લેખ હતો. અને હરિજનોને ઉપદેશ આપવાનું કાર્ય ધ્રુવસાહેબ કરે તો 'મારું એ કાર્ય સફળ થઈ જાય' એમ ગાંધીજીએ લખ્યું હતું. આ પત્રનો સાર ધ્રુવસાહેબે મને કહી સંભળાવ્યો, અને પોતે ગાંધીજીને જે ઉત્તર લખ્યો તેનો સાર પણ મને કહ્યો. એ ઉત્તરમાં આ પ્રમાણે હતું: "આપ મને ઓળખો છો તેના કરતાં હું મારી જાતને વધારે જાણું છું. હું તો માત્ર લેખક છું; વક્તા નથી. એ કાર્યને માટે પંડિત માલવીયજી જેવાની યોગ્યતા ગણાય, મારા જેવાની નહિ." ગાંધીજી પ્રત્યે સંપૂર્ણ માન અને પ્રેમ છતાં ધ્રુવસાહેબનું આત્મભાન એટલું સબળ હતું, કે હૃદયથી બુદ્ધિ માને તો જ કોઈ પણ કાર્ય પોતે હાથ ઉપર લેતા. કીર્તિની તો એમણે જીવનમાં કદાપિ દરકાર કરી નહોતી.

પોતાના જીવનનાં છેલ્લાં પચ્ચીસ વર્ષ દરમિયાન ગાંધીજીની પ્રત્યેક પ્રવૃત્તિ સાથે ધ્રુવસાહેબે પરમ સહાનુભૂતિ રાખવા પ્રયત્ન કરેલ છે. ગાંધીજીની 'હરિજનપ્રવૃત્તિ' સાથે ધ્રુવસાહેબે જે પરમ સદ્ભાવ દર્શાવ્યો છે, તેનાં ઉદાહરણોમાં 'શાસ્ત્રાર્થ' ઉપર 'વસન્ત' અને 'Young India'માં પ્રસિદ્ધ થયેલો એમનો લેખ અને પૂનામાં ગાંધીજીની ઇચ્છાથી શાસ્ત્રીઓની સભામાં થોડોક ફેરફાર કરીને સંસ્કૃતમાં વાંચેલો અને પાછળથી પ્રસિદ્ધ કરેલો 'શાસ્ત્રાર્થ' ઉપર નિબંધ એ આગળ તરી આવે છે. પોતે ઘણીવાર કહેતા કે "કામ, ક્રોધ, લોભ વગેરે ખરા ઢેઢ છે અને સ્પર્શ કરવા યોગ્ય નથી; કોઈ વ્યક્તિવિશેષ કદાપિ અસ્પૃશ્ય હોઈ શકે જ નહિ."

પોતાના પાછળના મંદવાડમાં અહીં આવે ત્યારે આચાર્ય કૃપાલાણીજી દ્વારા કે સ્વ૦ મહાદેવભાઈ દ્વારા કે ક્વચિત્ પોતે ગાંધીજીને પોતાની તબિયતના સમાચાર મોકલતા અને ગાંધીજી પણ પ્રસંગોપાત્ત પૃચ્છપરછ કરાવતા. જીવનનાં છેલ્લાં બે વર્ષ દરમિયાન ગાંધીજીના એક પ્રિય વૈદ્ય વલ્લભરામ સાથે મારે પરિચય થયો અને હું એમને ધ્રુવસાહેબ પાસે તેડી લાવ્યો. વૈદ્ય વલ્લભરામે પોતાની દવા લેવા ધ્રુવસાહેબને વિનંતી કરી. ધ્રુવસાહેબને કોઈ પણ વસ્તુનો ઘૂંટડો ઉતારવો એ સહેલું નહોતું. પરંતુ ગાંધીજી પ્રત્યેના પરમ પ્રેમને વશ થઇને ધ્રુવસાહેબે કહ્યું, "ગાંધીજી મારા છે અને આ (મારા તરફ આંગળી કરીને) પણ મારા છે. દવા સંબંધી બધું આને (મને) કહેજો. હું ખુશીથી દવા લઈશ." વૈદ્ય પણ ગાંધીજીને ધ્રુવસાહેબની તબિયત વિશે જણાવતા રહેતા અને ગાંધીજી પણ એમની સંભાળ લેવા વિશે વૈદ્યને કોઈ કોઈવાર સંદેશો મોકલતા. હું જ્યારે મળવા જતો ત્યારે પોતે કહેતા, "હું દવા નિયમિત રીતે લઉં છું." "I would die a martyr for science' એમ વિજ્ઞાન પ્રત્યે વલણ હોવા છતાં ગાંધીજી પ્રતિ પ્રેમને લીધે વૈદ્યની દવા પણ કેટલોક વખત પોતે લીધી. એમના જેવા મહા બુદ્ધિમાન પુરુષ પ્રેમને આમ અધીન થતા.

* * *

આપણા યુવાનોમાં આપણા દેશની સંસ્કૃતિનું જ્ઞાન વિસ્તારવાની ધ્રુવસાહેબની એક પરમ અભિલાષા હતી. એને માટે ઇતિહાસના જ્ઞાનની અપેક્ષા ઉપર પોતે વારંવાર ભાર મૂકતા.

'Transition Periods in History' વિશે એક ગ્રંથ રચવાની ધ્રુવસાહેબની ઇચ્છા હતી. કોઈવાર મને કહેતા, "હર્ષ પછીનો આપણો ઇતિહાસ સમજવા જેવો છે. સાતમા સૈકાથી અગિયારમા સૈકા સુધીના આપણા દેશના ઇતિહાસનું અન્વેષણ ઊંડાણથી કરવાની જરૂર છે. એ સમય—જેમાં શંકરાચાર્ય અને ભાગવતકાર શુકદેવના ગ્રન્થો પ્રકાશમાં આવ્યા—તે આપણો 'અતિ સંસ્કૃતિ'—'Over civilization'નો ઇતિહાસ છે. જેમ અસંસ્કૃતિ કે ઓછી સંસ્કૃતિ હાનિકારક છે, તેમ જ અતિસંસ્કૃતિનું પણ સમજવું. વળી તેરમા-ચૌદમા શતકથી ભાષાયુગ અથવા સાધુસન્તોની વાણીના યુગનું જે મંડાણ થયું અને જેને સ્વર્ગસ્થ મહર્ષિ રાનડે 'Eruptions' કહે છે તે 'Eruptions' તો ખરા પરંતુ એ પૃથ્વીના પડમાં—એના ગર્ભમાં—બની રહ્યા હતા. એનો ગર્ભકાલ નવમાથી બારમા શતક સુધીનો છે." વર્તમાન સમયમાં ઇતિહાસના અભ્યાસની ખાસ જરૂર છે એમ એઓ ભારપૂર્વક કહેતા.

* * *

જીવનના અંતિમ વર્ષમાં એક પ્રભાતકાલે હું ધ્રુવસાહેબને મળવા ગયો. એમણે એકાએક મને પ્રશ્ન પૂછ્યો, "કેમ ભાઈ, વસન્તોત્સવ ઊજવશું?" પ્રશ્નનું સ્વરૂપ હું કળી શક્યો નહિ, એટલે પોતે સ્પષ્ટીકરણ કર્યું, "તમે તો જાણો છો કે આકા શેઠના કૂવાની પોળના મકાનના ત્રીજા માળના ખંડમાં જે પુસ્તકો પડેલાં છે, તેમાંથી જ જીવનની વસન્ત અનુભવતા હું શીખ્યો છું. મારા જીવનનું ઘડતર એ ખંડમાં થયું છે. એ મારું પરમ પ્રિય સ્થાન છે. એમાં રહેલાં સર્વ પુસ્તકોને એક વાર એકસાથે ગોઠવીને એમનું સમગ્ર દર્શન કરીને પ્રણામ કરવાનો મને મનોરથ છે. એવું સર્વસંગ્રાહક દર્શન કર્યા પછી નીચે એક નાના પાટિયા ઉપર હું આટલું જ લખીશ: These have made me. આ જ મારા જીવનનો વસન્તોત્સવ."

આ મહાપુરુષની જ્ઞાન પ્રત્યે આવી ઉત્કૃષ્ટ ભક્તિથી મારાં નેત્ર ભીનાં થયાં.

* * *

છેવટના વર્ષમાં ધ્રુવસાહેબ 'વિચારમાધુર્ય' ઉપર જ નભતા એમ કહીએ તો ચાલે. મને કહેતા, "I can enjoy my own thoughts. પ્રભુની કૃપા છે કે મારા વિચારો મને આનંદ આપે છે." વિશેષે કરીને જીવનમાં મધુર સ્મરણો પોતે વારંવાર સંભારતા. કોઈ વાર મારી સમક્ષ પોતાના યૌવનકાળમાં પત્ની સાથે મુંબઈથી નીકળી રાત્રે બે વાગે સૂરત ઊતરતા તેનું સ્મરણ કરતા કે મણિલાલ, ઉત્તમલાલ, ગોવર્ધનરામ, નરસિંહરાવ, ભૂલાભાઈ, કાશીરામભાઈ વગેરે સદ્ગત કે વિદ્યમાન મિત્રો સાથેના મધુર પ્રસંગો સંભારતા અથવા બનારસ યુનિવર્સિટીના કેટલાંક પ્રિય સ્મરણો કહેતા. પોતાનાં બાલ્યકાળનાં અને અભ્યાસકાળનાં સુન્દર સ્મરણો પણ પ્રસંગોપાત્ત મને એમણે કહ્યાં છે. ભાસ્કર શાસ્ત્રી, ખંભાતા માસ્તર અને પ્રો. કાથવટેની સ્તુતિ ધ્રુવસાહેબ કેટલીકવાર કરતા. ડૉ. ભાંડારકર સાથેના કેટલાંક પ્રસંગો પણ જણાવતા. એકવાર ધ્રુવભાઈ અને પ્રહ્લાદભાઈ નાના હતા ત્યારે બંનેને ડૉ. ભાંડારકરને પગે લગાડવા પોતે મુંબઈમાં સાથે લઈ ગયા અને 'ધ્રુવ' અને 'પ્રહ્લાદ' એ નામો સાંભળીને ડૉ. ભાંડારકર બહુ જ રાજી થયા

ઇત્યાદિ વાતો પણ પોતે કહેતા. પંડિત માલવીયજી અને ગાંધીજી સાથેના કેટલાક પ્રસંગો પોતે પરમ પ્રેમથી નિવેદન કરતા. બનારસ યુનિવર્સિટીમાં પ્રસિદ્ધ વક્તાઓનાં ભાષણોની અને એને અંતે પોતે આભારદર્શન વખતે જે બે શબ્દો કહેતા તે વિશે પણ મને વાતો કરતા. , અનેક પ્રસંગોમાંથી એકનું સ્મરણ ટાંકું છું. "એક વાર પંડિત જવાહરલાલનાં માતુશ્રી સ્વરૂપરાણી નહેરુએ યુનિવર્સિટીમાં ભાષણ આપ્યું. જવાહરલાલ પાસેથી જે ગોળી પસાર થઈ અને જવાહરલાલ બચી ગયા એ પ્રસંગનું વર્ણન કરતાં માતાનું હૃદય પુત્ર માટે પરમ પ્રેમથી નીતરતું હતું 'મારા જવાહરને પ્રભુએ બચાવ્યો.' ઇત્યાદિ વચનો વડે પ્રેમની મધુરતા શી ચીજ છે એનું અદ્‌ભુત ભાન શ્રીમતી સ્વરૂપરાણીએ શ્રોતાજનોને કરાવ્યુ.—આ પ્રમાણે ધ્રુવસાહેબે બહુ લાગણીપૂર્વક પ્રસંગ વર્ણવ્યો.

ગુજરાત કૉલેજના પણ ઘણા પ્રસંગો પોતે સંભારતા. ગુજરાત કૉલેજના સત્તાવીશ વર્ષો અને બનારસનાં સત્તર વર્ષો—જેને પોતે પોતાની 'કેળવણીનો કાળ' કહેતા—એ બેમાંથી કયો સમય વધારે સારો છે એ પોતે પસંદ કરી શકતા નહિ. ભવભૂતિ 'ઉત્તરરામચરિત'માં જે સાધુતાનું સ્વરૂપ આલેખે છે, તે પ્રમાણે તો જેનું જીવન આદિથી તે અંત સુધી એકરસ છે, એને જીવનનો કયો ભાગ વધારે સારો અને કયો ઓછો સારો એ પ્રશ્ન જ રહેતો નથી, એને તો સમસ્ત જીવન એ નિત્ય વસન્ત છે. "સમગ્ર જીવન ફરી જીવવાનું આવે તો હું ઘણી જ ખુશીથી મારું જીવન ફરી જીવું," એમ પોતે કેટલીકવાર ઉલ્લાસથી કહેતા.

ધ્રુવસાહેબે 'ઉત્તરરામચરિત'માંનું રામચન્દ્રજીનું જીવન પોતાના અંતરમાં અમૃતાક્ષરે કોતરી રાખ્યું હોય એમ જરા સૂક્ષ્મતાથી જોતાં જણાતું હતું જેમ 'ચિત્રદર્શન'માં એકે પણ કટુ સ્મરણ રામને ગમતુ નથી; બધી મધુર સ્મૃતિઓ જ ગમે છે, તેમ ધ્રુવસાહેબને જીવનનાં મધુર સ્મરણો જ યાદ કરવા ગમતાં.

ભવભૂતિના દામ્પત્યસ્નેહના 'અદ્વૈત'નું ધ્રુવસાહેબ 'अद्वैत सुखदुःखयोरनुगत" વગેરે પંક્તિઓ કોઈ કોઈવાર ઉચ્ચારી કહેતા કે "કોણ જાણે ભવભૂતિ કેવો કદ્રૂપો બ્રાહ્મણ હશે પરંતુ એના આત્માનું સૌન્દર્ય ખરેખર અદ્‌ભુત હતું વૃદ્ધાવસ્થામા પણ 'Sublime' અને 'Beautiful' બંને હયાત હોય એવા ધન્ય આત્માઓ ધારે તો જીવનનું અપાર માધુર્ય અનુભવી શકે છે."

* * *

મૃત્યુને પણ જાણે કોઈ નિત્યકાર્ય હોય—routine હોય—તેમ પોતે ગણતા. એક વાર મને પૂછ્યુ, "મુંબઈમાં અવસાન થાય તે સારું કે અમદાવાદમાં? મુંબઈમા દાક્તરોની સગવડ વધારે ખરી. ખાસ કરીને ડૉ ચોધ તો મારી તબિયતને બહુ સારી રીતે જાણે છે. પરંતુ અમદાવાદમા દાક્તરો ખરા અને સગાસ્નેહીઓ પણ ખરા. વળી આ જન્મસ્થાન પણ ખરું, અને જીવનનુ વાતાવરણ પણ અહીં જ." એક બીજા પ્રસંગે જન્મભૂમિ અમદાવાદ વિશે પોતે કહ્યુ, "૧૯૨૪ની સાલમાં હુ બનારસમા બહુ માંદો પડ્યો. તે વખતે શરીર પડી જશે એમ ઘણાને લાગતુ હતું. પંડિતજીને પણ એમ જણાતુ હતુ મેં મને અમદાવાદ લઈ જવા આગ્રહ કર્યો." પંડિતજીએ કહ્યુ,

'ધ્રુવજી, આ ગંગાનો કાંઠો છે.'' ધ્રુવસાહેબે ઉત્તર વાળ્યો, ''પણ ત્યાં તો (અમદાવાદમાં) દધીચિ ઋષિનો આરો છે.'' પ્રભુકૃપાએ ધ્રુવસાહેબની તબિયત તે વખતે સુધરી ગઈ. અમદાવાદ પ્રત્યે ધ્રુવસાહેબને પરમ પ્રેમ હતો. એનું એક બીજું સ્મરણ પણ ટપકાવું છું. મદ્રાસમાં ચોથી તત્ત્વજ્ઞ પરિષદનું ભાષણ પૂરું થયું એટલે સર શિવસ્વામી આયરે તુરત જ ધ્રુવસાહેબને પૂછ્યું, "મિ. ધ્રુવ, તમે ખરેખર અમદાવાદના જ છો ?'' ધ્રુવસાહેબે જવાબ આપ્યો, ''હું અમદાવાદનો નિવાસી છું, અને મારી ઘણી પેઢીએ પણ અમદાવાદમાં જ થયેલી છે."

* * *

ધ્રુવસાહેબનું શરીર અત્યંત જર્જરિત થતું હતું. તેવામાં એક સાંજે ફરીને પાછા વળતાં મેં કહ્યું, "આપે શરીર પાસેથી બહુ કામ લીધું છે. તાવથી શરીર પિડાતું હોય તેવી અવસ્થામાં પણ આપ કેટલીકવાર પુસ્તકો પણ વાંચતા, અને મળવા આવનાર સાથે વાતો પણ કરતા. આખું જીવન આપે વિચારમાં જ વ્યતીત કર્યું છે." ધ્રુવસાહેબે ઉત્તરમાં કહ્યું, "એ વાત ખરી. મેં શરીર પાસેથી બહુ કામ લીધું છે. પરંતુ જીવન વિચાર (Thought) નહિ તો બીજું શું છે ? અલબત્ત, મારું શરીર જોતજોતામાં આટલું જીર્ણ થઈ ગયુ એ મને પણ એક *puzzle*—કોયડો—તો છે!'' એમ કહીને પોતાની રીત પ્રમાણે વાત છોડી દીધી.

* * *

અવસાન પહેલાં એકાદ માસ ઉપર પણ મૌલિક પ્રશ્નોની સમજણમાં ધ્રુવસાહેબની બુદ્ધિનું સામર્થ્ય પ્રથમ જેવું જ જણાતું હતું. એ વખતે ધ્રુવસાહેબ સાથે થયેલી એક વાતચીત પ્રશ્નોત્તરના રૂપમાં રજૂ કરું છું:—

પ્રશ્ન:—લોકો Emotional life—લાગણીનું જીવન—વિશેષ માણે છે. આપણામાંના કેટલાક ઉત્તમ પુરુષો પણ બુદ્ધિ કરતાં લાગણીને આગળ પાડે છે. આપણા દેશના ઉત્તમ ત્યાગવીરો પણ લાગણીના ઉછાળામાં ઘણો ત્યાગ કરી બેસે છે. અને પાછળથી દિલગીર બને છે. લાગણીને આગળ પાડીને જ સિદ્ધિ થઈ શકે ? બીજી કોઈ રીતે નહિ ?

ઉત્તર:—બુદ્ધિના જીવન સાથે લાગણીના ઉછાળાથી જ—Emoional pullથી જ,—જીવનમાં કાંઈક સિદ્ધિ પ્રાપ્ત થઈ શકે છે. બુદ્ધિના જીવનથી—Rational lifeથી—એવી સિદ્ધિ પ્રાપ્ત થઈ શકતી નથી.

પ્રશ્ન:—એકંદર કયું જીવન સારું ?

ઉત્તર:—એકંદર બુદ્ધિનું જીવન એ જ ઉત્તમ જીવન.

પ્રશ્ન:—આધ્યાત્મિક જીવનમાં બુદ્ધિ અને લાગણીનો સમન્વય "Transfution"—હોય છે તે કેવું ?

ઉત્તર—એ મારે મન શંકા છે. હજી એનું સમાધાન મને થયું નથી. એ મારો કોયડો છે. એ સ્થિતિનો હું સાક્ષાત્કાર કરી શકતો નથી.

પ્રશ્ન—ક્રાઈસ્ટનો છેલ્લો આત્મત્યાગ—ક્રૂસારોહણ—એ લાગણીનું કાર્ય કે બુદ્ધિ અને લાગણીના 'transfusion'નું પરિણામ ?

ઉત્તર—ક્રાઈસ્ટના જીવનનું એ અંતિમ કાર્ય જે કહેવા એ રહ્યા નહિ એ વિશે આપણે શું કહીએ ? આપણે તો એ વિશે અંધારામાં જ રહ્યા. આપણે તો અંધારામાં જ મરવાનું રહ્યું.

એક બીજો ટૂંકો સંવાદ પણ ટપકાવું છું:—

પ્રશ્ન—રામરાજ્ય કે પ્લેટોના આદર્શ રાજ્યમાં પણ વહેમો તો રહે જ છે. એ ક્યારે જાય ?

ઉત્તર—જ્યાંસુધી ભ્રાન્તિ—error—રહેશે, ત્યાંસુધી એ રહેવાના જ, અને તેથી જ સુવર્ણયુગો પણ થોડો સમય રહે છે અને વળી જગત પાછું ભ્રાન્તિમાં પડી જાય છે.

* * *

મૃત્યુ પહેલાં લગભગ વીસ દિવસ ઉપર એક સવારે હું ધ્રુવસાહેબને ત્યાં ગયો. પોતે બહાર ફળિયામાં ખુરશી ઉપર આરામથી બેઠા હતા. ભાગવત વિશે વાત નીકળી. "ભાગવતનાં મેં અનેક પારાયણો કર્યાં છે, અને ભગવદ્‌ગીતા કરતાં પણ એ ભક્તિનો—નિરતિશય પ્રેમનો—ગ્રન્થ મને વધારે ગમે છે. એ પારાયણની સંખ્યા પણ મેં ક્યાંક નોંધી છે. પ્રપત્તિયોગ એ જ પરમ યોગ છે." આમ કહેતાં કહેતાં જાણે મને છેલ્લો સંદેશો આપતાં હોય તેમ પૂછ્યું, "દત્તાત્રેય અવધૂતે કેટલા ગુરુઓ કર્યા ?" મેં કહ્યું, "ચોવીસ." પોતે પૂછ્યું, "એટલા બધા કેમ ?" મેં ઉત્તર વાળ્યો, "એક કરતાં અનેક ગુરુઓના ઉપદેશનો લાભ મળે તે માટે." પોતે કહ્યું, "ત્યારે આ જગત અપૂર્ણ છે. એક ગુરુના ઉપદેશથી જ્ઞાન સુસ્થિર થતું નથી અને તેમાં વધારો પણ થતો નથી. તેથી જગત સાહિત્યમાંથી અનેક દૃષ્ટાન્તો દ્વારા પ્રત્યક્ષ-પ્રભુને કરવો જોઈએ."

એ મહાન ગુરુવર્યનું આ છેલ્લું વચનામૃત હતું.

છેલ્લા આઠદશ દિવસ ઉપર મૃત્યુની સમીપ પોતે જઈ રહ્યા છે એ વાતની પોતાને ખાતરી થઈ હતી. અન્નમાંથી સ્વાદ ચાલ્યો ગયો. ચા ઉપર પણ અરુચિ થઈ. બને ત્યાંસુધી એ દિવસોમાં પણ સાંજે બદ્રકાળી સુધી મોટરમાં ફરવા જવાનું ચાલુ રાખ્યું. માત્ર છેલ્લા ચારેક દિવસ ફરવા જવાનો ક્રમ બંધ થયો. એકાદ અઠવાડિયા થયા અનશનવ્રત શરૂ કર્યું. છેલ્લા ત્રણ દિવસ થયાં વ્યાધિ વધવા માંડી. એ દિવસોમાં મૃત્યુના પોતે દ્રષ્ટા રહ્યા. તા. ૫-૪-૪૨ની રાત્રે સાડા આઠ વાગ્યે હું એમના ખાટલા નજીક ઘડીક બેઠો. અને ઇશારો કરીને નજીક આવવા કહ્યું. હું નજીક ગયો. મંદ સ્વરે પોતે કહ્યું, 'બને તો સવારે આવજો.' મારે માટે આ છેલ્લા શબ્દો હતા. બીજે દિવસે સાંજે મારી સાથે આવેલા વૈદ્યને પોતે હાથ હલાવી આશીર્વાદ આપ્યા. રાત્રે સર્વ કુટુમ્બીજનોને આશિષો આપી. તા. ૭મી એપ્રિલે સવારમાં એક પછી એક ઇન્દ્રિયોનું કાર્ય બંધ થવા માંડ્યું. જમણી આંખનું દર્શન જતું હતું ત્યારે જમણા હાથને મહાપ્રયત્ને હલાવીને પોતાના મોટા પુત્ર ધ્રુવભાઈને એ ઇન્દ્રિયનું કાર્ય બંધ થાય છે તેમ સમજણ પાડી. 'દેવઘર પાસે મને હવે લઈ જાઓ,' એ એમના અંતિમ શબ્દો હતા. અવસાન પહેલાં થોડાક કલાક ઉપર હાથમાં ગોઠવેલી બે માળાઓ પણ પોતે યન્ત્રવત્ ઝડપથી ફેરવી કાઢી.

પરમાત્માના અનુસંધાનમાં જ એ પરમભાગવતે મૃત્યુની ‘ અત્યન્ત વિસ્મૃતિ ’માં પ્રવેશ કર્યો.

ચૈત્ર વદ સાતમ ને મંગળવારે બપોર નમતાં ૪–૫ મિનિટે જીવન અને મૃત્યુ બંનેમાં મહાન પૂજ્ય આનંદશંકરભાઈએ દેહ છોડ્યો !

જે દધીચિ ઋષિનો આરો એમને ગંગાના કિનારા કરતાં પણ અધિક પ્રિય હતો, ત્યાં જ એમના મૃતદેહને અગ્નિસાત્ કરવામાં આવ્યો. આ નગરમાં અને સમસ્ત હિન્દમાં સત્યધર્મની સેવામાં સમસ્ત જીવન સમર્પણ કરનાર આના દધીચિ જેવા પવિત્ર પુરુષ ક્યારે થશે અને એમનું અપૂરું રહેલું કાર્ય ક્યારે આગળ ચલાવશે ? ક્યારે ? को अद्धा वेद ?

# આચાર્યશ્રી આનંદશંકરનું બ્રાહ્મણજીવન

પ્રો. અનંતરાય મ. રાવળ

ज्ञानी त्वात्मैव मे मतम् ।
—गीता

રા. મુનશીએ સ્વ. આચાર્ય આનંદશંકરને અંજલિ આપતાં તેમને 'અર્વાચીન યુગના છેલ્લા બ્રાહ્મણ' કહ્યા છે. તેમાં 'બ્રાહ્મણ' શબ્દનો મુનશીને ઉદ્દિષ્ટ અર્થ બ્રાહ્મણશ્રેષ્ઠ ઋષિવરોએ પ્રવર્તાવેલ આર્ય સંસ્કૃતિ અને સંસ્કાર જે કંઈ સૂચવે તેનું પોતાના જીવન અને લેખનમાં મૂર્ત ઉદાહરણ પૂરું પાડનાર એવો હશે. અહીં હું 'બ્રાહ્મણજીવન' શબ્દ વાપરવા પ્રેર્યો છું જેને ગોવર્ધનરામે 'સાક્ષરજીવન' કહ્યું છે તે અર્થમાં. ગોવર્ધનરામે એ નામના પોતાના જ્ઞાનગરવા બૃહન્નિબંધમાં 'સાક્ષરજીવન'ને બદલે 'બ્રાહ્મણજીવન' કે 'ઋષિજીવન' શબ્દનો પ્રયોગ કર્યો હોત[1] તો તે આપણે ત્યાંની તે શબ્દના અર્થસંસ્કારની પ્રણાલિકા જોડે સારી રીતે સંગત થાત. 'સાક્ષર' શબ્દથી તો અંગ્રેજી શબ્દ man of letters નો જ સંસ્કારબોધ થાય છે. ગોવર્ધનરામે બોધેલા આદર્શને માટે બ્રાહ્મણ શબ્દ જ વધુ અર્થવંતો છે. જ્ઞાનીઓ, તત્ત્વદ્રષ્ટાઓ, સ્મૃતિકારો, વૈજ્ઞાનિકો, સાહિત્યકારો, ઇતિહાસકારો, વિદ્વાન અધ્યાપકો એ સૌ સર્વ પ્રજાના બ્રાહ્મણો કે ઋષિઓ જ ગણાય. આ અર્થમાં આચાર્યશ્રી આનંદશંકરના જીવનકાર્યને તપાસતાં મુનશીમાન્ય બ્રાહ્મણી વિશિષ્ટતાઓનો પણ સમાવેશ તેમાં થઈ જશે એ સ્પષ્ટ છે.

ભારત અને ગ્રીસના પુરાણા ઋષિજીવનના આદર્શથી પ્રેરાઈને, પણ વધુ તો પોતે લીધેલા વાનપ્રસ્થની પ્રેરક ભાવના સમજાવવાને ઇરાદે, ગોવર્ધનરામે પ્રતિપાદેલ સાક્ષરજીવનના આદર્શને દૃષ્ટાન્તથી સમજવો હોય તો તેમાં બે વ્યક્તિઓ કામ આવશે, એક ગોવર્ધનરામ પોતે, અને ત્યાર પછી બીજા આનંદશંકર. ગોવર્ધનરામ માને છે તેમ, આત્મકલ્યાણ સાથે લોકકલ્યાણ સાધવાના અભિલાષીઓ અન્નપૂર્ણાના પ્રસાદથી સવેળા તૃપ્ત થઈ, પછી કાં બને શારદાના વાહન મયૂર, કાં બને તેની વીણાના ગાનમાં લયલીન ભક્ત.[2] જીવનના કુરુક્ષેત્રજંગમાં કામનાં તો ક્રિયા અને જ્ઞાન બેઉ વાનાં છે. '...અર્જુનનું યુદ્ધ અને કૃષ્ણનું અશસ્ત્ર સારથિત્વ ઉભયના યોગથી જ લોકકલ્યાણ સાધ્ય છે.'[3] આનંદશંકરે 'સરસ્વતીદેવીના પવિત્ર રમણીય ભારને ઊંચકી' પોતાની અધ્યાપકીય તેમ જ 'વસંત'કીય પ્રવૃત્તિ દ્વારા થોડું મયૂરકૃત્ય કર્યું છે એની ના નહિ, પણ એકંદરે તો તેઓ વીણાધારિણીના ગાનલીન ભક્ત જ વધુ છે. એમની સરસ્વતીની ઉપાસના માટે તો કશા સર્ટિફિ-

1. ગોવર્ધનરામ પોતે આ જાણે છે જ: જુઓ, "પ્રાચીન બ્રાહ્મણો સાક્ષરજીવન ગાળતા એટલું જ નહીં, પણ તેમનો મોટો અથવા ન્હાનો ભાગ દેશકાળ પ્રમાણે લક્ષબ્રહ્મઓનો અને લક્ષ્યદ્રષ્ટાઓનો હતો..."
('સાક્ષરજીવન,' પૃ. ૧૪૮)

2. 'સાક્ષરજીવન,' પૃ. ૪૧ 3 'સાક્ષરજીવન,' પૃ. ૪૦

કેટલી એમને જરૂર જ નથી. એમનાં લખાણોનો સમગ્ર જથ્થો જેઓ તપાસશે, 'વસંત' માસિકના પાછલા પૂંઠા પર દર અંકે જે વિવિધ મનનીય ઉતારાઓ એ આપતા તે જેઓ જોશે, અને તેમના અવસાન બાદ તેમના સુપુત્રોએ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને બક્ષિસ તરીકે આપેલ એમના ગ્રંથભંડારની જે કોઈ ઊડતી ય મુલાકાત લેશે, તેમને સ્વર્ગસ્થનાં વિદ્યાપ્રીતિ અને વિશાળ વાચનનો તત્કાળ ખ્યાલ આવી જશે. સાચા અર્થમાં એ આપણા એક બહુપાઠી ( well-read ) પંડિત, અને બહારના પ્રાન્તો આગળ ગુજરાતને ગૌરવ લેવા જેવા વિદ્વાન તરીકે વિનાસંકોચ ધરી શકીએ તેવા વિદ્વાન હતા. એમની એ વિદ્યાપ્રીતિ સાંકડા પટમાં જ સીમિત નહોતી બની. સંસ્કૃતના અધ્યાપકને સંસ્કૃત સાહિત્ય અને હિંદુ તત્ત્વદર્શનનું પ્રશંસનીય જ્ઞાન હોય જ, હોવું જ જોઈએ, એટલે એની બહુ નવાઈ ન ગણાય. નવાઈ તો ત્યાં છે કે એ પુરાણા સાહિત્ય ને તત્ત્વજ્ઞાનની જૂની દુનિયામાં પુરાઈ ન રહેતાં આ સંસ્કૃતના અધ્યાપકે ગુજરાતી ને અંગ્રેજી સાહિત્ય, પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાન, સમાજશાસ્ત્ર, શિક્ષણશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, વિજ્ઞાન, ઇતિહાસ, રાજ્યતંત્રશાસ્ત્ર આદિ વિવિધ વિષયોના વિકસતા જ્ઞાનરાશિને ય પોતાનો કરવાની ઉત્સાહી વૃત્તિ સેવી. એને લીધે જ વિકાસશીલ યુગબળોની સાથે રહી કેળવણી, નીતિ, ધર્મ, સમાજ, રાજકારણ આદિ પ્રશ્નોમાં જીવન્ત રસ લેનાર અને નવાં વલણોને જૂની દૃષ્ટિથી અને જૂનવાણીને નવીથી અજવાળી સંસ્કારનાર સમન્વયદર્શી વિચારક પણ એ બની શક્યા.

શારદાની વીણાના ગાનની શ્રુતિ માટે, અન્નપૂર્ણાથી તૃપ્ત રહી ઇતર પ્રવૃત્તિઓમાંથી નિવૃત્ત થવાનું જે ગોવર્ધનરામ આવશ્યક માને છે તે સ્વ. આનંદશંકરને કરવું પડ્યું નથી. એમનો અધ્યાપક તરીકેનો જીવનવ્યવસાય જ એવો કે તેમાં રહ્યે રહ્યે તે આવી જ્ઞાનોપાસના કરી શકે તેમ હતું. વળી ગોવર્ધનરામની સાક્ષરજીવનની ભાવના એકલી આત્માર્થી જ્ઞાનોપાસના આગળ અટકતી નથી. એનું પૂર્ણવિરામ તો આવે છે આત્મકલ્યાણ સાથે જ કે તે દ્વારા સાધવાના લોકકલ્યાણની પછી. એવા લોકકલ્યાણ માટે એવું સાક્ષર-બ્રાહ્મણ-જીવન જીવનારના દૃષ્ટ વિષયનું પ્રતિફલન ગોવર્ધનરામ ખાસ આવશ્યક માને છે. ' એ પ્રતિફલન ગ્રન્થદ્વારા તેમ જિહ્વાદ્વારા કરવામાં આવે છે.'[૪] આવું જિહ્વામુખી પ્રતિફલન સ્વ. આનંદશંકરને માટે તેમના આ અધ્યાપકીય જીવને શક્ય બનાવ્યું હતું. લેખિની દ્વારા પણ તેમના જ્ઞાત-દૃષ્ટ વિષયનું પ્રતિફલન અને વિતરણ તેમને હાથે 'સુદર્શન' અને 'વસંત' મારફત થયું છે. એમાંના ધર્મ-તત્ત્વજ્ઞાન-નીતિ સંબંધી લેખોના સંગ્રહ 'આપણો ધર્મ' અને સાહિત્ય, કેળવણી આદિ વિષયો પરનાં લખાણોના ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ પ્રકટ કરેલા સંગ્રહો 'કાવ્યતત્ત્વવિચાર' અને 'સાહિત્યવિચાર'માં હવે પ્રકટનાર સમાજ-રાજકારણ વિષયક લખાણો ને નોંધોના 'દિગ્દર્શન' નામી સંગ્રહને ઉમેરીએ, અને તે સાથે 'હિંદુ ધર્મની બાળપોથી', 'નીતિશિક્ષણ' ને 'હિંદુ વેદધર્મ' જેવાં એમનાં વડોદરા રાજ્યે પ્રકટ કરેલાં પુસ્તકોનો ખ્યાલ રાખીએ, તો તેમણે પ્રતિફલિત કરેલા પોતાના દૃષ્ટ વિષયોનું પ્રમાણ આપણને સમજાઈ જશે.

પણ એટલું પ્રતિફલન અપૂરતું છે એવો અસંતોષ ગુજરાતને રહી ગયો છે. એ, સ્વ.

૪. 'સાક્ષરજીવન', પૃ. ૧૪૭-૪૮

આનંદશંકર પાસે તેમણે આપ્યું તેથી ઘણું વધુ અપેક્ષવા જેટલું જ્ઞાનધન હતું એમ સૂચવી, એકપક્ષે તેમના પ્રત્યેનો તેથી ઊપજતો આદરભાવ સૂચવે છે. બીજે પક્ષે એ હકીકત એ મુદ્દા તરફ પણ આંગળી ચીંધે છે કે મણિલાલે જે ને જેટલું ચાલીસ-વર્ષની અને ગોવર્ધનરામે બાવન વર્ષની આયુષ્યાવધિમાં આપ્યું તેટલું ૭૪ વર્ષના આયુષમાં આનંદશંકરથી અપાયું નથી. આનું શું કારણ હશે? બાહ્યાભ્યંતર શુચિ રહેવાને પ્રયત્નશીલ અને વ્યવહારમાં દક્ષ એવા આ નાગર પંડિતને વાચનમનનથી રળેલી જ્ઞાનમૂડીના વિતરણની પ્રવૃત્તિ પરત્વે સાવ ઉદાસીન અને સર્વારંભ-પરિત્યાગીની કોટિમાં તો નથી બેસાડી શકાતા. કારણ, મણિલાલના અવસાન બાદ કર્તવ્યબુદ્ધિપૂર્વક 'સુદર્શન'નું સંપાદન તેમણે હાથ ધર્યાનું, તેમ જ ત્યારપછી ગોવર્ધનરામમાન્ય 'સાક્ષર'ના જેવી જ અંતરસ્થ વાસના કે ભાવનાથી 'વસંત'નું સંચાલન વર્ષો સુધી તેમણે કર્યાનું આપણે ભૂલી શકતા નથી. પણ જીવનના મધ્યાહ્નનો એ ઉત્સાહ તેમનાથી પાછળથી દાખવાયો નથી. વાંચવાની મગ્ન જેટલી ફાવે તેટલી લખવાની કડાકૂટ ન ગમે એવી વૃત્તિ હોય, કે વૃત્તિ તો હતી પણ શ્રમ કરી કે ખમી ન શકે એવી શક્તિ (energy) ક્ષીણી એમની તબિયત બનતી ગઈ હોય, કે પછી વૃત્તિ ને શક્તિ બને હતાં પણ બનારસ હિંદુ યુનિવર્સિટીના કારભારમાં રોકાયેલા રહેવાથી જોઈતો અવકાશ ને નિરાંત એમને મળી શક્યાં નહિ—આ ત્રણમાંથી કોઈ એક યા વધુ કારણે કે પછી બીજા કોઈ કારણે, પણ પરિણામ એ આવ્યું છે કે આચાર્યશ્રીથી પાછળનાં વર્ષોમાં પોતાના જ્ઞાનનો ને વાચનનો લાભ અક્ષરરૂપે ગુજરાતને આપી શકાયો નથી. સ્થૂળ પરિણામને જ જોતાં માનુષી લોભ તો એમ ઇચ્છાવે છે કે જે ભાવનાથી ગોવર્ધનરામે માત્ર બેંતાળીસમે વર્ષે પોતાની જામેલી વકીલાત છોડી દઈ નિવૃત્તિ લીધી તે જ ભાવનાથી પ્રેરાઈ સ્વ. આનંદશંકરે કંઈ નહિ તો સાઠમે વર્ષેય નિવૃત્તિ લીધી હોત! તો તેઓ ઘણાને દેખાયા છે તેવા પોતાપૂરતા જ્ઞાનાનંદમાં જ (અને તે રીતે આત્મકલ્યાણમાં જ) રત લાગવાને બદલે લોકકલ્યાણાર્થે જ્ઞાનવિતરણનો બ્રાહ્મણધર્મ વિપુલ પ્રમાણમાં બજાવી શક્યા હોત, અને ગુજરાતને થયેલી થોડી હાનિ* ઓછી થાત. પણ નિમિત્તમાત્ર એવાં માનવીઓમાંથી કોના દ્વારા ઈશ્વરી શક્તિ કેટલું કરાવવા માગે છે તે આપણે શું જાણીએ? તેથીજ કદાચ તેણે સ્વ. આનંદશંકરમાં ગોવર્ધનરામ ને મણિલાલની આકાંક્ષાઓ અને પોતાની લોકકલ્યાણકારી ભાવનાને કર્તવ્યમાં આચરવાની મિશનરીના જેવી ધગશને ઉત્કટ માત્રામાં મૂકર્યાં નહિ હોય અથવા, કોને ખબર આનંદશંકરની જીવનકલા, (Art of life) અને વૃત્તિને જ એક જીવતા ગ્રંથ તરીકે રજૂ કરવાનો એ પરમ શક્તિનો સંકેત નહિ હોય?

આ તો તેમના પ્રતિફલનની સ્થૂલ જથ્થાદૃષ્ટિએ વાત થઈ. બાકી જે કંઈ તેમણે લખ્યું છે ને જે રીતે તેઓ બોલ્યાવ્યવહર્યા છે તેમાં તેમણે પાળ્યું તો છે ગોવર્ધનરામોક્ત સાક્ષર-

* તેમના દૃષ્ટિવિષય તેમના શરીરની સાથે નાશ પામે તો સંસારને હાનિ થાય, માટે જ તે વિષયના લોકોપકારક સંગ્રહને માટે તેનું પ્રતિફલન આવશ્યક છે. અને તેથી જ આ પ્રતિફલન કરવાનો આ દ્રષ્ટાઓનો અધિકાર છે [સાક્ષર જીવન, પૃ. ૧૪૮]

જીવન જ.'સાક્ષરજીવનનું વ્યાવર્તક લક્ષણ તો એની તટસ્થતા, દૃષ્ટિ અને તૃપ્તિ છે.'[૫] અને સ્વ. આનંદશંકરે જાહેર રીતે નિવૃત્તિ લીધા વિના ય, સંસારમાં સરસા રહીને ય, સાધેલી અલિપ્તતાને બળે આ શરત પૂરી પાળી છે. દેશી તથા પરદેશી જ્ઞાનગંગાના પ્રવાહોના તેમ જ દેશમાંના વિચાર, વાતાવરણ અને પ્રવૃત્તિના પ્રવાહોના તેઓ તટસ્થ દ્રષ્ટા અને આલોચક હતા અને તેવા રહ્યા હતા પણ છેક સુધી. 'તટસ્થ સાક્ષીને અનિવાર્ય' એવી 'ગુણાનુરાગિણી દૃષ્ટિ'[૬] પણ તેમને થોડીક તો સ્વભાવસહજ હતી ને બાકી તેમની આ તટસ્થ સાક્ષિતાએ કેળવી આપી હતી. કોઈપણ પ્રશ્નની ચર્ચા કરતાં, કોઈ વ્યક્તિ અને તેના જીવનકાર્ય સંબંધમાં વાત કરતાં, અથવા કોઈ ગ્રંથને અવલોકતાં, એમની દૃષ્ટિ પ્રથમ એના ગુણભાગ તરફ વળતી દેખાય છે તે આ કારણે. નરસિંહરાવ, નાનાલાલ, મુનશી, રમણલાલ આદિ માટે એમણે જે કંઈ કહ્યું છે તે આ સંબંધમાં યાદ આવવું જોઈએ. એઓ તો સત્ય, સુંદર ને શિવના ઉપાસક. જ્યાંથી તેમને એમાંનું કંઈક મળે ત્યાંથી એનો પ્રસન્ન ચિત્તે સ્વીકાર કૃતજ્ઞભાવે એ કરવાના જ. આનો અર્થ એવો નથી કે ઊણપો, ન્યૂનતાઓ કે દોષો તરફ એ બેધ્યાન રહે છે. વસ્તુનો તલસ્પર્શ કરી આવનારી તેમની ઊંડી ને તત્ત્વદર્શી નજરથી દોષપક્ષ અદીઠ રહી શકતો નથી, અને તેની તરફ ધ્યાન દોર્યા વિના તેઓ રહેતા નથી.

પણ આ બધું તેઓ કરે છે સ્વસ્થ અને સૌમ્ય વૃત્તિથી. ગુણ જોઇને તાળીઓ પાડવા અને દોષ જણાયા કે હથોડો લઈ તેના પર પ્રહાર કરવા મંડી પડવાનું તેમની પ્રકૃતિમાં જ નથી. કારણ, એ પ્રવાહના પાણીથી અણભીંજાયેલા તટસ્થ સાક્ષી જ રહે છે, અને તેથી પ્રવાહપતિતોના રાગદ્વેષને એ પોતાના કરતા નથી. પ્રવાહપતિતોને પોતાનાં ગુણલક્ષણો ખૂબ મોટાં લાગે ને સ્વદોષ તો દેખાય પણ નહિ, પણ તટ પર ઊભેલો દ્રષ્ટા તો એની શુભ અને અશુભ, સારી અને નબળી બંને બાજૂને સ્પષ્ટ રીતે જોઈ શકે અને તેમને ઉચિત સ્થાને તેમને મૂકી તેનું સ્વસ્થ મૂલ્યાંકન કરી શકે છે. એને કશા ય અંગત ગ્રહો ને રાગદ્વેષ ન હોવાથી તેની પ્રશંસામાં બાટાઈ કે દોષદર્શનમાં તીખાશ ને કડુતા આવતાં નથી. દૃષ્ટિ અને વિચારણાની શાસ્ત્રીય બિનંગતતા (objectivity), માનવી પૂર્ણ ગુણી કે નિર્મળ દોષી નથી હોઈ શકતો એ જ્ઞાનવાળી માનવતાભરી સમજ, અને હૃદયમાં રમી રહેલી સત્યની ભાવનાનો ઊંચો આદર્શ, આચાર્ય આનંદશંકરના આ વલણને પ્રેરે છે. આને અંગે ઉદારતા એમનો સહજ ગુણ બની જાય છે.

આથી એ દરેક દૃષ્ટિ પ્રત્યે સહાનુભૂતિ બતાવી શકે છે અને તે તે ભૂમિકાએ ઊભા રહી તે દૃષ્ટિકોણથી જોઈ શકે છે આમ કરતાં તેઓ સ્યાદ્વાદી પણ કેટલેક અંશે બની ગયા છે. એકવાર કોઈ જૈન સભામાં વ્યાખ્યાન આપતા તેમણે કહેલું પણ ખરું કે હું જેટલો બ્રાહ્મણ છું, તેટલો જૈન પણ છું, અને તે આ દૃષ્ટિએ મનુષ્ય ને તેનાં મન, બુદ્ધિ, દૃષ્ટિ, ક્રિયાશક્તિ અમુક હદ સુધી જ પહોંચી શકનાં હોઈ અપૂર્ણ છે. તેથી સંપૂર્ણ કે સમ્યગ્ સત્ય, કોઈને એકસાથે એક સાથે મળી શકે નહિ. દરેક જણ-જે સંસ્કારની, બુદ્ધિની, ભૂમિકાએ ઊભો હોય છે ત્યાંથી તે દૃષ્ટિકોણથી તે સત્યને જુએ છે. સત્યનું અમુક પાસું જ, તેને દેખાય છે, સમ્યગ્દર્શન નહિ પણ અપાંગદર્શન જ તેને થાય છે;

---

૫ 'સાક્ષરજીવન', પૃ. ૫૯ ૬. 'સાક્ષરજીવન', પૃ. ૬૦

અને તેટલું તેને દેખાય તેટલા પૂરતું સાચું હોય છે. બીજી જ દિશામાંથી બીજા દૃષ્ટિકોણથી સત્યને જોનારનું દર્શન પણ એટલું જ સાચું હોઇ શકે છે. આમ જાણનાર ને સર્વ દૃષ્ટિકોણથી થતું સત્યનાં વિવિધ પાસાનું દર્શન સમગ્રતાએ જોઇ શકાય તેવી ઉન્નત ભૂમિકાએ ઊભનાર, બે કે વધુ પક્ષોમાંથી કોઇ એકને જ સત્ય કહી અન્યને જૂઠો કે જૂઠા કઇ રીતે કહી શકે વારુ! આવા સ્યાદ્વાદી આનંદશંકર બંનેમાં સત્યાંશ જોવાને લીધે એમાંથી કોઇ એક પક્ષ કે દૃષ્ટિ વિશે અનાગ્રહી દેખાયા, તો એ અનાગ્રહીપણાને લીધે એમનું વલણ સમાધાનપ્રિય સ્વીકારનું જ, માની લઇ તેમના પર દહીંદૂધિયાવેડાનો આક્ષેપ કેટલાકે મશ્કરીમાં ને કેટલાકે ગંભીરતાથી મૂક્યો છે. પરન્તુ, સત્યનો એકાદ અંશ પોતાના દૃષ્ટિકોણથી હાથ લાગ્યો ન લાગ્યો ત્યાં તો 'મેં બધું સત્ય જાણી લીધું છેઃ આ એ સત્યઃ આ જ સત્ય છેઃ એને જ બધાંએ અનુસરો' એ જ એક તરણોપાય છે' એમ જકપૂર્વક ને 'જ'કારપૂર્વક એકપાર્શ્વ (one dimensional)ને તેથી ઊન કે અર્ધ સત્યને ઉદ્‌ઘોષવા દોડી જવા મંડનારી આધુનિક ચંચળ રજોગુણી મનોદશાને મુકાબલે આ સાત્વિક સ્વસ્થ અનાગ્રહીપણું આખરે સત્યોપલબ્ધિ માટે અનેકગણું વધુ ચઢિયાતું છે એમાં શક નથી.

પણ વાત એમના આ અનાગ્રહીપણા આગળ અટકી જતી નથી. આ દૂધ છે, આ દહીં છે, ને ઘી તો બીજું જ છે એ તેઓ નથી જાણતા એમ નથી. ખરું સત્ય તો અખંડદર્શનમાં રહેલું છે એ તેમની ખાસ પ્રતીતિ છે; એથી જ તો નરસિંહરાવના જોડણીવિષયક ચર્ચાલેખમાં એમને ખંડદર્શન લાગ્યું હતું. અખંડદર્શનમાં સત્યની અનેકરૂપતાનો સ્વીકાર હોય; પોતાના અંગત ગ્રહને અભીષ્ટ એવા તેના કોઈ એક રૂપનું જ અતિગૌરવ કરી બીજાં તરફ આંખ મીંચવાની ને મગજનાં દ્વાર બંધ કરી દેવાની સંકુચિત અભિમાનજન્ય હઠીલાઈને ત્યાં અવકાશ નથી. રુચિ-વૈચિત્ર્ય અને અધિકારભેદને ધર્મભાવના અને તત્ત્વદર્શનમાં જગ્યા કરી આપનારી તથા તેના પ્રત્યે સમભાવી ઉદારતા શીખવતી ભારતીય આર્ય દૃષ્ટિ દ્રષ્ટવ્ય તો માને છે અખંડ–સમગ્ર સત્ય–દર્શનને, અને ખરું જ્ઞાન તો ગણે છે 'अविभक्तं विभक्तेषु'[૭] અને 'विनश्यत्स्वविनश्यन्तं'[૮] ના જ્ઞાનને જ. એ આર્ષદૃષ્ટિ આચાર્ય આનંદશંકર પણ કેળવવા મથ્યા છે. એ રીતે તેઓએ ગોવર્ધનરામના 'સાક્ષર'નો અને મુનશીકથિત બ્રાહ્મણનો ધર્મ બરાબર બજાવ્યો ગણાય.

એવા 'સાક્ષર' કે બ્રાહ્મણ તરીકે આનંદશંકર ગોવર્ધનરામે બનાવેલા પ્રકારોમાંથી કયા પ્રકારના કહેવાય? અખંડદર્શનના અસંપ્રજ્ઞાત અભિલાષથી પ્રેરાઈ વિચારવિષયની આસપાસ પ્રદક્ષિણા ફરી વળી परितः एवणं કરી; પર્વતટોચે ઊભા રહી નીચેની વસ્તુ જોનાર જેમ દિગ્વિસ્તાર-માં તેનું સ્થાન નક્કી કરે તેમ જ્ઞાનની ઊંચી ભૂમિકાએ ઊભા રહી અખિલ જ્ઞાન–સત્ય–વિસ્તારમાં તેનું ઉચિત સ્થાન નક્કી કરી, અત્રત્ય તેમ જ પાશ્ચાત્ય વિચારકો તે સબંધમાં શું કહે છે તે તપાસી જોઈ, પછી પોતાની આંતર પ્રતીતિનો અભિપ્રાય ઉચ્ચારવો એવો મનોવ્યાપાર તેઓ કેટલીક વાર દેખાડે છે. તે પરથી તેમ જ ઐતિહાસિક અને તુલનાત્મક એ બંને પદ્ધતિઓને ઓછાવત્તા પ્રમાણમાં તેઓ

૭. ભગવદ્‌ગીતા, અ. ૧૮, શ્લો. ૨૦; ૮. ગીતા, અ. ૧૩, શ્લો. ૨૮.

કામે લગાડે છે તે પરથી તેમનામાં પર્યેષકદ્રષ્ટાનાં લક્ષણો[૯] સારા પ્રમાણમાં દષ્ટિગોચર થાય છે એમ કહેવાશે. આવો પર્યેષકદ્રષ્ટા 'આ ચારે (શુકદષ્ટિ, બાલદષ્ટિ, લક્ષણદષ્ટિ અને લક્ષ્યદષ્ટિ) જાતની દષ્ટિઓથી અથવા તેમાંની ગમે તે એક અથવા અનેક દષ્ટિઓથી જુવે છે'[૧૦]. આચાર્ય આનંદશંકર પોતાના પર્યેષણમાં લક્ષણદષ્ટિ અને લક્ષ્યદષ્ટિનો સારો વિનિયોગ કરતા જણાય છે. લક્ષણદષ્ટિનો અક્ષરપ્રવાહના અંતર્ગૂઢ સત્ત્વની અપૂર્ણતાની બોધક દષ્ટિ એવો પરિચય આપી, ગોવર્ધનરામે એનાં દષ્ટાન્તો તરીકે આપણી સંસ્કૃત ભાષામાં લખનાર ભાષ્યકારો, વાર્તિકકારો અને ટીકાકારોને અને પરદેશમાં શેક્સ્પીયરના ગ્રંથો ઉપર થયેલા શ્લેજલ અને જર્વાઈનસ જેવા વાર્તિકકારોને ગણાવ્યા છે,[૧૧] અને આગળ જતાં કહ્યું છે કે 'આજ પણ આપણાં શાસ્ત્રોને આધારે પ્રાચીન વસ્તુ ઉપર દષ્ટિ નાખનાર અને દષ્ટિ કરાવનાર લેખકો લક્ષણદ્રષ્ટાઓના જ ધર્મ માથે લે છે.'[૧૨] આ હિસાબે સ્વ. આનંદશંકરને, તેમણે 'આપણો ધર્મ'માંનાં ઘણાં લખાણોમાં હિંદુ ધર્મ, નીતિ અને તત્ત્વદર્શનના વાર્તિકકાર તરીકે જ કામ કર્યું છે તેથી, લક્ષણદ્રષ્ટાના વર્ગમાં મૂકી શકાશે. એવા લક્ષણદ્રષ્ટા તરીકે તેમણે પોતાના બે પુરોગામી લક્ષણદ્રષ્ટાઓ મણિલાલ અને ગોવર્ધનરામનાં કાર્યની પોતાની રીતે પૂર્તિ કરી છે. પાશ્ચાત્ય સંસ્કૃતિના પહેલવારકા પ્રકાશથી અંજાઈ આપણા પ્રાચીન હિંદુ ધર્મ, તત્ત્વજ્ઞાન ને સંસ્કૃતિ તરફ પૂંઠ ફેરવનાર નર્મદ એના આયુષના શેષ ભાગમાં તેના તરફ વળ્યો તો ખરો, પણ તેની લક્ષણદષ્ટિ પૂરી ખીલેલી નહિ અને બહુ ઊંડી પણ નહિ, તેથી તેનું પુરસ્કરણ કરતાં તેણે ભાર મૂક્યો તેનાં બાહ્ય આચારલક્ષણો પર જ.[૧૩] પ્રાચીન હિંદુ ધર્મ, તત્ત્વજ્ઞાન ને સંસ્કૃતિનું રહસ્ય અને ગૌરવ ઊંડી લક્ષણદષ્ટિથી ઉત્સાહભેર સમજાવવાનું કાર્ય તો કર્યું મણિલાલે. તેમણે ધર્મરૂપ માનેલું એ કાર્ય બજાવતાં નવી સંસ્કૃતિને ય થોડી આવકારી હતી. તે વલણને ગોવર્ધનરામ નવીજૂનીના સમન્વયના ઇષ્ટ આદર્શ સુધી લઈ ગયા (ઊંચી લક્ષણદષ્ટિ અને લક્ષ્યદષ્ટિ બતાવીને). આનંદશંકર એ ભિન્ન તત્ત્વોના સમન્વયની નહિ પણ વિભક્તોમાં અવિભક્ત તત્ત્વની વાત કરી એ રીતે લક્ષ્યદ્રષ્ટા પણ બની સંક્રાન્તિકાળના સંઘટ્ટનોત્તર સમન્વયની ત્રીજી ભૂમિકામાં ગોઠવાઈ જાય છે, અને ક્યારેક પ્રચારક ને વકીલ જેવા લાગતા જતા મણિલાલ ને ગોવર્ધનરામના કરતાં પોતાની પ્રકૃતિ સહેજ જુદી—વિવેકી પર્યેષક કે ન્યાયાધીશનીના જેવી—હોવાની છાપ પાડે છે. ધર્મચિંતન ઉપરાંત સાહિત્ય, સમાજ, કેળવણી, રાજકારણ આદિની વિચારણામાં પણ સ્વર્ગસ્થે જેમ સારા લક્ષણદ્રષ્ટાનું સત્ત્વ દેખાડયું છે તેમ એવી ઊંચી

૯. '...જોતા જોતા અથવા જોઈને દશ્ય વસ્તુની ચારે પાસે—પરિતઃ ફરી વળી એ વસ્તુનું. તત્ત્વ પામવા એષણ કરે છે, અને તે પર્યેષણ કરી તે વસ્તુનું તત્ત્વ જોનાર પર્યેષકદષ્ટિ—philosophical eye—થી એ તત્ત્વને પામે છે. નિબન્ધો—શાસ્ત્રની ઉત્સર્ગ પૂર્વની અવસ્થાના ગ્રંથો, વિચાર, વિવેચન ઇત્યાદિ પર્યેષક લેખન આ દષ્ટિના પરિણામ હોય છે' [સાક્ષરજીવન, પૃ. ૯૮] ૧૦ એજન, પૃ. ૯૮. ૧૧. એજન, પૃ. ૧૪૯–૫૦ ૧૨. એજન પૃ. ૧૭૩ ૧૩. એક અપવાદ સિવાય. પૂર્વની અને પશ્ચિમની સંસ્કૃતિઓનાં અનુક્રમે આધ્યાત્મિકતાને અર્થે, નિવૃત્તિ અને સ્થૂલ ભોગસુખ ઐશ્વર્યને તાકતી પ્રવૃત્તિ એવાં સ્વભાવલક્ષણો તારવી બતાવી તે બે વચ્ચેનો દષ્ટિભેદ ને લક્ષણભેદ (જેની તેને થયેલી પ્રતીતિ જ આખા 'ધર્મવિચાર'માં બોલી રહી છે.) તેણે 'ધર્મવિચાર'માં સમજાવ્યો છે ત્યાં થોડું ઊંડું જોનારી લક્ષણદષ્ટિ તેણે બતાવી છે

લક્ષ્યસંસ્કારક દૃષ્ટિ બતાવી છે કે તેનું પરિશીલન અનેક 'લક્ષણદ્રષ્ટાઓને જાગૃત અને સજ્જ' કરે તેવું નીવડશે.]

મતમતાંતરોથી ઊર્ધ્વ રહેવાપણું, આવું તાટસ્થ્ય અને સ્થિરમતિત્વ એ આચાર્ય આનંદશંકરનો પ્રકૃતિગુણ છે; પોતે કોઈથી કે કશાથી મુગ્ધ બની જતા કે અંજાઈ જતા નથી અને પોતાને સ્વતંત્ર એવું દૃષ્ટિબિંદુ છે એવું દેખાડવા મથતા કોઈ પંડિતંમન્યનો દંભ—pose—નથી. 'હું આમ કહું છું, હું બીજાથી જુદો પડું છું' એવાં હુંકારગંધી વાક્યો એમના લખાણમાં ઓછાં જ મળવાનાં. પોતાની પર નહિ પણ મૂળ વક્તવ્ય પર જ એમનો ભાર હોય છે. વક્તવ્ય જાતે બરાબર તર્કપુષ્ટ ને અનુભવપુષ્ટ સત્ય છે કે નહિ તે બતાવવાનો જ એમનો આશય હોય છે. એમની દૃષ્ટિ વિશાળતા પર ફરી વળનારી અને ઊંડી છે અને તર્ક તેમ જ હૃદયપ્રતીતિ બંને એકમેકને પાડવા નહિ પણ પુષ્ટ કરવા તેને સાથ આપતાં જણાય છે. કોઈ ધીર, આસ્તિક, તત્ત્વદર્શી, અનુભવી, સમજની નિર્મળ પ્રતીતિવાળી વાણી આપણે સાંભળી રહ્યા હોઈએ એવો અનુભવ તેમનાં લખાણ વાંચતાં આપણને થાય છે.

વ્યક્તિત્વની આ સાત્વિકતા એમના પ્રતિપાદનમાં પણ પૂરેપૂરી ઊતરી છે. પ્રશાન્ત, સરળ, પ્રસન્ન ને માત્વિક એવી તેમની ભાષાને દારૂ ભરેલી ફૂલખરણી જોડે નહિ પણ સૌમ્યપ્રકાશ ધૃતદીપ જોડે જ સરખાવાય. રજોગુણી આવેશ, અતિશયોક્તિ ને વાક્ચાપલ્ય, ઉગ્રતા, કટુતા કે તીખાશ એમાં નહિ જડે. આચાર્યશ્રી ઊનોક્તિ (under-statement) કરશે પણ અત્યુક્તિ (over-statement) નહિ જ કરે. ભાષાનો ભાષાને ખાતર વિલાસ એમની પ્રકૃતિને રુચે તેમ નથી. કપડાં નહિ પણ કપડાં જેને ઢાંકે છે તેના પર વધુ નજર હોવાથી, ભાષાને વિચાર-વ્યક્તિના સાધન તરીકે જ તેઓ ઉપયોગી માને છે. આથી નિરર્થક વાણીખેલ સત્યશોધક અને તત્ત્વદર્શીને ક્રીડા કરવા ગમ્યા નથી. એમનું ધ્યાન તો વિચારને કહેવા પર વધુ હોય છે તેથી અર્થ વાચોઽનુધાવતિ જેવું એમના સંબંધમાં તો થયું છે. આમ શૈલીનો દાક કેળવવા તેમણે પ્રયત્ન કર્યો નથી, પણ એ જ કારણથી એમને હાથે કેટલુંક અકૃત્રિમ સૌંદર્યવાળું, અર્થગરવું છતાં સરળપ્રસન્ન એવું ગદ્ય લખાયું છે, જેની નોંધ સાહિત્યના ઇતિહાસકારે અવશ્ય કરવી પડવાની.

આવી રીતે વૃત્તિમાં, વિચારણામાં અને પ્રતિપાદનમાં આદર્શ બ્રાહ્મણનાં સુલક્ષણો વ્યક્ત કરતા આનંદશંકર ધ્રુવને 'આચાર્ય' એ પદ કેવું બંધબેસતું થઈ જાય છે! પ્રોફેસર આનંદશંકરને થોડા વખતના ગુજરાત કૉલેજના અને પછી લાંબા સમય સુધીના બનારસ હિંદુ યુનિવર્સિટી કૉલેજના પ્રિન્સિપાલપદે 'આચાર્ય' (=પ્રિન્સિપાલ) બનાવ્યા એ તો બાહ્ય અકસ્માત. પણ એ વિના પણ, જોકે આચાર્યપદ ક્યારે ય એમણે કાંક્ષ્યું નથી છતાં; ખાસ કરીને વેશવાણીવર્તન જેવા બાહ્ય આચારે, જ્ઞાનયોગવ્યવસ્થિતિ વાળી હૃદયવૃત્તિએ, અધ્યયન ને અધ્યાપનના વ્યવસાયે, અને 'સુદર્શન,' તથા વસંત'માં ધર્મ, સમાજ, રાજકારણ, કેળવણી, સાહિત્ય આદિ વિષયો પર લખતા રહીને બજાવેલા ગુજરાતી સમાજના સાંસ્કારિક નેતૃત્વે તેમને 'આચાર્ય' પદના અધિકારી તો અવશ્ય બનાવ્યા છે. 'મોડર્ન રિવ્યૂ'માં સ્વ. રામાનંદ ચેટરજીની નોંધો વાચકો જે રસથી

વાંચતા તેવા જ રસથી ગુજરાતના અનેક સંસ્કારપિપાસુઓ 'વસંત'માં સૌપ્રથમ આનંદશંકર-ભાઈની પ્રાસંગિક નોંધો જ વાંચી જતા. એ રીતે આનંદશંકર ગુજરાતના શિક્ષક કે આચાર્ય સાચી રીતે બન્યા હતા. એટલે હવે તો 'આચાર્ય' શબ્દને તેમના નામ આગળ મુકાયેલો જોવાનું ને ઉચ્ચારાતો સાંભળવાનું સાવ સ્વાભાવિક લાગવું જોઈએ. ચિત્તરંજન દાસને 'દેશબંધુ,' સી. એફ. એન્ડ્રુઝને 'દીનબંધુ,' પંડિત મદનમોહન માલવીયને 'ભારતભૂષણ,' બાલ ગંગાધર ટિળકને 'લોકમાન્ય,' ગાંધીજીને 'મહાત્મા' અને રા. વલ્લભભાઈ પટેલને 'સરદાર' એવાં નામ આપનાર જનતાની અંતરસૂઝ કે સહજવૃત્તિ બહુ સાચી હોય છે. સ્વ. આનંદશંકરના નામ સાથે 'આચાર્ય' પદ જોડાયેલું રાખવાનું કદાચ સંસ્કારી જનતાની સહજવૃત્તિને હાથે જ થઈ જશે એમ લાગે છે.

આવા આચાર્ય આનંદશંકરે એકંદર સરવાળે ગુજરાતના સંસ્કારવાંછુઓની અપેક્ષાઓને ધરવે એટલું ન આપ્યું કે તેમનાથી ન આપી શકાયું એને ગ્લાનિનો વિષય ગણનારા ભલે ગણે. '...તટસ્થ અંતર્દષ્ટિમય જીવનમાં લક્ષણદૃષ્ટિ અને લક્ષ્યદૃષ્ટિ પર્યન્ત જ સંસિદ્ધિ મળે, તોપણ તે પ્રવૃત્તિમય જીવન કરતાં આત્મકલ્યાણ તેમ લોકકલ્યાણ ઘણું ઘણું વધારે સાધે છે, એટલું તો સિદ્ધ છે.'[૧૪] ખરી રીતે તો જેટલું તેમણે લખ્યું છે તેમાં જણાતી એ ઉદાર, સ્વસ્થ, નિર્મળ, તત્ત્વગામી દૃષ્ટિને અને જેમાંથી એ આવી એ તેમના બ્રાહ્મણજીવનને જ તેમનું કીમતી પ્રદાન કે સંદેશ ગણવાનો છે. 'દરેક પ્રશ્નને બે બાજૂ હોય છે' કહેતા વિક્ટોરિયાયુગના ઉદારનીતિ લિબરલનાં જેવાં એમનાં વૃત્તિવલણોને બાલિશ તુચ્છકારે અત્યારે હસી કાઢવાં સહેલાં છે. પણ સાહિત્ય, રાજકારણ આદિ જીવનનાં અનેક ક્ષેત્રોમાં અહમહમિકા અને તેની સંતતિ રાગદ્વેષ, કટુતા, ઝનૂન, પક્ષપાત આદિને બેકાબૂ મહાલતાં કોઇ રીતે અટકાવાય નહિ એવા આ સમયમાં તો એ જ દૃષ્ટિ ને વૃત્તિ આપણને સત્યદર્શન કરાવશે ને તારી શકશે. આ વૃત્તિ જાતે એકપાર્શ્વી વિચાર કે ભાવના જેટલી ઝનૂનપૂર્વક કર્તવ્યમાં દોડી જાય કે કર્તવ્યની હાકલ (Call to action) કરે એમ ભલે ન બને, પણ પ્રવાહપતિત કર્તવ્યરત માનવીઓને કે જમાનાને તેઓ જોઈ ન શકે એવા પ્રવાહના વળાંકો ને જોખમી વમળોનું ભાન કરાવી તેમની ગતિને સાચી દિશામાં પ્રેરી તો જરૂર શકે. જીવનના કુરુક્ષેત્રને જીતવા ધનુર્ધર પાર્થો એકલા બસ નહિ થાય, તેમને દોરવણી આપનાર અશસ્ત્ર સારથિ કૃષ્ણો પણ જોઈશે જ. આપણા હવે પ્રવૃત્તિપ્રવાહમાં પડેલા ગુજરાતને આચાર્ય આનંદશંકર જેવા પ્રવાહના તટસ્થ સાક્ષી દ્રષ્ટાઓ અને વિચારકોની મોટી સંખ્યામાં જરૂર છે. આચાર્યશ્રીનાં દૃષ્ટિ, જ્ઞાન, ભાવના આદિનો લાભ તેમના વિદ્યાર્થીઓને અને તેમના સહવાસ કે સંપર્કમાં આવેલી અનેક વ્યક્તિઓને મળ્યો હશે જ, પણ હવે તો એમના અક્ષરદેહ પાસેથી જ આપણે એ મેળવવો રહ્યો છે. એમની દૃષ્ટિને ને વૃત્તિને આપણે આપણી કરીએ તો દેવો ભૂત્વા દેવં યજેત્ એ સૂત્રના આપણે પાળી ગણાશે, તેમ તેમનું યોગ્ય શ્રાદ્ધ પણ સાર્યું ગણાશે. એમનું ક્ષર શરીર ભલે પંચમહાભૂતોમાં વિલીન થઈ ગયું, પણ અક્ષરદેહે તો પોતાની સદા અનુકરણીય એવી ઉચ્ચ સાત્ત્વિક દૃષ્ટિ ને વૃત્તિનો પ્રેરણાસંદેશ એ આપતા જ રહેવાના છે. એથી આપણે ખુશીથી કહી શકીશું, 'આચાર્ય આનંદશંકર અવસાન પામ્યા છેઃ (તો પ) આચાર્ય આનંદશંકર ઘણું જીવો!'

૧૪. 'સાક્ષરજીવન'નો પ્રવેશક પૃ. ૬૭

# गुरूणां गुरुः

પ્રો. ચતુરભાઈ શં. પટેલ

શરીરિણી સાક્ષરતા સનાતન,
✓સંસ્કારિતા મૂર્તિમતી પુરાતન;
અપૂર્વ પ્રાચ્યપ્રતીચી-સમન્વય,
સાહિત્યતત્ત્વદ્વય એક આશ્રય.

**આચાર્યશ્રી** આનન્દશંકરભાઈ વિશે ઊંડો વિચાર કરતાં ઉપરની પંક્તિઓની યથાર્થતા પ્રતીત થાય છે. ખરે જ એઓ વિદ્વત્તા અને ધાર્મિકતાની મૂર્તિસમા હતા. જૂનું અને નવું ઉભય એમના આચાર અને વિચારમાં પ્રતિબિમ્બિત થતું. પૂર્વ અને પશ્ચિમનાં સત્તત્ત્વોનું સમ્યગ્ અવલોકન કરી બેઉને એમણે એકસરખાં અપનાવ્યાં હતાં. સાહિત્ય અને ફિલસૂફીનો એ રસિક વિદ્વાનમાં સુભગ સુમેળ સધાયો હતો.

પ્રથમ દર્શને જ એમના પ્રભાવશાળી વ્યક્તિત્વની છાપ સૌ કોઈના મન ઉપર સચોટ પડતી. એમની પ્રસન્નગંભીર મુખમુદ્રા, નિર્મલતાભર્યાં સાત્ત્વિક નયનો, ભરાવદાર મૂછ અને કુંકુમચંદ્રકવિરાજિત ભાલ એમના માટે પ્રેમ અને પૂજ્ય ભાવ ઉત્પન્ન કરતાં. અને લાંબી શિખાના વાળ છૂટા રાખી બેઠા હોય ત્યારે તો જાણે કોઈ પુરાણા ઋષિવરનું મંગલ દર્શન થતું! એમની વાણી પણ સત્ત્વશુદ્ધ, સંસ્કારી અને ગૌરવભરી હતી, અને મહાનદના ધીરગંભીર સ્રોતસમો એનો ઘેરો છતાં મધુર સૂર શ્રોતૃગણનાં હૃદયને સભર ભરતો.

સને ૧૯૧૯–૨૦માં હું અમદાવાદની ગુજરાત કોલેજમાં ફર્સ્ટ ઇયર આર્ટ્સનો અભ્યાસ કરતો હતો, ત્યારે તેઓ ત્યાં સંસ્કૃતના પ્રોફેસર હતા. તેઓ ફર્સ્ટ ઇયરમાં સંસ્કૃત શીખવતા ન હતા, એટલે એમના શિક્ષણનો પ્રત્યક્ષ લાભ મને મળી શક્યો નહિ. પરંતુ કોલેજમાં એમના પ્રભાવની છાપ અપૂર્વ પડતી. એમની વિદ્વત્તાની ફોરમ અજબ ફેલાતી અને સૂટ-સજ્જિત પ્રાધ્યાપક વર્ગ વચ્ચે ધોતિયું પહેરનાર આ પ્રાચ્ય પંડિતની આચારશુદ્ધિ નિરાળી તરી આવતી. તેઓ વાઈસ-પ્રિન્સિપાલના ઉન્નત પદે હતા, અને પ્રિન્સિપાલ તરીકે પણ એમણે કેટલોક સમય કામ કર્યું હતું. એટલે પ્રાધ્યાપક તરીકેના પ્રભાવ ભેગાં અધિકારનાં ઓજસ ભળ્યાં હતાં, અને એઓ સર્વ કોઈના એક સરખા પૂજનીય–સમ્માનનીય બન્યા હતા.

એમના પ્રત્યક્ષ શિક્ષણના સદ્ભાગ્યથી વંચિત વિદ્યાર્થીઓને પણ એમને સાંભળવાનો લાભ અનેકવાર મળતો, અને ચશ્માની દાંડી ઉપર હાથ રાખી જ્યારે તેઓ એકધારી જાદૂભરી વાગ્ધારા વહાવતા ત્યારે વિદ્યાર્થિવર્ગ વિસ્મયચકિત અને મંત્રમુગ્ધ બનતો, અને ' ગુરૂણાં ગુરુઃ ' તરીકે એમને અભિવંદતો.

અને સાચે જ તેઓ ગુરુઓના ગુરુ હતા—સર્વશ્રેષ્ઠ વિદ્યાગુરુ માત્ર નહિ, પણ અનેક વિદ્યાગુરુઓનાય ગુરુ હતા. કૉલેજના કેટલાય પ્રોફેસરો એમના હાથ નીચે ભણ્યા હતા. મૅથેમેટિક્સના પરમ નિષ્ણાત અને પ્રખ્યાત પ્રોફેસર જે. સી. સ્વામિનારાયણ પણ એમના શિષ્ય હતા! એ ગણિતશાસ્ત્રીએ લખેલા સંસ્કૃત નાટકમાં ગુરુવર્યનું વિદ્યાપ્રદાન પ્રકટ પરખાય છે, અને એના ભાવભર્યાં અર્પણશ્લોકોમાં શિષ્યની ગુરુભક્તિ નિતાન્ત નિરખાય છે. આવા પ્રોફેસરોનાય પ્રોફેસર માટે 'ગુરૂણાં ગુરુઃ' નું બિરુદ જ બરાબર ગણાય.

મહાત્મા ગાંધીજીને એમના માટે અપાર માન અને મમત્વ હતું, અને એમની સાથેના ઊંડા સ્નેહસંબંધને પોતે 'આરાકમાથકના સંબંધ'રૂપે ઓળખાવતા. ભારતભૂષણ માલવીયજીને પોતાની બનારસ હિન્દુ યુનિવર્સિટી માટે એક સમર્થ વિદ્વાનની જરૂર જણાતાં મહાત્માજીએ એમનું નામ સૂચવ્યું હતું, અને ત્યાં એમણે પ્રિન્સિપાલ અને પ્રો-વાઈસ-ચાન્સેલર તરીકે યશસ્વી કાર્ય કરી ગુજરાતના ગૌરવને ભારતભરમાં દિપાવ્યું હતું.

અમદાવાદ છોડી એઓ વારાણસી જવાના હતા એ વ્યતિકરે વિદ્યાર્થીઓને સ્વાભાવિક રીતે જ શોકવ્યાકુલ બનાવી મૂક્યા હતા. વસમી વિદાયના એ હૃદયસ્પર્શી પ્રસંગે રચાયલું મારું "વિદાયનાં વંદન" કાવ્ય, જે ગુજરાત કૉલેજ મેગેઝીનના માર્ચ ૧૯૨૦ના અંકમાં છપાયું હતું તે, અહીં ઉતારી આ લઘુ લેખ પૂરો કરું છું.

## વિદાયનાં વંદન

( મિશ્ર હરિગીત )

૧

કયમ ખિન્નતા છાઈ સદા આનંદમય આ સ્થાનમાં?
કયમ શાન્તતા, ગંભીરતા, ઉરવ્યગ્રતા પથરાઈ હ્યાં?
કયમ આજ હૃદયો ગદ્‌ગદિત સૌ થઈ ગયાં?
કયમ આજ વચનો કંઠમાં રૂંધાઈ રહ્યાં?
આનન્દી શિષ્યસમિતિ આજે કેમ અશ્રુ સારતી?
પ્રિય-પૂજ્ય ગુરુવરની પ્રતિમા આંખથી આઘી જતી.

૨

સહુ ધન્ય દર્શનલ્હાવ આજ વિદાય પહેલાં લીજીએ;
ગુરુવર્ય કેરા પુજ્ય પાદે વંદનો સહુ કીજીએ.
ગુર્જરભૂષણ વિદ્વદ્‌ભૂષણ હે ગુરો!
કર્તવ્યપર સદ્ધર્મધર નરવીર ઓ!
ગુરુચરણમાં અમ હૃદય કેરા અમિત ઉમળકા ભરી,
સ્વીકારશો ગુરુવર! અમારા વંદનોની અંજલિ.

૩

વિભુવર ! વિનવીએ વ્હાલથી : ગુરુને નિરંતર રક્ષજો;
નવશક્તિ—નવચેતન સભર ભરી, દીર્ઘાયુ બક્ષજો.
કીર્ત પરિમલ ચોદિશે પ્રસરાવજો;
ગરવો વિજયધ્વજ સર્વદા લહરાવજો.
ગુરુદેવ ! દૂર પડયા છતાં પણ બોધ અમને આપજો;
અમ દીનનાં વંદન વિદાય તણાં હૃદયમાં સ્થાપજો.

# આચાર્ય આનન્દશંકર ધ્રુવ

## એમના જીવન અને વિચાર વિશે કાંઈક

શ્રી રામમોહનરાય જસવંતરાય દેસાઈ

वदन प्रसादसदन सदय हृदय सुधामुचो वाच ।
करण परोपकरणम् ॥

૧

આચાર્ય આનન્દશંકર ગૂજરાતી ભાષાસાહિત્ય અને સમાજમા, જૂના અને નવા જમાનાની સન્ધિમૂર્તિ સમાન હતા એમનો આત્મવિકાસ ધીમેધીમે, છતા સમર્થ યુગનેતા ગૂજરાતીઓના પ્રસગમા થયો હતો, એમના યૌવનકાળમા સાક્ષરશ્રી મણિલાલ નભુભાઈની, ધાર્મિક–મધ્યાવસ્થામા સાક્ષર શ્રીનરસિંહરાવ દિવેટિયાની, સાહિત્યવિષયક અને પ્રૌઢાવસ્થામા મહાત્માશ્રી મોહનદાસ ગાધીની રાષ્ટ્રભાનમય અસરો જ્વલન્ત દેખાતી હતી પરન્તુ આનો અર્થ એમ નહિ કે તેઓ એ ત્રણે સારીઓમાથી જ પ્રકાશ પીતા દાખના તરીકે, નરસિંહરાવ અને ગાધીજી સાથે એમનો કેટલોક મતભેદ ( અથવા એમના પોતાના શબ્દોમા કહીએ તો 'દષ્ટિભેદ' ) દેખીતો હતો એમનું અહોરાત્ર વિશાળ વાચન અને ઊંડુ ચિન્તન તથા એમની કુદરતી સારગ્રાહી પ્રકૃતિ, એમને એક જ વ્યક્તિની અથવા અમુક જ વિચારશ્રેણિની અન્ધ ભક્તિમાથી મુક્ત રાખતા ઉપરાન્ત, એમને એક વિશેષ લાભ પણ મળ્યો હતો, જેની ઉત્તમ શિક્ષાગુરુ અથવા પ્રામાણિક પત્રકારના અતિ કઠિન કર્તવ્યમા નિપુન પ્રાપ્તિ છે આ બને વ્યવસાયો એમણે પ્રથમથી જ સ્વીકાર્યાં હતા, અને તેને અગે એમને જુદાજુદા દષ્ટિબિન્દુઓ વિચારવા, ચર્ચવા પડતા, જે એમના જેવી અસામાન્ય બુદ્ધિ–જ્ઞાન–પ્રતિભાશાળી વ્યક્તિને જરૂર ફળદાયી નીવડે ત્વિળા સમાધાન અને સમન્વયના ગુણો તો એમના પોતાના જ હતા એટલે सवदेवनमस्कार केशव प्रति गच्छति । એવા મન્તવ્યને લઈને સઘળા જલાશયોમાથી વિશિષ્ટ તત્ત્વ મેળવવુ, અપનાવવુ તથા તેમાથી નિર્મળ અમૃત આપવુ, એ એમનો સ્વાભાવિક ગુણ થઈ પડયો હતો, જે એમના લેખોને અજબ જ્યોતિ અર્પી રહ્યો છે

આમ નવા અને જૂના સાક્ષરત્વ વચ્ચે,—નવા અને જૂના દેશનેતાઓ વચ્ચે તેઓ સયોગી ભૂમિ સમાન હતા ઉપરાન્ત જૂના જમાનાની વિદ્વત્તા અને નવાના શાસ્ત્રિપદને પણ તેઓ સુન્દર રીતે દિપાવતા હતા આપણા ભાષાસાહિત્યની પ્રખર સાક્ષરતાના યુગના અધિષ્ઠાતા મણિલાલ ગોવર્ધનરામ તથા નરસિંહરાવ કેશવલાલ ધ્રુવની પંક્તિમા, એમની કોટીના જ આનન્દશંકર લગભગ છેલ્લા વિદ્વાન હતા અત્યારની સાક્ષરતામા વિશાળતા હશે, પણ એટલુ ઊંડાણ તો નથી આજ ઘણુ વાચન–લેખન હશે, પણ એ જમાના જેટલુ જ્ઞાનનુ પાચન અને સદોહન તો નથી જ

આનન્દશંકરે ગાંધીજીના મિત્રવર્ગમાં હોવા છતાં, પોતાના સામાજિક—રાજકીય વિચાર વર્તનમાં બહુ ફેર થવા દીધો ન હતો. તેઓ સર ફિરોઝશાહ મહેતા અને દી. બ. અંબાલાલ સાકરલાલ, શ્રી રાનડે અને શ્રી ગોખલેના જ અભિપ્રાયોને અનુસરતા ગુજરાતની આગેવાનોમાં પણ લગભગ છેલ્લા જ હતા. આમ જોઈ શકાશે કે ચાલુ સમયપ્રવાહમાં ભળ્યા (અથવા તેની સાથે જરૂર પૂરતા સહમત રહ્યા) છતાં, આચાર્યશ્રીએ પોતાનું આત્મત્વ બહુધા માનવન્ત રીતે જાળવી રાખ્યું હતું. અને ગુજરાત સમસ્તમાં ભિન્નભિન્ન માનમતવાળા, અને કોઈ કોઈ પરસ્પર વિરોધી મતાગ્રહીઓ ઉપર પણ એમણે નેતૃત્વ પ્રાપ્ત કર્યું હતું એ એમની શક્તિ જેવીતેવી નહોતી.

૨

આનન્દશંકરના પિતાજી લક્ષ્મીવાન અને રાજ્યમાન પામેલ પ્રસિદ્ધ અધિકારી હતા અને પોતે સાત બહેનો વચ્ચે એક જ ભાઈ હતા. આમ ગર્ભશ્રીમન્ત છતા, વિદ્યા પ્રસંગ એમને મૂળથી હતો, અને ગ્રન્થાલય અથવા વિદ્યાર્થિસમૂહ વચ્ચે એમના જીવનનો મોટો ભાગ વ્યતીત થયો, તોપણ એમનો કુટુમ્બસ્નેહ પણ ગાઢ હતો. એમણે પિતાજીને 'આપણો ધર્મ' એ પુસ્તકની નિવાપાંજલિ આપી છે, અને એમના માતુશ્રી તરફના એમના પૂજ્યભાવનો તો એમના પ્રસંગમાં આવનાર સહુને અનુભવ થતો. આ સિવાય એમના સન્તાનો, બહેનો, ભાણેજો, સહુ સ્વજન તરફની એમની લાગણી અને વત્સલતા ઊંડી, આદર્શરૂપ હતી. એમની નાની પુત્રીને જોતાની સાથે એમની આંખોમાં સ્નેહ ઉભરાતો આ લખનારે પણ જોયો છે.*

એમનું સંસારસુખ બે લગ્ને પણ ભર યુવાવસ્થામાં નષ્ટ થતાં, ફરીવાર લગ્નનો વિરોધ એમણે દૃઢતાથી કર્યો, અને પ્રભુએ આપેલ કુળરત્નોથી સન્તોષ માન્યો હતો. ઈશ્વરકૃપાથી એ બધાંને સુખી, ઉત્કર્ષપન્થે મૂકીને તેઓએ જે શાન્તિમાં પરલોક પ્રયાણ કર્યું તે પણ સંસારને એવી સદ્ગુણી, સચ્ચારિત્ર્યવાન સદ્ધર્મી જિન્દગીના બોધપાઠરૂપ છે.

આનન્દશંકર મૂળથી ધાર્મિક હતા. પ્રથમ તેઓ કૌટુમ્બિક દેવોની પૂજા અને બ્રાહ્મણના આહ્નિકમાં માનતા. પાછળથી એ રૂઢિચુસ્ત વૃત્તિ બદલાઈ હશે એમ જણાય છે. તથાપિ એ પરમ ધાર્મિક તો છેવટ સુધી રહ્યા હતા. એ પોતાને પાછળથી બ્રાહ્મ જણાવતા, જો કે બ્રાહ્મ સમાજી કે પ્રાર્થનાસમાજવાદી તેઓ નહોતા. વળી, પ્રાતઃસ્નાન કરીને કેટલોક સમય પોતાના ઘરના દેવાલય (દેરાસર)માં ગાળવાનો બાલ્યકાળનો રિવાજ (ગમે તો સાત્વિક વાતાવરણ મેળવવાને પણ) એમણે લગભગ ચાલુ રાખ્યો હતો. અને અવસાન સમયે પણ પોતાને દેવાલય સમક્ષ લઈ જવાનો આગ્રહ કરી ત્યાં દેવનાં દર્શન કર્યાં હતાં. હિન્દુશાસ્ત્રોમાં અન્તકાળના આવા

* સદ્ગત આચાર્યશ્રીનો અંગત પરિચય મને બહુ ન હતો. અને તેટલો પણ પછળથી કૌટુમ્બિક કારણોને લઈને થવા પામ્યો હતો. એમના કેટલાક અભિપ્રાયોના સમ્બન્ધમાં, મારો એમની સાથે મતભેદ (અથવા 'દૃષ્ટિભેદ ?') પણ હતો, જેનો સહેજ નિર્દેશ આ લેખમાં થયો છે. છતાં હું એમને એક આર્યાવાન હિન્દી મહાન ગુજરાતી અને સાક્ષર અને મોટામાં મોટા નાગર તરીકે માન આપતો આવ્યો છું.

ભાવને વાજબી રીતે ઊંચું સ્થાન આપવામાં આવ્યું છે; અને તેમાંથી આત્માને જ એવી વૃત્તિ થાય છે, એમ પણ દર્શાવાયેલું છે. मरणे या मतिः सा गतिः।

આચાર્ય આનન્દશંકરના કુટુમ્બસ્નેહનો આગળ ઉલ્લેખ થયો છે. એમના કુટુમ્બમાં કોઈની પણ પ્રકૃતિ અસ્વસ્થ થાય, તે વખતે એમને ગમે તેટલું બીજું રોકાણ હોય છતાં એ માંદાની પથારી આગળથી ભાગ્યે આઘા ખસે! એટલું એમનું હૃદય મૃદુ અને વાત્સલ્યમય હતું. એક બીજો મહાગુણ એમનામાં આતિથ્યની ઉચ્ચ ભાવનાનો હતો. ગમેતેવા ભારે વ્યવસાયમાં પણ અને એમનું શિક્ષાગુરુનું તથા પત્રકારનું, એ બને કામને લઈને એમને સતત ઉદ્યોગશીલ રહેવાની ફરજ પડયા જેવું થતું, છતાં કોઈ, ગમેતેવી વ્યક્તિ, નાની કે મોટી એમને મળવાને આવે તો પોતાનું સઘળું રોકાણ દૂર કરીને પણ તેઓ એની સાથે મીઠાશથી, હસતે વદને વાત કરતા.

ઉપરાન્ત એમના જેવા તત્ત્વજ્ઞાન અને ઉચ્ચ વાઙ્મયના અભ્યાસીને પ્રાકૃત વિષયોમાં ભાગ્યે જ બહુ રસ હોય, એ સંભવિત છે, તથાપિ કોઈ વાર્તા કહેનારની વાતો સાંભળવાની ફરજ પડે, તો તેમાં પણ તેઓ પોતાનો સમય કીમતી હોય તેનો દુર્વ્યય થાય છે, એવું કદીય જાણવા દેતા નહિ. એથી ઊલટું સામો મનુષ્ય પ્રસન્ન થઈને જાય, એમ વર્તતા. આને પરિણામે એમને કેટલીક અકલ્પિત લાભ પણ ન થતો એમ નહિ જુદાંજુદાં વૃત્તિવિચારનાં ભિન્નભિન્ન સ્થિતિનાં, મનુષ્યોનો પ્રસંગ આ રીતે એમને મળતો, જેમાથી એમના જેવા સારગ્રાહી વિદ્વાનને ઘણુ જાણવાનું પણ મળતું હોવું જોઈએ.

એમની આવક સારી હતી; છતા દ્રવ્યવ્યય તો એમને હાથે છૂટથી થતો. ઘણી સંસ્થાઓ, ફંડફાળાઓ, સહુની માગણીનો પણ એમને સ્વીકાર કરવો પડતો. પરન્તુ, વાસ્તવિક રીતે, એમની આર્થિક વૃત્તિમાં લઘુતા હતી જ નહિ, એમ પણ કહી શકાય. અમદાવાદના સ્વજ્ઞાતિમંડળને પોતાના રાજમાર્ગ ઉપર આવેલા ડહેલાની મેડી વર્ષો સુધી, એમણે વિના ભાડે વાપરવા આપી હતી. અને એક વખત એ મકાનને આગ લાગતા તેનો કેટલોક ભાગ ફરીથી કરાવવો પડયો, તો તેમ કરીને પણ તે ઉક્ત સંસ્થાને જ પાછી સોંપી—સલાહકારોનો વિરોધી અભિપ્રાય, અને એ મંડળનું અસ્તિત્વ ભાગ્યે જ વર્ષમા બેચાર વખત મળતી સભાઓમાં નિહાળાતુ છતાં એમનુ પોતાનુ એક રહેવાનુ મકાન પણ એમના કારકુનનુ કુટુમ્બ વર્ષોથી વિના ભાડે વાપરતુ આવ્યુ છે. 'વસન્ત' માસિકનુ ખર્ચ એ પત્રની બહુ લોકપ્રિયતાના સમયમા પણ ભાગ્યે જ તેનાં લવાજમમાથી વળી રહેતુ!

આનન્દશંકરે હિન્દુ યુનિવર્સિટીના પ્રધાનાચાર્ય તરીકે કાશીવાસ કર્યો, તથાપિ એમનો સામાન્ય પહેરવેશ તથા દેખાવ બદલાયો નહોતો. ભવ્ય કપાળ ઉપર કુંકુમનો ચાલ્લો, માથે ગુજરાતી પાઘડી અને સામાન્ય કોટ તથા ધોતિયુ, એ રૂપે જ એ પ્રસિદ્ધ હતા. એક ફેરફાર પાછળથી થયો હતો, બૂટ મોજાને બદલે એમણે ચંપલ પહેરવા માંડયા હતા.

એમનું ઉલ્લાસ—પ્રમાદપૂર્ણ વદન, સ્મિતભરી મિઠ્ઠી વાણી, સૌજન્યમય વર્તન અને ભાવ-

બર્પી નયન, એ સહુ અસામાન્ય હતું.'અને તેની સાથે કાંઈક ડોલનમય પદ્ધતિ, એય બહુ આકર્ષક બનતી. આ સિવાય બને ત્યાંસુધી અવિરોધે ધૈર્યથી, દઢતાથી કામ લેવાની એમની શક્તિ પણ એમની લોકપ્રિયતામાં જરૂર વધારો કરતી. આમ અજાતશત્રુ હોઈ, પ્રકૃતિથી તેમ જ પરિસ્થિતિથી નિજ આત્મત્વના બળે જ એમણે ધીમેધીમે સમાજમાં પોતાનું ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું હતું.

૩

નરસિંહરાવ, ગાંધીજી અને માલવીયજી જેવા અગ્ર સાક્ષર, રાષ્ટ્રનાયકના એ મિત્ર હતા. આ સિવાય સર લલ્લુભાઈ શાહ, પ્રો. કાશીરામ દવે, સર રમણભાઈ, સા. શ્રી ઉત્તમલાલ, દી. બ. નર્મદાશંકર, દી. બ. કૃષ્ણલાલ ઝવેરી, શ્રી. ભૂલાભાઈ દેસાઈ અને શ્રી. કનૈયાલાલ મુનશી, આદિ અનેક વિદ્વાનો તથા લોકનેતાઓનું પણ એમને મળવાનું થતું. ઉપરાન્ત, શહેરના શ્રીમન્તો તથા શાહ વ્યાપારીઓની સાથે એમનો સંબન્ધ ગાઢ થયો હતો. આમ નિસર્ગભિન્ન સરસ્વતી અને લક્ષ્મીના ઉપાસકોના સંમેલનનું કેન્દ્ર એમનું ગૃહ બનતું. તે પણ એમનાં સૌજન્ય, સદ્‌ભાવિતા તથા અન્ય વિવિધ આકર્ષક ગુણોનું જ પરિણામ હતું.

એવા ગુણોને લઈને, મહાત્મા ગાંધીનો પૂર્ણભાવ પણ તેઓ પ્રાપ્ત કરી શકયા હતા, એમ દીસે છે; કારણ કે એમ હોઈને જ એમના જેવા માત્ર એક પ્રોફેસરને ( તે સમયે આચાર્યશ્રીની અસાધારણ વિદ્વત્તા અથવા પત્રકારતાની બહુ પ્રસિદ્ધિ ન હતી ) અમદાવાદના મિલમાલિકો તથા મજૂરોની વચ્ચેની તકરાર જેવા વિકટ સવાલની લવાદી સોંપવામાં આવી હતી. આમાં તેઓ ઘણે-ભાગે બંને પક્ષોને સન્તોષ આપી શકયા હતા. આ પછી ઘણે વર્ષે, એક બીજું એથીય અધિક વિષમકાર્ય ગાંધીજીએ એમને સોંપ્યું હતું. તે અવર્ણોની અસ્પૃશ્યતાને અંગે સનાતની શાસ્ત્રીઓની સાથે હિન્દુ ધર્મશાસ્ત્રોની ચર્ચાનું હતું. આવી ચર્ચાઓ બહુધા નિષ્ફળ જાય છે, તેમ આનું પણ થયું હતું, કારણ કે બંને પક્ષ પોતપોતાને અનુકૂળ પ્રમાણો રજૂ કરે; અને ખૂબી એ છે કે એ મન્તવ્ય વિશેષતઃ આચારધર્મ હોઈ, શાસ્ત્રગ્રન્થો, જે જુદાજુદા કાળમાં રચાયેલા હોવા જોઈએ તેમાં બંને મતને સમર્થન કરતાં વચનો પ્રાપ્ત કરી શકાય, એ દેખીતું છે!

તથાપિ ગાંધીજીના એવા એમના પ્રત્યેના સ્નેહ અને વિશ્વાસને લઇને, એમણે ભારતભૂષણ માલવીયજીને કોઈ સુયોગ્ય વિદ્વાન અને પ્રધાનાચાર્યની કાશીની હિન્દુ યુનિવર્સિટી માટે જરૂર હતી, તે કાર્ય માટે સદ્‌ગત આનન્દશંકરની ભલામણ કરી.

આચાર્યશ્રીના યૌવનપ્રારમ્ભનો એક રસભર્યો પ્રસંગ જ્ઞાત છે. એમના પિતાશ્રી કાઠિયાવાડમાં દફતરદારને મોટે પદે અને પાછળથી વડોદરામાં ગાયકવાડ મહારાજાના મન્ત્રિમંડળમાં હતા, જ્યાંથી તેઓ વાનપ્રસ્થ થયા હતા. આનન્દશંકર ગ્રેજ્યુએટ થયા પછી ગૂજરાત કોલેજની દક્ષિણા ફેલોશિપ એમને મળી હતી. એવામાં એમના પિતાજીના સ્નેહી એક મોટા રાજ્યના દીવાન સાહેબે એમની કોઈ સારી જગ્યા પર નિમણૂક કરવાનું જણાવ્યું. આચાર્યશ્રીએ બહુ ઉપકાર સાથે તે સૂચનાનો અસ્વીકાર કર્યો. કારણ તરીકે એમ જણાવ્યુ કે પોતાને કોલેજના પ્રોફેસરનું કામ પ્રિય

હતું. દીવાન સાહેબે ટીકા કરી કે "પિતા મોટા અમલદાર હતા, મુત્સદ્દી હતા, એમને પગલે જ ચાલવાનું નાગરને શોભે. મહેતાજી થવામાં શી મોટાઈ છે?"

પરન્તુ એ મુત્સદ્દી પિતાના પુત્રે, પોતાને વારસામાં મળેલો એ ગુણ પણ ગુમાવ્યો નહોતો. એમનામાં સુજનતા ઉપરાન્ત અસાધારણ કુનેહ અથવા મુત્સદ્દીપણું ન હોત, તો જેમ અમદાવાદના વર્ગવિગ્રહની લવાદીમાં પ્રતિષ્ઠાભેર સફળતા મેળવી, તેમ હિન્દુ યુનિવર્સિટીનાં પરસ્પર વિરોધી તત્ત્વોનું સમાધાન જાળવીને. શરૂઆતની મુશ્કેલીઓ ઉપર એમણે પ્રશંસનીય વિજય મેળવ્યો હતો; અને માલવીયજીને બીજી પ્રવૃત્તિઓ માટે સ્વતન્ત્ર રાખ્યા, તેમ પણ ભાગ્યે જ બનત.

૪

હવે, આચાર્યશ્રીની કાંઈક ન્યૂનતાઓ હોય, તે તરફ પણ દૃષ્ટિ કરીશું. આવા પ્રસંગના લેખમાં તેને બહુ સ્થાન ન ઘટે; પરન્તુ એ પૂર્ણ રીતે Human હતા, એમનામાં માનવભાવ પુષ્કળ હતો, અર્થાત્ એમનુંયે નિજ સિદ્ધાન્તપથથી સ્ખલન થયું જ ન હતું, એમ નહિ, એ જોવું પણ આવશ્યક છે. આવાં સ્ખલન મનુષ્ય માત્રને સ્વાભાવિક છે, એ સત્યનું આ સમ્બન્ધમાં વિસ્મરણ કરવાનું નથી.

આનન્દશંકરમાં લાગણીની ઉષ્ણતા બહુ હતી; જેને લઈને તેઓ કદી 'અત્યુત્સાહી' પણ થઈ જતા! પરિણામ એ આવતું કે તેવે વખતે ન્યાય્યપથથી ખસીને તેઓ સ્નેહપન્થે વિચરતા દેખાતા.

દાખલા તરીકે—'વસન્ત'માં એમણે ગાંધીજીની 'અસહકાર'ની ચળવળ પ્રસંગે, અસહકાર વિરુદ્ધ એક સચોટ નોંધ લખી હતી, જે મહત્ત્વની હોઇ બીજાં કેટલાંક પત્રોએ પણ પ્રકટ કરી. એમના આવા સકારણ વિરોધથી ગાંધીજીને ખૂબ માઠું લાગ્યું જણાયું. તે ઉપરથી, પછીના અંકમાં આચાર્યશ્રીએ જે રીતે પોતાનો અભિપ્રાય બદલ્યો અથવા વિરોધ નિર્મળ કરી નાંખ્યો, તેથી એમના ઘણા ગુણપૂજકોનેય સાશ્ચર્ય ખેદ થયો હતો!

આવા એમના વર્તનનો એક બચાવ, ઘણાં વર્ષો પૂર્વે, એમણે નરસિંહરાવની સાથે 'યુધિષ્ઠિર અસત્ય કેમ બોલ્યા!' એ ચર્ચાને અંગે કરી દીધો હતો. નરસિંહરાવ જ્યારે Law (ન્યાય) ઉપર ભાર મૂકતા હતા, ત્યારે આનન્દશંકરે Love (સ્નેહ) ની નજરે આવા પગલાને આપદ્ધર્મરૂપ દર્શાવ્યું હતું.* પણ આ સિવાય, જ્યારે ગાંધીજીની માત્ર ચળવળ પૂરતી દાંડીકૂચના પ્રસંગને એમણે શ્રીબુદ્ધ ભગવાનના 'મહાભિનિષ્ક્રમણ' સાથે સરખાવી દીધો, ત્યારે તો એમ જ લાગ્યું હતું કે એમનો ઉષ્ણ સ્નેહભાવ તુલનાવૃત્તિને ગળી તો નહિ ગયો હોય?

છતાં આગળ જણાવ્યું તેમ લાગણીની અતિશયતા મૃદૂનિ કુસુમાદપિ જેવાં કોમળ હૃદયોને

* આ ચર્ચા રસભરી છે, જે 'આપણો ધર્મ'માં વિસ્તારથી આપી છે. જો કે એવી પરિસ્થિતિમાં, ગાંધીજીએ પોતે શ્રીમદ્ રાજચન્દ્રના લેખસંગ્રહની પ્રસ્તાવનામાં પણ સહેજ અતિશયોક્તિ દોષ સ્વીકારવા ના પાડી હતી. ર. જ.

અસામાન્ય સંયોગોની આંધીમાં પૂર્ણ આન્દોલિત કરી દે છે, તેનાં આવાં દષ્ટાન્ત મમાન છે. બાકી નરસિંહરાવ અને મુનશી જેવા મિત્રોની સાથે તેમ જ ગાંધીજીની સાથેનો પણ પોતાનો મતભેદ એમણે વખતોવખત દઢતાથી, સ્પષ્ટતાથી દર્શાવ્યો છે. આવા બેત્રણ પ્રસંગો તરફ પણ આપણે અહીં દષ્ટિ નાંખીશું. 'ગૂજરાતના નાથ'ના ઉપોદ્‌ઘાતમાં મીનળદેવીનું દૂષિત જીવનચિત્ર આલેખવામાં એ નવલકથાના લેખકની ગંભીર ક્ષતિનો લૂલો બચાવ નરસિંહરાવે કર્યો હતો. આને માત્ર 'અતુલસાદી વકીલાત' કહી જે સુન્દર દલીલથી આનન્દશંકરે ઉડાવી દીધો છે, તે તથા કનૈયાલાલે હિન્દુઓની શિવપૂજાને Phallic worship નો દોષ આપ્યો હતો, જે પાશ્ચાત્ય વિદ્વાનોની વિચારશ્રેણિનું માત્ર અનુસરણ હોઈ, તે ભ્રાન્તિ આચાર્યશ્રીએ કેવી સચોટ રીતે નિર્મૂળ કરી છે, એ 'વસન્ત'ની ફાઈલોમાં, એમનાં વિપુલ જ્ઞાન અને બુદ્ધિપ્રસાદનાં ઉજ્જવલ દષ્ટાન્તોરૂપ આપણને પ્રતીત થયા વિના રહેશે નહિ. ખાદી અને 'મિલનું' કાપડ, એ સમ્બન્ધમાં એમનો ગાંધીજીની સાથેનો મતભેદ આગળ દર્શાવાયો છે.

૫

આનન્દશંકરનું ગદ્ય સરલતા સુન્દરતા તથા સુરસ માધુર્યનો નમૂનો છે. સ્વ. સાક્ષરો ચન્દ્રશંકર પંડયા, અમૃતલાલ પઢિયાર અને ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈના લેખો પણ એ પ્રકારના છે. તથાપિ આચાર્યશ્રીનું જે વિરલ આત્મત્વ એમનાં લખાણોમાં આવે છે, જે અર્થગમ્ભીર, ભાવવાહી, વિચારવૈવિધ્ય તેમાં નિહાળાય છે, સચોટ અને ઊંડી પર્યેષણા નજરે પડે છે, ઉલ્લાસ, આદર્શ, સહૃદયતા અને આશાવાદનું મનોહર સંમેલન દેખાય છે, તીવ્ર લોકવેદનાની ઉગ્ર માનવ-હૃદયની ચિન્તાઓનું પ્રતિબિમ્બ, એવું કેટલુંક દષ્ટિગોચર થાય છે, પત્રકારનું એક દ્રષ્ટા તરીકેનું કર્તવ્ય કેટલી અચળ નજરે સુશિષ્ટ વાણીમાં વિરલ સિદ્ધાન્તવાદિતાની શક્તિથી મૂર્ત થાય છે, તથા આર્ય અને વિદેશી, સર્વ પ્રકારનાં વાઙ્મય, વિવિધ પ્રવૃત્તિઓનું સમાલોચન, ભિન્ન-ભિન્ન વિચારશ્રેણિઓનો સમન્વય, આ સર્વની રસભરી પ્રસાદી તેમાં પ્રાપ્ત થાય છે, તે એને જરૂર અનુપમ, આકર્ષક, ઉપદેશક, ચિરંજીવ બનાવે છે. એમના ગદ્યને માટે प्रसन्नगम्भीरपदा सरस्वती કહેવામાં આવ્યું છે તે સાર્થ જ છે.

'વસન્ત' માસિક પ્રકટ કરવાનો ઉદ્દેશ જે હતો, "સમયનું યોગ્ય પ્રતિબિમ્બ ઝીલવું અને જે તે વિચાર, પ્રશ્ન અને સંસ્થાને તેના સત્ય સ્વરૂપમાં જેવાં, વિચારવાં અને ચર્ચવાં,—અને તેમાં પણ ધર્મને એમના મધ્યસ્થાને રાખવો,"—તે જ સામાન્ય રીતે એમના લેખોનું કેન્દ્ર-વર્તી ધ્યેય હતું. "Truth and Love" (સત્ય અને સ્નેહ) જે આચાર્યશ્રીનું જીવનસૂત્ર હતું, તેનું દર્શન પણ એમનાં લખાણોમાં થાય, એ સ્વાભાવિક છે.

"વસન્ત"ને કવિઓએ 'ઉદાર સમય' કહ્યો છે, કારણ કે વસન્ત એટલે નવજીવન અને જીવન એટલે ઉદારતા, વિશાળતા." આ અર્થમાં આનન્દશંકરે 'વસન્ત' પત્રની કલ્પના કરી આ પહેલાં ગૂજરાતમાં, મહાકવિથી નાનાલાલના સિવાય બીજા કોઈ નેય વસન્તમહિમાનો ખ્યાલ હોય, એમ ઓછું જ દેખાતું હતું. કવિવીર નર્મદે તો વસન્તને બદલે વર્ષા ઋતુનું ગૌરવ ઋતુરાજ

રૂપે સ્વીકારી પણ લીધું હતું! વૈષ્ણવ મન્દિરોમાં વસન્તના ઉત્સવો,—તેનાં સંગાન (બહુધા વ્રજ ભાષામાં,) ઘણા કાળથી ચાલુ જ હતાં, પરન્તુ ત્યાં વિશેષતઃ ભક્તદૃષ્ટિ, એટલે એની ખાસ અસર ન તો જનતા ઉપર હતી,—ન તો સાહિત્યઉપાસકો ઉપર!

'વસન્તે' એના સંકુચિત ક્ષેત્રમાં (એનો પ્રચાર બહુ નહોતો) મોટી સેવા કરી છે, એમાં શક નથી. એણે ઘણા ગ્રૅજ્યુએટોને લખતા કરી, ગુજરાતી સાહિત્યમાં રસ લેતા કર્યા અને કેટલાક મહત્ત્વના દેશહિતના પ્રશ્નોની વારંવાર—જુદીજુદી દૃષ્ટિથી ચર્ચા કરીને વિદ્વાનોની દૃષ્ટિએ આણ્યા. યુરોપ—અમેરિકામાં પણ સાહિત્ય કે ફિલસૂફીનાં પત્રોનો વિસ્તૃત પ્રચાર હોતો નથી. તથાપિ એવાં પત્રો વિદ્યાસંપન્ન વર્ગોમાં વંચાય છે અને દેશના વિચારકોના અભિપ્રાયો વ્યક્ત કરતાં હોઈ, ધીમે ધીમે તેની આમવર્ગ ઉપર જરૂર અસર થાય છે. એ કામ 'વસન્તે' સુન્દર રીતે કર્યું. આ સિવાય એના પૂંઠા ઉપર દર માસે નિયમિત રીતે આવતો અંગ્રેજી ફકરો તથા તન્ત્રીની માહિતીપૂર્ણ, દલીલો ભરેલી જુદા જુદા વિષયોની—પ્રસંગોની નોંધો, એ બંને આ પત્રના વિશિષ્ટ વિભાગ હતા. સામાન્ય રીતે, આર્થિક વિષય તો આચાર્યશ્રીના અભ્યાસનો પ્રિય વિભાગ ભાગ્યે જ ગણાય. છતાં, બને તેટલાં એ વિષયનાં લખાણો પણ લખી લખાવીને દેશની, શ્રમજીવીઓની, ગરીબાઈ તરફ ધ્યાન ખેંચવાને એમણે બનતું કર્યું. વળી, જેમ 'સમાલોચક'માં ગોવર્ધનરામના મહત્ત્વના લેખો આવ્યા છે અને 'મોડર્ન રિવ્યૂ'માં રવીન્દ્રનાથ ઠાકુરનાં સંસ્કારી લખાણો પ્રકટ થયે જતાં હતાં, તેમ જ નરસિંહરાવની ઘણાં વર્ષોની સાહિત્યપ્રવૃત્તિનો ખજાનો તથા ઉત્તમલાલના વિચારશીલ રાજકીય લેખોનો સંગ્રહ 'વસન્ત'ની ફાઈલોમાં છે.

૬

આનન્દશંકરના તન્ત્રિત્વનો પ્રારંભ, 'સુદર્શન'થી થયો. મણિલાલ નભુભાઈના અવસાન પછી 'સુદર્શન' એમણે બારેક વર્ષ ચલાવ્યું. આ દરમિયાનમાં એમને 'વસન્ત' જેવા માસિક પત્રની આવશ્યકતા સમજાતાં, તે પણ એમણે શરૂ કરી દીધું. આ પત્રની એમને એટલી તો કાળજી અને ચિન્તા હતી કે કેટલીક વખત એ સર રમણભાઈના નામથી પ્રકટ થતું હતું, તથાપિ એની તન્ત્રીની નોંધો વગેરે સઘળું કાર્ય તેઓ પોતે જ કરતા. એમના સતત ઉદ્યોગશીલ જીવનનો આગળ ઉલ્લેખ થયો છે. એક વખત એમને સખ્ત તાવ હતો, છતાં રાતમાં એ પત્રને માટે બે ત્રણ નોંધો લખી નાંખી હતી.*

(અ)

આચાર્યશ્રીએ લખાણમાં ધીમે ધીમે પોતાની જ શૈલિ ખિલાવી હતી. જ્યાં સૂત્રાત્મક વચનથી કામ સરતું દીસે, ત્યાં તેઓ બહુ અસરકારક રીતે તેમ કરી શકતા. આવા જૂજ દાખલા જોઈએ:

* થોડા મહિના આ લેખકને તેનું પ્રકાશન આદિ કાર્ય સંભાળી લેવું પડ્યું હતું (નહિ તો કદાચ એ વખતે જ એ પત્ર બંધ થઈ જાત!) તે સમયનો આ લેખકનો જાતે અનુભવ ઉપર જણાવ્યો છે. ગો. જ.

"દુનિયાંનાં સઘળાં અનિષ્ટો દૂર કરવાનો બળવો એ જ એક માર્ગ છે, એમ કહેવામાં બુદ્ધિને શ્રમ નથી: પણ એટલાથી જ બુદ્ધિને સન્તોષ નથી."

"એક એ છે કે...રાજ્યપ્રકરણી પ્રશ્નનો અભ્યાસ અને જ્ઞાન બદલે જિજ્ઞાસા ચાલ્યાં ગયાં છે અને માત્ર મન્ત્રમહિમા એને સ્થાને બેઠો છે."

"ઘોડા ઉપર ઘોડેસ્વાર નહિ હોય તો લગામ આમ ગોઠવ્યે શું થવાનું હતું? રાષ્ટ્રનું ચૈતન્ય 'પોલિંગ બૂથ'માં નહિ આવે; ત્યાં તો એ ફક્ત પ્રકટ થશે."

"નાદિરશાહે છાવણીમાં જેમ આખો જન્મારો ગાળ્યો હતો તેમ શું આ નવો યુગ પણ 'પોલિંગ બૂથ' અને 'કાઉન્સિલ ચેમ્બર'માં જ જીવનક્ષેપણ કરશે?"

"લોકમત, વિદ્વન્મત, તાત્ત્વવિચાર, પક્વવિચાર, એ સર્વને એકત્ર કરી, એમાંથી સાહિત્ય-વિકાસની દિશાઓ શોધી કાઢવી, અને પથિકોને બતાવવી એ (સાહિત્ય) પરિષદ્‌નો એક મુખ્ય હેતુ અને ઉચ્ચ અધિકાર છે."

"મનુષ્યના હૃદયમાં કેવા કેવા રાક્ષસો—'રક્તબીજો'—ભર્યા છે, એની એને પોતાને પણ ખબર હોતી નથી. એની સાથે યુદ્ધ કરવાને માટે પરમાત્માના સાહાય્યની બહુ અપેક્ષા છે."

"ભગવન્નામોચ્ચાર અખિલ અજ્ઞાન અને પાપ અને નિર્બળતાને હરી વિશ્વમાં ઊંચે સ્વે સંભળાતું પરમાત્માનું ગાન—ઉદ્‌ગીથ (ૐ) આત્મામાં પૂરે છે."

(આ)

આનન્દશંકરનાં લખાણોમાંથી અહીં થોડા ઉતારા એમની દેશદાઝ અને ધાર્મિક ભાવના બતાવવા આપ્યા છે. એમનું સાહિત્યકાર અને કેળવણીકાર તરીકેનું કાર્ય સુપ્રસિદ્ધ છે, તેથી તેના ઉતારા જરૂરી ધાર્યા નથી. આ સિવાય, એમનાં લખાણો (ખાસ કરીને 'આપણો ધર્મ'માંનાં કેટલાંક)માં આપણને કવિની લેખની તથા કવિની દૃષ્ટિનું પણ સુન્દર દર્શન થાય છે. અર્થાત્ એમના હૃદયમાં કવિતાનું વહેણ પણ સજીવ હતું, એમ સમજાયા વિના રહેતું નથી. દાખલા તરીકે, મહાકવિ કીટ્સના એક કાવ્યમાંથી એમણે જે રહસ્યપૂર્ણ ઉરભાવનું દોહન કરી, કવિત્વપૂર્ણ વાણીમાં તેનું આલેખન કર્યું છે, તેવાં એમનાં લખાણો વાચકોને બહુ પ્રિય હોવાનો સંભવ છે; આ લેખકનો એ જાતિઅનુભવ પણ છે.

"અમે મહાત્માજી પાસે માગીએ છીએ કે ખાદી અને મિલનું કાપડ બંનેને એ હાથમાં લે. અને બંનેનો સમન્વય કરી દેશને દારિદ્રયમાં તણાતો અટકાવે. ખંડકાર્ય એ ગાંધીજી જેવા સેનાધિપતિને માટે નથી. એ કાર્ય તે તે અંગના નાયકોને સોંપી પોતે સર્વનું અખંડાકાર તન્ત્ર ચલાવે, એમ દેશ ઇચ્છે છે. ખાદી અને મિલનો વિરોધ પણ એ જ રીતે અટકાવાશે, અને બંનેનાં એકત્રિત બળનો વિરોધ પણ દેશને ત્યારે જ મળશે...(ખાદીપ્રચારની ખાસ જરૂર સ્વીકારતાં પણ—) દીવા ઓલવી નાંખવાથી કે કૂકડાં બોલવાથી સવાર થતું નથી. ગાંધીજી જેમ ગામડાં તરફ દૃષ્ટિ નાંખે છે તેમ બીજી તરફ મુંબઈના બંદર ઉપર દૃષ્ટિ નાંખે એમ અમે એમને વિનંતી

કરીએ છીએ. જેમ ગરીબ પ્રત્યે અનુકંપાની દૃષ્ટિ મોટી છે, તેમ સમગ્ર દેશહિતની દૃષ્ટિ પણ થોડા મહત્ત્વની નથી."

"આ રેંટિયો એ તમારો તંતુયજ્ઞ છે, યજ્ઞ જેટલી પવિત્ર બુદ્ધિથી કાંતવાનુ અને વણવાનુ કામ કરો, પણ એ સાથે એ યજ્ઞની ક્રિયામાંથી જ્ઞાન પણ પામો. રૂમાંથી સૂતરનો તાંતણો ખેંચો તે જ રીતે તમારા મગજમાંથી બુદ્ધિનો તાંતણો પણ ખેંચો. એ જેમ ઝીણો અને લાંબો તેમ સુન્દર. બેશક એ તૂટી જાય એમાં શોભા નહિ. એ તો નિર્બળતાનું ચિહ્ન. પણ જાડી બુદ્ધિ કે જાડા સૂતરમાં ખાસ વખાણવા જેવું નથી. બુદ્ધિ અને સૂતર જેમ ઝીણું તેમ જ સારું.

"પણ બુદ્ધિના ઝીણા ને લાંબા તાર કાઢ્યા પછી એ તારને આત્મામાં વણવાનું કામ બાકી રહે છે. એ કામ વણાટના જેવું જ કઠણ છે. પણ વણાટ જેટલું જ આવશ્યક છે. સૂતરનાં ગૂંછળાંમાંથી પટ ન વણાય ત્યાંસુધી એ ગૂંછળાં શા કામનાં? આપણા વિદ્યાર્થીઓ ઉપર એક ખરોખોટો આક્ષેપ છે કે તેઓ જે જ્ઞાન સંપાદન કરે છે, તે પરીક્ષાપત્રમા લખી જવા માટે જ હોય છે. એ જ્ઞાન .....એમના અંતરમાં ઊતરી એમના જીવનનો પ્રકાશ બનતું નથી...જે જે જ્ઞાન મેળવો તેને તમારો સિદ્ધાન્ત બનાવી દો...પુસ્તકની વિદ્યા તે પુસ્તકની જ રહેવા દેશો નહિ, એને તમારા આત્મપટમા વણજો."

"......ગૃહજીવનની શાન્તિ અને મીઠાશ બનાવનાર કોઈ કવિતા નહિ જોઈએ? સિંહ હસ્તિકુમ્ભ વિદારતો શોભે છે, પણ સિંહિકા પાસે કોમળ બનતો થોડો શોભતો નથી, તેથી રાષ્ટ્રના વિશાળ હકમાં ગૃહજીવનનો હક ડૂબી ન જાય, તેની સંભાળ રાખવાની છે. એ સંભાળ કોઈપણ તરેહની દલીલોથી કે કાયદાઓથી રાખી શકાવાની નથી એને માટે કવિપ્રતિભામાંથી ઉદ્ભવેલાં ગૃહજીવનના મધુરાં ચિત્રો જ જોઈશે જે આપણા હૃદયને આકર્ષશે, અને આપણા જીવનમાં નિઃશબ્દ ઉન્નતિ પ્રેરશે. એમ કહેવાય છે કે પ્રાચીન ગ્રીસમા મહાન દેવ વા મનુષ્યની મૂર્તિ ઘરમાં રાખવામાં આવતી, એટલા હેતુથી કે એનું દર્શન કરતી ગૃહિણી તત્સદૃશ પુત્ર ઉત્પન્ન કરે, અને અરબ સ્ત્રીઓ પોતાના ઓરડામા મૃગલા પાળતી. એટલા માટે કે એનું ચિન્તન કરતી પોતે મૃગનયના છોકરાને જન્મ આપે, આવો ભાવનાનો મહિમા મનાયો છે."

"આપણા ધર્મ અને તત્ત્વજ્ઞાનના મન્દિર તરફ નજર કરો, એ મન્દિર ઘણુ પ્રાચીન છે. પણ એ પ્રાચીનતાને લીધે .... આપણા .. ચઢતી પડતીના સમયોમા આપણે એ વિશાળ મન્દિર ને જોઈએ તેવું સાફસૂફ રાખી શક્યા નથી તેને લીધે—એમાં અજ્ઞાનના પુષ્કળ જાળાં બાઝ્યા છે, ખૂણેખૂણે ચામાચીડીઆએ વાસ કર્યો છે, ભવ્ય અને સુન્દર ચિત્રો મેંકડો વર્ષની ધૂળથી અને જ્યા ત્યા ફરેલા અણસમજુ કડીઆના કૂચડાથી ઢંકાઈ ગયાં છે. અને કેટલેક ઠેકાણે દિવ્ય મનુષ્યાકૃતિ બાળકોએ કાઢેલા કોયલાના લીટાથી વાનર જેવી બની ગઈ છે એના કેટલાક ભાગમા સૂર્યનું એક કિરણ પણ પડતુ નથી અને કોઈક પૂજારીએ પ્રજ્વાળેલા ઝાંખા બળતા દીવા પણ ઘણાખરા હોલાઈ ગયા છે આવા વિશાળ અને અદ્ભુત મન્દિરનો જીર્ણોદ્ધાર કરવાનું કોઈપણ એક વ્યક્તિમા સામર્થ્ય નથી. બલ્કે, એ મન્દિરમા સર્વ ન ફરી વળી એવુ યથાસ્થિત જ્ઞાન મેળવે

એટલી પણ કોઈની શક્તિ નથી. એ પ્રાચીન દેવાલયનો ઉદ્ધાર કરવામાં, અને એની દિવાલો ધોઈને ફરી-સાફ કરવામાં, કાંઈ નહિ તો એકાદ બે જાળાં ખંખેરી કાઢવામાં, કે અંધારામાં જરા બત્તી ફેરવવામાં, ભાગ લેવો એ દરેક સનાતન હિન્દુધર્મીની ફરજ છે."

"અમને તો લાગે છે કે—મૂર્તિપૂજા એ ખરી ધાર્મિકતાનો ઉદ્‌ગાર છે, પરતત્ત્વને પ્રત્યક્ષ કરી જોવા, સેવવા, અને આલિંગવાનો યત્ન છે. જૂના યાહુદીધર્મના વખતમાં અને તે પહેલાં ઘણો વખત, એસિરીઆ, બેબિલોનિયા વગેરે દેશોમાં ધાર્મિકવૃત્તિ બહુ નિકૃષ્ટ દશામાં ઊતરી પડી હતી અને તે વખતે મૂર્તિપૂજાએ બહુ બહુ અયોગ્ય સ્વરૂપો ધારણ કર્યાં હતા; એ કારણથી કેટલાક જૂના યાહુદીઓ અને ક્રાઈસ્ટ વગેરે નવીન યાહુદીઓએ મૂર્તિપૂજા ઉપર પ્રહાર કર્યો. પણ એટલા ઉપર થી, મૂર્તિપૂજાની ઐતિહાસિક સદોષતાને ત્રૈકાલિક સદોષતારૂપે માની લઈ, અને પરમેશ્વર ચરાચર વ્યાપી રહેલો છે—જગતથી પર (Transcendent) છે તેમ જગતમાં (Immanent) છે—એ વાત ભૂલી જઈ, ઉપર સ્વર્ગમાં બેઠેલો છે તેથી મૂર્તિથી ભિન્ન છે, એમ ભ્રાન્તિમાં પડી, ક્રિશ્ચિયનો અને મુસલમાનોનું અનુકરણ કરી, આપણા અર્વાચીન સુધારકો મૂર્તિપૂજાનું ખંડન કરવા જાય છે એ મોટી ભૂલ છે."

"હિન્દુ ધર્મનું રહસ્ય જાણવું હોય તો હિન્દુઓના જીવનમાં જીવો અને એ જીવન પરદેશી વિદ્યાથી રૂપાન્તર પામી ગયેલા કે શહેરના એશઆરામથી વિનાશ પામેલા હિન્દુજીવનમાં નહિં જણાય—તે માટે તમારે અભણ અને ગરીબ લોકોના ઝૂપડામાં જઈ ત્યાંનુ જીવન જોવું જોઈશે —અને એ પણ બહારના પડ ઉતારીને અંદર દૃષ્ટિ નાંખવાથી જ જણાશે. આ દૃષ્ટિબિન્દુ પૂર્વે સૂઝ્યું ન હોય તેમને મારી વિનંતી છે કે તે ઉપર સ્થિર ચિત્તે મનન કરવું અને મને ખાતરી છે કે કીટ્સ આગળ ચેપમનના 'હોમર' જેવા—હિન્દુ ધર્મની એક નવી જ પોથી એમની નજર આગળ ઉઘડેલી દેખાશે."

"રે પ્રભો!—જેના રસને વેદ 'सोम' 'इन्दु' નામે સ્તવે છે—તારી દૃષ્ટિ અન્તરમાં પડતાં, આ જન્મના અનેક સાંસારિક અનુભવો અને લાલસાઓથી ખવાઈ ગયેલા, અરે! અસંખ્ય જન્મોની માયાજાળથી છવાએલા જર્જરિત, આત્માઓના હૃદયો પણ ઊઠે છે રે પ્રભો! તારો દિવ્ય સમાગમ થતાં, અત્યંત શુષ્ક અને જીર્ણ થઈ ગએલી આત્મવૃક્ષની શુભવૃત્તિરૂપી ડાળીઓ પણ પુનઃ ધીમે ધીમે પવિત્ર ધ્વનિ ઉચ્ચારે છે. મૃતવસ્તુઓમાં—ખરો ચિત્પદાર્થ ખોઈ બેઠેલા જીવોમાં—પણ તારો શ્વેત શુભ્ર સત્ત્વગુણમય પ્રકાશ અને પ્રેમમય ચુંબન અલૌકિક ચૈતન્ય પ્રેરે છે આ ઇન્દ્રિયરૂપી ઔષધિ, તારા પ્રેમની ચન્દ્રિકામાં વીંટાએલી, ઊંઘમાં પણ—આ સંસાર-નિદ્રામાં પણ દિવ્યક્ષેત્રોના સ્વપ્ના અનુભવે છે અસંખ્ય મહાત્માઓરૂપી ગિરિવરો તારા દૃષ્ટિ-પાતથી પવિત્ર થવા મોટી મોટી આકાંક્ષાભર્યા ઊભા રહે છે અને તે છતાં, એક અલ્પમાં અલ્પ માનસગુહા, તારા આનન્દથી સીંચાવા જેમ એક ન્હાનામાં ન્હાની જગા, પણ તારી પ્રેમચન્દ્રિકા પામ્યા વિના રહી જતી નથી આ શરીર રૂપી માળામાં રહી, પ્રવૃત્તિનિવૃત્તિરૂપ પાંખો ફફડાવતું આ જીવાત્મારૂપી પક્ષી પણ એની શાન્ત દૃષ્ટિ વડે તારા મુખનું અવલોકન કરી શકે છે, અને

એકાદ પવિત્ર ગ્રન્થરૂપી લતાપત્રોના આશ્રય નીચે રહીને તારી ઝાંખી લઇ શકે છે. ભક્તિરૂપી મોતીની છીપમાં ન્હાની આ બિચારી શાંત થઈ પડી રહેલી મનરૂપી માછલી પણ તારી શાંતિ પામે છે."

[ કીટ્સના એક કાવ્યનો ભાવાનુવાદ ]

આચાર્ય આનન્દશંકર હિન્દુ યુનિવર્સિટીની સત્તરેક વર્ષ સેવા કરી, ત્યાંની ડિ. લિટ્ ની માન ભરેલી ઉપાધિ લઈ વાનપ્રસ્થ થયા. પરન્તુ અમદાવાદમાં આવતાની સાથે એમને માટે પાછી શહેરની સઘળી સત્પ્રવૃત્તિ રાહ જોતી જ હોય, એમ તે સર્વનાં સુકાન એમને હસ્તે સોંપાયાં. અને અવસાન સુધી પોતે કર્ત્તવ્યની એ ધુરા ધારણ કરી રહ્યા હતા. એમની એક જ મહેચ્છા હતી જે એમની જિન્દગીમાં પૂર્ણ ન થઇ શકી અને તે ગૂજરાતની યુનિવર્સિટી સ્થાપવાની. શ્રદ્ધા છે કે એ એમની મહેચ્છા પણ પૂર્ણ થતાં હવે બહુ સમય નહિ વીતે.

આચાર્યશ્રીને ઘણાં સન્માનપત્રો, ઘણાં સ્તુતિવચનો, ઘણા પ્રશંસાપત્રો અપાયેલ છે. તેમાંના એકમાંથી એક ફકરો, જેમાં એમના જીવનકાર્યનો સુન્દર સમન્વય થયેલો દીસે છે, તે અન્તમાં આપીશું:

"પ્રજાના અભ્યુદયનાં પ્રધાન સાધનો, કેળવણી, સાહિત્ય, પત્રકારત્વ, વ્યાખ્યાનો તથા સમાજહિતચિન્તન, એ સર્વમાં આપનું અનુપમસ્થાન; આપના હૃદયબુદ્ધિના મહાગુણો જેવા કે સમન્વય, સમાધાન, સદ્‌ભાવ અને સહકારની પ્રબલ વૃત્તિઓ; તેમ જ આપનો ઉદાત્ત ઉરભાવ, આદર્શ ચારિત્ર્ય, વિશાલ વાચન, મર્મભેદી પર્યેષણા, વિરલ તુલનાશકિત અને રસદષ્ટિ, આર્યસંસ્કૃતિનો, ધર્મનો પરમ સ્નેહ, અને ઉદ્યોમપૂર્ણ, કર્ત્તવ્યશીલ, કાર્યદક્ષ, સંયમી જીવન; તથા વર્ણભેદ,—વર્ગભેદ,—ધર્મભેદથી પર આપનું રાષ્ટ્રપ્રેમી માનસ; એ સહુય આપને ઉત્તમ નાગરિક, ઉત્તમ સદ્‌ગૃહસ્થ, ઉત્તમ સાક્ષર તથા ઉત્તમ શિક્ષાગુરુ (—અનેકાનેક શિષ્યપરંપરાના તો આપ ગુરૂણાં ગુરુઃ છો જ—) સિદ્ધ કરે છે; અને આપની સર્વપ્રિય ઓજસ્વી કારકિર્દી આપને સ્વાભાવિક રીતે સર્વત્ર નેતૃત્વ અર્પે છે."*

* અમદાવાદની વડનગરા નાગર ગૃહસ્થ એસોશિયેશનની અભિનન્દનપત્રિકામાંથી

# સદ્‌ગત આચાર્યશ્રી આનંદશંકરભાઈ બા० ધ્રુવનાં સંસ્મરણો

રા. બ. દાદાભાઈ આ. પટેલ

ઈ. સ. ૧૯૦૦ થી ૧૯૦૨ સુધી હું ગુજરાત કૉલેજમાં વિદ્યાર્થી તરીકે હતો. તે વખતે મારી બીજી ભાષા ( Second Language ) સંસ્કૃત હોવાથી અને સદ્‌ગત આચાર્યશ્રી સંસ્કૃતના અધ્યાપક ( Professor ) હોવાથી મને તેમના શિક્ષણનો લાભ મળેલો. વળી બી. એ.માં ઐચ્છિક વિષય (Optional Subject) તરીકે Literature એટલે ઇંગ્લિશ અને સંસ્કૃત પસંદ કરેલ હોવાથી—તેમની પાસેથી હું કઠોપનિષદ, મુંડકોપનિષદ તથા બાદરાયણનાં બ્રહ્મસૂત્રોનો ઘણો જ થોડો ભાગ શ્રી શાંકરભાષ્ય સાથે તેમ જ ઋગ્વેદનો થોડો ભાગ તેમની પાસેથી શીખવાને હું ભાગ્યશાળી થયો હતો. પણ મારે કબૂલ કરવું જોઈએ કે તે વખતની મારી આર્થિક સ્થિતિ એવી હતી કે આ બધા વિષયો પરીક્ષા પાસ કરવા પૂરતા મેં વાંચેલા—એટલે કે તે વિષયોને પૂરા સમજવાને બીજાં જે પુસ્તકો વાંચવાની જરૂર પડે તે વાંચવાનો મને બિલકુલ વખત મળતો નહિ. અને મુખ્ય નેમ વરસ બગડે નહિ અને પહેલે વર્ષે પરીક્ષા પાસ કરી જલદી જીવનનિર્વાહનાં સાધન મળે એ તરફ હતી—તેથી આ ઊંડા રહસ્યવાળા ગ્રંથોમાં જે મહાન સત્ય અને આખી દુનિયાના ધાર્મિક ગ્રંથોમાં જે તત્ત્વજ્ઞાન મળતું નથી અને જે મેળવવા માટે જર્મન પ્રોફેસર મેક્ષમૂલર જેવા વિદ્વાનોએ સંસ્કૃત જેવી ભાષા શીખીને અથાગ શ્રમ ઉઠાવ્યો છે તે પૂર્ણ રીતે હું મેળવી શકેલો નહિ—છતાં તે વખતે મારા મગજ ઉપર આપણી આર્ય સંસ્કૃતિ વિશે જે શુભ સંસ્કારો સદ્‌ગત આચાર્યશ્રીએ પાડેલા તે છેક ભુંસાયા નહિ. અને પાશ્ચિમની કેવળ વૈજ્ઞાનિક અને એક રીતે કહીએ તો નિરીશ્વરવાદી કેળવણીના વાવાઝોડામાંથી જો હું થોડેઘણે અંશે બચ્યો હોઉં તો તે સ્વર્ગસ્થશ્રી આનંદશંકરભાઈના બોધનો પ્રતાપ એમ હું માનું છું.

બી. એ. પાસ થયા પછી શું કરવું ? એ પ્રશ્ન હાલ જેમ દરેક ડિગ્રી મેળવનારને મૂંઝવે છે તેમ તે વખતે અને આજથી લગભગ ૪० વર્ષ પર પણ મને મૂંઝવવા લાગ્યો. માબાપ નાની ઉમરમાં જ એટલે ૫–૬ વર્ષની વયમાં જ ગુમાવેલાં હોવાથી અને નિર્વાહ માટે મોટાભાઈના ટૂંકા પગાર ઉપર આધાર હોવાથી કૉલેજમાં આગળ અભ્યાસ થાય તેમ નહોતું–વિલાયત જઈ I. C. S. માટે ખંતપૂર્વક મહેનત કરવાની મહત્ત્વાકાંક્ષા પણ ઉદ્‌ભવેલી અને તેનો કોર્સ વગેરે પણ મંગાવેલો. પરંતુ આર્થિક મદદના અભાવે મનની વાત મનમાં જ રહી. તે વખતે શ્રીયુત આચાર્યશ્રી આનંદશંકરભાઈ પાસે હું તથા મારા મોટાભાઈ “ હવે શું કરવું ? ” તે બાબત તેમની સલાહ લેવા ગયેલા. ત્યારે તેમણે મને જે કહેલું તે હજી પણ મારા કાનમાં ગુંજ્યા કરે છેઃ

“ તમે એક નાના ગામના તલાટી થાઓ કે પછી વડોદરા રાજ્યના દીવાન થાઓ, પણ તે વખતે તમારું વર્તન કેવું હશે અને તમારા સ્વાધ્યાય અને નિર્દેશ માટે શ્રીમદ્‌ભગવદ્‌ગીતા રાખતા

હશો કે બીજુ એવું કંઈ નકામુ પુસ્તક રાખતા હશો કે કંઈ નહિ રાખતા હો—તેના ઉપરથી તમારી કેળવણીની કીમત અંકાશે"—આ વાક્યોમાં કેટલો ગુહ્યાર્થ રહ્યો છે તે વાંચનાર સમજી શકશે. એટલે કે માણસની કેળવણીની પરીક્ષા તેના વેતન કે પદવી ઉપરથી નથી કરવાની પણ તેના ચારિત્ર્ય ઉપરથી તેમ જ તેની ધર્મભાવના ઉપરથી થાય છે.

તે પછી રેવન્યૂ ખાતામાં હું નોકરીમા જોડાયો—અને રેવન્યૂ ખાતાનો જેને અનુભવ છે તેઓ જાણે છે કે તે ખાતામાં જેઓ ખંતથી અને પ્રામાણિકપણાથી કામ કરે છે તેમને એટલુ બહુ કામ પહોચે છે કે બીજા અભ્યાસ માટે તેમને બિલકુલ ફુરસદ મળે નહિ કેટલાક નસીબદાર થોડા પ્રયત્ને પણ ફાવી જાય છે એ વાત ખરી છે પણ આવા કેસો અપવાદરૂપ હોય છે. ઈ સ. ૧૯૨૩—૨૪ માં હુ ખેડાના કલેક્ટરનો ચિટનીસ હતો, તે વખતે વેદાન્તનો વિષય તાજો કરવાની ફરી ઊર્મિ થઈ આવી અને એક નવા થયેલા ગ્રેજ્યુએટ સાથે દરરોજ રાત્રે કલાક કલાક વેદાન્તસૂત્ર ઉપરનુ શાંકરભાષ્ય વાચવા માડેલુ—પરતુ એક મહિનામા જ બીજુ વધારે કામ આવવાથી તે વાચવાનું બંધ કરવુ પડેલુ

ઈ. સ ૧૯૩૭મા હું નોકરીમાથી છૂટા થવાની રજા લેઈને અમદાવાદ આવ્યો ત્યારે આચાર્યશ્રી આનંદશંકરભાઈની મને ફરી મુલાકાતનો લાભ લગભગ ૩૪ વર્ષે મળ્યો. તે વખતે તેમને મહેજ યાદ દેવડાવતાં તેમણે મને તુરત ઓળખ્યો અને મારા સહાધ્યાયી બીજા બેત્રણ વિદ્યાર્થીઓ વિશે મને તેમણે ખબર પૂછી. આ ઉપરથી તેમની સ્મરણશક્તિ કેવી સારી અને તેજ હતી તે જણાઈ આવે છે.

ઉચ્ચ કેળવણી અને ઉચ્ચ અભ્યાસ માટે સ્વર્ગસ્થ આચાર્યશ્રીને કેટલી લાગણી હતી તે તે વખતના તેમના મારી સાથેના ટૂંકા વાર્તાલાપ ઉપરથી મને જણાયુ સરકારી નોકરીના શુષ્ક ક્ષેત્રમા ઘણો વખત કામ કરવાથી અને ગ્રેજ્યુએટ થયેલા ઘણા યુવાનો ટૂંકા પગારની નોકરીઓ માટે ફાફા મારતા મારી પાસે આવતા હોવાથી તથા કેટલાક તો વગર પગારની ઉમેદવારી કરતા જોવાથી મારા મનમા ઘણા વખતથી એમ થયા કરતુ હતું કે આપણી કેળવણીની પદ્ધતિ ઘણી જ ખામીભરેલી છે અને તે સુધારવાની ઘણી અગત્ય છે. ગામડાના ખેડૂતના છોકરાઓને અંગ્રેજી ભણાવી મૅટ્રિક કરવાથી શહેરી જીવનનો તેમને અભ્યાસ પડવાથી તેઓ ગામડામા જઈ રહી પોતાનો અસલ ધધો કરવા નાલાયક બને છે, અને બધા મૅટ્રિકોને રોકી શકાય એટલી સરકારી કે ખાનગી નોકરી મળતી નથી—અને તેથી अतो भ्रष्टस्ततो भ्रष्ट જેવી દયાજનક સ્થિતિ તેમની થાય છે. તેથી મે કહ્યુ કે ગામડાના છોકરાઓને ખપ જેટલુ અગ્રેજી જ્ઞાન ગામમા જ આપવુ અને અપવાદરૂપ છોકરા જે ઘણા બુદ્ધિમાન હોય અગર ઘણી સારી આર્થિક સ્થિતિના હોય તેઓ જ આગળ અગ્રેજીનો અભ્યાસ કરવા શહેરમા આવે

કૉલેજનો અભ્યાસ તો ઘણા જ થોડાને આપવો, જેથી " Educated unemployed "-ની સખ્યા વધવા પામે નહિ, અને વકીલોની સંખ્યા વધતા કજિયા તથા કોર્ટોનું કામ જે વધ્યુ છે તે કમી થાય અને ગામડાની ખેતી મજૂરો તથા ખેતી કરનાર સારા ખેડૂતોના

અભાવે નિર્જીવ થતી જાય છે તેનામાં કંઈક જીવ આવે. આ મારો અભિપ્રાય આચાર્યશ્રીને પસંદ પડ્યો નહિ અને તેમણે મને ચોખ્ખું સંભળાવી દીધું કે તે બરાબર નથી. "દરેકે દરેક વિદ્યાર્થીને ઊંચ કેળવણીનો લાભ મળવો જ જોઈએ. એટલે દરેકને બી. એ. સુધી તો જવાની સવડ આપવી જ જોઈએ. અને તેની આગળ જેની લાયકાત અને સાધન હોય તે જાય.—" તે સાંભળી હું ચૂપ રહ્યો અને આચાર્યશ્રીના વિચારો વિશે વધારે વિચાર કરવા લાગ્યો.

રિટાયર થઈને આવ્યા પછી હું તુરત જ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં આજીવન સભ્ય તરીકે જોડાયો તથા વ્યવસ્થાપક મંડળના સભ્ય તરીકે પણ ચૂંટાયો --અને તેથી સદ્‌ગત આચાર્યશ્રીના થોડા થોડા સહવાસમાં આવતો ગયો, તેમ તેમ તેમને માટેની મારી માનની લાગણીમાં વધારો થતો ગયો. ગુ૦ વ૦ સો૦ ના પ્રમુખ તરીકે સોસાયટીના વધતા જતા હિસાબ વગેરે બરાબર તદ્દન શુદ્ધ રીતે રાખવામાં આવે તે બાબત તેઓશ્રી ઘણી જ કાળજી રાખતા અને તેમના તે પ્રયાસના પરિણામે જ "હિસાબ અને બંધારણ ઉપસમિતિ" પ્રથમ હયાતીમાં આવી.

ઉચ્ચ અભ્યાસ તથા સંશોધન વિભાગ માટે, તેમ જ સરકારી non—recurring રૂ. ૮૦૦૦) ની અને વાર્ષિક recurring રૂ. ૧૨૦૦૦) ની ગ્રાન્ટ માટે તેમણે લીધેલા પરિશ્રમ માટે સકળ ગુજરાત સારી રીતે માહિતગાર છે. "ગુજરાત યુનિવર્સિટી" જલદી સ્થાપવા માટે તેઓશ્રીને ઘણી ધગશ હતી અને તે ધગશ અધૂરી રહી ગઈ છે—અને તેમનું તે સ્વપ્ન ફળીભૂત કરાવવાનો બોજો હવે તેમની પાછળ રહેલા તેમના અનુયાયીઓ તથા પ્રશંસકો અને ગુજરાતના ધન અને વિદ્યાથી સંપન્ન આગેવાનોને માથે આવી પડે છે. અને તેઓને તે બરાબર ઉપાડી લેવાનું સામર્થ્ય પરમકૃપાળુ પરમાત્મા આપે તેવી નમ્ર પ્રાર્થના છે.

# આચાર્ય ડૉ. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવનાં સંસ્મરણો

ડૉ. જોસેફ બેન્જામિન

સદ્‌ગત ડૉ. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવનો જન્મ અત્રેની વડનગરા નાગર ગૃહસ્થ જ્ઞાતિમાં સંભાવિત કુટુમ્બમાં થયો હતો. તેમના પિતાશ્રી કાઠિયાવાડમાં દફતરદારના ઉચ્ચ હોદ્દા પર હતા. પોતે એમ. એ. અને એલએલ. બી.ની પરીક્ષાઓ પસાર કર્યા પછી ગુજરાત કૉલેજમાં અધ્યાપક નિમાયા હતા. સને ૧૮૯૩માં તેઓ જ્યારે રાયપુર આકાશેઠ કૂવાની પોળમાં રહેતાં હતા ત્યારે મારું દવાખાનું સ્વ. શેઠ વીરચંદ દીપચંદ, સી. આઇ. ઈ. ના રૂપા સુરચંદની પોળ બહારના ડહેલામાં હતું. તે સમયે તેમના કુટુમ્બીજનોના ઔષધોપચાર માટે મને બોલાવવામાં આવતો હોવાથી હું તેમના સમાગમમાં આવવાનો લાભ મેળવી શક્યો. બાદ મારે તેમને ઘેર ઘણી વખત જવાના પ્રસંગો મળવાથી તેમની વિદ્વત્તા, સૌજન્ય અને માયાળુ સ્વભાવની મારા ઉપર છાપ પડી. ગુજરાત કૉલેજમાં તેઓ સંસ્કૃત શીખવતા, એટલું જ નહિ પરંતુ તેની સાથે અંગ્રેજી અને અન્ય વિષયો પણ શીખવતા. તેમણે તેમના વિદ્યાર્થીઓની પ્રીતિ સંપૂર્ણ રીતે સંપાદન કરી હતી. તેથી વિદ્યાર્થિવર્ગ તેમને તેમના ખરા ગુરુ તરીકે માનતો હતો.

સને ૧૮૯૫માં મેં જ્યારે અમદાવાદ મ્યુનિસિપાલિટીની ખાડિયા વૉર્ડ નં. ૨ ની સામાન્ય ત્રિવાર્ષિક ચૂંટણી વખતે સભાસદ થવા માટેની ઉમેદવારી કરી ત્યારે મારા માટે તેમણે જ દરખાસ્ત કરી હતી, અને સ્વ. રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી જેઓ તેવામાં પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના વાઇસ-પ્રિન્સિપાલ હતા તેમણે ટેકો આપ્યો હતો.

સને ૧૯૦૧માં મેં ગુજરાત કૉલેજમાં "અમદાવાદનું આરોગ્ય" એ વિષય પર ભાષણ આપ્યું હતું તે આચાર્યશ્રી આનન્દશંકરભાઇના પ્રયાસથી ગોઠવાયું હતું.

પોતે મદ્યનિષેધના ચુસ્ત હિમાયતી હોવાથી સને ૧૯૦૦માં તેઓ અમદાવાદ મદ્યનિષેધક મંડળના સભાસદ તરીકે જોડાયા હતા; અને છેવટ સુધી સભાસદ તરીકે ચાલુ રહ્યા હતા. તેઓ આ મંડળની વ્યવસ્થાપક સમિતિના સભ્ય તરીકે સને ૧૯૦૨માં ચૂંટાયા ત્યારથી તે આખર સુધી તે પદે રહ્યા હતા. આ મંડળનો સુવર્ણ મહોત્સવ સને ૧૯૩૮માં ઉજવાયો. તે પ્રસંગે એક જાહેરસભા બોલાવવાની હતી. સદરહુ સભાનું પ્રમુખસ્થાન ડૉ. એમ. ડી. ડી. ગિલ્ડર, એમ. ડી. (લંડન), જે તે સમયે મુંબઈ સરકારના તંદુરસ્તી અને દારૂખાતાના પ્રધાન હતા તેઓને લેવા વિનંતી કરવી એવી ડૉ. આનન્દશંકરભાઈએ સૂચના કરેલી. તે સૂચનાનુસાર ડૉ. ગિલ્ડર સાહેબને સભાપતિનું સ્થાન લેવા વિનંતી કરેલી, જે તેઓએ સ્વીકારી. તેથી જ તે જાહેરસભા ફત્તેહમંદ નીવડી, જેનો યશ આનન્દશંકરભાઈને ઘટે છે.

સર્વધર્મપરિષદ સને ૧૯૩૬માં અત્રે હંસરાજ પ્રાગજી હૉલમાં ભરાઇ હતી, તે પ્રસંગે

અધ્યક્ષપદેથી આનન્દશંકરભાઈએ જે મનનીય ભાષણ આપ્યું તે તેમના બધા ધર્મોના ઊંડા અભ્યાસની પ્રતીતિ કરાવતું હતું.

ગુજરાત કૉલેજમાંથી નિવૃત્તિ લીધા બાદ મહાત્મા ગાંધીજીની ભલામણ ઉપરથી પંડિત મદનમોહન માલવીયજીએ આનન્દશંકરભાઈની બનારસ કૉલેજના મુખ્ય અધ્યાપક તરીકે પસંદગી કરી. ત્યાં તેમની કારકિર્દી બહુ જ યશસ્વી નીવડી. તેથી તેમને બનારસ યુનિવર્સિટીના પ્રો–વાઈસ-ચાન્સેલર (Pro–Vice–Chancellor) નીમવામાં આવ્યા હતા. તેઓ જ્યારે બનારસથી પોતાના હોદ્દા ઉપરથી નિવૃત્ત થયા ત્યારે બનારસ યુનિવર્સિટીએ તેમને ડૉક્ટર ઑફ લિટરેચર (D. Litt) ની પદવીથી નવાજ્યા. બનારસથી અહીં આવ્યા પછી તેઓશ્રીએ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના કામકાજમાં સક્રિય ભાગ લેવા માંડ્યો. આ સોસાયટીના કારોબારી સમિતિના સભ્ય તરીકે અગાઉ અને પાછળથી દી. બ. કેશવલાલ ધ્રુવના અવસાન બાદ પ્રમુખ તરીકે તેમણે સોસાયટીની જે સેવા બજાવી છે તે માટે સોસાયટી તેમની અત્યંત ઋણી છે. તેમના જ પ્રયાસથી આ સોસાયટીમાં ઉચ્ચ અભ્યાસ તથા સંશોધન વિભાગ ઉઘાડવામાં આવ્યો; અને સરકાર તરફથી આ કાર્ય માટે સોસાયટી મદદ મેળવી શકી તે પણ તેમની જહેમતને લઈને જ.

ગુજરાતમાં જુદી યુનિવર્સિટી સ્થપાય એવી તેમની તીવ્ર ઇચ્છા હતી, પરંતુ તે ઇચ્છા બર આવે તે પહેલાં તેમનું અવસાન થયું અને તેમની હયાતીમાં તે તેમની ઇચ્છા પરિપૂર્ણ ન થઈ શકી. તેમના અવસાનથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને જે ભારે ખોટ પડી છે, તે પૂરી શકાય તેમ નથી. તેઓ સનાતન હિંદુ ધર્મના ચુસ્ત હિમાયતી હતા તોપણ સમાજમાં જે કાંઈ યોગ્ય સુધારા યા તેના પ્રયત્નો થાય તેનો તેઓ વિરોધ કરતા નહિ. તેમને સારાં સારાં પુસ્તકો રાખવાનો શોખ હતો અને તેમનું વાચન વિશાળ હતું. એથી જ તેઓ પોતાનું એક સ્વતંત્ર સુંદર મોટું પુસ્તકાલય બનાવવા ભાગ્યશાળી થયા હતા. દરેક વિષયને લગતાં લગભગ પચાસ હજારની કીમત કરતાં વધુ પુસ્તકોનો તેમનો સમગ્ર સંગ્રહ તેમના લાયક સુપુત્રોએ આનન્દશંકરભાઈની ઇચ્છા મુજબ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને બક્ષિસ આપ્યો છે, એ ખરેખર ગૌરવ લેવા જેવું છે.

આનન્દશંકરભાઈ એક મહાન સાક્ષર હતા અને 'વસંત' માસિકદ્વારા જે કીમતી સાહિત્ય-સેવા તેમણે કરી છે તેથી સમસ્ત ગુજરાત તેમનું ઋણી છે. તેમણે પોતાનું સમગ્રજીવન વિદ્યા-વૃદ્ધિ અર્થે ગાળ્યું હતું. જો પોતે ચાહત તો વકીલાતના ધંધામાં પડી નામના કરત, એટલું જ નહિ પણ હાઈકોર્ટના ન્યાયાસનની ગાદી પણ મેળવી શક્યા હોત પણ તેઓએ સરસ્વતીના ઉપાસક તરીકે જ રહીને જે સેવા બજાવી છે તે અનુપમ છે. અન્ય શિક્ષિત વર્ગને આ તેમનો દાખલો અનુકરણ કરવા યોગ્ય છે.

જોકે આ ફાની દુનિયા ત્યજી તેઓ ચાલ્યા ગયા છે, તોપણ તેમનો સાહિત્યસૌરભનો વારસો અમર છે. પરમેશ્વર તેમના આત્માને અવિચળ શાન્તિ આપો. તથાસ્તુ.

# સંસ્મરણો અને વિચારો

શ્રી રામચંદ્ર નારાયણ પંડ્યા

**પૂ. આચાર્યશ્રી** આનન્દશંકર ધ્રુવના અવસાનથી ગૂજરાતને જ નહિ પણ સમસ્ત ભારતવર્ષને એક પૂરી ન શકાય તેવી ખોટ પડી છે અને આમ કહેવાને મારી પાસે એક વિશિષ્ટ કારણ છે એ આગળ જતા સ્પષ્ટ થશે આચાર્યશ્રીની સાથેનો મારો પરિચય આમ તો નહિવત્ ગણાય તેવો છે એમાંય બે વખત એમની સાથે વાત કરવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયુ હતુ. અને એમના થોડાંક વ્યાખ્યાનો સાંભળવા મળેલા એ વિના અંગત પરિચય બીજો નથી પણ એક બીજી રીતે આચાર્યશ્રીના અંતેવાસી થવાનુ મને પ્રાપ્ત થયેલુ તેને માટે મારા અધ્યાપક પૂજ્ય પાઠક સાહેબનો જેટલો આભાર માનુ તેટલો ઓછો છે એમના ધર્મવિષયક લખાણોનો સંગ્રહ "આપણો ધર્મ" એ નામથી પ્રસિદ્ધ થયેલો છે. તેની ત્રીજી આવૃત્તિ છપાવાની હતી અને શ્રી. પાઠકસાહેબ એનુ સંપાદનકાર્ય કરનાના હતા એના પ્રૂફ એમની સાથે રહીને જોવાનુ કાર્ય એમણે મને સોંપ્યુ હતુ તેને પરિણામે એ લખાણો વાચવાનો લાભ મને મળ્યો એટલુ જ નહિ પણ 'વસંત' માંથી બીજા લખાણો ખોળી કાઢવા અને સરખાવવાને અંગે એમના બીજા લખાણો પણ જોવા મળ્યા ઉપરાંત આચાર્યશ્રીના સાહિત્યવિષયક લેખો 'સાહિત્યવિચાર' અને 'કાવ્યતત્ત્વવિચાર' રૂપે છપાયા છે તે વાચવાનો પ્રસંગ પણ મને પ્રાપ્ત થયેલો.

આ બધુ તો ખરું જ, પણ એમનો અંગત પરિચય થોડોક જ, છતા ખૂબ અગત્યનો નીવડ્યો છે બેત્રણ વખત માત્ર જિજ્ઞાસાવશ થઈને જ એમને રહેઠાણે ગયેલો અને ત્યારે થયેલી વાતચીત એમના જ શબ્દોમા મારા સ્મરણમા છે તે પ્રમાણે અહીં રજૂ કરુ છુ.

"આપની પાસેથી હજી તો અમને ઘણી આશા છે"

"એ તો જાણે ઠીક , તો આ વિશ્વની યોજનામા જે બની શક્યુ તે કરી છૂટયો છુ વ્યક્તિને એ રીતે મહત્ત્વ આપવાની જરૂર નથી"

"આપ હજી પણ કાઈ વધુ ન આપી શકો?"

"ના, એવી મારી સ્થિતિ નથી રહી બાકી, મારા મનમા તો હજી ઘણુઘણુ પડ્યુ છે એ દૃષ્ટિએ મારે તો વેદથી શરૂ કરી બ્રાહ્મણ, આરણ્યક, ઉપનિષદ વગેરેના વિધાનોનો સમન્વય કરી બતાવવો હતો એ વસ્તુઓ અત્યારે પણ મારા મન આગળ તાજી છે અને એ દરેકમાથી, જેમજેમ આગળ જતા જઈએ તેમ તેમ કયા કયા પ્રશ્નો ઊઠે અને એનુ શુ સમાધાન રજૂ કરી શકાય એ બધુ મારા મનમા તદ્દન સ્પષ્ટ છે પણ મારી શારીરિક અશક્તિ મને તે પ્રમાણે કરવા દે તેમ નથી'

"પણ આપની રજા હોય તો હું કે મારા જેવો કોઈ લખનાર તો આપને જરૂર મળી આપ કહો તે પ્રમાણે એ આપના વિચારોને નોંધી લે અને પછી એને છપાવી શકાય."

"એ વાત ખરી. અને એમ તો ઘણા મારી પાસેથી લખવા તૈયાર છે. પણ હવે મારી શક્તિ એટલી ક્ષીણ થઈ છે કે મગજને ક્રમબદ્ધ વિચારો રજૂ કરવાનો શ્રમ આપી શકાય તેમ નથી. વળી તમે જુઓ છો કે તમે આવ્યા તે વખતે હું જેટલું ઉતાવળે બોલી શકતો હતો, તેટલું અત્યારે નથી બોલી શકતો. મારા અવાજમાં ફરક સ્પષ્ટ જણાય તેવો છે."

"તો પછી અમારે તો એમ જ માનવું કે એ બધું બહાર નહિ જ આવે?"

"અત્યારે તો એમ જણાય છે. મારી તબિયત ફરીથી એ બધું કરવા જેટલી સુધરે તો જુદી વાત. નહિ તો મને એનો શોક પણ નથી. અને એ કામ આગળ ચલાવનાર કોઈ નીકળી આવે એમ પણ બને."

"અત્યારે દેશમાં જે ચાલી રહ્યું છે તેને આપ કેટલું મહત્ત્વ આપો છો?" મેં વાતની દિશા બદલી.

"એની પણ આપણને જરૂર તો છે જ. અને મહાત્માજી વગેરેનું કામ ખરેખર એ દિશામાં મહાન છે. પણ ખરું તો આપણે એમ માનવું જોઈએ કે આ પ્રશ્નો તો તાત્કાલિક મહત્ત્વના છે, હમેશને માટે આનું મહત્ત્વ આટલું નહિ રહે. સર્વકાલીન મહત્ત્વ તો પ્લેટો અને પશ્ચિમના બીજા ફિલસૂફો અને આપણા આચાર્યોના ઉપદેશની સરખામણી કરવી, તેમાંથી પરસ્પર કેટલો વિનિમય શક્ય છે તે જોવું અને તે બહાર લાવીને મૂકવું એવુ છે. આમ કહીને હું મહાત્માજીના કામને ઉતારી પાડવા તો બિલકુલ માગતો નથી. એનું જ અત્યારે તો વધારેમાં વધારે મહત્ત્વ છે. મારે કહેવું છે તે તો માત્ર એ જ કે આ નજીકના કાર્યની ભભકમાં અંજાઈને પેલા કાર્યને ભૂલી ન જઈએ."

આ પછી મેં એમનો સમય લીધો માટે ક્ષમા માગી રજા લીધી. એટલે એમણે કહ્યું: "ના, ના. એવું ન માનતા. મને તો કોઈ આવે છે ત્યારે ઊલટું વધારે ગમે છે. અને તમે આવ્યા તેથી બહુ આનંદ થયો. ફરીને પણ જ્યારે સમય હોય ત્યારે આવશો."

મારા જેવા અદના માણસ માટે પણ જે આટલો ભાવ ગખી શકે તેની મહત્તા સમજી શકાય એવી છે. આવા માણસો ઘણા ઓછા જોવામાં આવે છે. વિરલ વ્યક્તિઓ આ પ્રકારનો વિવેક રાખી શકે છે. એવી વિભૂતિ પાસેથી હવે નવું મળવાનો સંભવ ઓછો છે એમ જણાતાં મને દુઃખ તો થયુ જ. એમના પ્રત્યેનું મારું આકર્ષણ પહેલેથી જ હતું, અને તેમાં કારણભૂત તો મહાત્માજીના જન્મદિનની ઉજવણી બનેલી.

શેઠ લાલભાઇ દલપતભાઈ આર્ટ્સ કૉલેજમાં એ પ્રસંગે આચાર્યશ્રીને પ્રમુખસ્થાને દક્ષિણામૂર્તિવાળા શ્રી. નાનાભાઈ ભટ્ટે મહાત્માજીની સાથે રહેલા તે વખતનાં સ્મરણો કહ્યાં અને એમની વિચારસરણીની મહત્તા સમજાવી. ત્યારપછી એમણે એમની ધીરગંભીર અને અર્થ-

પ્રચુર વાણીમાં મહાત્માજીને અંજલિ આપી, તે વખતનો એમનો સંસ્કારી અને પ્રભાવશાળી, ધીરો અવાજ મને હજુયે બરાબર યાદ છે.

આચાર્યશ્રીએ 'આપણો ધર્મ'માં સરળ, વિશદ, અને અર્થપ્રચુર ભાષામાં હિંદુધર્મના તત્ત્વનું જે નિરૂપણ કર્યું છે તે હરકોઈને આશ્ચર્યમુગ્ધ કરી નાખે તેવું છે. અને આટલા ગહન વિષયને જે સરળતાથી અને ઐતિહાસિક દૃષ્ટિથી, સમતુલાપૂર્વક એમણે વિવિધ રીતે રજૂ કર્યો છે, આપણાં પુરાણોના symbolsને જે રીતે એમણે સમજાવ્યાં છે તે નવાઈ પમાડે તેવાં છે. એ પુસ્તકનું વારંવાર અધ્યયન કરીએ તો જ એમાંથી આપણને પૂરતો લાભ મળવાનો સંભવ છે. એવા વિદ્વદ્‌જનોના સમાગમે જ માણસને નવી દૃષ્ટિ મળે છે. એમની સર્વગ્રાહી નજરથી નાની બાબતો પણ અછતી રહેતી નથી અને મોટી બાબતો પણ યોગ્ય મહત્ત્વ પામે છે જ. એમની ચર્ચા કરવાની પદ્ધતિ પણ એવી છે કે એમાં આપણને ક્યાંયે કડવાશ નહિ મળે. સત્ય અને પ્રિય વાત કહેવાની અપૂર્વ સિદ્ધિ એમની પાસે હતી. ભાગ્યે જ એમને કોઈની સાથે કજિયો થયો હશે. અને એમનો પ્રતાપ તે સત્તાના કોઈ રૂઆબને લીધે નહોતો, પણ જ્ઞાનગૌરવ, શાંતિ, ધીરજ, અને નમ્રતાને લીધે હતો. એમના પુસ્તકમાં આ વાત સ્થળે સ્થળે સ્પષ્ટ થાય છે.

નવી દૃષ્ટિથી 'આપણો ધર્મ'ને જોતાં એમાં જ્યાં જ્યાં સામાજિક કે એવા ફેરફારો કરવાની જરૂર હોય ત્યાં તેમણે એ કરવાની જરૂર સ્વીકારી છે, એટલું જ નહિ પણ એનો પક્ષ પણ કર્યો જ છે. અસ્પૃશ્યતાવિષયક લેખોમાં આ વાત સ્પષ્ટ થઇ છે. જ્ઞાન, કર્મ અને ભક્તિનો પણ એમણે સુંદર સમન્વય કરી બતાવ્યો છે; એમાં વિરોધ નથી એ વાત ખૂબ સ્પષ્ટ કરી છે.

આ ઉપરાંત એમણે અનેક રીતે દેશની જે સેવા બજાવી છે, હિન્દી તત્ત્વજ્ઞાનને જે નવીન રીતે રજૂ કર્યું છે, એની વિશિષ્ટતા અને પશ્ચિમની ફિલસૂફી સાથેનું સામ્ય જે સમર્થ લેખો અને વ્યાખ્યાનો દ્વારા બતાવી આપ્યાં છે, તે ચિરકાળ સુધી સ્મરણીય અને આદર્શરૂપ રહેશે. એમને હજારો વંદન હો!

# ગુર્જરી આનન્દ-વસંત

### કવિથી લલિતજી

**: ૧ :**

**સર્વકાળમાં,** ગુર્જર સુરાષ્ટ્રની જીવનસમૃદ્ધિમાંયે, માનવવિભૂતિ, જગતશૃંગારની કલગીરૂપ ઉ એ મર્મદષ્ટિએ, વર્તમાનકાલના નવયુગ દ્રષ્ટાઓમાંના એકઃ તે રસતત્ત્વજ્ઞ આચાર્યશ્રી આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ હતા. આર્યસંસ્કૃતિના તે ધ્રુવતારક હતા. તેમની સત્કીર્તિ ગંગાતટે બનારસ હિન્દુ વિદ્યાપીઠે હજી ઝળકે છે. તત્ત્વજ્ઞાનની હિન્દી પરિષદના પ્રમુખપદનું તેમનું પ્રવચન જગતભરમાં સદૈવ ગર્જતું રહેશે.

છતાં ગુજરાતના તો, તે "આનન્દ-વસંત"રૂપ, સદાય હસમુખા, એક, જનતાજનાર્દનના પરિચારક ને સમાધાની મધ્યસ્થ હતા. સર્વકલ્યાણકર વિશ્વવિભૂતિઓ, સાબરમતીનાં જીવન-જળને, સચેત ને સતેજ રાખે છેઃ તેમ આચાર્યશ્રી ધ્રુવમહાશયની સદ્‌ગૃહસ્થતા, આપણને સદૈવ સમર્થન અર્પ્યા કરશે.

એમના ચરિત્રની અનેકવિધ પ્રવૃત્તિઓમાંથી, મને તો, એક જ સન્માર્ગદર્શક નીવડી છે. ને તે તેમની પ્રભુપરાયણ પ્રેમભક્તિ. 'આપણો ધર્મ' નામના તેમના એક જ અને અદ્વિતીય ગ્રંથમાં તેમનાં હરિકીર્તન જેવાં—પ્રવચનો છે. તેની મિતાક્ષરો મને અપૂર્વ માનવઐશ્વર્યનું સતત ભાન જગાડે છે.

તેમને પ્રથમ તો હું સને ૧૮૯૯ માં મળેલો. તે પહેલાં મારાં 'હરિણી-કાવ્યો,' મારા સ્વર્ગસ્થ સન્મિત્ર રતિલાલ મગનલાલ અંતાણી, ગોંડળથી લઈ જઈ તેમને અર્પતા. ત્યારે 'સુદર્શન'માં તેઓ છાપતા. પછી તો 'વસંત'માં વારંવાર મારાં ગીતકાવ્યો તેઓ પ્રસિદ્ધ કરતા. પ્રથમ સત્સમાગમ પ્રસંગે, લાઠીના સ્વ. રાજવીર કવિશ્રી કલાપીરાજ અને તેમનાં સ્નેહરાજ્ઞી શોભનાબા સાથે, માથેરાન મુંબઈ થઈ, નડિયાદમાં, મારા સાહિત્યગુરુદેવ ગો. મા. ત્રિ.નાં પ્રથમ દર્શને, હું પાવન થયેલો; ત્યારે જ મેં ધ્રુવદેવ મહર્ષિને કાંઇક ઓળખી લીધા હતા. તેમને સંગીત કીર્તનકાર પ્રાચીન કવિજનો જેવા, આજના કોઈક કવિની અપેક્ષા હતી. તેથી, મને પ્રેમાનન્દ અને દયારામ તથા નરસિંહમીરાંને પુણ્ય પગલે, સરસ્વતીચંદ્રની કલ્યાણગ્રામની પરિચર્યા કરવાનાં પ્રોત્સાહન તેઓ આપતા. સને ૧૯૧૨ની વડોદરાને વડવેની ચોથી ગુજ૦ સા૦ પ૦ માં—મેં પ્રથમ મંજીરા સાથેનું મારું સંગીતકીર્તન તેમના શુભાશીર્વાદે શરૂ કરેલું, ત્યારે તેમણે મને સૂચવેલું કે, ભક્તકવિ અનંતપ્રસાદભાઈ નરસિંહ મહેતાને પગલે કીર્તન કરતા, તેમ તેમણે મને આપેલ મંજીરાને, મારે યોગ્ય રીતે શોભાવવાં જોઈએ. ને એ જ રીતે વડોદરાને વડવે, સ્વર્ગીય

મોતીભાઈ અમીન સાહેબના માર્ગદર્શને, મેં ગુજરાત કાઠિયાવાડભરમાં ત્યાંના શ્રીમંત મહારાજા-સાહેબનો લોકજાગૃતિનો સંદેશ, સૌને ઝિલાવ્યો હતો. ત્યાંથી હું મુબઈ ગયો ને સને ૧૯૨૦ થી ૧૯૩૭ સુધી સ્વદેશકીર્તન મેં ધરેલાં. ત્યાંથી સને ૧૯૩૮માં લાઠીના સ્વરાજહંસાલયે વિમુક્તિનાં મોતી હજી આજે પે, ઝિલાવી શકું છું. તે સર્વ પ્રભાવ, પ્રાણપૂજ્ય આનન્દશંકરભાઇ, મહાત્મા ગાંધીજી અને મહર્ષિ દયાનન્દ સમાન ગુર્જર સંતવીરોના પ્રોત્સાહને હું ઝીલીને કૃતકૃત્ય થાઉં છું.

મહર્ષિ આનન્દશંકરભાઈનાં અપૂર્વ મંગલદર્શન તો મને કાશીમાં થયેલાં. ત્યાંનું તેમનુ સત્કાર્ય મેં પ્રત્યક્ષ જોયું હતું. પ્રભુપ્રિય માલવીયજીને મહાત્મા ગાંધીજીએ ગુર્જરી કૌસ્તુભરત્નની ભેટ ધરી હતીઃ તે જ ધ્રુવમહાશય!

અમદાવાદમાં તેમનાં જૂનાં ને નવાં મકાનોએ અનેકવાર તેમનાં દર્શને હું જતો ત્યારે નડિયાદની ગુજ૦ સા૦ ૫૦ ના વ્યાખ્યાનમાં તેમણે દર્શાવેલું તેમ મઢૂલીના તર્જની નિર્દેશની વિશિષ્ટ વાતો મને તે સમજાવતા.

ગુજરાતના લોકહૃદયે પ્રભુની પ્રેમભક્તિ સદૈવ ગુંજે છે. મુબઈના ડૉ. મુથીએ ગુજરાતની વૈષ્ણવતાના પોતાના ગ્રંથમાં સમર્થ રીતે તે વાત દર્શાવી છે. તેમ, હારિકેશ શ્રીકૃષ્ણે ગિરિનારાયણગીતા ગજાવીને ગુર્જરી પ્રજાને ખાસ પડકાર કર્યો છે. તેના પડછંદ મહર્ષિ ધ્રુવ-મહાશયે 'વસંત'ની અનેકવિધ મિતાક્ષરીમાં અજબ જગાડયા છે.

એમર્સન સૂચવે છે તેવા Plato-પ્લેટો સમાન તે આપણા સમયના Representative Superman હતા.

છતાં એ પ્રભુના પ્રેમભક્ત છેવટ સુધી રહેલા તે વાત તેમના અવસાનની પુણ્ય પળે સિદ્ધ થઈ છે. પ્રભુ તેમના પુણ્યાત્માને અનંત આનન્દશાંતિ અર્પે એ જ પ્રાર્થના છે.

: ૨ :

## મહર્ષિ આનન્દશંકરભાઈને ધ્રુવ શાંતિ

૧

સદ્ગુણૈશ્વર્યની લીલા, આત્મ-સૌંદર્યની કલા,
ચરિત્ર-સૌષ્ઠવે પ્રેરે : એ મૃત્યુંજય વીર, હો!

૨

આનન્દશંકર મહર્ષિ વિરામ પામ્યા :
ગાંધીજીના ય કરુણાર્દ્ર હતા વિસામા :
તત્ત્વજ્ઞ, ગુર્જર સુરાષ્ટ્રતણા, સુદ્રષ્ટા—
હિન્દે ય, જીવન-વસંતની વેણુ વાતા!

૩

આર્યસંસ્કૃતિની પીઠે, ચૈતન્યૈશ્વર્યથી ભર્યા—
સર્વકાલીન, સાનન્દે, સંત સંસિદ્ધિ માણતા!

૪

જન્મ્યા, સાબ્રમતી તટે : વ્રત, તપ્યા, પ્રેમાંજને પુણ્યને,
સોહ્યા, જાહ્નવીને તટે, ગુરુપદે આચાર્ય સંજીવને,
સંયોગે નવયુગને જ, દીનને, ઉદ્ધાર, વાત્સલ્યથી,
રક્ષાતા, દેશ, સુનિત્ય યૌવનપથે પ્રજ્ઞાન-આનન્દથી !

૫

વાનપ્રસ્થ્યે, વિધુરત્વે, સંસારે, વ્યવહારને,
ધ્રુવજી ! જય-સંન્યાસે, વિદેહે શાંતિ પામજો !

: x :

## મહર્ષિ આનંદશંકર ધ્રુવને કંઠે

૧

પૃથ્વી-પુરાણુ, જગ-જાહ્નવી ધીરનીરે—
કાશી, ઝૂલે, સ્મિત ભરેલ સુરમ્ય તીરે—
ને ત્યાં સુહાય શુચિ શારદ-પીઠ હિન્દુ—
આનન્દના સુર, પુજાય, વસંત-ઇન્દુ !

૨

ચૈતન્યનો પરમ મર્મ પિછાણુનારા—
સૌન્દર્ય-સર્જનતણો રસ ઝીલનારા—
ને તત્ત્વ તૈજસ, જગે ઝળકાવનારા—
આનન્દશંકર, મહર્ષિ મ્હલાવનારા !

૩

શ્રીકૃષ્ણુની અભય-યોગની એક ગીતા—
યોગે, સુગુર્જર સુરાષ્ટ્રતણે, પ્રણીતા :
ગંગાજીને શરણુ, ગુર્જર તત્ત્વવેત્તા !
આનન્દ-યોગ રચજો, ભવનો : પ્રણેતા !

૪

સંસારની પ્રણુય—સુન્દરતાની દેવી—
સૃષ્ટિ સમી ઉરભરી તમને મળેલી :
ને એ સખી-શરણુ, તારણુ હારિણીને,
આનન્દશાંતિ પ્રભુનાં ફલ, ઝીલિયાં, તેં !

૫

ત્યારે 'સુદર્શન' 'વસંત'ની પુણ્યલક્ષ્મી—
છાઈ રહેલ અમને ય ઉજાળનારી !
સોઽહમ્ સુણી, સંત ઉરે ધર્યું મેંય, સોઽહમ્
અદ્વૈતને અનુભવ્યુ, પ્રણુયે, સદાનુ !

# સ્વ. આનંદશંકરભાઈ સાથેના પુણ્યપ્રસંગો

**ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ**

સ્વ. હરિલાલ દેસાઈભાઈ વકીલના પિતા દેસાઈભાઈ વકીલને ત્યા એક હંસસ્વરૂપ નામના સન્યાસી આવ્યા હતા તે સનાતનધર્મ ઉપર છટાદાર ભાષણો આપતા અને સેંકડો લોકોને આકર્ષી શક્યા હતા.

પરન્તુ એમનું દૃષ્ટિબિન્દુ પ્રગતિમાન ન હતુ. જડ થઈ ગયેલા સામાજિક અને ધાર્મિ રીતરિવાજોના પણ એ બચાવ કરતા, અને સ્વામી દયાનંદ સરસ્વતી તથા આર્યસમાજ ઉપર ખૂબ પ્રહારો કરતા હતા તે બુદ્ધિસ્વાતંત્ર્યની મશ્કરી કરતા પશ્ચિમના નવા વિચારોમાનુ સારુ હોય તે પણ આપણી સંસ્કૃતિમા મેળવવા એ ઇચ્છતા ન હતા

તેમ છતા, આટલે સુધી તો પ્રામાણિક મતભેદ પણ હોઈ શકે પરન્તુ લોકસમૂહમા પોતાની વધતી જતી લોકપ્રિયતા જોઇને સ્વામીજીએ યોગના વર્ગો કાઢવાની, સાધના પ્રાણાયામ વગેરે શીખવવાની અને એના પાઠ્યપુસ્તકો વેચવાની તથા અનાહત નાદ સંભળાય તે માટે કાનમા ખોસવાના લાકડાના દાટા પણ ચાર ચાર આને વેચવાની દરખાસ્તો એક પછી એક કરી

લોક તો ગાડુ બન્યુ હતું સોઘી ટિકીટે સ્વર્ગે જવાની તક લઈ લેવા બધા ચારેપગે ઉત્સુક થઈ ગયા હતા!

આ ભાષણોમા પ્રો આનંદશંકરભાઈનો પરોક્ષ લાભ મેં પહેલવહેલો અનાયાસે લીધો. પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજના લોકપ્રિય પ્રિન્સિપાલ સ્વ માધવલાલ હરિલાલ દેસાઈ અને એ પોતે મારી પાછળની જ લાઈનમા બેઠા હતા લોકોની અંધશ્રદ્ધા અને સ્વામીજીની વેદ અને યોગને નામે રળી ખાવાની દાનત વિશે એમણે ટીકા કરી હુ સમજી ગયો અને યોગના કે પ્રાણાયામના કલાસમા એ જ નીકળો સાભળીને હું ના જોડાયો પાછળથી જોડાયા હતા તે પસ્તાયા અને મારુ અને મારા મિત્રોનુ બુદ્ધિબળ વખણાઈ ગયુ તે પ્રતાપ આનંદશંકરભાઇની સવેળા સાભળેલી વાતચીતનો હતો

આ વાતને ૪૦ વર્ષ થયા હશે એ દિવસથી મારો ગુરુભાવ સ્વ આનંદશંકરભાઇ પ્રત્યે બંધાયો તે દિનપ્રતિદિન વધ્યે જ ગયો છે

આ દરમ્યાન 'સુદર્શન'ના એમના લેખો વાચતા હતો અને પછી તો 'વસંત' નીકળ્યુ તે તો અમારુ આદર્શ શિક્ષક થઈ પડ્યુ

ભવ્ય, પ્રતાપી તેજસ્વી, જ્ઞાની, ભક્ત, સાહિત્યકાર બહુશ્રુત રસિક એમ જુદાજુદા વિશેષણો હું એમને લગાડ્યા કરતો હતો

બીજો પ્રસંગ સોશિયલ અને લિટરરી એસોશિયેશને, એક વ્યાખ્યાનમાળા યોજી હતી ત્યારે બનેલો.

સ્વ. પ્રો. કાશીરામ દવેનું 'સહજાનંદ સ્વામી' ઉપર ભાષણ હતું. એક દિવસમાં એ પૂરું નહિ થયેલું તે બે ભાગમાં બે દિવસે કરવું પડેલું. એમાં પ્રમુખ આનંદશંકરભાઇ હતા. કાશીરામે સહજાનંદના જીવનના અનેક પ્રસંગો વર્ણવતાં" આચાર્યજી જ્યાંજ્યાં જતા, ત્યાં કંકુની ઢગલીઓ થઈ જતી" એવું કહ્યું, અને બધે હસાહસ થઇ રહેલી. સ્વ. રમણભાઇ, નરસિંહરાવ ભોળાનાથ, કૃષ્ણરાવ ભોળાનાથ વગેરે સુધારકો એ સભામાં હાજર હતા.

સ્વ. રમણભાઇએ તો એવા ચમત્કારો કાશીરામ જેવા પદવીધારી વિદ્વાન માની શકે છે તે માટે આશ્ચર્ય પ્રદર્શિત કર્યું અને કહ્યું કે કોળી જેવી નિર્દય કોમ—જે કોળાં વધેરે એમ માણસને વધેરી નાખતી તેવી કોમને સ્વામિનારાયણે સુધારીને અહિંસક બનાવી દીધી, એ જ મોટામાં મોટો ચમત્કાર માનવો જોઇએ; બીજા ચમત્કારો માનવા લાયક નથી.

અમારા હેડમાસ્તર ગુપ્તેએ બીજે દિવસે એ ભાષણ સંબંધમાં અમને મેટ્રિક ક્લાસમાં કહેલું કે, " હું તો કાલે સાઠ વર્ષની કોઈ ડોશીનું ભાષણ સાંભળતો હોઉં એવું લાગેલું. "

આનંદશંકરભાઈ પ્રમુખસ્થાનેથી શું બોલે છે તે જાણવા બધા તલપાપડ થઈ રહેલા. પણ એમણે રમણભાઈના જ વિચારોને ટેકો આપેલો, અને સનાતની હોવા છતાં પોતે અંધશ્રદ્ધાથી પર છે એવી સાબિતી આપેલી.

રામાનુજાચાર્યના ભાષ્યનું એમણે ગુજરાતી કર્યું. તેમાં વિશિષ્ટાદ્વૈત માર્ગની સમજૂત આપી છે. તે ઉપરથી શાંકરમતાનુયાયીઓ એમના પર ગુસ્સે થયેલા, અને 'ગાયકવાડે પૈસા આપ્યા તેથી રામાનુજાચાર્યના વેદાંતની વકીલાત કરી' એવો આરોપ પણ એમના પર મૂકવામાં આવેલો.

પરન્તુ એ વાત ખોટી હતી. એક જ સત્યને જુદીજુદી દૃષ્ટિથી કેવી રીતે મહાન પુરુષો સમજાવી ગયા છે એ ભાવથી એમણે એ ભાષ્યનું વફાદારીપૂર્વક ભાષાંતર કર્યું છે.

શાંકરજયન્તીના એક પ્રસંગે દી. બ. અંબાલાલના પ્રમુખપદ નીચે એમણે બહુ જ વિદ્વત્તાપૂર્ણ ભાષણ આપ્યું હતું. ત્યાં પણ હું હાજર હતો. એ ભાષણમાં માયાવાદ એમણે બહુ જ સરળ રીતે સમજાવ્યો હતો. માયાને એમણે ઈશ્વરની શક્તિના અર્થમાં સમજાવી અને જાદુ કે છેતરપિંડીનો અર્થ ખોટો છે એમ સિદ્ધ કર્યું. 'જગત્ મિથ્યા' નો અર્થ એમણે આપણી આંખે દેખાય છે તેના કરતાં વિજ્ઞાનની દૃષ્ટિએ વસ્તુમાત્રમાં અણુપરમાણુનાં ભ્રમણ જ કેના ભાસ ઉત્પન્ન કરે છે તે સમજાવ્યું હતું, અને સિદ્ધ કર્યું હતું કે જગતના પદાર્થમાત્ર શક્તિની વધતી ઓછી ગતિનાં જ પરિણામ છે. વળી એમણે કહેલું કે ઝાડને આપણે જોઈએ છીએ ને વનસ્પતિશાસ્ત્રી પણ જુએ છે, પરન્તુ બન્નેની દૃષ્ટિમાં કેવો ફેર છે! અવિદ્યાથી એટલે અજ્ઞાનથી આપણને જગત દેખાય છે તેના કરતાં જ્ઞાનદૃષ્ટિએ જુદું જ છે. એક જ તત્ત્વે બહુ રૂપ લીધાં છે, એમ સમજાવી એમણે અઘરામાં અઘરું ગણાતું અદ્વૈત સરળ કરીને સમજાવી દીધું હતું. સૌથી

મોટામા મોટો બોધ મને એમનાં લખાણોમાથી બીજો જે એક મળ્યો છે તેને માટે તો હુ એમનો જીવનભર ઋણી રહીશ.

. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થ સમજાવીને એમણે એ બધા એકીવખતે જ પ્રાપ્ત કરવાના પ્રયત્નમા આપણે લાગી જવુ જોઇએ એમ શિખામણ દીધી હતી. "જુવાનીમાં તો પૈસો અને કામનાઓની પાછળ જ મંડયા રહો ધર્મ અને મોક્ષનો વિચાર ઘરડા થઈશુ ત્યારે કરીશુ," એવી પ્રચલિત માન્યતા કેટી ભૂલભરેલી છે એ સમજાવી એમણે વિદ્યાર્થીઅવસ્થાથી અને ગૃહસ્થાશ્રમની સાથે સાથે જ ચારે પુરુષાર્થ મેળવતા રહેવા આગ્રહ કર્યો હતો. અને મોક્ષનો અર્થ સ્વતંત્રતા કરીને એમણે ધર્મ અને મોક્ષને ભેગા ગણવા સમજૂત આપી હતી

મને જણાવતા અભિમાન થાય છે કે સ્વ. ગુરુજીની બીજી શિખામણો માગથી બરાબર પળાઈ હોય કે નહિ, પરન્તુ આ ત્રણે પુરુષાર્થ તો નાનપણથી જ જોડેજોડે સાધવા મે પ્રયત્ન કર્યો છે એ કેટલા મેળવાયા એ તો હુ કહી શકતો નથી, પણ અનુભવથી મને એમની શિખામણ તો સાચી લાગી છે અપૂર્ણતા છે તે મારી છે

કૉલેજમાં તો હું નહિ જઈ શકેલો. ગરીબાઈની એક બીજી કૉલેજનો લાભ મને મળેલો. પરન્તુ એમની કૉલેજના સારામા સારા શિષ્યોએ જે લાભ લીધો હશે તેના કરતા જરાયે ઓછો નહિ એવો આ પુરુષાર્થપ્રાપ્તિ માટેની યોજનાના અનુસરવાનો લાભ તો મેં લીધો છે, એમ જણાવતા આજે મને કંઈક સંતોષ થાય છે

મહાત્માજીના અમદાવાદ આવ્યા પછી, મજૂર મહાજન કાઢતા પહેલા, જ્યારે મિલમાલિકો અને મજૂરો વચ્ચે વાઘો પતાવવાનો વખત આવ્યો, ત્યારે મહાત્માજીએ આનંદશંકરભાઈને લવાદ નિમાવવા વિનતી કરી હતી. એ વાત થતી હતી ત્યારે હુ એ જ ઓરડીમા હતો. આનંદશંકરભાઈ 'ના' કહેતા હતા મે વચ્ચે પડીને કહ્યુ કે, "ગાધીજી આપને આ કામ કેમ સોપે છે તે આપ સમજ્યા?"

આનંદશંકર "કેમ સોપે છે?"

"આપ આખુ જીવન પુસ્તકોમા પરોવાયેલા રહ્યા છો મહાત્માજી ઇચ્છે છે કે આપ સસાર પ્રત્યક્ષ જુઓ એમણે આપને બરાબર કહ્યુ કે નિર્ણય આપતા પહેલા મજૂરોના વાસ, એમની ચાલીઓ, એમના ઘરની અદરનુ ગાયરચીલુ, અનાજ, ધન, દોલત બધુ જોજો, ગરીબાઈ આપે નજરોનજર ભાગ્યે જ જોઈ હશે!"

આનંદશંકર "ના, ના, છપ્પનિયા દુષ્કાળ વખતે હુ ડૉ જોસફ બેન્જામિન જોડે ગરીબોને રોજલા વહેંચવા પણ જતો હતો ત્યારે ગયેલા છુ અને ગરીબાઈ તો મે પ્રત્યક્ષ જોઈ હતી"

મહાત્માજી "આપ લવાદ થાઓ એનુ બીજુ પણ કારણ છે. શેઠિયાઓને આપના પર વિશ્વાસ છે અને મને તો આપની ન્યાયબુદ્ધિ પર વિશ્વાસ છે જ"

પછી પોતે લવાદ થયા—મહાત્માજીએ ઉપવાસ ભાગ્યા અને બન્ને પક્ષની જીત થઇ એમ

જાહેર કર્યું, કારણ કે આવા ઝઘડાનો નિકાલ અરસપરસના લવાદ નીમીને કરવો એ સિદ્ધાંત શેઠિયાઓએ સ્વીકાર્યો હતો.

પછી મજૂરોને સરઘસ કાઢવું હતું. એમાં શેઠિયાઓની ગાડીઓ જોઇએ. તે લેવા પણ મહાત્માજીએ આનંદશંકરભાઈને જ મોકલ્યા. એ ગયા ને શેઠિયાઓએ ગાડીઓ આપી, એટલું જ નહિ પણ મહાત્માજીની બીજી સૂચના અનુસાર મીઠાઈ પણ વહેંચવા 'હા' પાડી. તે દિવસે અમદાવાદ શહેરના તમામ કંદોઈઓની ફર્સ્ટ, સેકન્ડ અને થર્ડ ક્લાસ મીઠાઈઓ દુકાનોમાં હતી એટલી વેચાઈ ગઈ અને વહેંચવાના કામ પર મહાત્માજીના જ અનુયાયીઓ ગોઠવાઈ ગયા. એમાં મારા મિત્ર હરિપ્રસાદ પીતાંબરદાસ મહેતા પણ હતા. મહેતા કહે: "મારા હાથમાં લાકડશી આવેલા, તે તો મજૂરો મોંમાં પણ ઘાલે નહિ. કકડા કરીને ઉછાળે ને બોલે, દેખો શેઠિયા કી ઉદારતા— રૂપિયાના આઠ શેર! લક્કડશી લાડુ ખાય ગા વહ પસ્તાયેગા, નહી ખાય ગા વહ બી પસ્તાયેગા."

મેં ગાંધીજીને કહ્યું: "સાહેબ! શેઠિયાઓની રીસ તો હજી પૂરી ઊતરી નથી, અને ગાડીઓ ભલી આપી?"

ગાંધીજી: "કેમ ના આપે? આપણે પૈસો ખર્ચવો જોઈતો હતો ત્યાં પાઉંડ ખર્ચી નાખ્યો ને! (એટલે કે ગમે તેવા બેપિયાને બદલે આનંદશંકરભાઈ જેવાને ગાડીઓ લેવા મોકલ્યા ને?)"

પછી તો આનંદશંકરભાઈએ નિર્ણય આપ્યો. ને તે પછી સમાધાન થયું અને તે પછી મજૂર મહાજન સ્થપાયું અને એની કીર્તિ અને ધારાધોરણ અત્યારે જગત્પ્રસિદ્ધ છે.

તે દિવસથી ગાંધીજી અને આનંદશંકરભાઈ ગાઢ પરિચયમાં આવ્યા અને ગાંધીજી કહેવા લાગ્યા કે "અમે તો આશકમાશૂક છીએ." એમાં આશક કોણ અને માશૂક કોણ એ જેને જે ગણવા હોય તેને તે ગણવાની છૂટ હતી.

ખેડા સત્યાગ્રહ પછી ગાંધીજી અંગ્રેજ સરકારને મદદની સૈન્ય ભરતી કરવા ઊપડેલા. જે ગામડાં એમનાં સત્કારસરઘસ કાઢતા ને પાણી માગે ત્યાં દૂધ લાવી આપતાં, તે જ ગામડે ગામડે એમને ધર્મશાળામાં ઊતરવું પડવા લાગ્યું. ત્યાં સરદાર વલ્લભભાઈ રોટલા ટીપે ને બન્ને ખાતા. સરદાર વલ્લભભાઈ પાકશાસ્ત્રમાં તો એવા પ્રવીણ કે એ રોટલાથી ગાંધીજીને મરડો થયો ને મરડો મટયા પછી તાવ આવવા લાગ્યો!

શેઠ અંબાલાલભાઈએ હાલ મિરજાપરના જે બંગલામાં ઇન્કમટેક્સ ઑફિસ બેસે છે ત્યાં ગાંધીજીને ઉતારો આપ્યો ને સારવાર માટે શહેરની વચ્ચે રાખ્યા, કારણ સત્યાગ્રહ આશ્રમ સાબરમતી ખસેડવામાં આવ્યો હતો, અને લોકોને ત્યાંસુધી જવું મુશ્કેલ પડે એમ હતુ.

હું દરરોજ સાંજે ગાંધીજીને જોવા જતો, અને થોડીવારે આનંદશંકરભાઈ આવતા.

તેવામાં 'હિન્દુધર્મની બાળપોથી' બહાર પડી હતી. હું બહુ જ રસથી એ વાંચી ગયો. ગાંધીજીને મેં એની વાત કરી, અને કહ્યું: "સનાતન હિન્દુધર્મ ગ્રંથમાળા વગેરે કરતાં પણ આનંદશંકરભાઈની આ પોથી બહુ જ સરસ છે. આપને હમણાં ફુરસદ છે ને આપ વાંચી

જાઓ તો હું કાલે લાવું."

ગાંધીજીએ હા કહી અને હું બીજે દિવસે લઈ ગયો.

ત્રીજે દિવસે રોજની માફક હું અને આનંદશંકરભાઈ ગાંધીજી પાસે ભેગા થઈ ગયા હતા ને ગાંધીજીએ વાત ચલાવી.

ગાંધીજી: "આનંદશંકરભાઈ! હું આપની બાળપોથી વાંચી ગયો. એ તો બાળ શું વૃદ્ધપોથી છે!"

આનંદશંકર: "તો, તો એના કરતાં મારી વિશેષ નાલેશી શી હોઈ શકે?" બધા હસ્યા.

ગાંધીજીના કહેવાની મતલબ એ હતી કે બાળકોને શું પણ મારા જેવા વૃદ્ધોને પણ આપની હિન્દુધર્મની બાળપોથીમાંથી શીખવાનું મળે એમ છે. આનંદશંકરભાઇના જવાબનો મર્મ એ હતો કે બાળકો સમજી શકશે એ ઢબે મેં લખ્યું છે. પણ એને બદલે વૃદ્ધો જ સમજી શકે એવું થઇ ગયું હોય તો તો નાલેશી!

બન્ને એક બીજાને સમજ્યા તો હતા, પણ બન્નેએ અંતર-સ્પર્શી વિનોદ કર્યો!

પણ એ જ ચોપડી પરથી ગાંધીજીએ આનંદશંકરભાઈની વિદ્વત્તાનું માપ કાઢી લીધું હતું, અને માલવીયજીએ જ્યારે બનારસ વિદ્યાપીઠને માટે એક લાયક ગૃહસ્થની ગાંધીજી પાસે માગણી કરી ત્યારે ગાંધીજીએ બનારસને આનંદશંકરભાઈની ભેટ ધરી હતી.

કંઈ પગાર બાબત લંબાણ વાટાઘાટ ચાલતી હતી ત્યારે ગાંધીજીએ કહી દીધેલું કે: "Pay his price—એમની જે કીમત થાય તે આપી દો."

બનારસની આનંદશંકરભાઇની યશસ્વી કારકીર્દી જાણીતી છે. માત્ર ત્યાંના 'જહાલ' વિદ્યાર્થીઓને એ બહુ 'મવાલ' માલૂમ પડતા અને એ વિશે અનેક ફરિયાદો મેં સાંભળી છે. ભેગાભેગું હું એટલું કહી દઉં કે extremist & moderate નાં 'જહાલ' અને 'મવાલ' એ ભાષાંતર દક્ષિણીઓએ કરેલાં છે. આનંદશંકરભાઈએ તો એ ભાષાંતર કરવામાં પણ પોતાની આંતરિક સુજનતા અને વિવેક દર્શાવતા જે શબ્દો 'વસંત'માં પહેલવહેલા વાપરેલા તે 'ઉદ્દામ' અને 'વિનીત' હતા.

સામાજિક, ધાર્મિક કે રાજકીય વિચારકોમા પણ ઉદ્દામ અને વિનીતો પ્રત્યે એ એકસરખો ન્યાય કરી શકતા અને સત્ય ઘણી વખત બન્નેની વચમાં રહેલું હોય છે એમ બુદ્ધિપૂર્વક સમજાવતા.

એક સંસારસુધારા પરિષદ અત્રે મળવાની હતી. મિશન હાઈસ્કૂલની દક્ષિણ દિશાએ, સરદાર વલ્લભભાઈ રોડ પર, હાલ મેજિસ્ટ્રેટની કોર્ટ છે એ બંગલો નરસિંહરાવભાઇનો હતો. પરિષદના પ્રમુખ નરસિંહરાવભાઇ હતા, એટલે પ્રાથમિક તૈયારીઓ માટે જે સભા મળી તે ત્યાં મળી હતી.

'સલુણી સંધ્યા' હતી. એ સ્થળ હાલ તો બહુ જ કોલાહલવાળું થઈ ગયું છે, પણ તે વખતે એટલે આજથી ૨૪–૨૫ વર્ષ પર, ત્યાં તો ગામની ભાગોળ જેવું એકાંત લાગતું હતું.

આનંદશંકરભાઈ નિસાસો નાખીને બોલ્યા કેઃ "રાનડે ગયા!" અમારામાંનો એક ઉદ્દામ બોલ્યો કે "The world goes on–દુનિયા તો આગળને આગળ ચાલ્યે જાય છે."

આનંદશંકર : "I doubt whether it goes on (મને શંકા છે કે દુનિયા આગળ ચાલે છે!"—

ઉદ્દામ ભાઈ ગમ ખાઈ ગયા. પણ એમણે પાછળથી મને કહ્યું કેઃ "એ તો રાજા મરી ગયા ત્યારે 'વસંત'માં નવાં રાજારાણીની છબીઓ આપી હતી. બન્ને છબીઓ સામે રાખીને એમણે પોતે એમની પ્રશસ્તિનો લેખ લખેલો" તે વાંચવા ભલામણ કરી હતી. રાણી મેરી નીચે એમણે લખ્યું હતું કે Aweful beauty of self–sacrifce! આત્મભોગનું અદ્ભુત સૌન્દર્ય— (એ સૌન્દર્ય તો પોતે રાજા જોડે પરણ્યાં હતાં એટલું જ હતું — રાજાના ભાઈ જોડે પોતાનો વિવાહ થયેલો. તે શાહજાદો લગ્ન પહેલાં મરી ગયેલો. તે વિશે સ્વ. નરસિંહરાવભાઈએ પણ 'પ્રિન્સ વિક્ટર અને પ્રિન્સેસ મેરી' નામનું કાવ્ય લખ્યું છે. હવે અદ્ભુત સૌન્દર્ય તો એ પ્રેમનો કહેવાતો ભોગ આપી દિયેરવટું કરેલું તે જ હતો!)

પરન્તુ તે વખતની પ્રસરેલી અંધ રાજભક્તિ અને ખુશામતથી આનંદશંકરભાઈ જેવા પણ નહિ રહી શકેલા, તેથી ઉપર મુજબ લખી બેઠેલા એમ અમને કેટલાકોને લાગતું.

પેલા ભાઈ કહે : "આનન્દશંકરભાઈની 'રાનડે ગયા' એ ઉક્તિમાં પણ ખુશામત જ રહેલી હતી." અને તેથી એ કહેઃ "હું તો કહેવા જ જતો હતો કે," આ વળી 'ઑફુલ બ્યુટી ઑફ સેલ્ફ-સેક્રિફાઇસ' જેવું બીજું શું બોલ્યા?" પણ એ કહેઃ 'મેં જવા દીધા. રાનડેને માટે આટલું બોલવાથી નરસિંહરાવભાઈ વગેરેને સારું લાગે એ શંકા પણ અમને તે વખતે હતી. પરન્તુ આગળ ઉપર અમે સમજ્યા કે એ બધું અમારું માનવું ખોટું હતું.

પરન્તુ રાનડેની પદ્ધતિનો સંસાર અને ધર્મસુધારો આનંદશંકરભાઈ ચાહતા. માત્ર બધું જ પશ્ચિમનું અનુકરણ કરવા જેવું છે એમ એ માનતા નહિ. ધર્મ પણ પ્રવાહી અને સજીવન હોવો જોઈએ એમ એ કહેતા. આથી પ્રાચીનપ્રેમીઓ એમના કહેવા પ્રમાણે એમને પોતાના નહોતા માનતા, અને સુધારકો પણ પોતાના ન માનતા. ત્યારે આનંદશંકરભાઈ કહેતા કેઃ "અમારે જવું ક્યાં?"

એક વખત ગૂજરાત ક્લબમાંથી આનંદશંકરભાઈની એક વાત મારા મિત્ર પ્રાણલાલ કિરપારામ દેસાઈ લાવ્યા. એ કહેઃ "આપણા દેશની પ્રગતિ જરૂર થશે–એમ, જાઓ, હવે હું છાતી ઠોકીને કહું છું."

મેં કહ્યું : "શાથી?"

એ કહેઃ "આજે તો આનંદશંકરભાઈએ બૂટ પહેરીને તીકડી ખાધી."

સ્રોડાધર્મ અને અ ોટિયા આચાર બહુ જ ચુસ્ત રીતે પાળનાર આનંદશંકરભાઈની ટેવ પર અમને એટલો તિરસ્કાર હતો !

નાગપુર કોન્ગ્રેસ માટે અમે જતા હતા રસ્તામાં અમલનેર જંક્શન પર ત્યાંના ગુજરાતીઓએ સુંદર રસોઈ આપી ગુજરાતની સ્પેશિયલ માટે કરેલી ત્યાં આનંદશંકરભાઈ તો થાના જ જમે ! પણ એમનું જોઈને કેટલાક બીજા વડનગરાઓ પણ જેઓ એકલા હોય ત્યારે ગમે ત્યાં અને ગમે તે ઝાપટતા તે પણ બિચારા ભૂખ્યા રહ્યા હતા

એક દિવસ અમે ચર્ચા કરતા હતા કે " કોઈ લેખ માસિકમાં છપાય તો લેખકે તંત્રીનો ઉપકાર માનવાનો કે તંત્રીએ લેખકનો ?" ચર્ચા બહુ તીવ્ર બની ગઈ હતી અમારા મિત્ર સાકરલાલ દવે આનંદશંકરભાઈના ભાણેજ લીનુભાઈને કહી ચૂક્યા કે " જાઓ લીનુભાઈ ! મામાને કહેજો કે આજથી તમારે મારો લેખ 'વસંત'માં છાપવો હોય તો છાપજો અને ન છાપવો હોય તો ન છાપજો. પણ હું તો એમ માનું છું કે જે લેખ માટે આપે મારો ઉપકાર માનવાનો મારે તમારો નહિ '

લીનુભાઈને પણ ખોટું લાગેલું અને ઉશ્કેરાટ ઘણો થઈ ગયેલો બીજે દિવસે દવે પોતે જ આનંદશંકરભાઈની ક્ષમા માગવા ગયા, અને પોતાને માટે આનંદશંકરભાઈએ એ ચર્ચા પરથી કંઈ અભિપ્રાય ના બાંધવો એવી યાચના કરી

આનંદશંકરભાઈએ હસીને કહ્યું કે, " તમે બિલકુલ ચિન્તા કરશો નહિ લીનુભાઈએ મને તમારી ચર્ચાની વાત તો કરી હતી મને એમાં બહુ રસ પડ્યો હતો પણ માણસો ડાયોલેજિકલ મૂડમાં હોય એટલે વાદવિવાદે ચઢ્યા હોય ત્યારે જે કંઈ એ બોલી નાખે તે ઉપરથી હું એમના સ્વભાવની પરીક્ષા કરી બેસું એવો નથી "

એ વાત દવેએ જ અમને પછી કહી, અને અને મેં પણ તે દિવસથી ગાંઠ વાળી કે કોઈ પણ માણસના સ્વભાવની પરીક્ષા એ જ્યારે એના સ્વાભાવિક વલણમાં હોય ત્યારે જ કરવી, વાદવિવાદે ચઢ્યો હોય કે ગુસ્સાના આવેશમાં હોય ત્યારે ના કરવી ' અને એટલી શાન્તિ શીખવાથી કેટલા બધા કલહ અને કેટલા બધા ક્રોધમાંથી હું બચી ગયો છું એ પ્રસંગો ગણતા પાર આવે એમ નથી !

પણ એવી ચર્ચાઓ તો આનંદશંકરભાઈના લેખોની એમના વિચારો અને આચારની અમે ઘણીય કરતા હતા ઘણે પ્રસંગે લીનુભાઈ, એમના મોટા ભાઈ જનુભાઈ, કે કોઈ વાર ધ્રુવભાઈ અને પ્રહ્લાદભાઈની હાજરીમાં બહુ સખ્ત ટીકાઓ થતી

આનંદશંકરભાઈ એવી વ્યક્તિ હતા એમનું વાતાવરણમાં એટલું બધું દમાણ રહેતું અને એમના સાહિત્ય વિષયક, તત્ત્વજ્ઞાનના કે ધર્મ કે સામાજિક—રાજકીય વિચારોથી અમારા નાના મંડળમાં એટલો બધો ખળભળાટ થઈ જતો !

અમે માનતા કે અમારી ચર્ચાઓ એમના કાને જશે જ પણ પાછળથી એક પ્રસંગે એમણે પોતે જ મને જાહેરમાં જણાવેલું કે ' તમારી ટપાલ જ ફાડી હતી " એમના કાન સુધી અમારા

સખ્તપણે ઉચ્ચારાયેલા વિરોધી અભિપ્રાયો પહોંચ્યા જ નહોતા! પણ એ બધું તો એમણે ક્યારનું જ કાઢેલું.

એટલી બધી ઉદારતા અને નાનાં પ્રત્યેની વત્સલતા હતી!

ગુજરાતનું જાહેરજીવન, સાહિત્ય પરિષદ અને સાહિત્યસભા પ્રવૃત્તિને અંગે છેલ્લાં બાવીસ વરસોમાં હું અનેક વાર એમના સંબંધમાં આવ્યો છું અને છેલ્લે છેલ્લે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનાં કામ અંગે.

વધારે પરિચયથી એમના તરફનો ભક્તિભાવ વધ્યે જ ગયો છે.

અમદાવાદ મ્યુનિસિપાલિટીના અનેક જાહેર સમારંભોમાં પણ પોતે જ્યારે અહીં હોય ત્યારે આવતા હતા. છેવટે જ્યારે મ્યુનિસિપાલિટી પૂરેપૂરી પ્રજાકીય થઈ ત્યારે તો મારા અનુભવો વિશે એમણે મને વિગતવાર સવાલો પૂછેલા—

શહેરસફાઈ, હરિજનસેવા, કેળવણી, વ્યાયામવિદ્યાલય, સંગ્રહસ્થાન, આરોગ્યપત્રિકા, મેદાનો, રમતગમતનાં સ્થાનો, સહકારી મંડળીઓદ્વારા પ્રસરતું નવું અમદાવાદ, પોળોમાં પથ્થર અને સડકો પર આસ્ફાલ્ટ તથા ફૂટપાથો ઇત્યાદિ તમામ સુધારાવધારાની વાતો એમણે મારી પાસેથી જાણી લઈ ને જરૂરી સૂચનાઓ પણ કરી હતી.

આખરે બીજા સભ્યો કંઈ ને કંઈ પક્ષપાત પોતપોતાનાં કામોને અંગે કરે છે, ત્યારે મેં સ્વ. કેશવલાલ ધ્રુવ જ્યાં રહેતા હતા તે ગોટીની શેરી અને આનંદશંકરભાઈ રહેતા હતા તે આકાશેઠના કૂવાની પોળ એ બેમાં સામાન્ય ક્રમમાં થાત તેના કરતાં જરા વહેલા પથ્થરો જડાવરાવ્યા અને ડામર ઢળાવેલા. હું ધારતો હતો કે બન્ને ગુરુઓ પાસેથી આ બાબત કંઈક મ્યુનિસિપાલિટીના મારા કામને અંગે સારાં સર્ટિફિકેટ મેળવી શકીશ. પણ બન્નેમાંથી એકેયે મોઢામોઢ તો એ વિશે કંઈ કહેલું યાદ નથી, પણ બન્નેની મારા મ્યુનિસિપલ કામ અંગેની પ્રસન્નતા અનુભવી છે ખરી.

છેવટે ગુ. વ. સો.ના એક મિત્રમેળાપ વખતે એમણે મારી ઓળખાણ કરાવતાં એક મહેમાનને કહેલું: "વાચન, લેખન, સાહિત્યસેવા, રાજકાજ, નગરસેવા વગેરેમાં આ ભાઈ રસ ધરાવે છે, એટલું જ નહિ પણ નિષ્કામ ભાવે અને જ્ઞાનપૂર્વક જે જે કામ એને કરવાનાં આવે છે તે તે કરે છે. ગાંધીજીના અનન્ય ભક્ત છે અને સરકારના મહેમાન પણ થઈ આવ્યા છે."

બીજી એક સભામાં એમણે મારી ઓળખાણ કરાવતાં કહેલું કે, "આધુનિક સાહિત્યનો એનો અભ્યાસ અપૂર્વ છે." કોમર્સ કોલેજની ગાંધી જયંતી પ્રસંગે મારી વક્તૃત્વશક્તિ અને હાસ્યરસની પ્રશંસા કરી હતી.

આ બધુ જણાવવામાં મારી આત્મશ્લાઘાનો દોષ આવે છે તે માટે હું વાચકોની ક્ષમા માગું છું. પરન્તુ જે વત્સલતાના ગુણ વિશે મેં આગળ ઉલ્લેખ કર્યો છે, તે ઉમર વધવાની સાથે એમના-

માં કેવો વધ્યો હતો તે જણાવવા ખાતર ઉપરના પ્રસંગો લખવા પડ્યા છે. એમણે કહ્યા એ ગુણો મારામાં આવે એમ હું ઇચ્છું છું ખરો, પરન્તુ હજી તો એ બધામાં સૂંઠને ગાંગડે ગાંધી થઈ પડયો હોઉં એવું જ મારે વિશે રહેલું છે.

પિતાને પોતાના પુત્ર વિશે પક્ષપાત હોય છે એવો જ પક્ષપાત સ્વ. આનંદશંકરભાઇને મારે માટે થવા માંડ્યો હતો. પણ એટલામાં તો એ ચાલી ગયા! ઉમર એમની પાકી તો થઇ હતી, પરન્તુ પુત્રોને પિતા વગર જેવી નિરાધારતા હમેશાં લાગે છે, તેવી અમને એમના શિષ્યોને પણ લાગ્યાં કરે છે.

ગુજરાતને કોઈ સુકાઈ ગયેલી સરસ્વતીનો દેશ કહે, ત્યારે હું આનંદશંકરભાઈ તરફ આંગળી કરતો હતો. જ્યારે મેં એમને વિદ્યામાં પોતે બૃહસ્પતિ જેવા છે એમ એક પ્રસંગે કહેલું, ત્યારે એમણે નિરભિમાનથી સાચે જ વાંધો લીધેલો. પણ હું ત્યારે પણ માનતો અને હજી માનું છું કે પોતે વિદ્યામાં બીજા બૃહસ્પતિ જ હતા.

# સ્વ. આચાર્ય આનન્દશંકર ધ્રુવ

### શ્રી. સાકરલાલ અમૃતલાલ દવે

**સ્વ.** આનંદશંકરભાઈને મુંબઈ યુનિવર્સિટીના સંસ્કૃતના પરીક્ષક તરીકે મેં પહેલવહેલા ઓળખ્યા. એ વાતને આજે સાડત્રીશ વર્ષ થઇ ગયાં. પછી તો અમદાવાદમાં આકાશેઠના કૂવાની પોળમાં મારે પાંચ વર્ષ રહેવાનું થયું, અને તે દરમિયાન આનન્દશંકરભાઇનો પરિચય સાધવાનો મને સુયોગ મળ્યો.

આનન્દશંકરભાઈનું ઘર એટલે સરસ્વતીનું સુવાસિત મંદિર. ખુલ્લા ઘોડાઓ ઉપર વિવિધ વિષયનાં સેંકડો પુસ્તકો અને તેમની વચ્ચે યોગારૂઢ થયેલા કેવલાખ્યામી આનન્દશંકરભાઈ બેઠેલા હોય. જ્યારે જાઉં ત્યારે કાં તો કોઈ ગ્રંથ હાથમાં હોય, અથવા તો કોઇ કૂટ પ્રશ્નનું ચિન્તન ચાલતું હોય. એમની સાથે ચર્ચા કરતાં એમના હૃદયના અનેક ગુણ ખાસ તરી આવતા, ખાસ કરીને ઉદારતા. પ્રતિપક્ષીને પણ રખેને અન્યાય ન થાય એ એમની ખાસ ચિન્તા.

એમના પ્રિય માસિક 'વસન્ત'ના સંચાલનને અંગે અનેક ચર્ચાઓ થઇ હતી. તેઓ નિખાલસપણે એમ માનતા ને કહેતા કે "વસન્ત"ની જરૂરિયાત પૂરી થઇ હશે તો એ એની મેળે જ બંધ પડશે. એટલી જ નિખાલસતાથી તેમણે 'વસન્ત'માં ધર્મ અને સાહિત્ય વિશે પોતાના અભિપ્રાયો દર્શાવ્યા હતા. સ્વ. કેશવલાલભાઇના 'વિક્રમોર્વશીય'ના ભાષાન્તર વિશે 'વસન્ત'માં વીસેક પાનાં ભરીને લાંબી ને વિસ્તૃત ચર્ચા કરી હતી, ભાષાન્તરકારને ખોટું લાગશે તેની જરા પણ ફિકર કર્યા વિના. તેઓ મોટે ભાગે ચિન્તક હતા. દરેક પ્રશ્નની બધી બાજૂઓ તપાસવી ને સર્વદેશીય વિચાર રજૂ કરવો એવો એમનો મત હતો.

અમદાવાદની ગુજરાત ક્લબમાં તેઓ દરરોજ સાંજે નિયમિત આવતા ને પોતાના સમવયસ્ક મિત્રોની સાથે અનેક વિષયો પર વાર્તાલાપ કરતા. સ્વ. ગોવિન્દરાવ પાટીલ, સ્વ. શિવાભાઇ પટેલ, સ્વ. મણિલાલ ઝવેરી, શ્રીયુત ભાસ્કરરાવ મેઢ વગેરે એમની મંડળીમાં હોય. એક વખત પોતે એકલા પડયા ત્યારે વિનોદમાં કહે: "બીડી પીતા પણ શીખ્યા નહિ, નહિ તો વખત સહેજે પસાર કરી શકાત!" મેં કહ્યું: 'હજી કયાં મોડું થઇ ગયુ છે?' તેઓ ખડખડાટ હસી પડયા, અને બોલ્યા: 'આપણને બ્રાહ્મણોને તે એ શોભે?'

ખરેખર એમના મુખારવિન્દ ઉપર એક પ્રકારનું બ્રહ્મવર્ચસ્વ હતુ, અને એમનો સહેજ પણ પરિચય એમને માટે બહુમાન ઉપજાવતો એ અનુભવીઓ જાણે છે.

મારા લાંબા પરિચયમાં મેં સ્વ. આનન્દશંકરભાઇને કદી ગુસ્સે થયેલા જોયા નહોતા. ક્રોધરિપુને એમણે પ્રયત્નપૂર્વક વશ કર્યો હતો એમ મારું માનવું છે. ક્રોધનું સ્થાન એમણે વ્યંગ્યાર્થ અથવા કટાક્ષ અથવા વિનોદને આપ્યુ હતું. કૉલેજના અધ્યાપક તરીકે એમણે વિદ્યાર્થીઓનો

આદર અને પ્રેમ સંપાદન કરેલાં તેનું મુખ્ય કારણ તેમની વિદ્વત્તા ઉપરાંત તેમનો ક્રોધાભાવ હતો. વર્ગમાં મોડા આવનાર વિદ્યાર્થીને કટુ વચન સંભળાવી ઠપકો દેવાને બદલે "Gentleman, you are too early for the next period," એ એમનું કટાક્ષવચન બહુ જાણીતું હતુ. મનુષ્યસ્વભાવમાં રહેલા ઈશ્વરી અંશ પર એમને અખૂટ શ્રદ્ધા હતી, અને માનવી દિલની નિર્બળતાઓ પ્રત્યે તેઓ ઉદારભાવે જોઈ શકતા હતા એક વાર કૉલેજને દાદરે ચઢતી એક વિદ્યાર્થિનીને એકલી જોઈ તેની પ્રત્યે અપમાનજનક શૃંગારચેષ્ટા કરનાર યુવકને પાછળથી જોઈ જનાર ધ્રુવસાહેબ જ કહી શકે, કે "Gentleman, are you satisfied ?" અને છતા આ શબ્દો ધ્રુવસાહેબ જેવા સુપ્રતિષ્ઠિત પ્રોફેસરના મુખમાથી નીકળતાં જ ધરતીમાતા માગ દે તો સમાઈ જાઉં એવી વૃત્તિ એ યુવકે અવશ્ય અનુભવી હશે. બીજા કોઈ પ્રોફેસર આવા નિર્લજ્જ વિદ્યાર્થીને પ્રિન્સિપલ પાસે ખડો કરાવે, તેના સંજોગમા સ્વ. આનંદશંકરભાઈએ લાક્ષણિક મર્માત્મક રીતે તેને લજ્જિત કર્યો, અને કદાચ સદાને માટે સુધારી દીધો. આ એમની ખાસિયત એમના ઊંડા તત્ત્વદર્શનની સાક્ષી પૂરે છે.

કેટલાંક વર્ષ ઉપર શ્રીમદ્ભગવદ્ગીતાના દરેક અધ્યાયમાથી એકેક મધ્યવર્તી શ્લોક પસંદ કરી તે ઉપર તેમણે બહુ સુન્દર વિવરણ કર્યું હતુ. તેમણે પૌરસ્ત્યવિદ્યાનો જેટલો અભ્યાસ કર્યો હતો તેટલો જ પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનો પણ કર્યો હતો, એ એમના બહુશ્રુત વિવરણોમાથી ફલિત થતું હતુ

કાશી હિન્દુ વિદ્યાપીઠમા જઈ આનન્દશંકરભાઈએ ગુજરાત અને ગુજરાતીઓનુ ગૌરવ વધાર્યું એ નિર્વિવાદ છે. ગાઢ વિદ્વત્તા, સાચો સમભાવ અને વ્યવહારુ કુનેહથી તેમણે ત્યાના કંઈ કંઈ કૂટ પ્રશ્નો ઉકેલ્યા હતા અને ભારતભૂષણ પંડિત મદનમોહન માલવીય સમેત સર્વ કોઈને સંતોષ આપ્યો હતો, એ સહુના જાણ્યામા છે.

ગુજરાતની અનેક વિભૂતિઓમા સ્વ. આનન્દશંકરભાઈ ઊંચે આસને વિરાજતા હતા એમ ભાવી ઇતિહાસકાર જરૂર કહેશે.

# આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવ: એક નમ્ર અંજલિ

## શ્રી. પ્રાણલાલ કિરપારામ દેસાઈ

**સદ્‌ગત** શ્રી આનંદશંકર ધ્રુવ એક પ્રખર વિદ્વાન, એક અગ્રગણ્ય કેળવણીકાર, એક સંસ્કારી સદ્‌ગૃહસ્થ અને એક પવિત્ર બ્રાહ્મણ હતા. ગુજરાત એમને માટે સકારણ ગર્વ લઈ શકે એમ છે. તેમની અગાધ વિદ્વત્તા, તેમની સંસ્કારિતા, તેમનું સૌજન્ય, તેમનું ઉચ્ચ કોટિનું અંગત ચારિત્ર્ય તેમ તેમની વાણીનું માધુર્ય એ બધાથી આપણે તેમનાં સમકાલીન સ્ત્રીપુરુષો એટલા બધાં પરિચિત છીએ કે તે સંબંધી વિવેચન કરવાની મને કાંઈ પણ જરૂર જણાતી નથી. વળી કાશીના હિન્દુ વિશ્વવિદ્યાલયના ઉપ–કુલપતિ તરીકે એ સંસ્થાની તેમણે જે અનુપમ સેવા બજાવી છે, તેમ એ સંસ્થાનાં વિવિધ ક્ષેત્રોમાં કામ કરતાં વિવિધ પ્રકૃતિઓના અને વિવિધ અભિપ્રાયો ધરાવનારાઓનો સુંદર સમન્વય કરી તેમણે જે કાર્યદક્ષતા બતાવી છે, એ સંસ્થાના તોફાનમાં ઝોલાં ખાતા નાવને ઠેકાણે પાડી તેમ પ્રસંગ આવ્યો ત્યારે એ સંસ્થાના હિતને જ ખાતર પોતાનું સ્વમાન જાળવી એ સંસ્થામાંથી તેમણે વિદાયગીરી લઈ ગુજરાતના નામને તેમણે જે ઉજ્જ્વળ કર્યું છે, તેનાથી પણ ગુજરાત સારી પેઠે વાકેફ છે. એટલે તે સંબંધી પણ વધુ વિવેચન કરવાની જરૂર મને જણાતી નથી. નૂતન ગુજરાતની તેમણે જે ખાસ અમૂલ્ય સેવા બજાવી છે તે ઉપર જ હું આ લેખમાં કાંઈક જણાવવા માગું છું.

સદ્‌ગત આનંદશંકરભાઈના સંબંધમાં બોલતાં મહાત્મા ગાંધીજીએ એક વખત કહ્યું હતું કે, "આનંદશંકરભાઈ તો સુધારકો અને સનાતનીઓ વચ્ચે એક પૂલ સમાન છે." હું તો એથી પણ આગળ વધીને કહું છું કે તેઓ આપણી પ્રાચીન આર્ય સંસ્કૃતિના પૂજક તેમ એક રીતે સંરક્ષક પણ હતા. આનંદશંકરભાઈને આપણે આપણી પ્રાચીન સંસ્કૃતિનું એક સુંદર પ્રતીક કહી શકીએ તેમ છે. યુરોપિયન પ્રજાઓ સાથે સંપર્કમાં આવ્યાથી તેમ પાશ્ચાત્ય કેળવણીથી આપણા દેશને અનેક લાભો થયા છે એ વાત ખરી છે; પરંતુ એ સંપર્કથી તેમ એ કેળવણીથી આપણને નુકસાન પણ ઓછું થયું નથી. અંગ્રેજ રાજદ્વારી મુત્સદ્દીઓએ આપણા દેશના રાજકારણમાં ધાર્મિક અને કોમી તત્ત્વો દાખલ કરી, આપણા દેશમાં Divide and Rule—ભાગલા પાડી અમલ ચલાવવાની રાજનીતિ દાખલ કરી, આપણામાં કોમ કોમ વચ્ચે, નાતો નાતો વચ્ચે જે વૈમનસ્ય ઉત્પન્ન કર્યું છે, તે અંગ્રેજ મુત્સદ્દીઓની આપણા દેશની મોટામાં મોટી કુસેવા છે. પાશ્ચાત્ય પ્રજાના સંપર્કથી તેમ પાશ્ચાત્ય કેળવણીથી બીજું નુકસાન આપણને એ થયું છે કે આપણી શારીરિક તથા નૈતિક અધોગતિ થઈ છે. આપણે તદ્દન નિર્માલ્ય, શૌર્યહીન, બાયલા, બીકણ, વિલાસી, સ્વાર્થી, દંભી અને ચારિત્ર્યહીન થઈ ગયા છીએ. એ સંપર્ક અને એ કેળવણીથી ત્રીજું નુકસાન આપણને એ થયુ છે કે આપણે પોતે આપણે જ હાથે આપણા પોતાના શુદ્ધ અને પવિત્ર આચારવિચારો, રીતરિવાજો અને રહેણી કરણી તેમ આપણી પ્રાચીન પવિત્ર

આર્ય સંસ્કૃતિનો નાશ કરી પાશ્ચાત્ય સંસ્કૃતિ, પાશ્ચાત્ય રીતરિવાજો તથા પાશ્ચાત્ય રહેણીકરણીના ખોટા મોહમાં ફસાઈ પડ્યા છીએ.

અત્યારે તો એવી પરિસ્થિતિ ઉપસ્થિત થઈ છે કે આપણામાંથી જો કોઈ આપણી પ્રાચીન આર્ય સંસ્કૃતિની કે પ્રાચીન રીતરિવાજોની કે પ્રાચીન આચારવિચારોની પ્રશંસા કરે અને તે સંસ્કૃતિના શુદ્ધ અને પવિત્ર આચારવિચારોનું પાલન કરે તો રસ્તે ચાલનાર ત્રણ ટકાનો માણસ પણ એને ભેદભર્દનું ઉપનામ આપી એની ઠેકડી કરવાની હિંમત ધરી શકે છે. આચાર્યશ્રી આનંદશંકરભાઈ અહીંની ગુજરાત કૉલેજમાં પ્રોફેસર હતા તે વખતે તેમના જેના એક સંસ્કારી સદ્‌ગૃહસ્થની પણ આવી ઠેકડી થતી અનેક વાર મારા સાંભળવામા આવી છે પરંતુ આવી જાતની ઠેકડીની બિલકુલ દરકાર કર્યા વગર, તેમ જાહેર સમારંભોમા અનેક જાતની અગવડો વેઠીને પણ, તેઓ આપણા શુદ્ધ અને પવિત્ર પ્રાચીન આચારવિચારોને વળગી રહેતા હતા. અંગ્રેજી સાહિત્ય તેમ પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાન અને ખ્રિસ્તી ધર્મનો જેટલો ઊંડો અભ્યાસ સદ્‌ગત આનંદશંકરભાઈનો હતો, તેટલો ગુજરાતમા બીજા કોઈનો ભાગ્યે જ હશે ઘણી બાબતોમા તેઓ પાશ્ચાત્ય સંસ્કૃતિના પ્રશંસક હોવા છતા તેમણે કદી પણ એક શુદ્ધ અને પવિત્ર બ્રાહ્મણની રહેણીકરણી તથા આચારવિચારોનો ત્યાગ કર્યો નહોતો બૂટમોજાં સાથે ખુરશી ઉપર બેસી જમણની વાનીઓ ટેબલ ઉપર મૂકી ચમચા કાંટા અને છરી વતે જમવામાં તેમણે કદી આનંદ માન્યો નથી બધા સાથે એક જ પંગતે જમવા બેસી ભ્રાતૃભાવ વધારવાની તેમણે કદી ઇચ્છા કરી નથી બ્રાહ્મણોને અભક્ષ્ય ખોરાકને તેમણે કદી હાથ સરખો પણ અડાડ્યો નથી ધોતિયુ તથા પાઘડીનો ત્યાગ કરી તેમણે કદી પાટલૂન, હૅટ કે નેકટાઈ-કૉલર પહેર્યા નથી. જે સમયે અંગ્રેજી પહેરવેશ તથા અંગ્રેજી રહેણીકરણીને માનપ્રતિષ્ઠા મળતા હતા તેવે સમયે પણ સદ્‌ગત આનંદશંકરભાઈ આપણા પ્રાચીન પહેરવેશ, પ્રાચીન રહેણીકરણી તથા પ્રાચીન આચારવિચારોને દૃઢતાથી વળગી રહેલા હતા.

સદ્‌ગત આનંદશંકરભાઈમા તરી આવતો બીજો ખાસ ગુણ સહિષ્ણુતા હતો બંને પક્ષોના લાભમા ઘણું કહી શકાય એમ છે એમ તેઓ ઘણી વાર કહેતા આથી કરીને તેઓ અનિશ્ચિત પ્રકૃતિના છે, દૂધ અને દહીં બનેમાં પગ રાખે છે, એમ કહી ઘણા તેમની ઠેકડી કરતા હતા, તે મે સાભળ્યુ છે. પ્રજાના તેમ વ્યક્તિના જીવનમા ઘણીવાર એવા પ્રસંગો આવે છે કે જ્યારે તાત્કાલિક એક તરફનો ચોક્કસ નિર્ણય કરી લેવો અને તે નિર્ણયનો એકદમ અમલ કરી દેવો એ ખાસ આવશ્યક બને છે, તે હું કબૂલ કરવા તૈયાર છુ. આનંદશંકરભાઈમા કદાચ એ ગુણ નહિ હોય અને એટલે અંશે એમના ચારિત્ર્યબળમા ખામી હશે એ પણ કબૂલ કરવા હું તૈયાર છુ. પણ આનંદશંકરભાઈની સહિષ્ણુતાની પાછળ એક પ્રકારની મનની ઉદારતા હતી. પ્રતિસ્પર્ધીઓના સારા ગુણો પણ તેઓ જોઈ શકતા અને તેમનું દૃષ્ટિબિંદુ પણ તેઓ સમજી શકતા અને તેની યોગ્ય કદર પણ કરી જાણતા હતા. સામા પક્ષમા જો સત્યના અંશો હોય તો પ્રામાણિકપણે તેનો સ્વીકાર કરવો એવી અદ્વિતીય ઉદારતા તથા સહિષ્ણુતા તેમનામા હતી. અત્યારે ઘણાં સહિષ્ણુતા અને સમભાવની ડાહી અને દાંભિક વાતો કરે છે, પણ આનંદશંકરભાઈની માફક

ઘણાં થોડાં પોતાના પ્રત્યક્ષ જીવનમાં ઉદારતા અને સહિષ્ણુતા ઉતારી શકે છે; એટલું જ નહિ પણ ઘણાંએ તો જ્યારે તેમની પાસે લીંબુઉછાળ સમય માટે સત્તા આવે છે, ત્યારે એ સત્તાનો દુરુપયોગ કરી તેઓ અસહિષ્ણુતા ધારણ કરે છે અને પોતાનાં વિરુદ્ધ અભિપ્રાયો ધરાવનારાઓને કચરી નાખવાની નીતિ પ્રહણ કરે છે અને વિરોધીઓ પાસેથી- જોરજુલમથી કે કાયદા કરી કે સત્તાના દોરે હુકમો બહાર પાડી તેમની પ્રામાણિક ધાર્મિક માન્યતાઓ તથા તેમના આચાર-વિચાર વિરુદ્ધ કાર્ય કરાવવાનો પણ પ્રયત્ન કરતાં અચકાતાં નથી. આવી 'જનતની અક્ષમ્ય અસહિષ્ણુતા, ધર્માંધતા અને અનુદારતા આપણા પ્રજાજીવનમાં અત્યારે સામાન્ય બની ગઈ છે. આવા ધર્માંધ અને અસહિષ્ણુ લોકોને સદ્ગત આનંદશંકરભાઇના જીવનમાંથી ઘણું શીખવાનુ છે.

શ્રીયુત કનૈયાલાલ મુનશી સદ્ગત આનંદશંકરભાઈ માટે કહે છે કે, ગુજરાતના સંસ્કારી, વિદ્વાન અને પવિત્ર બ્રાહ્મણોમાં તેઓ છેલ્લા હતા. શ્રીયુત કનૈયાલાલ મુનશીના 'આવા નિરાશા-જનક ઉદ્ગારો સાથે હું સહમત થઈ શકું એમ નથી. જે ગુર્જર ભૂમિએ ભૂતકાળમાં મંડનમિશ્ર, વ્યાસ પ્રેમાનંદ અને સ્વામી દયાનંદ સરસ્વતી જેવા વિદ્વાન, સંસ્કારી અને પવિત્ર બ્રાહ્મણો ઉત્પન્ન કર્યા છે, તે ગુર્જર ભૂમિ ભવિષ્યમાં પણ એવા જ સંસ્કારી વિદ્વાન અને પવિત્ર બ્રાહ્મણો ઉત્પન્ન કરશે જ, એવી મારી દૃઢ શ્રદ્ધા છે. બહુરત્ના વસુંધરા.

સદ્ગત આનંદશંકરભાઈના સમાગમમાં આવવાનો મને લાભ મળ્યો છે. તેમની સાથે સામાજિક, ધાર્મિક, રાજકીય તેમ સાહિત્ય અને કેળવણીને લગતા વિષયો ઉપર મેં ઘણી વાર ચર્ચા કરી છે અને તેમની અગાધ વિદ્વત્તા તથા તેમના સૌજન્યની સુવાસનો લાભ મેં લીધો છે. તેથી આ પ્રસંગે મારા તરફથી આ નમ્ર અંજલિ તેમને અર્પું છુ.

# કલારસિક સ્વ. આચાર્યશ્રી આનંદશંકરભાઈ ધ્રુવ

શ્રી. રવિશંકર મહાશંકર રાવળ

૧૯૨૦ માં અમદાવાદની ગુજરાતી સાહિત્ય પરિષદના તેઓશ્રી સ્વાગત પ્રમુખ હતા. ગુરુદેવ રવીન્દ્રનાથ ટાગોરને તે પ્રસંગ નિમિત્તે ખાસ આમંત્રણ મ. ગાંધીજી મારફતે મોકલવામાં આવ્યું હતું અને તેમણે સ્વીકાર્યું હતું. પરિષદની સાથે ગુજરાતની કલાકારીગરીનું પણ પ્રદર્શન કરેલું હતું. તેની યોજનાનો કારભાર મને સોંપાયો હતો. કવિવર ટાગોર સ્ટેશને ઊતર્યા ત્યારે માણસોની અપાર ગરદીમાંથી મારા સ્વ. મિત્ર છોટુભાઈ પરીખે (ગુજરાત ફોટો આર્ટગૅલેરીવાળાએ) તેમની એક સુંદર છબી લીધી અને તાબડતોબ તેનું મોટું રંગીન એન્લાર્જમેંટ કરી બીજે દિવસે પ્રદર્શન નવ વાગ્યે સ્વ. શેઠ પુરુષોત્તમ વિશ્રામને હાથે ખુલ્લું મુકાવાનું હતું, તે પહેલાં ત્યાં હાજર કરી દીધું. એ જમાનામાં હાથના કે ખીસાના સ્નેપશોટ કૅમેરાનું સ્વપ્નું પણ નહોતું. ઘોડી પર ચઢાવેલ પ્લેટ-કૅમેરાથી આટલી ઝડપે એ ચિત્ર તૈયાર કરવું એ એક કૃતિકુશળતાનું દૃષ્ટાંત બન્યું. પ્રદર્શનની સન્મુખ હાર ઉપર જ અમે ચિત્ર ગોઠવી દીધું. ગુરુદેવની છેલ્લી અને ગઈ કાલની જ આવી સુંદર મોટી છબીએ દરેક જણને આકર્ષ્યો. ચિત્રકારે તેની ઉપર કંઈ જ કીમત મૂકી નહોતી, માત્ર માગણી પ્રમાણે (an offer) એટલું લખ્યું હતું.

ગુરુદેવ સાથે જ આચાર્યશ્રી પ્રદર્શન જોવા આવ્યા અને છબી જોઈ ગુરુદેવે પ્રસન્ન સ્મિત કર્યું. આચાર્યશ્રીએ 'ઑફર'નું લેબલ વાંચી મને તુરત બોલાવ્યો કે આ માણસ છેવટ ક્યાં સુધીની માગણી સુધી વેચવા ધારે છે. કલાકાર નજીકમાં જ હતા. તેણે તુરત ખુલાસો કર્યો કે છેવટ રૂ. ૧૧૫ સુધી તેની કીમત થશે. ધ્રુવસાહેબે મને કહી દીધું કે 'ઑફરનું લેબલ કાઢી નાખો, હું તે ચિત્ર રાખી લઉં છું.' એમના આ ત્વરિત નિર્ણયમાં હું તેમની ચકોર ઉદાત્ત વિચારણાનું દર્શન પામ્યો. એક તો ટાગોર જેવા પુરુષની છબી પર 'ઑફર'નું લેબલ ઝાઝો વખત ટકી રહે એમાં શોભા નથી. અમદાવાદના ઘણા ધનાઢ્યો ત્યાંથી પસાર થયા હતા. તેમના મોટરના ગલીચાની કીમત ચિત્ર કરતાં વધારે હશે, પરંતુ તેમણે ટાગોરની છબીને બહુ સમ્માનનીય ગણવાની કલ્પના પણ કરી નહિ તે આ સરસ્વતીપૂજકને જરા દુઃખપ્રદ પણ થયું હશે. એમને ય કંઈક પાઠ આપવાનો તેમનો હેતુ હશે. આવાં પ્રદર્શનો થાય ત્યારે કલાકારિગરીને માત્ર ઉત્તેજન આપવાના હેતુથી જ યુરોપ અમેરિકામાં શ્રીમંત પ્રેક્ષકો કંઈ ને કંઈ રકમ ખર્ચી પોતાની ખાનદાની સાર્થક થઈ માને છે.

* * *

તેઓશ્રી બનારસ હિંદુ યુનિવર્સિટીના વાઈસ ચાન્સેલર થયા ત્યારે બનારસના અસલ ખાનદાનમાંના રામકૃષ્ણદાસજીએ ભારત કલાપરિષદની સ્થાપના કરી અને તેના પ્રમુખ તરીકે અવનીન્દ્ર-

નાથનું નામ મૂકી ઉપપ્રમુખના હોદ્દે આચાર્યશ્રી આનંદશંકરભાઈની વરણી કરી તેઓ વિદ્યા કળા પ્રાચીનના અને અર્વાચીન યુરોપી સંસ્કારોના સમર્થ મીમાંસક હતા એમાં નવાઈ નથી એમના વિચારોમાં અને વાણીમાં જે સુડોળ સુઘડતા અને બંધારણ જણાય છે તે તેમનામાં વિકસેલા કલાતત્ત્વને આભારી છે

ભારત કલાપરિષદના તેઓ ઉપપ્રમુખ થયા તેથી કલાપ્રદર્શન અને કલાચર્ચાના અનેક પ્રયોગો માં તેમને ગોઠવી થઈ પડતું એટલે એવી પ્રવૃત્તિઓ ગુજરાતના પગ ચાય એવી તેમને સ્વાભાવિક પ્રેરણા થઈ. એક વેકેશનમા અમદાવાદ આવ્યા, ત્યારે તેમણે મને ખાસ તેડાવ્યો. તે વખતે મને બહુ આશ્ચર્ય થયુ હતું પણ તેમણે જે ચીવટથી અને હોંશથી 'વસંત'મા કળાનું એક નિયમિત અંગ શરૂ કરવાની તેમની ઇચ્છા બતાવી, ત્યારે મારી ખાતરી થઈ કે સાચા વિદ્વાનો માત્ર અક્ષરોના જ પૂજકો નથી હોતા પણ સૌમ્ય, સુંદર ભાવનાઓનાં મૂર્તિસ્વરૂપોના પણ ચાહકો છે એમની યોજનામા મુશ્કેલી માત્ર એ હતી કે પોતે સમીપ રહેવાના નહોતા, અને તેમની ચીવટ એ હતી કે એક પણ કૃતિ કે કલાપ્રસંગ એવો ન હોવો જોઈએ કે જે તેમના આદર્શમા ઊતરતુ લાગે મે પોતે તેમા બધી સેવા આપવા તત્પરતા બતાવી હતી પણ રંગીન ચિત્રોની છપાઈના મોટા ખર્ચાનો પ્રશ્ન આવ્યો, ત્યારે 'વસંત'નું ગજું તે ખમી ન શકે એ કારણે એ યોજના ફળીભૂત ન થઈ. એ બની શક્યુ હોત તો એવા સમર્થ ચિંતક વિદ્વાનના કલાના આદર્શો અને સંસ્કારનો લાભ ગુજરાતને અમૂલ્ય થઈ પડત

* * *

ત્યારપછી 'વસંત' રજતમહોત્સવ પ્રસંગે તેમના અભ્યાસગૃહની છબીઓ લેવા હું ગયો હતો ત્યારે પણ તેમના પરિચયની વિશેષ તક મળી ટેબલ પરની છબી લેવા ચાનો પ્યાલો મે જરા આઘો ખસેડ્યો, ત્યારે કહે, 'એ પણ મારા નિત્ય વ્યવસાયનું સ્વરૂપ છે તે ભલે ને રહે'

* * *

પછી તો મને લાગ્યુ કે હું તેમના નિત્ય પરિચયમા ન છતા તેઓથી ગુજરાતની કલા પ્રવૃત્તિઓ પર બહુ બારીક નજર રાખ્યા કરતા અને કોઈ વિરલ ક્ષણે મળતા એક બે વાક્યોથી મને પ્રોત્સાહન આપતાં તેમની પ્રસન્નતા દર્શાવતા કુલપતિ ડૉ જે ચ કઝીન્સ તેમના અમેરિકાના પ્રવાસેથી આવ્યા પછી અમદાવાદની મુલાકાતે આવ્યા ત્યારે તેમને શ્રી ભારત કલામંડળ તરફથી સન્માન પણ આપવાનુ ઠરાવ્યુ તે વખતે પ્રમુખ તરીકે પ્રસિદ્ધ અને યોગ્ય પુરુષની જરૂર હતી, પરંતુ તેઓ એ વખતે બિમાર હતા કોઈપણ સભામાં જતા ન હતા પણ એ પ્રસંગ એમના વગર ઊણો જ લાગે, એટલે હું જ તેમની પાસે સભાપતિનું પદ લેવાની વિનતી કરવા ગયો મને બહુ ભીતિ હતી કે મારા જેવા અદના માણસની તેમના પર અસર થશે કે નહિ. પણ તેમણે પૂર્ણ સરળતાથી કહ્યું 'હું બીજે ક્યાય પણ જતો નથી પરંતુ તમે જ આવ્યા છો તો પ્રો. કઝીન્સ જેવા વિશ્વવિખ્યાત પુરુષનો સત્કાર કરવામા હું જરા તસ્દી વેઠી લઈશ પણ હું બહુ બોલી શકું એમ લાગતુ નથી. મને તો તેમની હાજરીથી જ કૃતાર્થતા લાગી પ્રેમાભાઈ હૉલમા

એ સભા બહુ જ સરસ બની હતી. પ્રો. કઝીન્સ પણ એ સભાના કાર્યથી બહુ પ્રસન્ન થયા હતા. છેવટે આચાર્યશ્રીએ તેમની નિત્યની નિખાલસતાથી મને જણાવ્યું કે " માનપત્ર જેણે લખ્યું હોય તેણે બહુ સારી અને ઉચિત ભાષા વાપરી છે."

* * *

૧૯૩૬ માં ગુજરાતી સાહિત્યપરિષદ્ અમદાવાદમાં થઈ ત્યારે પણ કલાપ્રદર્શનની યોજના મારે શિર આવી હતી. પ્રદર્શનનું ઉદ્ઘાટન કરવા બહારની વ્યક્તિઓ મેળવવા મુંબઈ વડોદરા વગેરે સ્થળે મેં વિનંતીઓ અને પ્રયત્નો કરી જોયા પણ કોઈ આવી શક્યું નહિ; ત્યારે આગલી જ સાંજે આચાર્યશ્રીને શરણે જઇ બધી હકીકત અને મુશ્કેલી સમજાવી, ત્યારે હસીને કહ્યું કે, 'ઘરનો ઓરસિયો કંઇ ચંદન ઘસવાની ના પાડશે?' અને બીજે દિવસે પ્રદર્શનના ઉદ્ઘાટનમાં તેમની હાજરીએ યથોચિત પૂર્ણતા કરી આપી.

* * *

કલાપ્રચારના મારા પ્રયત્નોમાં એક પ્રસંગ મુંબઈમાં પોલાન્ડના કોન્સલ મૉ. બાનાસિન્સ્કીને ઘેર રચાયો. એ ભલા અને નિખાલસ યુરોપિયન રાજદ્વારીએ તે માટે જ ઘણો ખર્ચ કરી બધી કોન્સલેટને પોતાને ઘેર નિમંત્રી મારી પાસે ગુજરાતની આજની કલાપ્રવૃત્તિ ઉપર પ્રવચન કરાવ્યું. તે વખતે મુંબઈ 'ટાઇમ્સ'ના યુરોપિયન પ્રતિનિધિઓ પણ હાજર હતા. બીજે દિવસે 'ઇવનિંગ-ન્યૂઝ'ના કૉલમમાં ચિત્ર સાથે અમદાવાદમાંથી કલાના સૂર એવું કંઈ હેડિંગ બાંધી તેમણે તે પ્રસંગને પ્રકાશન આપ્યું. તેની અસર ઘણા ઉપર થઈ હતી. પણ ફરીવાર આચાર્યશ્રી એક સભામાંથી છૂટતાં મને જોઈ સામા આવ્યા અને મને અભિનંદન આપ્યું ને કહ્યું: " એ વાંચી હું બહુ રાજી થયો છું." એમના આશીર્વાદે મને ધન્યતા અર્પી.—

* * *

મુંબઈમાં એલ્ફિન્સ્ટન કૉલેજના ગુજરાતી વિદ્યાર્થીઓને સ્વ. નરસિંહરાવભાઈની મોટી છબી મૂકવી હતી. તેમણે તે માટે ગુજરાતી કલાકારને જ કામ સોંપવા સંકલ્પ કરી પ્રો. ભટ મારફત એ કામ મને સોંપ્યું. એ ચિત્રનું ઉદ્ઘાટન શ્રી આનંદશંકરભાઈને હાથે થઇ ગયું. ત્યાં બધાને એ પસંદ પડયું હતું છતાંય આચાર્યશ્રી મને અમદાવાદમાં મળ્યા ત્યારે રૂબરૂ ફરીવાર કહ્યું કે એ છબી ખરેખર life-like થઇ છે—

સાહિત્યચર્ચા, સમાજચર્ચા, કે કલાસમીક્ષામાં તેમની હાજરી હોય ત્યારે તેમની પાસેથી બધાય-ના કરતાં કોઈ જુદો જ વિચાર કે દૃષ્ટિબિંદુ મળતું. અમદાવાદ હંસરાજ હૉલમાં એક વાર કલાનાં સર્વ અંગો પર ચર્ચા કરવા જુદા જુદા વક્તાઓએ સ્વીકાર્યું અને શ્રી. આનંદશંકરભાઈ પ્રમુખસ્થાને હતા. દરેક કલાનું સ્વરૂપ આવું હોવું જોઈએ. તેના પતન કે ઉન્નતિનાં કારણો વર્ણવ્યાં, લોકોના આઘાત પ્રત્યાઘાતો પર વિચારો થયા. પણ છેવટે આચાર્યશ્રીએ ઉપસંહાર કરતાં જણાવ્યું કે કલાની ચર્ચા કરતાં દરેક જણે કલાકારનું પોતાનું દૃષ્ટિબિંદુ જ પકડી રાખ્યું હતું. પણ કોઈએ તેના ઉપભોક્તાની બાજૂ રજૂ કરી નથી. કલા કેવી રીતે સમજવી, અનુભવવી તેનું જ્ઞાન જો

નહિ ઉત્પન્ન થાય તો કલાકારોની કૃતિઓ તેમની દષ્ટિ કે શ્રુતિને આનંદ આપી અટકશે. તેને મદદ કરનારો રસિક વર્ગ તેથી વંચિત રહેશે; માટે મને તો કોઈ એ સમજાવો કે કલાકાર ન થઈ શકાય, પણ કલાનો આસ્વાદ અને રસ શી રીતે ભોગવી શકાય. આપણને એવી સંસ્થાઓ, અને મંડળોની જરૂર છે કે જે કલાનો રસ વધાવે અને અનેકને તેઓ આનંદ આપી કલાની કૃતાર્થતા સાધે—એ લોકો ભલે ' કલાકર્મ ન જાણે, કલાચર્ચા ભલે થોડા કરે, પણ કલાના' સામીપ્યમાં મસ્તી અને ડોલન પામે ત્યારે જ કલાકૃતિની સફળતા છે.—

પ્રેમાભાઈ હોલમાં મરાઠી કલાકાર કાયાદોગ્ગિયાંએ કરેલાં પ્રાચીન હિંદી ભીંતચિત્રોનું પ્રદર્શન થયું ત્યારે તેઓ દાદર ચઢવાને પણ અશક્ત હતા, છતાં તેમને માટે ખાસ કરી વેલીડોળી જેવી ખુરશીમાં બેસી એ બધું પ્રદર્શન ઝીણવટથી જોયું અને તેની ફોટોગ્રાફિક નકલો સંસ્થા માટે લેવાની સૂચના કરી. પ્રાચીન સંસ્કૃતિના શુદ્ધ અને સાચા નમૂનાઓ જાણી તેનો અભ્યાસ કરવાનાં પ્રાયોગિક સૂચનો કર્યાં હતાં. વળી તે જ વખતે એક સવાલ કર્યો કે, યુરોપે તેના નારીસૌંદર્યનું આદર્શ વીનસમાં જોયું છે. મને આપણા ભારત વર્ષના વીનસ બતાવો. એટલે કે તેમણે ભારતી શિલ્પમાંથી એવું સર્વોચ્ચ શિલ્પ તક્ષતણ શોધી આપવા દરખાસ્ત મૂકી. આમ અનેક પ્રસંગોએ તેમના મનમાંથી નીકળી આવતાં વચનો વિચારો પરથી પ્રતીતિ થતી કે તેઓ કલાના ઊંડા મર્મજ્ઞ અને તત્ત્વચિંતક હતા. એમનો લાભ ગુજરાત જોઈએ તેટલો ન પામી શક્યું એ જ દુર્ભાગ્ય-કથા છે,

# પૂજ્ય આચાર્યશ્રી ડૉ. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ

**શ્રી. વિનાયકરાય શિવપ્રસાદ ત્રિવેદી**

अन्या जगद्धितमयी मनसः प्रवृत्ति-
रन्यैव कापि रचना वचनावलीनाम् ।
लोकोत्तरा च कृतिराकृतिरार्तहृद्या
विद्यावता सकलमेव गिरा दवीय ॥

સદ્ગત પૂ આચાર્યશ્રી ડૉ આનન્દશંકરભાઇના અનેકદેશીય જીવનકાર્યનુ સંપૂર્ણ મૂલ્યાંકન સંક્ષેપમા કરવુ કઠિન છે પ્રોફેસર, પ્રિન્સિપાલ, પ્રો–વાઇસ-ચેન્સેલર, અધ્યાપક, સાહિત્યકાર, વિવેચક, તત્ત્વચિન્તક, જાહેરસેવક, સદ્ગૃહસ્થ, બ્રહ્મર્ષિ એમ અનેકવિધ દૃષ્ટિબિંદુથી આચાર્યશ્રીનુ પ્રેરણાદાયી જીવનકાર્ય જોઈ શકાય છે તો મારા પૂજ્ય ગુરુ અને આચાર્ય તરીકે યત્કિંચિત્ પરિચયની અંજલિ વિનમ્રતાએ અર્પણ કરી કૃતકૃત્ય થઇશ ૧૯૦૪ની સાલમા ગૂજરાત કૉલેજમાં પ્રિવિયસ ક્લાસમા મને તેમનો સંસ્કૃતના અધ્યાપક તરીકેનો પ્રેરક પરિચય પહેલા જ લેક્ચરમા થયો કવિ કુલગુરુ કાલિદાસના 'અભિજ્ઞાનશાકુન્તલ'ની નાન્દીના પ્રથમ શ્લોકનું તેઓશ્રીનુ વાચન એટલુ સુંદર અને સુમધુર હતુ કે મને સંસ્કૃત ભાષા એ ખરેખર ગીર્વાણભારતી છે તેનો આહ્લાદક અનુભવ થયો અને ઉચ્ચ વિદ્યાના મોહક અને પ્રેરક સર્ગમા હુ છુ એમ મને લાગ્યુ મારી આજીવન સંસ્કૃત–ભક્તિની પુણ્ય પ્રેરણા આપનાર પૂજ્ય આનન્દશંકરભાઈએ ઇંટરમા 'ઉત્તરરામચરિત' અને ન્યાય, બી એ મા વેદાંત અને અલંકારશાસ્ત્ર, અને કોઈ કોઈવાર અંગ્રેજી સાહિત્ય એમ વિવિધ વિષયો અને ભાષાઓમા પોતાના બહુશ્રુતપણાનો, તલસ્પર્શી અભ્યાસનો અને અધ્યાપનનૈપુણ્યનો અનેક શિષ્યોને દુર્લભ લાભ આપ્યો હતો મારા પ્રત્યે તેઓશ્રીનું ખાસ મમત્વ હતુ બી એ. મા પુસ્તકાલયનો ખૂબ લાભ લેવાય તેવી ખાસ સગવડ મને તેઓશ્રીએ કરી આપેલી અને અનેકવાર પોતાના અંગત પુસ્તકો પણ મને આપવાનો અનુગ્રહ કરેલો પ્રણિપાત અને પરિપ્રશ્ન માટે વિનાસંકોચે હુ તેમની પાસે જઇ શકતો ૧૯૦૮મા તેઓશ્રી પ્રિન્સિપાલ થયા અને વ્યવસ્થાશક્તિ, કાર્યદક્ષતા અને કુનેહથી તે દરજ્જો તેમણે ગૌરવાંકિત કર્યો અધ્યાપન ઉપરાંત ક્રિકેટ, સ્નેહસમારંભ વગેરેમા તેઓશ્રી ઊંડો રસ લેતા મોહક અધ્યાપન શૈલી, બહુશ્રુતતા, તલસ્પર્શી અભ્યાસ, અને સુંદર વ્યક્તિત્વથી સદ્ગત આચાર્યશ્રી આનન્દશંકરભાઇ અધ્યાપક તરીકે ચિરસ્મરણીય રહેશે

# શ્રીધ્રુવજીનું પવિત્ર સ્મરણ

**પંડિત બેચરદાસ જીવરાજ દોશી**

प्राच्या-ऽऽधुनिकशास्त्रेष्व-धीती गम्भीरगम्भीरम् ।
गुर्जरजननीरत्नं भारतख्यातकीर्तिमान् ॥
आर्षदृष्टिर्ज्ञानमूर्तिरपूर्वप्रतिभापतिः ।
'बापु'भक्तो युगद्रष्टा सर्वधर्मसमन्वयी ॥
यथार्थं ब्राह्मणो धीमान् श्रीमान्–आनन्दशंकरः ॥
तस्य श्राद्धाय भक्त्याऽहं यते तत्स्नेहभाजनम् ॥

**શ્રી ધ્રુવજીનું અંગત સંસ્મરણ—**

આશરે ત્રીશ—પાંત્રીશ વર્ષ પહેલાંની જ એક વાત છે: આચાર્યશ્રી વિજયધર્મસૂરિજીએ કાશીમાં સ્થાપેલી અમારી શ્રી યશોવિજય જૈન પાઠશાળા વિશે અમદાવાદના જૈનોમાં એક ભારે ગેરસમજ ફેલાયલી: 'બનારસની પાઠશાળામાં આપણા વાણિયાના છોકરાઓ ભણતા નથી, એઓ તો ત્યાં ખાઈ—પીને લહેર કરે છે. વાણિયો તે સંસ્કૃત—પ્રાકૃત ભણતો હશે?' ઉક્ત ગેરસમજ એટલી બધી દૃઢ થયેલી કે તેને ભાંગી પાડવા બનારસ જૈન પાઠશાળાના વિદ્યાર્થી તરીકે અમારે અમદાવાદમાં હાથીખાનામાં એક સભા ભરી ભાષણ કરવાનુ હતું, તે સભા માટે અમે પ્રથમ તો જૈન આગેવાનોને વિનંતી કરી; પરંતુ ઉક્ત ગેરસમજને કારણે એ વખતના આગેવાનોમાં કોઈએ પણ અમારી વિનંતી ન સ્વીકારી. છેવટે આચાર્યશ્રી આનંદશંકરભાઈએ અમારી વિનંતી સાંભળી અને અમારી આપત્તિ સમજી પ્રમુખ થવાનું કબૂલ્યું; તે વખતથી આચાર્યશ્રીને ઓળખતો થયો. પછી અમદાવાદમાં સદ્‌ગત શેઠ પૂંજાભાઈ હીરાચંદની ઉદાર મદદાયતાથી ચાલતી 'શ્રી જિનાગમ—પ્રકાશન સભા'ની પ્રવૃત્તિમાં જોડાયો અને જૈન આગમોનાં ભાષાંતરો કરવાના કામ માટે અમદાવાદમાં રહેવા આવ્યો તે વખતે મારું કામ બતાવવા અને તે વિશે આચાર્યશ્રીની સલાહસૂચના મેળવવા સભાના મંત્રી સદ્‌ગત રા. મનસુખલાલ રવજીભાઈ મહેતા, મને શ્રી ધ્રુવજીની પાસે લઈ ગયા. મને તેમનું પ્રોત્સાહન મળ્યું. આ રીતે તેમનો અધિક નિકટતાથી વળી થોડો પરિચય થયો. પૂનામાં જ્યારે પ્રથમ પ્રાચ્ય—વિદ્યાપરિષદ (ઓરિયેન્ટલ કોન્ફરન્સ) થઈ ત્યારે તેમાં 'કા નામ અદ્ધમાગહી?' (અર્ધમાગધી શું છે?) એ વિશે મારે એક નિબંધ વાંચવાનો હતો. પ્રમુખ સદ્‌ગત આચાર્ય વુલ્નર હતા અને શ્રોતાઓમાં મુખ્યતઃ રા. પટવર્ધન, રા. નરસિંહરાવભાઈ, આચાર્યશ્રી અને મુનિ જિનવિજયજી હતા એમ મને યાદ છે. મારો નિબંધ

અર્ધમાગધીમાં જ લખેલો, હવે મને લાગે છે કે એ મારી વેદિયા પંડિતાઈ હતી, તેમ છતાં તે તરફ ઔદાર્ય બતાવી આચાર્યશ્રીએ મને હિન્દીમાં બોલવાની સૂચના આપી મારી મૂંઝવણ ટાળી અને એ વખતના તેમના 'વસંત'માં એ નિબંધ વિશે રા. નરસિંહરાવભાઈએ લખેલી નોંધ છાપી મારા જેવા ઊગતા છાત્રને વિશેષ ઉત્તેજન આપેલું. પછી તો ગુજરાત વિદ્યાપીઠમાં જોડાયાથી અમદાવાદમાં જ સ્થિર વાસ થતાં એમની અગાધ વિદ્વત્તાનાં—તેઓશ્રી જ્યારે અમદાવાદમાં હોય ત્યારે દર્શન અનેકવાર થયેલાં. સંશોધન સંપાદનનો એમને વિશેષ રસ. એવા જ કોઈ કાર્ય માટે એક વાર એમને પોળને ઘેર ગયેલો, પોતે પુસ્તકાલયવાળા ખંડમાં હિંડોળે બેઠેલા, ઋષિશી મુદ્રા, મારું કામ પૂરું થતાં ઊઠ્યો કે તુરત જ પોતે સંપાદિત કરેલું 'ન્યાયપ્રવેશનું' પુસ્તક પોતાના હસ્તાક્ષરથી અંકિત કરીને આપી, હું લઘુ પ્રતિ પણ એમણે અમીરંસભરી દૃષ્ટિ વ્યક્ત કરી. છેક છેલ્લે છેલ્લે, જે કૉલેજના એ સર્વસ્વ હતા તેમાં દાખલ થયો ત્યારથી તો એમની સાથે સાહિત્ય-વાર્તાઓમાં પણ અનેકવાર મળી વિશેષ તૃપ્તિ અનુભવી. એમના પાછા થવાથી હમણાં તો ગુજરાત ગુરુ વગરનું અને ખરા બ્રાહ્મણ વગરનું છે એમ મને તો ભાસે છે.

એ ઋષિ જેવી દૃષ્ટિ, સર્વદેશીય અગાધ પાંડિત્ય, વિદ્યાનું તેજ, નવનવોન્મેષશાલિ પ્રતિભા, અભિનવ સમતા, યુગનું દર્શન એ, બધું એમને જ વરેલું હતું. પૂ૦ ગાંધીજી તરફનો એમનો અર્જુન જેવો પ્રેમ, સદાકાળ એક જ પ્રકારની સાદગીવાળી વેશભૂષા અને ભાલમાં પ્રતિભાપુંજસમું તિલક એવા શ્રીમાન્ ધ્રુવજી આંખ પાસેથી ખસતા જ નથી.

# ભાવાઞ્જલિ

## શ્રી. દાદાભાઈ મ પટેલ

લગભગ ૪૦ વર્ષ ઉપરની એ વાત. મહૂમત વૈદ્યરાજ જટાશંકર લીલાધરના પ્રતાપે હું મૃત્યુમુખમાંથી મુક્ત તો થયો હતો, પરંતુ જીવન પ્રત્યે મારામાં ઉપરામ વૃત્તિએ ઘર કર્યું હતું, જીવનને નિરાશા ઘેરતી હતી અને હું અભિયુક્ત અનુકૂળ પ્રવૃત્તિશીલ થાઉં તે માટે વૈદ્યરાજે મને ગુજરાત ક્લબમાં એક વખત શ્રી. આનન્દશંકરભાઈ પાસે રજૂ કર્યો. શ્રી. આનન્દશંકરભાઈએ મને તેમની છાયા તળે લીધો તેમણે મને 'વસન્ત' સંચાલનના કાર્યમાં પલોટવા માંડ્યો.

લેખન-વાંચન પ્રત્યે મારી અભિરુચિ તો હતી જ, પરંતુ હું તેના ખાસ સંસ્કાર પામેલો નહોતો. શ્રી. આનન્દશંકરભાઈ કે જેમને અમે વડીલ તરીકે 'ભાઈ' જ કહેતા, તેમની પાસેથી હું યથોચિત સંસ્કાર મેળવતો ગયો, તેથી તેમની સાથે જે સમાગમ આ રીતે સાંગે સધાયો તે જાણે આચાર્ય-શિષ્યનો એક વિશિષ્ટ સમાગમ જ હતો શ્રી લીનુભાઈ તો તેમના સામાના ખાસ કૃપાપાત્ર શિષ્ય હતા જ

શ્રી. આનન્દશંકરભાઈએ મારી પાસે કેટલાયે લખાણો તેમના શ્રીમુખે લખાવેલાં તેમાં મને ખાસ યાદગાર થઈ પડે તેવા લખાણો રામાનુજ ભાષ્ય જેવા વિદ્વત્તાપ્રચુર ગ્રંથનો ગુજરાતી વિવરણસહિત અનુવાદ (થોડો ભાગ) અને ગુજરાતી વાચનમાળાના કેટલાક પાઠો હતા સિવાય કોઈ કોઈ ગ્રંથોમાંથી અવતરણો કરવાના હોય અને કેટલીક વખત 'વસન્ત' માટેના લેખો ફરીથી લખી કાઢવાના હોય.

મરાઠી ભાષાનો મે થોડોઘણો પરિચય કરેલો શ્રી આનન્દશંકરભાઈ પણ 'केसरी' ના ગ્રાહક હતા અને તેમને 'केसरी'ના લખાણો પ્રત્યે આદર પણ હતો. 'केसरी' માનાં કોઈ કોઈ લેખ-વિચારનોધ આદિનો ઉપયોગ તેઓ ક્વચિત જ કરતા, છતાં રાજકીય ચર્ચા અંગે—તેમાંયે ખાસ કરીને આર્થિક રાજકારણની અને બજેટ વખતની નોંધો માટે 'વસંત' તેનો ઠીક ઉપયોગ કરતું હું પણ કોઈ કોઈ વખત 'મરાઠી' ભાષામાંથી અનુવાદ કરતો મને કોઈ મરાઠી પુસ્તક પ્રથમ વાચવા મળ્યું હોય અને જેનો મે કાઈક અનુવાદ કર્યો હોય તો તે શ્રી. આનન્દશંકરભાઈએ મને વાચવા આપેલ 'हिंदू धर्म आणि सुधारणा' નું શ્રી. શિવરામ મહાદેવ ગોખલે રચિત હતું શ્રી આનન્દશંકરભાઈનો આ પુસ્તક પ્રત્યે આદર જોયો અને જેમજેમ તેમનો વિચારપરિચય હું પામતો ગયો તે ઉપરથી મે જાણ્યું કે શ્રી આનન્દશંકરભાઈ નવીન વિચારદૃષ્ટિ ધરાવતા હોવા છતા કટ્ટર સુધારક નહોતા, જુનવાણી કહેવાતી કેટલીક શિષ્ટ સસ્કારવાળી વિચાર-પ્રણાલિકાને તેઓ આચારથી વળગી રહેલા હતા

તેમની સાથેનો મારો 'વસન્ત' પરત્વે આવો સતત સમાગમ લગભગ ચાર વર્ષ રહ્યો તે-

દરમ્યાન તેમણે અને તેમના એક બાળક જેવો ગણીને મારા શરીરની ખૂબ કાળજી રાખેલી, અને મને ક્વીનાઈનની ગોળીઓ ખવરાવ્યા કરેલી તે મારા માટે જીવનભરની એક મીઠીમધુરી યાદ તો છે જ, પરંતુ તેમના સત્સમાગમથી સાહિત્યમા હું ઠીકઠીક રસ ધરાવતો થયો અને લેખનવ્યવસાય પ્રત્યે જે કાંઈ અભિરુચિ મારા જીવનને આનન્દપ્રદ બની રહી તે શ્રી આનન્દશંકરભાઈનો જ પ્રતાપ છે, એટલે જ્યારે જ્યારે હુ લેખ-પ્રવૃત્તિમા પરોવાઉ ત્યારે જાણે હુ તેમના ચરણે બેસી તેમની આચાર્ય તરીકેની છાયામા જ હોઉ એ ભાવના અત્રે પણ મને તેમના પ્રત્યે ભાવાજલિ અર્પવા પ્રેરે એ સ્વાભાવિક છે

એ ભાવાજલિ અર્પતા મારા હૃદય વિશે તેમનુ જે ચિત્ર આલેખાયુ છે તે ચિત્રની અમુક રેખાઓનું આછેરું દર્શન અત્રે કરી કરાવી લેવાનો મોહ ટાળ્યો ટળતો નથી.

શ્રી આનન્દશંકરભાઈમા યેનકેન સમન્વય સાધવાની અનુપમ કળા હતી ગુણ-દોષ બન્નેનું મિલન ગુણ-દોષથી જે પર સનાતન તત્ત્વ છે તેની સાથે એવુ તો હૃદયંગમ બનાવી દેતા કે જાણે તેમાથી ગુણ-દોષ બન્નેનો લય થઈ જતા કોઈ નવીન આવિષ્કરણની સૃષ્ટિ સર્જાઈ હોય. તેઓ શબ્દે શબ્દના રહસ્યના ઉકેલ અર્થે અનેરી નવીન કૌતુકમય દૃષ્ટિ આપણને અર્પતા પૂર્વ-પશ્ચિમ, કે ઉત્તર-દક્ષિણ વા શુક્લ-કૃષ્ણ એવા અરસપરસ વિરોધી માર્ગો હોય તોપણ તેનુંયે સમીકરણ તેઓ કરી દેતા. તથાપિ ખૂબી એ હતી કે જે પુરાતન આર્ય સસ્કૃતિના ધાર્મિક આચાર-વિચારની ધરતી ઉપર તેઓ ઊછર્યાં હતા તે ધરતીને તેઓ કદી ત્યાગતા નહિ. જે કાઇ મિલન, જે કાંઈ નવીન આવિષ્કરણ, જે કાઇ નૂતન અર્થનિષ્પત્તિ, જે કાંઈ સમીકરણ, સમન્વય તે બધુ તેમની વારસામા મળેલી ધાર્મિક આર્યોત્કર્ષ સાધતી સસ્કૃતિની ધરતી ઉપર જ તેથી સુધારકો કેટલીક વખત તેમના ઉપર ખિજાતા. તે જ પ્રમાણે સનાતની કહેવાતો વર્ગ પણ તેમના નવીન વિચારો માટે ખિજાતો, છ્છેડાતો પરંતુ શ્રી આનન્દશંકરભાઇ સૌમ્યમૂર્તિ જ હતા. શ્રી આનન્દશંકરભાઈમા કટુતાને જરાય અવકાશ નહોતો મળતો એ તેમનું પરમ ભૂષણ હતુ. તેનાથી તેઓ સદા વિભૂષિત બની સર્વની તેઓ પ્રિયદર્શનીય મૂર્તિ બની રહેતા

આના કેટલાક પ્રસગો મે જાતે નિરખેલા છે સદ્‌ગત સાક્ષર શ્રીયુત નરસિંહરાવભાઈનો સમાગમ શ્રી આનન્દશંકરભાઈએ જ મને કરાવી આપેલો અવારનવાર મારે શ્રી. નરસિંહરાવભાઇ પાસે જવાનુ થતુ તેમની પાસેથીયે 'સાહિત્ય' રસની પ્રસાદી મેળવવા હુ ભાગ્યશાળી થતો. તેમની અને શ્રી આનન્દશંકરભાઇની વચ્ચે કેટલીક વખતે મતાગ્રહી ચર્ચાઓ—જોડણી તથા સામાજિક સુધારાના પ્રશ્નો પરત્વે થતી તેવા પ્રસગોમા કોઈ કોઈ વખત શ્રી નરસિંહરાવભાઇ અને તેમના પત્ની શ્રીમતી પ્રમિલાબહેન પણ શ્રી આનન્દશકરભાઇ પ્રત્યે ખીજેના, પરંતુ સૌમ્ય મૂર્તિ શ્રી આનન્દશકરભાઈના શુદ્ધ, ઉદાત્ત, ભવ્ય અને ઉદાર હૃદયની તેઓ એટલી જ કદર કરતા હૃદયમા તેઓ શ્રી આનન્દશકરભાઈ પ્રત્યે પરમ આદર ધરાવતા, તે એટલે સુધી કે જો કાંઈપણ સુધારા કે પોતાના મત—અભિપ્રાયો સ્વીકારાવવા ને પ્રચારિત કરવા કરાવવા હોય તો શ્રી. આનન્દશકરભાઈનો સહકાર ઇચ્છનીય રહેતો તે જ પ્રમાણે સનાતનીઓમા અગ્રગણ્ય સાક્ષર

શ્રી નગીનદાસ સંઘવી પણ કેટલીક વખત ઠીક પીજ શ્રી આનન્દશંકરભાઈ ઉપર કાઢતા તથાપિ શ્રી. આનન્દશંકરભાઈ એક સનાતની ધાર્મિક પુરુષ છે એવો પરમ આદર રાખી તેમના વિશે અભિમાન ધરાવી સુધારાવાળાઓની સામે લડવામા શ્રી. આનન્દશંકરભાઈની ધાર્મિક વૃત્તિને એક ઢાલરૂપે પ્રસંગોપાત્ત તેઓ વાપરી લેતા

√શ્રી. આનન્દશંકરભાઈની આવી મધ્યસ્થ વિચારસરણી સ્પષ્ટ વિધાયક માર્ગ નથી દર્શાવતી એવો કેટલાકોનો અભિપ્રાય હતો. પરંતુ શ્રી. આનન્દશંકરભાઈની દૃષ્ટિ હમેશા તાત્ત્વિક જ રહેતી. તેથી તેઓ અમુક જ સર્વથા અદૈત સત્ય એવો અતિઆગ્રહ નહોતા રાખતા તેમના વિવેચન-વિવરણ મોટા ભાગે તુલનાત્મક અને સ્વસ્પષ્ટકારક બની રહેતાં તથાપિ કોઈકોઈ વખત પોતાના અમુક મત માટે તેઓ બરાબર કમર કસીને ચર્ચામા ઊતરતા તેવી ચર્ચાઓથી તેઓ કંટાળતા નહોતા, બલ્કે જાણે વધાવી લેતા હતા પરંતુ તેમની ચર્ચાઓ હમેશાં મૃદુ વિવેકપૂર્ણ શિષ્ટ સભ્ય અને સુસસ્કૃત જ બની રહેતી. તેમા તીખાશ ઉગ્રતા કે કટુતા ન હોય તેથી વિદ્વાનોના—સાક્ષરોના—સ્વભાવની અને साक्षरा विपरीता राक्षसा भवन्ति ના વિપરીત રાક્ષસપણાની સ્યામતા તેમને જરાયે સ્પર્શી નહોતી. તેઓ એ રીતે સાહિત્યજગતમા શુભ્રધવલ મગલકારી મૂર્તિ હતા]

તેમનું લખાણ તેમનો અભિપ્રાય પૂરો વ્યક્ત કરે છે કે નહિ તેની કાળજી તેમને તેમનો લેખ પ્રકાશિત થતા સુધી ખૂબ રહેતી. ત્યાસુધી કોઈક વખત તેમના લખાણોનાં પાનાં વારંવાર સુધારા-વધારાથી અને છેકાછેકીથી ખરડાયેલાં થઈ જતા તેથી તે વખતના યુનિયન મુદ્રણાલયના મુદ્રણકાર્યાધિકારી ભાઈ હકીસિંહ આવા લખાણો જોતાં કંટાળતા અને સશોધન વખતે યે શુદ્ધિવૃદ્ધિ છેવટ પર્યંત થતી રહેતી તેથી 'વસન્ત'ના અંક નિયમિત સમયે પ્રગટ થવામા વિલબ થતો. કોઈક વખત યંત્ર ઉપર ચઢેલો લેખ જો પાછો મગાવી લઈને તેમા ઘટતી શુદ્ધિવૃદ્ધિ કરવાની તક મળી શકે તેમ હોય તો તેને સાવધાન તક ગણી તેવી તકનો અભિષ્ટ ઉપયોગ તેઓ કરી લેતા કેટલીક વખત છપાયા પછી અશુદ્ધિદોષ માલૂમ પડે તો શુદ્ધિપત્ર છપાવી તેનાથી અશુદ્ધિને દાબી દેતા. તાત્પર્ય એ જ કે તેમનો અભિપ્રાય સપૂર્ણ અર્થમા સંપૂર્ણ વ્યક્ત થવો જોઈએ તેની અતિશય ચીવટ તેમનામા હતી અને તેઓ કવિ નહોતા, છતા કાવ્યો દ્વારા ક્ષણેક્ષણે નવીન અર્થ અને નવીન દૃષ્ટિ જેમ કવિ આપ્યા કરે અને પોતે ગગનવિહારી બની રહે તેમ તેઓ પણ પ્રસંગોપાત્ત ક્ષણપૂર્વે વ્યક્ત કરેલા વિચારને કોઈ વખત નવીન વળણ આપવાનો તરગ સેવી નવી જ સૃષ્ટિનો વિહાર ખડો કરી દેતા પરતુ તેની પાછળ સાવધાનતા એ જ કે જે તાત્ત્વિક સત્ય છે તેનો પરિચય સપૂર્ણ થવો જોઈએ

તેમનામા સપૂર્ણ રાષ્ટ્રીય વૃત્તિ હતી. પરતુ તેનું તેઓ પ્રદર્શન કરતા નહોતા તેમ જ તેઓ ઉગ્ર, જહાલ નહોતા સ્વદેશીનો ખૂબ આગ્રહ રાખતા રાજકીય વિચારોમા યે તેઓ તત્ત્વચિતક તરીકે જ તરી આવતા એક તત્ત્વચિંતકના વિચારો આપણા માનસોમા જે ઊથલપાથલ કરે તેવી ઊથલપાથલ તેમના વિચારોએ કરેલી ખરી, પરતુ તેઓની શાત અને મધ્યસ્થ વૃત્તિના પરિણામે કોઈપણ સ્થાયી વિચાર-ક્રાન્તિ તેઓ ઉપજાવી શક્યા છે એમ તો ન જ કહેવાય તેમની પાસેથી

પ્રેરણા એ જ કે જીવનભર મૃત્યુપર્યંત વિદ્યાના ઉપાસક રહેવુ તેઓ પોતે તેવા વિદ્યાવ્યાસંગી હતા અને અનેકને તેવા તેમણે બનાવ્યા તેઓએ પ્રાચીન-અર્વાચીનનો મેળ સાધ્યો અને તેનો મેળ સાધવાની દૃષ્ટિ અર્પી

તેઓ વિધુર બન્યા પછી તેમની અહોરાત્રની જીવનસહચરી પુસ્તકોરૂપે પ્રકાશિત થયેલી વિદ્યા જ હતી તેમનો જે ખડ દીવાનો-ખાસ કહો કે દીવાને-આમ કહો તે પુસ્તકોનો જ ખડ હતો તેમની બગલમા, તેમના મસ્તકે, તેમની શય્યા ઉપર, હિંચોળાખાટ ઉપર, આસન ઉપર, જ્યા જુઓ ત્યા વિદ્યાસ્વરૂપી પુસ્તકોનુ આક્રમણ હોય જ લખવા માટે ખુરશીટેબલ રાખવા જેટલી જગ્યા ઉપર પણ પુસ્તકોએ આક્રમણ કરી દીધુ હોય તેમનો શય્યાખડ પણ તે જ, તેમનું દીવાનખાનું પણ તે જ

ભાલે સુવાસિત ચદનમિશ્ર કુકુમનો ચાદલો, કર્ણે સુવર્ણકૂડી, સ્કધપ્રદેશે શિખાગુચ્છના વિખરાયેલા વાળની લગ, પ્રભા પ્રસરાવતા ભવ્ય મુખમા ઓષ્ઠોએ દાબેલી લેખની અને નોધ-અવતરણાર્થે પુસ્તકાલયમાના ઉપયુક્ત પુસ્તકને શોધવાના એકતાનમા ગુલતાન એવા સ્વરૂપવાળા સસ્મરમૂર્તિ આનન્દશકરભાઈ અત્યારે યે જાણે જીવત વિદ્યાઉપાસક બિરાજમાન જ છે

તેમના ઠાકોરસેવાના નિજમદિરમા અત્યારે યે પણ જાણે તેઓ સ્નાનાદિ નિત્યકર્મથી પરવારી Meditations ચિતનાર્થે ભાગવત ઉપનિષદાદિ ગ્રથોનુ પાઠ કરી તેના ઉપર લાલ વાદળી પેન્સિલથી વિવરણનોધ આદિ ટપકાવી રહ્યા છે

શ્રી આનદશકરભાઈનુ ભક્ત હૃદય હતું, પરતુ બુદ્ધિથી તે દબાતુ હતુ તેમની અનેક તર્કન્યાયપુરસરની દલીલોથી તેવા દબાણમાથી તેઓ છૂટવા માગતા હતા પરતુ प्रकृतिं यान्ति भूतानि निग्रह किं करिष्यति ? એનો ખ્યાલ મને તેમના આ હૃદય અને બુદ્ધિના વિગ્રહ ઉપરથી આવતો ઠાકોર મદિરમા શુભ પ્રાતકાળે તેઓ હમેશા તેનો નિર્ણય કરવા ચિંતનશીલ રહેતા ત્યા તેઓ ખાસ કરીને ભક્તિપ્રતિપાદક ગ્રથોનુ મનન કરતા, અને તર્કન્યાયની દલીલોથી સર્વ માર્ગ-કર્મ, ભક્તિ, જ્ઞાન એ ત્રણે-નો સમન્વય કરી સતોષ મેળવતા

સ્વામિનારાયણ સપ્રદાયના સહજાનદ સ્વામીના વચનામૃતોના ગ્રથને અને શ્રીમદ્ રાજ્યચદ્રને યે જ્યારે ઠાકોરસેવા વખતે મે તેમને આદર સહિત પાઠ કરતા પેખ્યા ત્યારે હું તેમના પ્રત્યે આશ્ચર્યમુગ્ધ થઈ નયન ઢાળીને અતરમા તેમની પ્રશસા કરતો ઊભો રહેતો હતો તે પ્રસંગ અત્યારે યે તેમના ભક્તહૃદયની યાદ તાજી કરે છે

રાજનગર-અમદાવાદમા તે વખતે જેમને ગુજરાતના રામકૃષ્ણ પરમહસ કહી શકીએ તેવા પરમહસ મહારાજશ્રી 'સરયૂદાસજી'ની સ્થામા પણ તેઓ પ્રસગોપાત્ત પધારેલા મહારાજશ્રીની અજબ શાતિએ તેમને મનોમુગ્ધ કરેલા તે વખતના એક સન્યાસી શ્રી સ્વરૂપતીર્થજી જેઓ સરયૂદાસજી મહારાજ પાસે શિષ્યભાવે આવતા જતા અને જેઓ એક સુશિક્ષિત સ્નાતક હતા તેમની આગળ શ્રી આનન્દશકરભાઈ મુક્ત કઠે બોલી ઊઠ્યા હતા કે "આવી 'શાતિ' આત્મા

સાથે તલ્લીન બનાવી દે છે. અજબ 'શાંતિ' મહારાજે પ્રાપ્ત કરી છે." ભક્તહૃદય હોવાના કારણે તેઓ આવા સાધુ, સંત, મહાત્માઓનો સંગ સાધતા અને તેવા ભક્તહૃદયને લીધે જ તેઓને મહાત્મા ગાંધીજીએ પોતાના પ્રત્યે ખેંચ્યા હતા.

તેઓ તત્ત્વચિંતનમાં વિકસ્યા, તત્ત્વચિંતક બન્યા અને તત્ત્વચિંતન કરતાં કરતાં જ આપણા-થી અદશ્ય થયા છે, પણ તત્ત્વચિંતન તેમને છોડે તેમ નથી, તેમણે તત્ત્વચિંતનને છોડયું નથી, બન્ને અનાદિ અનંત બની રહ્યાં છે.

આ એક ભાવાલેખન; અને એ જ તેમના પ્રત્યે મારી એક ભાવાંજલિ.

# પૂ. ધ્રુવસાહેબના જીવનમાંથી કેટલાક વિનોદ પ્રસંગો

## શ્રી. દેવદત્ત ઇચ્છાશંકર ત્રિપાઠી

**પૂજ્ય** આચાર્યશ્રી આનન્દશંકરભાઈ વિશે લખતાં આજે પણ હાથ ભારે લાગે છે અને લેખની થંભી જાય છે. તેમનો અમારા કુટુંબ સાથેનો એક વડીલ તરીકેનો સંબંધ આજે પણ યાદ આવે છે. તેમને ત્યાં મારા પિતાશ્રીએ યુવાવસ્થાથી તે મરણ પર્યંત 'વસન્ત'ના વ્યવસ્થાપક અને મુનીમ તરીકે કામ કરેલું તેને લઇને અમે તેમના નિકટના સમાગમમાં વારે ઘડીએ આવેલા.

ધ્રુવસાહેબ સંસ્કૃતના અસાધારણ વિદ્વાન, તત્ત્વચિંતક, સાક્ષર વગેરે અનેક હતા તે સંબંધમાં આ પુસ્તકમાં જુદા જુદા લેખકોએ લેખ લખ્યા છે, પરન્તુ મને તેમની સાથે હું જે કાંઈ પ્રસંગોમાં પરિચયમાં આવેલો તેમાં તેમની અસાધારણ રમૂજ કરવાની બુદ્ધિ બહુ જ મર્માળી લાગવાથી અને મારું બાલમાનસ તેનાથી તે વખતે બહુ જ આકર્ષાતું એટલે પૂજ્યશ્રીને જે રમૂજી પ્રસંગો તેમના જીવનમાંથી મારી યાદદાસ્તમાં રહ્યા છે તે અત્રે ટાંકી હું સ્મરણાંજલિ અર્પું છું.

એક વખત એવું બન્યું કે ધ્રુવસાહેબ બનારસથી અમદાવાદ આવતા હશે, તે વખતે તેમનો રસોઇયો આચારજ (તેઓ નાગર રસોઇયો જ રાખતા) તેમના સેકન્ડ ક્લાસના ડબ્બામાં તેનો થોડોઘણો સામાન ધ્રુવસાહેબના સામાન સાથે મૂકી, બીજા ડબ્બામાં બેઠેલો. આ બાબતની ધ્રુવસાહેબને ખબર હેની પણ આ રસોઈયાએ બે ત્રણ વખત આવી વરતુ કરેલી તેથી આ વખતે તો તેને કાંઇ શિખામણ મળે એ હેતુથી તેમણે ટિકીટ ચેકરને બોલાવ્યો અને કહ્યું કે આ સામાન કોઈ માણસ ભૂલી ગયો તો નથી ! તેથી ટિકીટ–ચેકરે તે બધો સામાન પોર્ટરને બોલાવી સ્ટેશન પર મુકાવરાવ્યો. થોડીવાર થઇ એટલે પેલા રસોઇયાને કોઈ વસ્તુની જરર પડી, એટલે તે લેવા માટે આવ્યો ત્યારે તેણે એકે વસ્તુ જોઈ નહિ, તેથી તેણે ધ્રુવસાહેબને પૂછ્યું, ત્યારે ધ્રુવસાહેબે કહ્યું કે ટિકીટ–ચેકર કેટલીક વસ્તુઓ અહિયાંથી લઈ ગયો છે; તમારો સામાન હોય તો તમે ત્યાં જઇને લઈ આવો. આચારજ તો બિચારો હાંફળોફાંફળો ટિકીટ–ચેકર પાસે ગયો અને કહે કે સાહેબ, મારો સામાન છે. ત્યારે ટિકીટ–ચેકરે તે માટે સાબિતી આપવા જણાવ્યું. ત્યારે આચારજે ટ્રંક તેમની જનોઈએ બાંધેલી કૂંચીથી ઉઘાડી સાબિતી આપી. ત્યારે ટિકીટ–ચેકરે ધ્રુવસાહેબને પૂછી તેને સામાન આપ્યો. તે પછી આવી રીતે સામાન મૂકવાનું તે ભૂલી ગયો.

ધ્રુવસાહેબ અમદાવાદથી જ્યારે બહારગામ જવાના હોય ત્યારે પ્લેટફોર્મ ઉપર જે રમૂજી વાતો કરે તે તો જાણે આપણે સાંભળ્યા જ કરીએ. એવા સુંદર માર્મિક મુદ્દાઓની તેઓ ચર્ચા કરે કે આપણને આનંદ આનંદ જ થાય.

બીજો એક પ્રસંગ એવો બનેલો કે ધ્રુવસાહેબે મારા પિતાશ્રીને બનારસ અથાણું મોકલી આપવાનું લખેલું. તે વખતે થરમોસ તાજો જ નીકળેલો અને તેને માટે મારા પિતાશ્રીએ બહુ

વાત માંગવેલી તેથી તેમણે એક ગોરો સારો થર્મોસ બજારમાંથી આણી અથાણું ભરી બનારસ પાર્સલ કર્યું, એવી આશાથી કે ટટાઈ જાય નહિ બનારસ થરમોસ પહોચતા પહોચતા તો લોચો થઈ ગયો અને અથાણામાં કાચના કકડાની કરચો ભરાઈ ગઈ ધ્રુવસાહેબે જરાપણ ખોટું ન લગાડતાં પત્ર લખ્યો કે તમારો અથાણાવાળો થરમોસ અમને પહોચી ગયો છે અને જ્યારે હું અથાણું ખાઉં છું ત્યારે તમને સંભારુ છુ પંદરેક દિવસ પછી પત્ર આવ્યો કે થરમોસ લાડવો થઈ ગયો હતો પણ તે પણ રમૂજમા જ. તે માટે કાઈપણ કડવા શબ્દો તેમણે વાપરેલા નહિ. આવી એક સાધારણ વસ્તુમા પણ તેઓ આનંદ લેતા અને જ્યારે કાઈ મગાવવુ હોય ત્યારે પત્ર લખે ત્યારે લખે કે થરમોસમાં ન મોકલશો ! એમ આશ્ચર્યવિરામનું ચિહ્ન કરી સહુને આનંદ કરાવે

ત્રીજો પ્રસંગ તેઓશ્રીએ એક વખત એવો કહેલો કે તેમની બાલ્યાવસ્થામા તેમના ઘરમા એક ઘરડો નોકર હતો તે ઘણા વર્ષોનો જૂનો અને ઘરમા મળી ગયેલો હતો, તેથી જેમ બને તેમ ઓછુ કામ કરવા માટે યુક્તિઓ કરે. એક વખત એવુ થયુ કે જાણે બહેરો થયો હોય તેવો તેણે ડોળ કર્યો અને કોઈનું સાભળે અને કોઈનું ન સાભળે એમ ચાલવા દે આવુ કેટલોક વખત ચાલ્યુ અને તેમા તે માણસ ખળપણું કરે છે એવુ એમને ચોક્કસ લાગવા માડ્યુ ત્યારે તેમણે એક યુક્તિ રચી તેમા એવુ કર્યું કે જ્યારે તેને બોલાવવો હોય ત્યારે બૂમ ના પાડવી પણ ઝીણી કાકરી મારવી. આ પ્રમાણે કર્યું તેથી પેલો નોકર ગભરાયો અને તેની ધાક ઉઘડી ગઈ છે એટલે હવે બધુ સાભળે છે એમ જણાવી દીધુ

ધ્રુવસાહેબ માથે ઉત્તમ પ્રકારનું તેલ નાખતા હતા. બનારસમા એવુ થયુ કે એમનો નોકર આ તેલની શીશીમાથી ચોરીને ધુપેલ માથામા નાખે, આની ખબર ધ્રુવસાહેબને પડી ગઈ તેમણે આ માણસને કેમ સુધારવો તેની તરકીબ શોધી બજારમાથી દવા મગાવી ધૂપેલની શીશીમા મેળવી જ્યા ધૂપેલની શીશી રહેતી હતી ત્યા મૂકી દીધી બીજે દિવસે નોકરે શીશી ઉઘાડી તેમાથી ધૂપેલ લઇ માથે નાખ્યુ અને થોડો વખત થયો ત્યા તો તેના માથામાથી વાળ ખરવા લાગ્યા, તેથી તે તો ખૂબ ગભરાયો અને દોડતો દોડતો હજામને ત્યા જઇ વાળ કઢાવી આવ્યો બધે તો શોધાશોધ ચાલી કે કયા ગયો છે, કયા ગયો છે એટલામા તો તે માથુ મૂડાવેલુ અને આવ્યો. ધ્રુવસાહેબે, મંદ હાસ્ય કર્યુ પણ પછી જાણે દિલગીર થયા હોય તેમ નોકરને પૂછવા લાગ્યા કે કોણ તારુ સગુ મરી ગયુ છે કે તે માથુ મૂડાવ્યું ત્યારે તેણે કહ્યું કે ના ના, સાહેબ મારા માથામા ખોડો થયો હતો તેથી માથુ મૂડાવ્યુ છે પણ નોકરને ખબર પડી ગઇ કે ધ્રુવસાહેબે તેને આબાદ પકડ્યો છે એટલે તે ધૂપેલ નાખવાનું સમૂળગો ભૂલી ગયો

ધ્રુવસાહેબ તેમનો કોઇ માણસ મોડો આવે તો તેને ઠપકો આપે નહિ પણ તેને એમ પૂછે કે જુઓને ઘડિયાળમા શો ટાઈમ થયો છે, એટલે પેલા ભાઈને ઘડિયાળમા જોવુ પડે અને ટાઇમ કહેવો પડે, એટલે શરમ આવે અને તેને જરૂરથી લાગે જ કે ધ્રુવસાહેબે રમૂજમા ટકોર કરી છે, એટલે ટાઈમસર આવવાનું જ રાખે.

આવા આવા અનેક રમૂજી અને બુદ્ધિચાતુર્યના પ્રસંગો ધ્રુવસાહેબના જીવનમાંથી મળે છે અને આજે પણ ધ્રુવસાહેની છબી સામે જોઉં છું ત્યારે તેઓ ગુજરાતની સંસ્કૃતિ, વિદ્વત્તા અને સૌજન્યના પ્રતીક હોય તેવું લાગે છે. શ્રી અને સરસ્વતી બન્નેનો તેમને સુયોગ હતો. તેમનું જીવન એક આદર્શ જીવન હતું. વેર, કપટ, વગેરે અવગુણોથી તો તે પર હતા, અને સદા ઉચ્ચતર આદર્શો જ પોતાના જીવનમાં ઉતારતા હતા. અને પોતાના જીવનને તેમણે એક આદર્શ જીવન બનાવ્યું હતું, તે સૌ કોઈ જે તેમના નિકટ પરિચયમાં આવેલા તે સારી રીતે જાણે છે. તેઓએ વનવાસ સેવી ઋષિજીવન ગાળ્યું નહોતું પણ ઘરમાં રહી આદર્શ ઋષિનું જ જીવન ગાળ્યું હતું. સવારના પહોરમાં ચાર વાગ્યે વહેલા ઊઠે. અબોટિયું પહેરી સંધ્યા, પાઠ, પૂજા કરે. નાગર રસોઇયા વગર બીજા કોઈની રસોઇ ના જમે. ચારે તરફ પુસ્તકોના ઢગલામાં તેઓ બેઠેલા હોય અને અખંડ સરસ્વતીનું પુરશ્ચરણ ચાલતું જ હોય એટલે કે વાંચતા જ હોય. નાગર કોમ તેની વિદ્વત્તા અને ગૃહસ્થાઈ માટે પ્રખ્યાત છે તેનું પ્રતીક જ પોતે ન હોય એવું જ્યારે જ્યારે આપણે તેમને જોઇએ ત્યારે લાગે.

# ગુરુવર્ય આચાર્યશ્રીને સ્મરણાંજલિ

**શ્રી. અવિનાશ ગજાનન મુનશી**

**સંધ્યાના** રંગ જ્યારે આકાશે પથરાયા હતા, ત્યારે હું મારા મિત્ર સાથે એક દિવસ ઘર તરફ આવતો હતો. સામેથી એક 'ટૂરિંગ કાર,' બહુ ત્વરિત નહિ એવી ગતિએ અમારા તરફ આવી રહી હતી. મેં એ ઓળખી. એ આચાર્યશ્રી આનન્દશંકરભાઈની હતી. એ આવી. મેં નમસ્કાર કર્યા. એમણે એમના સ્વભાવ મુજબ સસ્મિત વદને ઝીલ્યા; ને 'કાર' પસાર થઈ ગઈ. મારા મિત્રે પૂછ્યું, "કોણ ડૉ. ધ્રુવસાહેબ હતા?" મેં કહ્યું: "હા."

એમની પાસે જતાં સંકોચ નહોતો અનુભવાતો, હૃદય નહોતું થરથરતું. એમની ભવ્યતા અજબ હતી. એમનો ઘેરો, સંયમભર્યો નાદ સહુને મોહિત કરે એવો. એમની ધીરગંભીર આંખો વ્યક્તિને અંદરથી અને બહારથી માપવા તત્પર રહેતી—એમની સંસ્કારિતા, સંયમશીલતા અને ઉદધિશા જ્ઞાનભંડારના પ્રતીકસમી.

એમની સમાધાન કરવાની શક્તિ અદ્દભુત હતી. તુલનાશક્તિ અપ્રતિમ હતી. સર્વને પ્રિય કહેવાની ટેવ એ એમની ખાસ વિશિષ્ટતા હતી. એમની વિનોદશક્તિ અસરકારક હતી.

એક પ્રસંગ સાંભરે છે. કોઈ સ્નેહી રાતના એમને ત્યાં ગયા હતા. અંદરથી મધ્યખંડમાં પ્રવેશતાં, તેઓશ્રીનો પગ સહેજ લંઘાયો, એમણે કમ્મરે હાથ મૂક્યો. સ્નેહીએ પૂછ્યું, "કેમ આમ? શું કાંઈ દુખે છે?"

"હા ભાઈ, આજે તો હું જરા દાદરેથી પડી ગયો."

"એમ! શાથી?"

"ભાઈ," એમની વિનોદશક્તિ પ્રકટી, "ઘરડે ઘડપણ શોખ કરવા જઈએ પછી આવું જ થાય ને? તાજી જ આણેલી 'સ્લિપર' પહેરીને જૂને દાદરેથી ઊતરવા માંડયું તે 'સ્લિપરે' એનો ભાવ ભજવ્યો, ને 'slip' થઈ ગયા. નવી 'સ્લિપર' અને જૂનો પુરાણો દાદરો, જેમ 'નેગેટિવ' અને 'પોઝિટિવ' મળે, એમ મળતાં જ આ દશા થઈ." એઓ હસ્યા.

આજે તો એઓ આપણી પાસે નથી. એમનાં જીવનનાં વર્ષો સ્વપ્નવત્ સરી ગયાં છે. આજે તો આપણે ઘડીભર શાંત ચિત્તે બેસીએ, નયનોને ઘડીભર નીચાં ઢાળીએ, જીવનની જ્વાળાઓને ઘડી માટે ઠારીએ, અને એમનું સ્મરણ કરીએ, એમની ઝાંખી કરીએ, મનસા એમને પ્રણામ કરીએ.

એમણે તો એમનું કર્તવ્ય બજાવ્યું. પણ આપણે શું કરી શકીએ? એમને સંભારીએ! એમનાં વખાણ કરીએ? કોઈ કવિતા કરીએ? એમના જેવું જીવન જીવવા મથીએ? એમણે જે લખ્યું છે તેનો અભ્યાસ કરીએ? અને બીજાને કરાવીએ? શું કરીએ?

તો આચાર્યશ્રીના સ્મરણાર્થે એક કાર્યક્રમ નક્કી કરવો જોઈએ એઓશ્રી તો ગુરુ હતા. વિદ્યાર્થીઓને પ્રિય અને એમને વિદ્યાર્થી પ્રિય. ગુરુપૂર્ણિમાને દિવસે એ મહાતપસ્વી સમા ગુરુની પૂજા વિદ્યાર્થીવર્ગ કરે એટલે કે એમની જ્ઞાનપરબે જેઓ જેઓ જળ પી પી કૃતાર્થ થયા હોય, તેઓ સર્વ તેમની એક દિવસની કમાણી ફંડમા આપે એ ફંડમાંથી નિરક્ષરવર્ગ, ગરીબવર્ગ અક્ષર શીખે, અભ્યાસ કરે, અને વર્ષેવર્ષે કોઈ એક દિવસે, પૂજ્ય ગુરુજીને સ્મરી, સાહિત્યના એ મીઠા ઉદધિના વારિમાંથી અંજલિ ભરી લે

# સ્વ. આચાર્ય ધ્રુવને નિવાપાંજલિ

શ્રી. દીનકરરાય અંબરલાલ સૈયદ

( मृत्युप्रोक्तां नचिकेतोऽथ लब्ध्वा विद्यामेतां योगविधिं च कृत्स्नम् ।
ब्रह्मप्राप्तो विरजोऽभूद् विमृत्युरन्योऽप्येवं यो विदध्यात्ममेव ॥

(कठोपनिषद् २-३-१८ )

× × ×

करोति कर्म क्रियते च जन्तुः
केनाप्यसौ चोदित आनिपातात् ।
न तत्र विद्वान् प्रकृतौ स्थितोऽपि
निवृत्ततृष्णः स्वसुखानुभूत्या ॥

( श्रीमद् भागवत ११-२८-३० )

\+ +

" Peace, Peace ! he is not dead he doth not sleep,
He hath awakened from the dream of life."

( Shelley )

× × ×

" A death-less face
\+ + + +
Death our dies."

( Swinburne )

જીવન પરજીવન બે એક અખંડ પ્રવાહ છે રે લોલ;
રૂપ બદલતું જીવન તે પર—જીવનમાં વસે રે લોલ."

( નરસિંહરાવ )

\+ + +

**મારાથી** મારા એ સદ્દગત માતુલનું વય આશરે પંદરેક વર્ષ વધારે મોટું હોવાથી, એમના શાળા અને પાઠશાળાના અભ્યાસના અંતિમ સમયનું જ મને પ્રથમ જ્ઞાન થયું હતું. મારા વૃદ્ધ માતામહ આખા કુટુંબને અમને સહુને લઈને પ્રયાગ, મથુરા, કાશી, વગેરે સ્થળે તીર્થયાત્રા કરવા ગયેલા ત્યારથી મારા પૂજ્ય માતામહનું ધાર્મિક દેહસ્વરૂપ મને યાદ રહ્યું છે. કાશીમાં શ્રીવિશ્વનાથનાં દર્શન—પૂજન સમયે એમના હાથ પરની કોણી પરનું નક્કર સુવર્ણનું આભુષણ—કડું કોઈએ ચોરી—કાઢી લીધું—અને તે બનાવે મારી સ્મૃતિમાં બે સંસ્કારો પાડયાનું આજે હું યાદ કરું છું: એક એમની ધર્મકાર્યમાં મનની એકાગ્રતાનો સ્વભાવ—અર્થાત્ સાચા મનનો—સાચી શ્રદ્ધાનો—ધર્માચાર અને બીજું એમના મનની શાંતિ—ગંભીરતા— અવિહ્વળતા.

આ કથનના સમર્થનરૂપે હું અહીં શ્રીયુત કનૈયાલાલ માણેકલાલ મુનશીએ ઇ. સ. ૧૯૪૧ ના નવેમ્બર માસમાં અમે જ્યારે સદ્‌ગતની અંતિમ માંદગીના સમયે મુંબઈમાં દવા-ઉપચાર-અર્થે બે ત્રણ માસ રહી આવ્યા હતા, ત્યારે એક દિવસે શ્રી. મુનશી એમના પુત્રને લઈ ને સદ્‌ગત મામાની તબિયતના સમાચાર જાણવા માટે એમના નિવાસગૃહે — શ્રી. પ્રહ્લાદભાઈ ધ્રુવ (એડવોકેટ)ના નિવાસગૃહે—ગામદેવીમાં આવ્યા હતા ત્યારે શ્રી. મુનશીએ વાતચીતમાં એમના પુત્રને સદ્‌ગત આચાર્યશ્રીનાં "Last of the typical (ideal) Brahmins of Gujarat" (આપણા ગુજરાતના આદર્શ બ્રાહ્મણવર્ગમાં અદૃશ્ય થતી વ્યક્તિઓ પૈકી છેલ્લી વ્યક્તિનાં) દર્શન કરાવવા પોતાના પુત્રને સાથે લઈ આવ્યાનું પ્રયોજન ભારપૂર્વક જણાવ્યું હતું. શ્રી. મુનશીએ એ વ્યક્તિ, એ સ્વરૂપનું છેલ્લાં ૨૫ વર્ષ પર્યન્ત અવલોકન કર્યું હતું, તેનો મારો અનુભવ સદ્‌ગતના છેલ્લાં ૫૦-૫૫ વર્ષનો હોઇ મને શ્રી. મુનશીના કથનમાં સંપૂર્ણ સત્યનું જ તે વખતે તે વાક્યનું શ્રવણ કરીને થયું હતું, એટલું જ નહિ પણ શ્રી. મુનશીએ એમને માટે ૨૫ વર્ષમાં ક્વચિત્ ક્વચિત્ સમયે અને સ્થળે જોયા હશે અને તેમ છતાં પૂર્વોક્ત સ્વરૂપ આલેખ્યું પરંતુ; મેં સદ્‌ગતના જીવનના આરંભનાં ૪૦ વર્ષોનો અને અંતનાં ૫-૭ વર્ષનો સમય એમના સહવાસમાં—નિકટ પરિચયમાં—વ્યતીત કરેલો હોવાથી મને એ સ્વરૂપમાં એક પ્રકારની અખંડતા રહી ગયાનો ખ્યાલ થયો. મનુષ્યના દીર્ઘાયુષી જીવનમાં તેને નાના પ્રકારનો આચાર વિચાર ધરાવતા મનુષ્યોનો સંપર્ક થાય છે—નાના પ્રકારની પરિસ્થિતિમાં તે મુકાય છે—જ્ઞાન-પ્રાપ્તિમાં વૈવિધ્ય જણાય છે—વગેરે વગેરે જેને સંક્ષેપમાં 'કાલસ્વરૂપ'—'કાળનો મહિમા'—'The Mighty Force of Time' કહીએ છીએ—તેના અદ્‌ભુત પ્રભાવ નીચે તેનું જીવન નિર્ગમન થાય છે—તેમાં તે તે સંજોગોના બળવશાત્ તેના જીવનમાં પરિવર્તન પણ બહુધા અવશ્ય થયેલું દૃષ્ટિગોચર થાય છે. સદ્‌ગત આચાર્યશ્રી પણ મનુષ્ય હતા—દીર્ઘાયુષી જીવનમાં જીવનનું સદ્‌ભાગ્ય પામ્યા હતા તેમ છતાં તેમનામાં પૂર્વોક્ત નિયમનો અપવાદ મેં જોયો હતો. એક પ્રકારની અદ્‌ભુત વિશિષ્ટતા મેં તેમનામાં નીરખી હતી. એમની આ પ્રકારની ધર્મભાવના અને તેમાં ઓતપ્રોત થઇ રહેલી એકરૂપતા મેં એમના આખા જીવનમાં નિહાળી હતી અને જેમ એક કુદરતી નિયમ છે કે આખા જીવનમાં સેવેલી ભાવના જીવનના અંતિમ સમયે દૃશ્યમાન થયા વિના રહેતી નથી તેવું જ એમનું એ સ્વરૂપ હું એમના જીવનના અંતને દિવસે એમની સમીપ હતો ત્યારે મેં નીરખ્યું હતું. દાખલા તરીકે, પોતાના દેહના અવસાનનો સમય ઘણો જ સમીપ આવ્યો છે એવી પ્રતીતિ એમની થઈ હતી ત્યારે તે બોલ્યા હતા કે "હવે મને દેવ-મંદિરમાં (અર્થાત્ દેવસમક્ષ) લઈ જાઓ." વળી અંતના બે દિવસ પહેલાં હાથનાં આગળાં જાણે માળાના મણકા ફેરવતા હોય તેમ ફરતાં જણાયાં હતાં, અને તે પૂર્વે ૮-૧૦ માસ ઉપર જ્યારે માંદગીનું રૂપ બહુ ચિન્તાજનક નહોતું ને ચિત્તનું સ્વાસ્થ્ય પણ ઠીક હતું ત્યારે તે કહેતા હતા કે "હું કદાચ ભાનમુક્ત થાઉં એવી દેહની સ્થિતિ બને ત્યારે કોઈ અભક્ષ્યનું ભક્ષણ કે અપેય પદાર્થનું પાન કરાવીને મને ભ્રષ્ટ કરશો નહિ.—એમ હું સહુ આવજત કરનાર સગાંને ખાસ આગ્રહપૂર્વક વિનંતી કરું છું." અર્થાત્ જે ધાર્મિક આચારવિચારનું તેમણે તેમના આખા

જીવન દરમિયાન પાલન કર્યું હતું, તેનો ભંગ—તેમની અભાન અવસ્થામાં અન્યના હાથે પણ થઇ ન જાય એવી ખાસ ઇચ્છા એમણે પ્રદર્શિત કરી હતી. ધર્મના પુસ્તકોનો પાઠ અને માળાનો જપ સધ્યા વગેરે એમણે આખા જીવન પર્યન્ત કર્યાં હતાં અને છેલ્લા વર્ષમા એટલું પણ કરવા માટે એમનામાં શક્તિ રહી નથી એમ એમને જણાયું તે દિવસથી તેમણે મને દરરોજ શ્રી મ. ભ. ગીતાનો એક એક અધ્યાય, અને શ્રી મ ભાગવતમાથી અને તુલસીકૃત રામાયણમાંથી થોડું થોડું વાંચી મ ભળાવવાની આજ્ઞા કરી હતી અને તે નિયમ તેમના અવસાનના આઠેક પૂર્વના દિવસ સુધી પાળવામા આવ્યો હતો અંતના પૂર્વે ત્રેટેક વર્ષ ઉપર તેઓ ડાકોર શ્રી રણછોડરાયજીનાં દર્શન કરવા મહાપરિશ્રમની પરવા કર્યાં વિના કુટુંબજનને સાથે લઈને ગયા હતા અને દ્વારકા જવાનો વિચાર કરેલો તે સંજોગોની પ્રતિકૂળતાથી અમલમા મૂકી શક્યા નહતા બનારસમાં ૧૫–૧૭ વર્ષ વિશ્વવિદ્યાલયના અતિ જવાબદારીવાળા પદે રહ્યા હતા ત્યા પણ તેમનો ધાર્મિક આચાર વિચારનો નિયમ તેમણે આગ્રહપૂર્વક પાળ્યો હતો. તેમનો કપાલ-લલાટ પર કુંકુમનો ચાંલ્લો જીવનના આરંભના વર્ષોથી અંતના દિવસો સુધી સર્વદા જળવાયો હતો.

એમના જીવનમા વિશિષ્ટતાનાં ઉભય લક્ષણ મનાશે એક ધર્મભાવના અને બીજું વિદ્વત્તા. એમા કેટલાક સજ્જન વિદ્વત્તાને મુખ્ય લક્ષણ માનતા હશે, અને હું એ ધર્મભાવનાને મુખ્ય લક્ષણ માનું છુ, અને ઉભયને સમભૂમિકાવાળાં લક્ષણ માનવાનો પણ સ્વીકાર કરું છુ.

ધર્મભાવના સદ્ગતના આન્તરજીવનમા મે નિકટ સહવાસથી જ અનુભવી હતી. હવે હું એમના અન્ય ગુણોનું સ્થળ અને સમયના સંકોચને લઈને સક્ષેપમાં જ વર્ણન કરીશ

દયા અને દાન, એ બે ગુણોને ધર્મના પાયા માનવામા આવ્યા છે એમ આપણા ધર્મશાસ્ત્રોમાં કહ્યુ છે. સદ્ગત આચાર્યશ્રીમાં એ બે ગુણોનુ ગૂઢ સેવન મે નજરે જોયુ હતું અને પોતે અનુભવ્યુ હતું. એમના અતના વર્ષોમા એ જ્યારે પોતાની કારમા સવારમાં તેમ જ સાંજે બહાર ફરવા જતા હતા ત્યારે ઘણુ ખરુ મને એ પોતાની સાથે લઈ જતા હતા, જ્યારે માર્ગમાં કાર થોભતી ત્યારે ભિખારીઓના જૂથ કાર પાસે ખડા થતા ત્યારે તેમનું હૃદય દયાર્દ્ર થતુ મેં અનુભવ્યુ હતું અને છૂટથી પર્સમા જે કઈ સિક્કા નજરે પડતા તેનુ દાન વિના સંકોચથી કરી દેતા આ ઉપરાત શાળામા અભ્યાસ કરતા વિદ્યાર્થીઓમાં કોઈ નિરાશ્રિત તેમની પાસે જઈને યાચના કરતો તો તેને પુસ્તક માટે યા અભ્યાસાર્થે રોકડું દાન પણ તે કરતા હતા એ મે નજરે જોયું હતું અને જાણ્યુ હતું દાનમા કીર્તિની એષણા સેવતા નહિ, તેથી ગૂઢતા જાળવી રહ્યા હતા તેમની દાનવૃત્તિનો બીજો દાખલો એ હતો કે કોઈ વેદપાઠી બ્રાહ્મણ તેમની પાસે જતો ત્યારે તેને તેના વેદના મન્ત્રોનો પાઠ-સ્વરની શુદ્ધતાપૂર્વક-કરેલો જાણીને અક્ષત કે અન્નની પાલી અને દક્ષિણાનુ દાન આપી વિદાય કરતા

# એક પ્રેરક પ્રસંગ

### શ્રી. મોહિનીચંદ્ર

**શાળામાં** પ્રથમ દિવસે પાટી ઉપર ધૂળ નાખી પહેલો પાઠ શીખવા આવનાર વિદ્યાર્થી જેમ શિક્ષકની સોટીથી ભડકે અને ચમકે, તેમ હું પણ વગર સોટીએ ભડકતો ચમકતો, છતાં મારી જાતને ધૃષ્ટતાપૂર્વક છતો કરતો તેમના સામીપ્યમાં સરકયે જતો હતો. ટપ દઈ ને શેતરંજી પર બેસી ગયો. એ વિરાટ પુરુષની વેધકદૃષ્ટિ મારા ભણી વંકાઈ.

'કયાંથી આવ્યા છો?' જાણે આષાઢી મેઘ ગર્જ્યો. પ્રજ્ઞાચક્ષુ પુરુષની મહત્તમ મેધાનો નક્કર રણકાર તેમાં પરખાતો હતો.

'રાયપુર પખાલીની પોળમાંથી આવું છું. મારે આપને મારી કવિતાઓ બતાવવી છે.' મેં મારું વક્તવ્ય માંડ પૂરું કર્યું.

'કવિતા લેતા આવ્યા છો?' અવાજમાં આ વખતે સૌજન્યની મીઠાશ પણ ભળી હતી.

'હા, જી.'

'તમે શું કરો છો?' એ યુગપુરુષના નેત્રદ્વંદ્વમાંથી ઊંડે ઊંડે નાનેરા પ્રત્યેની હમદર્દીનાં તેજઃકિરણો પ્રસરતાં નિહાળ્યાં.

"નવજીવન'માં હતો. ત્યાંથી છૂટો થયો છું. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીવાળા મણિભાઈ-(છ્યારામ ભટ્ટ)એ મુંબઈ—'ગુજરાતી'ના તંત્રી શ્રી. મણિલાલ ઇચ્છારામ દેસાઇ ઉપર લખી આપેલ ભલામણપત્ર લઈને આવતે અઠવાડિયે મારા ભાગ્યનો પાસો નાખવા હું મુંબઈ જવાનો છું.'

'વારુ, કવિતા જુદી લખી લાવ્યા છો? મને આપી જાઓ.'

'ના જી, આ સંગ્રહમાં છે.' અને મેં કવિતા બતાવી, તેમણે વાંચી.

'કવિતા સારી છે. 'વસંત'માં છાપીશ, મને આપી જજો.' હું તો આવ્યો હતો માર્ગ-દર્શન અર્થે, ત્યાં મળી ગયું સ્થાન. અચંબો પામ્યો.

'એ મારી નોટબુકમાં છે.'

'નકલ કરીને ગમે ત્યારે ઇચ્છાશંકરને આપી જજો.'

'આપનો ઉપકાર માનું છું.'

આ એક મુલાકાતમાંથી આનંદશંકરભાઈના ત્રણ ગુણવિશેષો નિષ્પન્ન થાય છે. આનંદ-શંકરભાઈ ફળફૂલથી લચી રહેલા વૃક્ષની જેમ અમાપ વિદ્યાભારથી વિનમ્ર બની રહ્યા હતા, નાના માણસને પણ અપનાવી લેવાની મહાનુભાવ સાગરવૃત્તિવાળા તેઓ હતા, તથા ગમે તેવા દુર્બલ

જંતુને પણ ગેઅની જેમ સ્વસ્થ અને અખંડ આશ્રય આપવામાં તેઓ ઋજુ હતા. ગુજરાતી વાઙ્મયના નવવિધાયકોએ આવા, આપણામાંના ઉત્તુંગ શિખર જેવા સાહિત્યસમ્રાટોના આ ગુણત્રયવિશેષમાંથી ઘણું ગ્રહણ કરવા જેવું છે.

પૂજ્ય આનંદશંકરભાઈ જૂની પેઢીના, ભારતની સંસ્કૃતિના અદ્યતન યુગાવતાર હતા. ગુર્જરીના પૃથ્વીઆરૂઢ થયેલા ગણુનર સાહિત્યસ્વામીઓમાં આનંદશંકરભાઈનું સ્થાન મોખરે છે. ગુર્જરીને જગતગૌરંભતી લાધેલી લોચનજોડમાંની પ્રથમમાં વિશ્વવિભૂતિ ગાંધીજી બિરાજમાન છે, બીજીમાં આનંદશંકરભાઈ મૂર્તિમંત હતા. આજે તો કાળના મહોદધિમાં આ કીકી લુપ્ત છે. એ વક્ષોપાત કરવાનો કે લખવાનો આ નાજુક કલમને તો અધિકાર પણ નથી.

આ એક નાચીઝ છતાં મારે મારેના પ્રેરક પ્રસંગમાંથી આનંદશંકરભાઈનો જે સદ્ગુણસંભાર મને સાંપડ્યો તે દર્શાવી અજોડ સાહિત્યશિરોમણિ નરપુંગવ સમક્ષ મારું અત્યંત લાઘવ પ્રકટ કરવાનો આ મારો નમ્ર પ્રયાસ માત્ર છે.

મહા-આચાર્ય

# આનંદશંકર ધ્રુવ

## [ એમની જીવનશૈલી ઉપર એક દૃષ્ટિ ]

### શ્રી. ગૌરીશંકર ગો. જોષી, 'ધૂમકેતુ'

**કૉલેજજીવનમાં** અમદાવાદનું નામ એક દૂરના અદ્‌ભુત સ્થાન સમું લાગતું તે વખતે જે બે ચાર વ્યક્તિઓનું કાલ્પનિક આકર્ષણ રહ્યા કરતું તેમાં એક નામ મહા-આચાર્ય આનંદશંકર ધ્રુવનું પણ હતું. કૉલેજજીવનના સહજ આકર્ષક વાતાવરણ સિવાય પણ એક વિશેષ કારણ એમાં રહેલું હતું. જીવનઘડતરનાં કેટલાંક પુસ્તકોમાં મહા-આચાર્યનું એકે પુસ્તક તો ન હતું, કારણ કે એમનું એકે પુસ્તક એવી રીતે હજી પ્રકટ નહિ થયેલું. પરંતુ કેવળ હાથલાથોરનાં [ હવે તો આ હાથલાથોર નાશ પામ્યો છે ] લાલઘૂમ ડોડવાં જોતાં જોતાં, જોજન જોજન વિસ્તારના, પીલુડનાં પેલાં બીડ વિશે બહુ વર્ણન આવે છે, એવાં ખેત ને ઝિંઝોટી ને રાંપડાનાં ને ધોળિયાનાં બીડમાં થઈને દર અઠવાડિયે એકબે વખત પામેના કસબામાં જવા માટે નીકળવું પડતું, ત્યારે એવા દૂરના એકાંત ગામડામાં એક માસિક આવતું તે પ્રિય મિત્રની જેમ સાથે રહેતું. ખાખરાનો ક્યાંક છાંયો આવે કે કોઈક જગ્યાએ ખજૂરી ઊગી હોય ત્યાં બેસીને એમાંથી નમતી સંધ્યાએ દરેકે દરેક લીટીનો ને દરેકે દરેક અક્ષરનો રાંકના ગોળની પેઠે વારંવાર આસ્વાદ લેવાતો. કાંઈક સમજાતું હશે, ઘણું નહિ સમજાતું હોય, કેટલુંક ખોટું સમજાતું હશે-પરંતુ જ્યાં આવળનાં ફૂલ એ શ્રેષ્ઠ ઉદ્યાનપુષ્પ હતાં, પીંજારા, વાઘરી, કોળી, ખાંટ ને ભરવાડનો પડોશ એ જ્યાં સંસ્કારક્ષેત્ર માટે હતાં, જ્યાં એક પોસ્ટકાર્ડનો એક ગરબડિયો અક્ષર ઉકેલતાં મહા 'વેદવાન'ની ઉપાધિ ગામના એક છેડાથી બીજા છેડા સુધી પંદર જ મિનિટમાં ફેલાઈ જતી, જ્યાં સાત ગુજરાતીના જ્ઞાન ઉપર ત્રણ ત્રણ નાના શિક્ષકોની નાની મંડળી નદીના વેકરામાં બેસીને ગોવર્ધનરામથી માંડીને કલાપી સુધીના સર્વે સાક્ષરોની સમાલોચના કરતી, ત્યાં આ માસિક એક જીવંત પ્રકાશ જેવું બની રહેતું. એ માસિક તે 'વસંત.' 'વસંત'માં લેખ છપાય-જીવનની એ મહત્ત્વકાંક્ષા. આવા એક નાનકડા ગામડાની ભાગોળે કોઈક દિવસ ઉદ્‌ભવેલી એમાંથી આચાર્ય આનંદશંકરનું નામ પણ સ્મરણમાં રહેલું. કૉલેજજીવનમાં આવતાં એ આકર્ષણ વધ્યુ હતું, પરંતુ જૂનાગઢ ને ગિરનારની છાયા-એઓની મોહિનીએ કોઈ દિવસ અમદાવાદ આવી શકાયું નહિ. આચાર્ય આનંદશંકર ધ્રુવનો એ રીતે કૉલેજજીવનમાં લેશ પણ પરિચય મળી શક્યો નહિ. પરંતુ કૉલેજજીવન દરમ્યાન 'વસંત'માં 'કેટલાક પત્રો' મોકલવા શરૂ કર્યા. પહેલો પત્ર મોકલ્યોઃ ધડકતે હૃદયે, અવિશ્વાસથી, અપ્રકટ જ રહેશે એવા ભયથી-અને એક દિવસ બે ત્રણ માસ પછી, જગ્યા કાંઈક ફાજલ પડી હશે એટલે, વ્યવસ્થાપક ઇચ્છાશંકર હરજીવન ત્રિપાઠીનો એકદમ ઉકેલી ન શકાય તેવો પત્ર મળ્યો—અને એ

પત્ર કૉલેજના મિત્રોને વંચાવતાં બીજે જ દિવસે સૌને લાગ્યું કે આ માણસને લખતાં આવડે છે' પછીથી એ પત્રો માટે નિયમિત માગણી આવતી. 'વસંત'નું વર્ષો સુધી એકાંતમાં કરેલું પરિશીલન ઊગરે ફળ્યું.

આચાર્ય આનંદશંકરની સાથે ગાઢ સંસર્ગમાં આવેલા ત્રણેક પ્રસંગો અત્યારે યાદ આવે છે. એ વખતે ઘણુ કરીને પોતે હજી આકાશેઠ કૂવાની પોળના મકાને રહેતા. 'તણખા'નું પુસ્તક આપવા ગયેલો 'સમાલોચના અવશ્ય આવશે, પણ ન આવે તો એને મારી ઉપેક્ષાવૃત્તિ ન ગણતા'' આ એમના શબ્દો હતા. 'વસંત' માટે વારંવાર નવલિકાની માગણી તો એમની રહેતી જ. પાછળના સમયમાં પણ પોતે 'કેટલાક પત્રો' જેવા નાના નિબંધો માટે હમેશા આતુરતા બતાવી હતી. એ એક નવાઈની વાત હતી કે 'કેટલાક પત્રો' એમની સ્મૃતિમા સારા લખાણ તરીકે હમેશને માટે રહી ગયા હતા—ને જ્યારે જ્યારે મળતો ત્યારે ત્યારે એવી જાતના પત્રો વિશે વાત કરતા આ પત્રો હજી અપ્રકટ છે, પણ હમણાં પાછા મેં હાથ ઉપર લીધા છે ને હવે પછીના કામમા એની નોંધ કરી છે

એક વખત આચાર્ય આનંદશંકર ધ્રુવ સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ પાસે નીકળેલા એ વખતે એ પ્રેસ પાનકોર નાકે સિવિલ હૉસ્પિટલ પાસે હતુ એમની મોટર ત્યાં ઊભી રહી. અંદર શંકરદત્ત શાસ્ત્રી વ્યવસ્થાપક હતા તેને બોલાવ્યા. 'વસંત' માટેના એક લેખના પ્રૂફમા 'સરસ્વતીચંદ્ર'નો શબ્દ બરાબર નહિ છપાયેલો એ વિશે કહ્યું પછી બોલ્યા: 'સરસ્વતીચંદ્રની જોડણી પણ બરાબર ન સમજી શકે એવા કૉમ્પોઝિટર કેમ રાખો છો?' હું ત્યાં બેઠો હતો. આ વસ્તુએ તે જ વખતે મને આચાર્યની મહત્તા અને મર્યાદા બન્નેનો ખ્યાલ આપ્યો. સાહિત્યભક્તિ—ખાસ કરીને તો જ્ઞાનપ્રાપ્તિ—એમા એમણે એટલી તલ્લીનતા મેળવી હતી કે ન્યૂટને જેમ મોટી બિલાડી માટે મોટું ને નાની બિલાડીને માટે નાનું કાણું રાખ્યુ હતુ ને સમર્થ ગણિતશાસ્ત્રી મોટું કાણું નાના કાણાનો હેતુ સાચવશે એ વ્યવહારુ સત્ય ભૂલી ગયો હતો, તેના જેવુ જ કાંઈક આ સમર્થ વિદ્વાન વિશે થયુ. 'કમ્પોઝિટર' કોઈ દિવસ પોતે શું 'કમ્પોઝ' કરે છે એમા ભાગ્યે જ રસ ધરાવતા હોય છે. એમને તો 'મૅટર' સાથે કામ હોય છે. એમની દૃષ્ટિ નહિ—આંગળી કામ કરતી હોય છે. વર્ષો સુધી 'વસંત' માસિક ચલાવવા છતા, આચાર્ય આનંદશંકર એને પોતાની પ્રિય વસ્તુ ગણતા છતા, એનાથી એ અલિપ્ત પણ રહી શક્યા હતા, એનુ આ એક ઉદાહરણ છે અને એ એમના જીવનનું દ્યોતક પણ છે.

એક બીજો પ્રસંગ એમની ચારુ જીવનશૈલી દર્શાવે તેવો છે. અત્યંત વિનમ્ર છતાં એ પોતાનો વિરોધ જ્યારે દર્શાવતા ત્યારે એમા ન સમજી શકાય એવો ગહન કટાક્ષ—કટાક્ષ તો એને ન કહેવાય, પણ મર્મ કહી શકાય—રહેતો, આ મર્મનો આ જાતનો પ્રકાર એ કદાચ સ્વર્ગસ્થની અનોખી શૈલી હતી. અને છતા એમા લેશ પણ કટુતા, ગ્રામ્યતા, ઉપાલંભ કે ક્રૂર વિનોદ ન રહેતા એમા તત્ત્વજ્ઞાનીનુ ઊર્મિવિહોણુ નર્મમર્મ હતું એક વખત મેં ટિબેટ વિશે કાંઈ વાંચેલુ તેમાથી વર્ષો સુધી એકાંતજીવન ગાળતા કોઈ સાધુની વાત એમની પાસે રજૂ કરી એની અનેક અદ્ભુત શક્તિઓમાથી એક—ગમે તેવા અંધારામા પણ દેખી શકવાની અજબ શક્તિ—એ વિશે વાત થયેલી

યોગને પોતે સંપૂર્ણ સત્ય જોનાર તરીકે ગણતા નહિ. કોઈ સિદ્ધિ કે કોઈ ઉપાસના વિશે એમ લાગ્યા, શ્રદ્ધા કરતાં શંકા વધારે રહેતા. એટલે વાત પૂરી થયા પછી સામાન્ય વાત કરતા હોય તેમ એમણે પોતાનો વિચારનો અનુભવ કહેવા માંડ્યો. એમાં એમણે કહેલું એક વાક્ય આખી વસ્તુસ્થિતિનું મર્મ દર્શન કરાવતું હતું: 'દેવ એવો પદાર્થ છે કે જે ઘણી વખત ઘણું ન સમજાય એવું બની શકે છે. જ્ઞાન જુદી જ વસ્તુ છે.'

✓સાહિત્યકાર તરીકે આચાર્ય આનંદશંકર પાસે એક એવી શૈલી હતી કે જે શૈલી ગોવર્ધનરામ તેમ જ મણિલાલ બન્નેના સમન્વયમાંથી જન્મી હતી—અને છતાં પોતાનો જ અનોખો પ્રકાર પ્રગટ કરતા. જ્યારે પોતાના પ્રિય વિષયમાં એ રમમાણ થતા, ત્યારે એનો રણકો કદી પણ ન ભૂલી શકાય એવા મધુર પ્રવચનકારનો હતો. આપણે ત્યાં આવી પ્રવચનશૈલી મણિલાલ, ગોવર્ધનરામ, કિશોરલાલ મશરૂવાળા, અને કાકા કાલેલકરમાં મળી આવે છે.] એક જ વિષય ઉપર કે લગભગ સમાન કહેવાય એવા કોઈ વિષય ઉપર આ ચારેના લખાણો સરખાવવાનો કોઈ યોગ આવે તો એક રસિક અભ્યાસનો એ વિષય બની રહે એટલી વિવિધતા એમાંથી મળે. મણિલાલ વિશે કહેવાય કે એ પોતાના પૂર્વપક્ષીને ત્યાં હાજર રાખે છે, એને હરાવે છે, હંફાવે છે, પોતાના વિજયમાં પોતે રાચે છે, પોતાનો સિદ્ધાંત સ્થાપે છે, ને એ સત્ય હોવાની એ ઘોષણા કરે છે. ગોવર્ધનરામ સામા પક્ષની દલીલો લે છે, પોતાનો રદિયો આપે છે, પોતાના પક્ષો હાજર રાખે છે—ને પોતે કોઈ દિવસ હાજર રહેતા નથી. એ સત્યને શોધવા મથે છે. સિદ્ધાંત સ્થાપતા નથી—ને નથી સ્થાપ્યો એમ કહેતા પણ નથી. એ જીવનનો નિચોડ આપે છે, છતાં ઘોષણા કરતા નથી. આ બન્નેની સરખામણીમાં આચાર્ય આનંદશંકર પાસે જે છે તે અત્યંત મધુર પ્રસન્ન શૈલીમાં કહેવાયેલું છે. તલસ્પર્શી છતાં એ પૂર્વપક્ષ સ્થાપીને આગળ વધતા નથી. હિમાદ્રિ જેટલી ઊંચાઈએ જવા છતાં એ પૃથ્વીનો સંસર્ગ ગુમાવતા નથી. અને પ્રતીતિકર બનવા છતાં—એ કોઈ વસ્તુનું સમર્થન કરતા નથી. સત્યનું એમનું અન્વેષણ જલમાં ડૂબકી મારીને મોતીની છીપો લાવનાર જેવું છે. એમાં મોતી છે જ—એ વિશે તો શંકા નથી. થોડાં કે વધુ એ જ સવાલ રહે છે.]

આચાર્ય આનંદશંકરનો એક લેખ એક વિદ્યાર્થીને સમજાવવાનો પ્રસંગ આવ્યો હતો. ઘણું કરીને ત્યાર પછી તરત જ એક બીજો નિબંધ પણ હતો. બન્ને પ્રકારે નિબંધના જ હતા. અને છતાં એક નિબંધ વાંચ્યા પછી બીજો વાંચતાં એટલો બધો તફાવત લાગ્યો કે આચાર્યની પ્રવચનશૈલીની મધુરતા એ એમના અત્યંત વિશાળ વાચનમાંથી પ્રાપ્ત થતી સહજ શક્તિ છે. ને પ્રયત્નથી મેળવેલી શક્તિ નથી, એની પ્રતીતિ થઈ. કેટલાકનું વાચન વિશાળ હોય છે પણ એમનું નિરૂપણ ઢંગુ હોય છે. કેટલાકની પાસે જ્ઞાનની અશક્તિ ઢાંકવા માટે લાંબું પિષ્ટપેષણ હોય છે. કેટલાકની પાસે અજ્ઞાનને છત તરીકે ખપાવવાની કુનેહ હોય છે, તો કેટલાકની પાસે જે ખરેખર હોય છે તેને એટલી બધી વખત 'આ જુઓ, છે હો, મારી પાસે છે, તમે કહેતા'તા ને નથી?' એવી જાહેરખબરી પદ્ધતિથી, ગ્રામ્યતાભરેલી રીતે રજૂ કરવાની કઢંગી શૈલી હોય છે કે, એમનું અરધું આકર્ષણ એમાં જ મરી જાય છે.' ✓આચાર્ય ધ્રુવ પાસે સાચો નગદ સોનાનો સિક્કો

હતો, એટલે એમનો રણકો હંમેશાં મધુરતાભર્યો હતો. ગુજરાત પાસે ખરા અર્થમાં 'આચાર્ય' એવા માણસો બહુ થોડા જ હોય છે. એમાં સ્વ. આનંદશંકર એક અદ્ભુત પુરુષ હતા. એમની પાસે જ્ઞાન હતું, અને એ જ્ઞાન મૂકવાની બહુ જ વિરલ એવી માધુર્યભરેલી પ્રસન્ન ગંભીર શૈલી હતી. આ એમની શૈલી અભ્યાસનો એક ખાસ વિષય થઈ શકે તેટલી મહત્તાભરેલી છે. બહુ જ થોડા શબ્દોમાં કેટલી સુંદરતાથી એમણે પોતાના વિચારો પ્રકટ કરવાની શક્તિ કેળવી છે એ ત્રણચાર ઉદાહરણોથી પણ દેખાઈ આવશે:

'આત્માને આપણે વ્યવહારનું ખાલી ખોખું માની શકતા નથી, તેથી રાજકીય, આર્થિક કે સામાજિક સુધારણાનો બહિષ્કાર કરી શકીશું નહિ. માત્ર એ સર્વને કેન્દ્રસ્થાને—અગ્રસ્થાને નહિ પણ કેન્દ્રસ્થાને—અધ્યાત્મવિચારને મૂકીશું.'

'આપણા ઘઉં અને રૂના ભાવ અહીંની પેદાશથી નક્કી થતા નથી; અન્ય દેશોના પાક ઉપર એનો આધાર રહે છે; તે જ રીતે અત્યારે આપણે ધર્મ સંબંધી વિચારોમાં પણ અહીંનાં જ શાસ્ત્રોનાં વચનો ટાંકીને બેસી રહી શકીએ તેમ નથી.'

'શંકરાચાર્યના સિદ્ધાન્તને પાશ્ચાત્ય કેળવણી પામેલો વિદ્વાન ગહનતાની પરિસીમા સમજે છે અને રસ્તે જતો ભિખારી પણ એના એકતારામાં એને ગાય છે એ એની ખૂબી છે.'

એથી વધારે સુંદર એક ઉદાહરણ.

ગાંધીજીનો પશ્ચિમ તરફનો વિરોધ અને કવિવર ટાગોરને એમાંથી જે ગ્રહણ કરવા યોગ્ય હોય તે ગ્રહણ કરવાનો આગ્રહ—એ બન્ને વચ્ચે શ્રી. આનંદશંકર ધ્રુવે મૂકેલા આ શબ્દો એમના જીવનનો ખરો ખ્યાલ આપી દે તેવા છે:

'પૂર્વે કાંઈક પશ્ચિમને આપવાનું હોય, પશ્ચિમે પૂર્વને આપવાનું હોય આ કહેવું દેખીતું ઠીક છે. પણ વસ્તુતઃ સત્યના કકડા કરીને પરમેશ્વરે જગત ઉપર ફેંક્યા નથી. અર્ધું સત્ય જાણે પૂર્વમાં પ્રકટ કર્યું હોય અને અર્ધું પશ્ચિમમાં, અને પછી મનુષ્યજાતિને એ બે અરધિયાં એકઠાં કરવાનું સોંપ્યું હોય એમ નથી. દરેકમાં સત્યનું પૂર્ણ પ્રાકટ્ય જ હોય છે; હોવું જ જોઈએ. કારણ કે જ્યાં મનુષ્યત્વ ત્યાં સત્ય, અને મનુષ્યત્વ સર્વત્ર એમ સત્ય પણ સર્વત્ર. પણ ઐતિહાસિક સંજોગોને લીધે સત્યના જુદાજુદા અંશો પૃથ્વીના જુદા જુદા ભાગમાં પ્રાધાન્ય કે ગૌણતા પામે છે–એટલે એક બીજા દેશને એક બીજાની અપેક્ષા રહે છે તે એટલી જ કે ગૌણ અંશને યથોચિત પ્રાધાન્ય અપાવવું. આપણા પ્રાચીન સમયમાં વ્યવહારની ગૌણતા નહોતી. પણ ઐતિહાસિક કારણે આપણું વ્યાવહારિક જીવન ગૌણસ્થાને મુકાઈ ગયું છે તો એને યોગ્ય પદ આપણે પુનઃ પ્રાપ્ત કરાવવું. અને પશ્ચિમના દેશો વ્યવહારમાં ડૂબી પરમાર્થ ભૂલી ગયા છે તો તેઓએ એમના પૂર્વજોનું જાણીતું પરમાર્થ જીવન ફરી સેવવું.'... 'વિવેકી સજ્જનો આહારમાત્રમાં વિષાંશ ને અમૃતાંશ રહેલા છે એમ સમજી એમાંથી વિષાંશ દૂર કરશે. સમગ્ર આહારને ફેંકી દેશે નહિ. પણ અવિવેકી આહારીને વિષાંશનું સ્મરણ આપવાની જરૂર છે.'

દરેક વાદો સમજ્યા વિના અહીં લાવના મથતા બિનઅનુભવી કેવળ ઉત્સાહી કાર્યકરોને આમાંથી કેટલું બધું મળી શકે તેમ છે!

એક વસ્તુનો સમગ્ર રીતે ને અમળા દષ્ટિકોણથી વિચાર કર્યા વિના ને વિચાર કર્યો પછી પણ એનો આપણા સમાજજીવન સાથે સમન્વય સાધ્યા વિના સ્વીકાર ન કરવો—એ આચાર્યશ્રીની મોટામાં મોટી સંસ્કૃતિરક્ષક વૃત્તિનો સિદ્ધાંત હતો. આજે—અથવા કોઈ પણ સમયે—એનો તત્ત્વાર્થ તો થોડેઘણે અંશે પણ ગ્રહણ કર્યો વિના છૂટકો જ નથી. કદાચ એમના જીવનનો એ મોટામાં મોટો વિજય હતો કે એમણે વૈજ્ઞાનિક વેગથી ધસી આવતી વસ્તુઓનો તિરસ્કાર કર્યો નથી કે બાલોચિત ઉત્સાહથી એને ભેટવા દોડવાની ખોટી ઉતાવળ બતાવી નથી. એમાંથી કાલક્રમે પ્રજા-જીવનને અનુરૂપ એવું નવું સ્વરૂપ પ્રકટશે—એ એમની આંતરિક અખંડ શ્રદ્ધા હતી. અને હરેક વ્યક્તિની એ જ શ્રદ્ધા રહેવી જોઈએ.

# સૌજન્યશીલ આદર્શમૂર્તિ

## શ્રી મોહનલાલ દ પંચોળી

**જીવનમાં** કોઈ ધન્ય પળે જ પ્રેરણા પાનાર વ્યક્તિનો સમાગમ થાય છે એવા પ્રેરણાપાનથી આપણા દૃષ્ટિબિંદુમા વૈવિધ્ય અને ચોકસાઈ આવે છે, આપણો માનસિક અને આધ્યાત્મિક ઉદ્ધાર થાય છે, સામાજિક અને રાજકીય દૃષ્ટિએ જીવવાના માર્ગોની સૂઝ પડે છે, જીવન એકધારુ અને ઇપ્સિત ધ્યેયને પામવાની વૃત્તિવાળુ થાય છે

જ્યારે મે વિદ્યાર્થિઅવસ્થાનો ત્યાગ કરી ધધાદારી જીવનનો આરભ કર્યો, ત્યારે મને ૧૯૦૭મા મારા એક ધધાદારી ભાવનાશીલ મિત્રે સલાહ આપી કે, "જો ધધામા પણ પ્રથમ દરજ્જો સાચવી રાખવો હોય, તો સતત અભ્યાસી રહેવા ઉપરાત, 'વસન્ત'ના ગ્રાહક બની એમા આવતા દિગ્દર્શનો, વિવેચનો, ચર્ચાઓ, અને બીજા પ્રામાણિક લેખોનો પાકો અભ્યાસ કરતા રહેવાથી જિંદગીની આખરે આપણી સાથના બીજાઓની સાથે તુલનાત્મક રીતે જોતા આપણા વિકાસમા અદ્ભુત પરિવર્તન થયેલુ જણાશે" આ સલાહ—વિચારોની કીમત એ વખતે કાઈ જ સમજાઈ નહોતી, પણ શાળા અને ટ્રેનિગ કોલેજના શિક્ષણમા રહેલી ન્યૂનતાઓ 'વસન્ત'ના વાચનથી પરિપૂર્ણ થઈ હતી, એમ તો આજે પણ સપૂર્ણ રીતે સમજાય છે

૧

શ્રી. આચાર્યશ્રીનો પ્રથમ સમાગમ 'વસન્ત'ના ગ્રાહક નિમિત્તે થયો જોકે એ માસિક મૂળથી જ બરાબર નિયમિત સમયે બહાર પડતું નહોતું છતા પણ જ્યારે બહાર પડતું ત્યારે તેમા પ્રસિદ્ધ થયેલી વસ્તુથી આપણને તૃપ્તિ થતી, અને વિલબનો વિલાપ આપોઆપ શાની જતો એમા પ્રસિદ્ધ થતા દિગ્દર્શનો અને લેખોની ખાતર એ પત્ર એક વખત કાગને ડોળે ઘણી આતુર તાપૂર્વક રાહ જોવરાવતું હતું

ઉગ્ર વાતાવરણમા પણ એ પત્રના દિગ્દર્શનમા દર્શાવેલા વિચારો, સિદ્ધાત સૌમ્ય સ્વરૂપના ગણાતા હતા વિનીન અને ઉદ્દામ નામકરણની વિધિ એ પ્રત્યેકનું લક્ષણ બાધનાની તર્કપદ્ધતિ સબધે તત્રી તરીકેના એમના વિચારો ઘણી જ સમતુલા સાચવીને કરવામા આવતા હતા એથી જ એ પત્ર સર્વેને — બને પક્ષોનુ આકર્ષણ કરી રહેલ હતુ આ સર્વે એમની સૌજન્યશીલ સમાધાનવૃત્તિનુ પરિણામ રજૂ કરતા હતા, એમ કહેવુ જોઈએ

કોઈ પણ સરકારી કમિશનો સબધે કે અભૂતપૂર્વ પ્રસગોની ચર્ચા સબધે એમનુ સૌજન્ય દીપી નીકળ્યા વિના રહેતું નહિ – Decentralization Commission–કેન્દ્રાપગામી સમિતિની ચર્ચા કરવાની હોય કે રૂપુ સસ્તું થાય ત્યારે ઝાઝા રૂપિયા પાડી ચલણમા ફુગાવો કરવામા આવે, તેને લીધે પરિણામે મોઘવારી થાય, એ સર્વની એ સમયની ચર્ચા આપણને પ્રજા સમસ્ત

નાં સામાન્ય હિતનું રાજકારણ અને અર્થવ્યવસ્થાનાં વ્યવહાર અને આચારનાં પરિણામો-થી શાંત ચિત્તે વાકેફ કરીને, પોતાની ફરજ અદા કરતાં જોતી વખતે એમનાં સૌજન્યનો સારો ખ્યાલ આવ્યા વિના રહેતો નહિ.

'વસન્ત' એ યુવાનો અને પ્રૌઢોને તાલિમ આપનાર શાળા જેવું હતું. એ શાળાના આચાર્ય સૌમ્ય અને સૌજન્યશીલ હતા. દૂર દૂરના પ્રદેશોમાં વસનારને અદ્યતન અને ઉન્નત વિચારોથી તેઓશ્રી પોષણ આપી રહ્યા હતા. મહાત્માજી ગુજરાતમાં આવતાં પહેલાના સમયમાં ગુજરાતની પ્રજાને સૌજન્યશીલ ઘડવાની એમની પ્રવૃત્તિ હતી. એથી જ એઓશ્રીની એ પ્રેરણાને પીનાર આજે પણ જિંદગીના એ સમયની જીવનપથમાં એક મહાન સ્મૃતિચિહ્ન તરીકે ગણતરી કર્યા વિના રહી શકે તેમ નથી.

૨

સને ૧૯૧૯માં અમદાવાદમાં વસવાનો પ્રસંગ પ્રાપ્ત થયો ત્યારપછી જુદીજુદી સભાઓમાં એમની વાણીનો તેમ જ વિચારોનો પ્રત્યક્ષ પ્રસંગ પ્રાપ્ત થવા લાગ્યો. તે પ્રત્યેક પ્રસંગે એમના સૌજન્યશીલ વ્યક્તિત્વનો અનુભવ થવા લાગ્યો. જોકે એ અરસામાં જ એઓશ્રીએ બનારસ વિદ્યાપીઠમાં સ્થાન પ્રાપ્ત કરવાથી ગુજરાતને લગભગ છોડયો હતો. છતાં ઉનાળાની લાંબી રજા દરમિયાન એમનો લાભ અવારનવાર મળ્યા જ કરતો હતો. એ અરસામાં 'અસ્પૃશ્યતાનિવારણ' સંબંધી પોતાના વિચારો અને નિર્ણયો રજૂ કરતો એક લેખ એ સમયપૂરતો ખૂબ જ પ્રેરક અને બોધક નીવડયો હતો એમ કહ્યા વિના રહી શકાતું નથી.

સને ૧૯૨૫ માં ગુ. વ. સો.ના નિયમો પહેલી વખત નવેસરથી પસાર થતા હતા, તે સમયે એમણે દર્શાવેલા સૌજન્યનો પરિચય એ મારા જીવનમાં એઓશ્રી સાથેના સંબંધનો સૌથી પહેલો પ્રસંગ હતો. એ સમયે રૂ. ૩૦) સુધીના પગારના શિક્ષકોના મધ્યપદની ફીના સંબંધમાં એવી વિગતો રજૂ કરવામાં આવી કે, "આ સગવડનો લાભ કોઈ લેતું નથી. મોટા પ્રમાણમાં લેવાતો નથી." માટે આ વર્ગ દૂર કરવો. એ પ્રસંગે એ રાહતથી મળતી સગવડનું રક્ષણ કરનાર હોય, છતાં એવા વિચારો રજૂ કરનારને જો કોઇ પીઠ અને માતબર સભ્યનું અનુમોદન ન હોય, તો એ કાયદાકાનૂન કરનાર પોતાનો હેતુ સરળતાથી સાધી શકે તેમ હતું, એવું એઓશ્રીને સમજાયું ત્યારે એઓશ્રીએ મારા એ વ્યવસ્થા સાચવી રાખવાના પક્ષનો બચાવ કર્યો. જરૂર, એ રીતે એમણે એવા વર્ગના સર્વે શિક્ષકસમૂહ ઉપર ઉપકાર કર્યો છે. એ પ્રસંગ આજે પણ મારી નજર સમક્ષ એવો ને એવો જ તાજો છે. એઓ તો માત્ર પોતાની ન્યાયપ્રિય અને નિષ્પક્ષપાત મનોવૃત્તિને અધીન રહીને જ પોતાનો વિચારો રજૂ કરતા હતા, છતાં સામાન્ય અને સાર્વજનિક હિતના પ્રશ્નોમાં કેટલી કાળજી એઓ ધરાવતા હતા તેનો એ પ્રસંગે અનુભવ થયો. એથી જ એમનો સૌજન્યશીલ સ્વભાવ પ્રકટ સ્વરૂપે જોવાની તક મળી ગઈ.

એઓશ્રી મોટા શહેરોથી દૂર દૂર વસનારા અને પૂરતી સાધનસંપત્તિ વિનાના વર્ગોની મુશ્કેલીઓ સમજવા પૂરતા નીચે ઊતરી શકતા હતા. એમની એ દયાળુ મનોવૃત્તિએ એમને આવા

પ્રસંગોમા ઉદારતાથી જોવાની ટેવ પાડી હતી. એ બિના 'वसन्त' ના લવાજમનો નિર્ણય કરવાના સમયથી એમના જીવનના અંત સુધી જોવામાં આવતી હતી. એ પણ એમના સૌજન્યશીલ સ્વભાવનું પ્રતીક ગણી શકાય.

૩

એઓશ્રી ગુ. વ. સો.ના પ્રમુખપદ ઉપર આવ્યા પછી પ્રથમના કરતા પણ વધારે ને વધારે નજીક હોઈએ, એવી રીતે પ્રસંગો પ્રાપ્ત થતા ગયા, ત્યારે પણ એમની સ્વાભાવિક જૂની પ્રણાલીએ જ એઓશ્રીના નિર્ણયો જાહેર થતા જોવામા આવ્યા હતા. જેમ સામાન્ય જનતામા સત્તાની પ્રાપ્તિ અને સત્તાની અપ્રાપ્તિના સમયના આચરણમાં મહાન અંતર જોવામા આવે છે, એવુ એમનામાં જોવામા આવતું નહોતું એ એકધારા જીવનનું રહસ્ય તેમની સૌજન્યશીલ વૃત્તિ હતી પોતાને અનુકૂળ ન હોય એવા વિચારોની રજૂઆત પ્રસંગે એમનુ ન્યાયપ્રિય અને નિષ્પક્ષપાત વલણ, તેમ જ નિષ્પ્રપંચ રહેણીકરણી એ એમના ચિત્તના ઔદાર્યનો નમૂનો હતો. એ રીતે એમણે કુલપ્રાપ્ત સૌજન્યશીલ મનોવૃત્તિ કયારેય પણ છોડી નહોતી, એ જ મને તો વિસ્મયજનક લાગે છે—લાગતું હતુ

બહુમતવાદી તંત્રમાં પોતાના વ્યક્તિગત મંતવ્યોને સિદ્ધ કરવાના પ્રયત્નો કરવાને બદલે સમસ્તનું વધારેમા વધારે હિત શેમા સમાયેલું છે, તેને તટસ્થવૃત્તિથી જોવુ, જાણવું, પછી પોતાના વ્યક્તિગત મંતવ્યને સમસ્તના હિતને અનુરૂપ બનાવવુ, એ એમની કાર્યપ્રણાલી હતી. કોઈ પણ બાબતમા આગ્રહી—ખેચતાણ વિનાના હતા. એ જ એમની મહત્તા દર્શાવનાર તત્ત્વ છે જ્યારે રાજકારણમા આથી ઊલટુ જ પ્રવર્તી રહેલું છે. પ્રધાન વ્યક્તિ કે વ્યક્તિઓના મંતવ્યને જ બધા પક્ષવાદીઓએ અપનાવવું જોઇએ, અને એ પ્રમાણે થતા નિર્ણયોને અધીન રહેવુ જોઈએ આવી કાર્યપ્રણાલીમાથી અનિવાર્ય કલેશો, કલહો, અંગત વૈરવૃત્તિનું સ્થાન એ બહુમતવાદી તંત્રમા આવી પડે છે ત્યારે આચાર્ય-શ્રીના પ્રમુખ તરીકેના કાર્યમા એથી ઊલટુ જ થઈ રહ્યું હતુ એઓ વિરોધીઓનો વિરોધ સમજણ અને પતાવટથી દૂર કરી શકતા, એથી એ વિરોધી ઉગ્ર વાતવરણમાથી શાંતિ ઊભી કરી શકતા આ સિદ્ધિની પ્રાપ્તિમા એમના સૌજન્યશીલ સ્વભાવનો સૌથી મોટો હિસ્સો છે

આ રીતે એમને સૌજન્યશીલ આદર્શમૂર્તિ સ્વરૂપે આજે પણ હું એઓશ્રીને નીરખી રહ્યો છુ એ જાતના ચારિત્ર્યધનનો એઓશ્રી આપણને એક ઊંચામા ઊંચો વારસો આપી ગયા છે એમાથી જેટલુ આપણા જીવનમા આચરી શકીએ તેટલુ જ આપણુ છે, અને એ એમણે પાયેલી પ્રેરણામાથી મળેલું છે. એઓશ્રીનું એ ઋણ અદા કરવાનો આ એક નમ્ર પ્રયત્ન છે

# સ્વ. આનંદશંકરભાઈના સમકાલીનો

**ડૉ. હરિપ્રસાદ વ. દેસાઈ**

જે સંસ્કાર, ઉચ્ચ કેળવણી, સંસ્કૃત અંગ્રેજી પુસ્તકભંડાર, આચાર્યપદ અને અનુપમ સંજોગો આનન્દશંકરભાઈને સદ્ભાગ્યે મળ્યાં તેવાં બધાના નસીબમાં હોતાં નથી.

ત્યારે શું બીજાં બધાંને ભગવાન વિસારી દે છે? ના, ના. તત્ત્વબોધ, ધાર્મિક જીવન અને અનુભવજ્ઞાન જેવી અમૂલ્ય વસ્તુઓ તો આપણાં પૂર્વજોના પુણ્યે, જેને જેને જિજ્ઞાસા થાય તેને તેને માટે આર્યાવર્ત્તમાં ચોગરદમ હજી વેરાયેલી પડી છે!

કેટલાક મજૂરો, ગુમાસ્તા, વેપારીઓ, ખેડૂત અને અભણ ગામડિયા અમદાવાદ અને એની આસપાસના ભાગોમા થઈ ગયા. એ બધા આનન્દશંકરભાઈની જ ઉમરના હતા. કર્મ, જ્ઞાન અને ભક્તિના લહાવા એમણે પણ લીધા હતા. ભજન, કીર્તનમાથી ઝરતો હરિરસ એમણે પીધો હતો અને બીજા સેંકડો અને હજારો સ્ત્રીપુરુષોને પાયો હતો

'તત્ત્વસાક્ષાત્કારિણી સમાજ' એક હતી એમા એક પુરષોત્તમ સત્સંગી હતો તે સરસપુરમા રહેતો ભક્તરાજ મોતીલાલ સંઘવી હતા તે એ સમાજના ઉત્પાદક, સંચાલક તથા વિધાયક હતા એકતારો, મૃદંગ, તાલ અને કરતાલ સાથે મહિનામાં ચાર વાર એમની ભજનમંડળી રાતના બબ્બે વાગતા સુધી અને કોઈ વાર વહાણા સુધી ગંભીર મીઠાં ગીતોનો અખડ આનંદ લૂંટતી હતી.

મોતીભાઈએ સમસ્ત મંડળને "તત્ત્વજ્ઞાનની ઊંચી શ્રેણીના સંસ્કારોથી સંસ્કૃત કરી પવિત્ર આદર્શોની પ્રેરણા કરી હતી." સરસપુરના સ્વ. પટેલ આશારામ સોમનાથ જેમના ચિ. ભાઈ જીવણલાલ હમણા જ ખરતરફ થયેલી મ્યુનિસિપાલિટીના લોકનિયુક્ત સભાસદ હતા તેમણે એક 'પરમાનંદપ્રકાશપદમાલા' સં. ૧૯૮૮ માં પ્રસિદ્ધ કરી છે. એમા આભારદર્શનમાં પોતે લખે છે કે, "આ પુસ્તક છપાવવાનો હેતુ સદ્ગત શ્રીમાન ભક્તરાજ મોતીલાલ સંઘવીના અને મંડળના બીજા હરિજનોના વચનામૃતપદોનો જિજ્ઞાસુજનોના લાભાર્થે પ્રસાર કરવાનો છે. તેમ જ બીજા મહાત્મા પુરુષોના વચનામૃતપદો અમારા હરિજનમંડળમા ઘણા વખતથી ગવાતાં તેની પ્રસાદીરૂપે છપાવી પ્રસિદ્ધ કરવાની સેવા કરી છે. કારણ ઘણા હરિજનોની પુસ્તકો ખરીદવાની શક્તિ હોતી નથી. કેટલાંક પુસ્તકો મળતાં નથી અને ઘણાં હજી સુધી છપાયેલા નથી. **આમાં પરમાર્થ પ્રેમ સિવાય એક પાઈ પણ ઉપાર્જન કરવાની ઇચ્છા નથી.** ..જે ભક્ત હરિજનોએ પુસ્તક છપાવવાની પ્રેરણા કરી, પદોના સંગ્રહમાં મદદ કરી, છપાવવામાં મદદ કરી તેમને હું ભૂલી શકું નહિ. શ્રીમાન મોતીલાલ સંઘવી, બડેચરભાઈ દેવજીભાઈ, ઈશ્વરદાસ કૃષ્ણદાસ વગેરેએ આ પદોનો જુદીજુદી જગ્યાએથી સંગ્રહ કરેલો છે.

મેસાણાની પૂર્વ દિશાએ બાસણાગામનિવાસી શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ સ્વામીશ્રી ૧૦૮ કાશીગિરિજી મહારાજ જેમના ઘણા શિષ્યો હાલ પણ અમદાવાદ, સરસપુર, તથા ગોમતીપુર વગેરે જગ્યાએ અસ્તિત્વ ધરાવે છે તેઓશ્રીના બોધામૃતનો પૂર્ણ અનુભવ લઈ આ પદોનો વિચારપૂર્વક સંગ્રહ કરેલો છે. અનેકવાર એમાંથી ઉપદેશ થયેલો છે."

એની પ્રસ્તાવનાના લેખક, સ્વ. મૂળશંકર હરિશંકર ભટ્ટ હું છેલ્લીવારની જેલમાં હતો ને દેવલોક પામ્યા. ગોમતીપુર વોર્ડમાંથી દરેક ચૂંટણી વખતે પોતે મને મત આપવામાં બહુ જ મદદ કરતા. છેલ્લી ચૂંટણી વખતે એ માંદગીથી અશક્ત હતા, છતાં ગાડીમાં બેસીને મત આપવા આવ્યા. ગાડીમાંથી ઊતરીને પોલિંગ સ્ટેશનની અંદર આવી શકે એવી એમની સ્થિતિ નહોતી. હું પોલિંગ ઓફિસરને બહાર બોલાવી ગયો અને ગાડીમાંથી ઊતરવા ના દીધા. પરન્તુ પોતે બરાબર મતપત્રમાં ગાડીમાં બેઠે બેઠે મત આપ્યો ત્યારે સંતોષ પામ્યા હતા. પહેલી વાર જેલમાં ગયો ત્યારે એમની પાસે મેં એકતારાની માગણી કરી હતી. મેં કહ્યું, "મૂળશંકરભાઈ! આપણે ટેલિફોન લેવો તો પરવડે એમ નથી, કારણ કે ધંધા જેલના લીધા છે. પણ ભગવાનની સાથે ટેલિફોન જોડી આપો. એકતારો હોય, તો શાન્ત રાત્રિમાં આપણો ટેલિફોન જોડાઈ જાય છે!" હું છૂટીને આવ્યો તેને બીજે જ દિવસે મૂળશંકર એક સુન્દર એકતારો લઈને આવ્યા. મેં કહ્યું, "કીમત આપવા દો." એ કહે, "સાહેબ! આ તો મારા તરફની યાદગીરી છે. આપ દેશ માટે આટઆટલું કષ્ટ વેઠી આવ્યા તેમને અમે બીજું શું આપીએ? વળી હું કીમત લઉં, તો એ લેતાં હાથ લાજે એવું છે. આખા એકતારાની કીમત રૂ. ૧—૯—૦ થઇ છે! એ લઉં તેના કરતાં આપ મને એકતારો વગાડતાં સંભારો. એટલું બસ છે." પછી તો દવાખાનામાં જ એમણે એ એકતારો વગાડી બતાવ્યો ને મેં શીખી લીધો. તે દિવસથી જ્યારે ધૂન ચઢે છે, ત્યારે હું એ એકતારો બજાવું છું ને પ્રીતમનગરના ખાનદાનોમાં, રેડિયા ને દિલરૂબાઓની વચમાં, 'મને ચાકર રાખોજી' ગાઇને શાન્ત રાત્રિઓના એકાન્તમાં ગણગણાટ કરી મૂકું છું.

મૂળશંકર 'પરમાનંદપ્રકાશ'ની પ્રસ્તાવનામાં લખે છે કે, "આ ભજનો નિરતિશય સુખનો અનુભવ કરાવનાર છે ને વિચારદ્વારા ધ્યેય વસ્તુની પ્રાપ્તિ કરાવી શકે છે.

જેમ નાવ ઊંચનીચનો ભેદ રાખ્યા વિના સમુદ્ર પાર કરે છે, તેમ સંસારરૂપી સમુદ્રથી પાર કરાવનાર આ પદોના કર્ત્તા મહાત્મા પુરુષો જહાજરૂપ છે.

શ્રુતિસ્મૃતિના અર્થરૂપ, સાદી અને પ્રાકૃત ભાષામાં, નિરક્ષર મનુષ્યો પણ સ્મૃતિપટ પર યાદ રાખી શકે એવાં રસિક પદો આમાં છે. એનો વિચારપૂર્વક અનુભવ કરવાથી દરેક મનુષ્ય અખંડ આનંદનો અપરિમિત લાભ સહેલાઈથી લઈ શકશે. × × ×

આમાં ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ ત્રણે પ્રકારના અધિકારીઓને યોગ્ય, રોચક તથા ભયાનક વાણીમાં કીર્તનો છે. એનાં શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી મનુષ્ય સહેલાઈથી કર્ત્તવ્યપરાયણ થઈ, પુરુષાર્થચતુષ્ટય સંપાદન કરી કૃતકૃત્ય થઈ શકશે."

આ હરિજનોએ (મહાત્મા ગાંધીના હરિજન નામ પહેલાંના અર્થમાં) પણ લોકમાન્યની માફક પુસ્તક ઉઘાડતાં જ સિંહનું ચિત્ર મૂકીને પુસ્તકની શરૂઆત કરી છે.

तावद्गर्जंति शास्त्राणि जंबुका विपिने यथा ।
न गर्जति महाशक्तिर्यावद् वेदांतकेसरी ॥

એ મોટા અક્ષરમાં લખ્યું છે.

પછી ભજનો શરૂ થાય છે. એમાં કબીર, તુલસીદાસ, અખો, સૂરદાસ, તેજસિંગ, નરસૈયો, મીરાં, દયારામ, નિત્યાનંદ, બ્રહ્માનંદ, પ્રીતમ, રણછોડ, દલપતરામ, ધીરો, મીઠો, છોટમ, રવિદાસ વગેરે પ્રસિદ્ધ કવિઓમાંથી ચૂંટેલાં છે; એમાં જતુબા અને પ્રાગા નામની સ્ત્રી કવિઓ છે. મોરાદ અને દીનદરવેશ નામના મુસલમાન ભક્તો છે. નવીનોમાંથી નરસિંહાચાર્ય અને ઉપેન્દ્રજીનાં પણ બેચાર લીધાં છે અને પછી 'તત્ત્વસાક્ષાત્કારિણી સમાજ'ના હરિજનોનાં પોતાનાં તથા મિત્રોનાં છે. એમાં કેટલાંક જૂનાં અપ્રસિદ્ધ નામો પણ જણાય છે.

એમાંના મુખ્ય કાશીગિરિ, મૂળદાસ, મોતીલાલ કે મોતીદાસ, આશારામ, કેવળપુરી, કૃષ્ણજી, ખૂરો, નરસિંહ ભારથી, રેવા, વનમાળી, લખમોજી, અદારામ, માનદાસ, મૂળશંકર, સમરથ કે સિમરથ, ધર્મદાસ, નારણદાસ, બાવો રામૈયો, મનોહર, મીરમાન, પિયારીરામા, રંગીન, અચલરામ, સિપ્રથરામ, પ્રવીન, અનવર વગેરે છે.

બધાંમાં કંઈ ઉચ્ચપ્રતિની કવિતા, કે સાહિત્ય નથી. વારંવાર એકની એક વાત કંટાળો ઉત્પન્ન થાય ત્યાંસુધી જાણે કહેવાતી લાગે છે. પરન્તુ આ કીર્તનકારો કે ભજનિકોને મન એમાં શબ્દાર્થ કે ભાવાર્થ કરતાં ઘણું વિશેષ રહેલું હોય એમ લાગે છે.

શાન્ત અંધારી રાત્રિઓમાં, તારાજડિત આકાશ નીચે, એકતારાની ધૂનમાં શબ્દેશબ્દ એમને સજીવ લાગે છે. સેંકડો પ્રસંગે સેંકડો જાતનાં શ્રદ્ધાળુ, ભક્તહૃદયો પર આ મિઠાં ભજનોની જાતજાતની અસરો થાય છે. સંગીત એ પાંચમો વેદ છે. અંતરના તાળાં એનાથી ઊઘડી જાય છે. કોઈ કોઈવાર તો એના અર્થનીયે એમને પડી નથી. હંસલો એના નાદથી જ ગર્જી ઊઠે છે. સદ્‌ગુરુનો દેશ નજર સમક્ષ આવીને ઊભો રહે છે '

"હંસા ચાલોને સદ્‌ગુરુજીના દેશમાં જી!
ત્યાં તો વિના રે બાદલ ચમકે વીજળી જી,
ત્યાં તો પંખીડા કરે છે કલ્લોલ રે—હંસા..."

સદ્‌ભાગ્યે એ આખી મંડળીમાંથી ગોમતીપુરના મણિભાઈ રામજી હયાત છે. એ કહે છેઃ "મને મહાત્માજીનું રાજકારણ વેદાંત જેવું જ લાગે છે. ગીતાની નિષ્કામ પ્રવૃત્તિ એમના માર્ગમાં ભરી છે. અમારી મંડળીમાં પહેલાં તો પ્રસંગોપાત્ત લાડવા ઊડતા. અને જ્યાં ભજન હોય ત્યાં પ્રસાદ વગેરેને નામે ખર્ચ પણ ખૂબ થતું. અમે એ બધું મર્યાદિત કર્યું. કીર્ત્તનભજન તો એક સીધું જોઈએ એમ જ અમે ગોઠવણ કરી. અને અમે મુખ્યત્વે મજૂર લોક. આખી રાત

ને રાત કીર્તનો કરીને પડેલાં તો થાકી જતા ને બીજે દિવસે કામ પર જવાનું તે શરીરને ઘસારા પડતા. પછી અમે નિયમ કર્યો કે ૧૨–૧ વાગે ભજન પૂરાં કરી દેવાં. અમારા ગુરુ કંઈ જ્ઞાની ન હતા, અનુભવી હતા તેથી એ ઝાઝી ચર્ચા કે વાદવિવાદમાં પડતા નહિ. અમારી મંડળીમાં જરૂર પડે ત્યારે શંકાસમાધાન અને વાદવિવાદ તો હું કરતો."

"પણ તમારામાં ભણેલા કેટલા ?" મેં પૂછ્યું.

મણિભાઈ કહે "તમે પૂછો છો એવો ભણેલો તો કોઈ નહિ, પણ આત્મા તો સૌનો ભણેલો જ છે. આ ફક્ત પડદા ખસેડવાના છે. તે અમારાં ભજન ને કીર્તન ને એકતારાથી ધીમેધીમે ખસતાં હતાં."

"બીજા કોઈ ગુરુ પાસે જતા ?" મેં પૂછ્યું.

"હાજી," મણિભાઈએ કહ્યું; "વેદાંત તો ખારો દરિયો છે. જ્ઞાન પુસ્તકોમાં છે તે તો ડહોળાયેલું છે. પણ જેમ મેઘ એ ખારાં ને ડહોળાયેલાં પાણી વાદળમાં ખેંચીને વર્ષારૂપે મીઠાં કરી આપે છે, તેમ સદ્‌ગુરુઓ એ જ્ઞાનને મીઠાં ને પિવાય એવાં કરી આપે છે. દરિયાપુરમાં વેરાગીની ધર્મશાળા છે જ્યાં હાલમાં ટાવર બંધાયો છે, ત્યાં એક પ્રજ્ઞાચક્ષુ મહારાજ હતા. એમની પાસે હું બહુ વાર જતો હતો. એ જન્મઅંધ હતા, પણ ગીતા, ભાગવત, પંચદશી વગેરે ગ્રંથો એમને મોઢે હતા. વ્યાકરણ, સાહિત્ય વગેરે તો એ કોલેજના વિદ્યાર્થીઓને પણ શીખવતા. બપોરે કોઈ વિધવાઓ, આધેડ ઉમરના અને પેન્શનરો આવતા તેમને જુદાજુદા ગ્રંથના જેવા કે યોગવાસિષ્ઠના પાઠ આપતા.

જમાલપુર કાચની મસ્જિદ પાસે એક શિવાનંદ રહેતા. એમની પાસે હું 'વૃત્તિપ્રભાકર'નો ગ્રંથ શીખ્યો છું. માધવલાલ રણછોડલાલ છોટાલાલને આશ્રયે એક ઉદાસી સંપ્રદાયના બાળકરામ આવતા, એ પણ બહુ જ્ઞાની હતા. એમની પાસે બેસીને પણ મેં અનેક પ્રકારની જ્ઞાનચર્ચાઓ કરી છે.

હિન્દીમાં એક ભૂલા બાવાજીની છંદાવલી છે. તે અમારા જેવા સંસ્કૃતના અજ્ઞાનીઓને તો શંકરાચાર્યના વેદાંતની ગરજ સારતી હતી.

અમે બધા પરમ સંતોષી હતા. આશારામને કોઈ દિવસ મેં ક્રોધ કરતો જોયો નથી. પણ અમારી ટોળીમાં સર્વશ્રેષ્ઠ તો મોતીભાઈ."

આ મણિભાઈ રામજીને કોન્ગ્રેસે ચૂંટેલી મ્યુનિસિપાલિટીમાં ગોમતીપુર આમ તરફથી સર્વાનુમતે પસંદ કરવામાં આવ્યા હતા. એમણે કોઈ દિવસ કીર્તિની કે માનની દરકાર કરી નથી. સત્તાનો એમને બિલકુલ લોભ ન હતો. એમનાં સ્ત્રી સત્યાગ્રહની એક લડતમાં જેલમાં જતાં હતાં, ત્યારે ગાયકવાડની હવેલીએ પોતે એમને વિદાય કરવા આવેલા. એમને ઘેર એક ભેંસ હતી. તે દંડમાં કોઈ લઈ ના જાય માટે પોલિસવાન ઊપડી ત્યારે ઊંચી ધાંટો પાડીને કહેતાં હતાં કે "જાગતા રહેજો." ગોમતીપુરમાં પક્ષાપક્ષી, સ્વાર્થની અથડાઅથડી વગેરે છે. પરન્તુ મણિલાલ

રામજી એ બધાથી પર છે અને સાચી સેવાના પ્રસંગે કે જોખમદારીનાં કામ હોય ત્યારે એ સૌથી મોખરે રહે છે. કારણ કે મહાત્માજીની રાજદ્વારી પ્રવૃત્તિ તો બિલકુલ ધાર્મિક જ છે અને નિવૃત્તિપ્રધાન વેદાંતીને પણ એમાં ભળતા વાંધો નથી એમ એમની ખાતરી થઈ છે.

હવે જે ભજનોએ એમને અમૃત પાયાં તેમાંના જૂજ નમૂના જોઈએ:—

મને મળિયા શ્રી ગુરુજી કૃપાળ, અલખ લક્ષ આપિયો,
જેણે દરસાવી દીનદયાળ, અમર કરી થાપિયો.
\+ + + +

જપ તપ જોગ ઉપાસતાં રે, આત્મા તો ન જણાય,
છોટમ નિજ જાગ્રત વિના રે સૌ સ્વપ્ન સમાન ગણાય.
\+ +

જેને ઊગ્યો છે અનુભવઅર્ક એવા કોઈ અનુભવી,
તમરૂપી સમ્યા છે વિતર્ક, કથન શું કથે કવિ.
\+ +

ગોળી કોરીને ગરબો કર્યો તેને બહુ તે બારાં થાય જી,
તેની મધ્યે દીપક એક છે, પણ દ્વારે દ્વારે દેખાય.
\+ +

અલખ લેહો લાગી રે, જાગીને જોયું આ ઘટમાં,
ત્યારે ભ્રમણા સર્વે ભાગી રે, સોહાગી બેઠયા ઊલટમાં.
\+ +

પંચરંગી બંગલો રે, શોભા તો તેની સરસ બની,
તેમાં તો બિરાજે રે, આપે મારો અલખ ધણી.
\+ +

પૂનમિયા તેને કહીએ રે, પૂરણ નેમ જેણે રાખ્યો,
હરિ સાથે પ્રીતિ રે, અદ્વૈત પ્યાલો તેણે ચાખ્યો.
\+ +

સંસારરૂપી સ્વપ્નું રે, ગુરુજી મારા વિઘ તો વાળે
બિગાડ કાઢી નાંખે રે, સોનીડો જેમ સોનું ગાળે.
\+ +

થડકું છાંડ સબ ડાળે રે લાગ્યા, એસા લોક અભાગી હો,
સુનત સુનત સારી રેન ગુમાઇ, ભોર ભયે નવ જાગે હો.
\+ +

મસારિયાનું સુખ તે સખી! હું શું કહું?
પરણી હોય તે જાણે પિયાનાં સુખ જો.
સુરતીને સ્વરૂપે રે સ્વામીજીને ઓળખ્યા,
અંતરમુખ થાતાં રે અનુભવ જાગિયા—
ચાંદલિયો ઊગ્યો રે સખી મારા ચોકમાં,
એરે ચાંદલિયાની શીતળવરણી છાંય જો.
સોહં ને સોહંને દોરે સાંધિયો,
હવે મટી રે મારે ઘોર અંધારી રાત જો.

+ +

ઝગમગ ઝગમગ જ્યોત જલત હે, વરસત નિરમળ નૂરા રે જી,
બ્રહ્મજ્ઞાન કોઈ ભેદુડા રે ઝીલે, આ તો દેશ અમારા બહુ દૂરા રે જી—
અમર પિયાલા મેરે સદ્‌ગુરુ પાયા, સો મગન ભયા રે મન દીવાના,
વૃત્તિઓ તારી વશ નથી રહેતી તો ક્યા ધરતા બગકા ધ્યાના?
પંડિત હોકર પોથી વાંચે ક્યા વાંચે પુસ્તક પાનાં?
પાણીરે પથરા પાખંડ પૂજે ક્યા કથના બ્રહ્મકા જ્ઞાના?

+ +

અમૃત પીતાં આતમ જાગ્યા, દેવચક્ષુ થઈ જ્ઞાનઘેલી;
ગાજવીજ ઘોર ગર્જના ગગનમાં અમૃતની વરસે હેલી.

+ +

સોહં સોહં લગન લગકે, જન જાણીએ જમા,
દરવેશ દીન દરશન કરી ખુશ રહેત હે સદા.

+ +

ચિત ચતુર સુજાણ તરવેણી તીરથ રે તારા મનમાં,
મહીં મજન કરો, મનના મળ ધોવાશે શુદ્ધ ચૈતન્યમાં.
ત્યાં ગંગા ને જમુના વહે છે બે સ્વર મધે સરસ્વતી વહે છે,
એનો ભેદ જ વિરલા જન લે છે — ચિત —

+ +

તુંમ સબકા સરદાર હે, ફિર ગુલામ કૈસે હો રહા,
ભૂલ કર અપને કો પ્યારે, પેટ ખાતિર હો રહા.
તું સબકા સિરતાજ હે, મહારાજ સબ સંસારકા,
ચૈતન્યરૂપ વિસરાયકે ઇન્દ્રિયોંકે વશ ક્યું હો રહા?

+ +

દાન કરનેકા મઝા, દુનિયાં મેં જીસકા આ ગયા,
જો કુછ હાથ લગા, ધન માલકો લૂંટા ગયા.
છપ્પેન ક્રોડ લૂંટા દિયા, ઈકદમ મેહેતા નરસિંહને,
ફક્ત એક માલા રખી, હરિકે ભજનમેં લગ ગયા.
તિલોકચન્દ શાહુકારને દાન કા લૂંટા મઝા,
નિરઅભિમાન સેવા કરી સંતો કો સર્વ ખીલા ગયા.

+ +

મુજ કો કયા ઢૂંઢે બન બનમેં, મૈ તો ખેલ રહા હરફનમે ?
જીસને જાના બ્રહ્મ કો તનમેં, વો અલમસ્ત રહે નિત મનમેં.

+ +

ચેત તો ચેતાવું તુને 'રે પામર પ્રાણી,
તારા હાથમાં છે બાજી, કરી લે પ્રભુને રાજી,
તારી મૂડી કર તાજી રે— પામર.
ખોળામાંથી ધન ખોયું ધૂળથી કપાળ ધોયું,
જાણપણું તારું જોયું રે— પામર.
માખીઓએ મધ કીધું, નવ ખાધું નવ દીધું,
લૂંટનારે લૂંટી લીધું રે— પામર

ઉપર મુજબ તેજસ્વી જોરદાર વાણીનો ૩૭૦ પાનાંનો આ ગ્રંથ છે. આનંદશંકરભાઇએ શ્રુતિ, સ્મૃતિ, પુરાણ અને **સંતવાણીને** સનાતન હિન્દુધર્મના મૂળમાં મણ્યાં છે. ઉપર કહેલા એમના સમકાલીનો માત્ર સંતવાણીને આધારે તરી ગયા.

# આચાર્યશ્રીનું કલાદર્શન

## પ્રો. મનસુખલાલ મ. ઝવેરી

" ભાઈ મુનશીએ આપેલા સુન્દર વ્યાખ્યાનમાં પ્રેમાનંદના ગુણદોષ એમણે દર્શાવ્યા છે. ગુણદર્શન સાથે હું સંમત છું; પરંતુ દોષદર્શન સાથે હું સંમત નથી. હિન્દુસ્તાનની Instinct—ભાવના—જૂનું સંઘરવાની જ હોય છે. સમયને અનુસરવાની પ્રવૃત્તિ હોય, ફેરફાર કરવામાં આવે, પણ જૂની ભાવના જળવાઈ રહેઃ એમાં જ આપણી સંસ્કૃતિની સફળતા..."

તા. ૩૧–૧૦–૨૬ ના રોજ વડોદરા સાહિત્ય સભાએ પ્રેમાનંદ જયન્તી ઊજવી હતી. એ વખતે મુખ્ય વક્તા શ્રી. કનૈયાલાલ મુનશીના 'ભટ્ટ પ્રેમાનંદ' એ વિષય પરના વ્યાખ્યાન પછી, પ્રમુખસ્થાનેથી આચાર્યશ્રી આનંદશંકરભાઈએ પ્રાસંગિક વક્તવ્યના પ્રારંભમાં ઉપર્યુક્ત શબ્દો કહ્યા હતા.[1]

એ શબ્દો, અને તેમાં પણ સવિશેષ તો "ગુણદર્શન સાથે હું સંમત છું; પરંતુ દોષદર્શન સાથે હું સંમત નથી" એ શબ્દો, ધ્યાનપાત્ર છે, કારણ કે એ શબ્દોમાં આચાર્યશ્રીની સમસ્ત વાઙ્મયતપશ્ચર્યાનો અર્ક સમાયો છે. ગુણોનો નિઃશેષ સ્વીકાર અને દોષોનો આત્યન્તિક પરિહાર એ આચાર્યશ્રીની સાહિત્યભાવનાનું વિશિષ્ટ લક્ષણ છે. અને એ લક્ષણથી જ એમનું આખું કલાદર્શન અંકિત થયું છે.

આચાર્યશ્રીની દૃષ્ટિએ કલાકાર—અને તેમાં પણ કવિ જ એમને સવિશેષ અભિપ્રેત છે—માત્ર "An idle singer of an empty day" જ નથી.[2] પરંતુ 'ક્રાન્તદર્શી,' 'મનીષી,' 'પરિભૂ' અને 'સ્વયંભૂ' છે.[3] એ 'ઊજળા અક્ષરનું' દર્શન કરે છે અને 'નેત્રપુટ વડે એનું પાન' કરે છે. વૈજ્ઞાનિક, ઇતિહાસવેત્તા અને તત્ત્વવેત્તા 'એ ઉજ્જ્વલ અક્ષર'નું દર્શન નથી કરતા એમ નથી. તેમને સહુને પોતપોતાના 'અક્ષરો' તો છે જ. પણ, આચાર્યશ્રીના શબ્દોમા કહીએ તો, "સૌથી પરમ અક્ષર તો ક્રાન્તદર્શી કવિનું છે. 'અક્ષર' એટલે 'બ્રહ્મ' અને 'બ્રહ્મ' એટલે નિત્ય શબ્દ, વિદ્યા, શ્રુતિ—જેના 'ઊંડા ભણકાર' આ 'ઊંડી રજની'માં નિત્ય વાગ્યાં કરે છે અને કર્ણ હોય તે સાંભળે છે. એ જ પ્લેટોનું 'World of Ideas,' વૈષ્ણવો જેને 'અક્ષરધામ' કહે છે."[4]

કવિનું એ 'અક્ષર' આ જગતની અંદર જ છે એમ નથી, તેમ જ તેની પાર જ છે એમ પણ નથી. "Ideas યાને અક્ષર તે આ જગતમાં, તેમ જ આ જગતની પાર છે."[5] પ્લેટોના

---

૧. 'સાહિત્કાર' ત્રૈમાસિક, પ્રેમાનંદ અંક, ફેબ્રુઆરી ૧૯૩૮, પૃ ૯૭

૨. 'કાવ્યતત્ત્વવિચાર', પૃ ૧૧૭.
૩. એજન, પૃ. ૧૧૭
૪. એજન, પૃ. ૯૭–૯૮.
૫. એજન, પૃ. ૯૯.

World of Ideasના સિદ્ધાન્તને સ્વીકારીને આચાર્યશ્રી માને છે કે આ પરિદૃશ્યમાન જગત્ વાસ્તવિક બિમ્બ નથી, પણ એમાં "અમુક અલૌકિક બિમ્બોનાં માત્ર પ્રતિબિમ્બો જ આપણને ભાસે છે."૬ આ પ્રતિબિમ્બો 'વ્યક્તિ વ્યક્તિના ઉપાધિયુક્ત, અનિત્ય અને સ્થૂલ છે' એ ખરું; પણ એમનાં મૂળ બિમ્બો 'સામાન્યરૂપ, નિત્ય અને અલૌકિક' છે. કવિની સૃષ્ટિ એવાં બિમ્બોની બનેલી છે, પ્રતિબિમ્બોની નહિ; એટલે "કવિનું કાલ્પનિક જગત્ મિથ્યા નથી, પણ સત્ય છે, કહેવાતા સત્ય જગત્ કરતાં પણ એ વિશેષ સત્ય છે."૭ કવિનું કાર્ય એ સત્ય જગતનું દર્શન કરાવવાનું, એ પ્રતિબિમ્બોમાં પ્રત્યક્ષ થતાં બિમ્બોને સંગ્રહવાનું અને આલેખવાનું છે.

કાન્ટના તત્ત્વજ્ઞાનને અનુસરીને શિલરે બતાવ્યું છે તે પ્રમાણે, કવિએ તે કાર્ય જડ પ્રકૃતિના પંઝામાં પડેલા 'ઇન્દ્રિયાદિસંઘાતરૂપ' પરતંત્ર મનુષ્ય તરીકે નહિ, 'કાર્યાકાર્યરૂપ નીતિની આજ્ઞાને અધીન' 'નૈતિક બુદ્ધિધારી ચેતનરૂપે' પણ નહિ, પરંતુ એ બેથી અતિરિક્ત ત્રીજા સ્વરૂપે—લીલામય (Play) સ્વરૂપે—કરવાનું છે. આચાર્યશ્રી કહે છે તે પ્રમાણે એ લીલામય સ્વરૂપમાં "મનુષ્ય સ્વતંત્ર છે. એમાં સત્ય અને નીતિની લોઢાની કે સોનાની સાંકળો એને બાંધતી નથી."૮ અને તેથી જ કલામાં "જ્ઞાન અને નીતિના જે બહાર અને અંતરનાં દબાણ—આંખની અંધારીઓ અને હૃદયના ઓથાર—આવે છે' તેને અવકાશ નથી.

પરંતુ, કલાને આમ જરૂરિયાત અને નીતિથી છૂટી પાડવાનો અને એને મનુષ્યના લીલામય સ્વરૂપનો આવિષ્કાર માનવાનો અર્થ એ નથી કે કલા પર કશી જ જવાબદારી નથી. ઊલટું, કલા સાથે તો બહુ મોટી જવાબદારી જોડાયેલી છે. એટલે જ આચાર્યશ્રી શિલરની આ Play Theoryને મળતી આવતી, અને છતાં તેનાથી ઊંચી કક્ષાની, કવિવર રવીન્દ્રનાથની 'उच्छिष्ट' Theoryને સ્વીકારે છે. કવિવર માને છે કે "જીવનની જરૂરિયાત પૂરી પાડતાં જે વધેલું उच्छिष्ट —એ કલા."૯ આચાર્યશ્રી, અલબત્ત, ઉચ્છિષ્ટનો અર્થ જે કંઈ વધે તે સઘળું જ એવો નહિ, પણ 'उत्+शिष्ट—ઊંચું શિષ્ટ' એવો કરે છે. અને એ રીતે કલાને 'યજ્ઞનું હુતશેષ' ગણે છે.૧૦

કલા, આમ, 'યજ્ઞનું હુતશેષ' હોવાથી આચાર્યશ્રી તેને બહુ જ ગંભીર પૂજ્યબુદ્ધિથી નિહાળે છે. એ કવિતાને નથી કેવળ ચિત્તક્ષોભનું કે માત્ર હૃદયોદ્‌ગારનું પરિણામ ગણતા કે નથી એને માત્ર रमणीयार्थप्रतिपादकः शब्दः તરીકે ઓળખતા. એમની વ્યાખ્યા પ્રમાણે, "કવિતા એટલે અલૌકિક જ્ઞાન અને આનન્દદાયી શબ્દાર્થરૂપે આત્માનો આવિર્ભાવ"૧૧ છે. 'विन्देम देवतां वाचममृतामात्मनः कलाम्' એ, એમની દૃષ્ટિએ, 'કાવ્યરૂપે મનુષ્યઆત્મામાંથી વિલસતી વાણીનું.' સૌથી 'વધારે પવિત્રતાસૂચક અને યથાર્થ સ્વરૂપ દર્શાવતું વર્ણન' છે.૧૨ કવિતા 'આત્માની કલા' હોવાથી એમાં આત્માના સર્વ ગુણો—ચૈતન્ય, વ્યક્તિગત અને સમષ્ટિગત

૬. 'કાવ્યતત્ત્વવિચાર' પૃ. ૧.
૭. એજન, પૃ. ૩૭.
૮. એજન, પૃ. ૧૧૩.
૯. એજન, પૃ. ૧૧૨.
૧૦. એજન, પૃ. ૧૧૨-૧૧૩.
૧૧. એજન, પૃ. ૨૮૩
૧૨. એજન, પૃ. ૧

વ્યાપન, અનેકતામાં એકતા અને એકતામાં અનેકતા, આ બધા ગુણો—હોવા જોઈએ. તેમ જ આત્માની માફક એ પણ "મનુષ્યનાં બુદ્ધિ ( Intellectual ), હૃદય ( Emotional ), કૃતિ ( Moral ) અને અન્તરાત્મા એટલે કે ધાર્મિકતા ( Religious-Spiritual ) ની જરૂરિયાતો સંતોષે એવી હોવી જોઈએ.[13] એ ધાર્મિકતા ઉઘાડી પ્રતીત થવી જોઈએ એવું નથી. "કવિતાના સામાન્ય સ્વરૂપમાં જે ધાર્મિકતાની અપેક્ષા છે તે વિશ્વની પાર રહેલા તત્ત્વનું સૂચન, માત્ર કલા અને કવિતાદ્વારા ચાતુરીથી દર્શન, કરાવવામાં રહી છે."[14]

કવિતામાં 'બુદ્ધિ, હૃદય, કૃતિ અને પરતત્ત્વાનુસંધાન'ની અપેક્ષા છે એ ખરું; પણ એનો અર્થ એ નથી કે 'જે કાવ્યમાં દરેકનો છાંટો છાંટો આવ્યો હોય એ એક અંશે ખામીભરેલા કાવ્ય કરતાં હંમેશાં ચઢિયાતું જ. ઘણી વાર એમ બને છે કે એકાદ અંશ એવો સારો હોય કે જેને લીધે અમુક કાવ્ય સર્વ અંશના સમાન લવવાળા કાવ્ય કરતાં સરસ થઈ જાય."[15] અન્યત્ર પણ આચાર્યશ્રી આ જ હકીકત જુદા શબ્દોમાં કહે છે : "જગતના પરમ કોટિના મહાકવિઓ સૌન્દર્ય સાથે આત્માની બીજી ભાવનાઓને પણ લક્ષ્યમાં રાખે છે. આ રીતે સર્વ ભાવનાઓને સંતૃપ્ત કરતો કવિ તે ઉત્તમ કવિ......પણ સર્વ ભાવનાઓને થોડી થોડી તૃપ્ત કરતો કવિ, તે એકબે ભાવનાઓને પૂર્ણ રીતે સંતૃપ્ત કરતા કવિ કરતાં ઊંચો ન લેખી શકાય."[16]

સૌન્દર્યની અને આત્માની બીજી ભાવનાઓને પરિપૂર્ણ રીતે સંતૃપ્ત કરીને કવિ 'અક્ષર'નું દર્શન કરે છે અને કરાવે છે. 'તત્ત્વજ્ઞાનની યથાર્થતાની દૃષ્ટિએ', 'એ Ideas યાને અક્ષર તે આ જગત્‌માં, તેમ જ આ જગત્‌ની પાર' હોવાથી આચાર્યશ્રી માને છે કે "કવિ આ જગત્‌ને અવગણી માત્ર ભાવનાના પ્રદેશમાં જ રમ્યાં કરે, અથવા તો ભાવનાના જગત્ પ્રત્યે અંધ રહી આ જગત્‌નાં જ યાત્રિક ચિત્રો યાને ફોટોગ્રાફ લીધાં કરે તો એ કવિ અધૂરો..........પ્રથમ પંક્તિના મહાન કવિઓ તો તે જ છે કે જેઓ આ ક્ષરમાં અને ક્ષરની પાર એમ ઉભયરૂપે અક્ષરનું દર્શન કરે છે અને કરાવે છે."[17] આમ, આચાર્યશ્રી કેવળ ભાવનાવાદનો અને કેવળ વાસ્તવવાદનો પ્રતિષેધ કરે છે.

પણ આ 'ક્ષર' એટલે શું? "આ પરિદૃશ્યમાન વાસ્તવિક મનાતું જગત્? કે કવિનું ઊપજાવેલું કાલ્પનિક જગત્?......મહાકવિએ આ પરિદૃશ્યમાન બાહ્ય અને અન્તરજગતના પદાર્થો છે તેવા ને તેવા—યથાવસ્થિત—રાખવાના કે કલ્પના દ્વારા કલ્પિત જગત્ ઊભું કરવાનો એને અધિકાર ખરો?"[18] બીજા શબ્દોમાં કહીએ તો, કવિએ આ વાસ્તવિક મનાતા જગતની દૃષ્ટિએ યથાર્થ હોય એવું જ ચિત્રણ કરવાનું છે? કે પોતાની કલ્પના દ્વારા જગતની લીલાનું સર્જન કરવાનું છે? ઇટાલિયન તત્ત્વવેત્તા ક્રોચેના મતનો સ્વીકાર કરીને આચાર્યશ્રી કહે છે કે

13. 'કાવ્યતત્ત્વવિચાર' પૃ. ૫
14. એજન, પૃ. ૮
15. એજન, પૃ. ૮
16. એજન, પૃ. ૫૬.
17. એજન, પૃ. ૯૯
18. એજન, પૃ. ૧૦૬

એ ક્ષર બાહ્ય જગત નથી, પણ આન્તરભાવ છે. અને એ આન્તરભાવના પ્રાકટ્યમાં જ સૌન્દર્ય રહેલું છે. પણ, એ ભાવપ્રાકટ્યમાં જે અનુભવ સમાતો હોય તે યથાર્થ જ હોય એવું જે તાત્પર્ય ક્રેચેના મતમાંથી ફલિત થાય છે તેની સાથે એ સંમત થતા નથી. કલામાં યથાર્થતા હોવી જોઈએ ખરી; પણ એ યથાર્થતા સામાન્ય લોકદૃષ્ટિની નહિ, પણ સૌન્દર્યની યથાર્થતા હોવી જોઈએ. કલાનો ધર્મ સત્યનું સંરક્ષણ કરવાનો છે એ ખરું; પણ "Logician વા Naturalistનું સત્ય તે જ કલાકારનું સત્ય નથી."[૧૯] સર મનુભાઈના શબ્દોમાં આચાર્યશ્રી કહે છે કે, "સત્ય સદા સાપેક્ષ છે. દિવ્ય ચક્ષુથી જોતાં નિરાળી જ સૃષ્ટિ સત્ય લાગશે. માયાનાં ચશ્માં કાઢી નાખી જડ સૃષ્ટિની જવનિકા પાછળ સંતાયેલી દિવ્ય સૃષ્ટિની ઝાંખી કરો; ચર્મપટલથી આચ્છાદિત કાનની શ્રવણશક્તિને તીવ્ર કરો 'દિવ્ય સુન્દરીઓ'ના 'ગરબા'નાં તાન સાંભળવાની શક્તિ ખીલવો. એ શક્તિ ખીલવીશું ત્યારે ઘણા અવાસ્તવિકતાના દોષો......સુન્દરતાના સત્યમાં પલટી જશે."[૨૦] આચાર્યશ્રી, આમ, કલામાં Possibility—શક્યતા—ના તત્ત્વનો નહિ,—પણ Probability —સંભવિતતા—ના તત્ત્વનો સ્વીકાર કરે છે.

આન્તરભાવ રૂપી 'ક્ષર'માંથી અક્ષરનું સંકલન કવિ પોતાની કઈ શકિતને બળે કરે છે? અક્ષરને કેવળ તાર્કિક બુદ્ધિવ્યાપારને બળે તારવી શકાય તેમ નથી, કારણ કે બુદ્ધિવ્યાપારથી તો માત્ર સામાન્ય લક્ષણોનું જ સંકલન કરી શકાય. અને એવાં લક્ષણોથી ઘડાયેલી મૂર્તિ, પ્રો. સન્તયાનના શબ્દોમાં આચાર્યશ્રી કહે છે તે પ્રમાણે, 'average' અથવા બહુ બહુ તો 'type' બને. કવિએ તારવેલું અક્ષર —અથવા સૌન્દર્ય—આવું 'average' કે 'type' અથવા વ્યક્તિ —Particulars—માંથી તારવેલો, એરિસ્ટોટલ કહે છે તેવો 'જાતિરૂપ'—Universal— પદાર્થ નથી. પરંતુ "ક્ષરમાં વિશિષ્ટતા પ્રાપ્ત કરતો મૂર્તિમંત થતો પદાર્થ છે."[૨૧] એ વિશિષ્ટ પદાર્થ તારવવા માટે કવિને પ્રથમ અને અનિવાર્ય જરૂર પ્રતિભાની છે. આચાર્યશ્રીના શબ્દોમાં કહીએ તો, "જેટલે અંશે અક્ષર ક્ષરમાં રહેલું છે તેટલે અંશે કવિને જગતના અનુભવની અને અવલોકનની જરૂર છે. પણ એ અક્ષર તે બુદ્ધિવ્યાપારથી તારવી કાઢેલો પદાર્થ નથી, તેથી અનુભવની નોંધપોથી કે અવલોકનનું સૂક્ષ્મદર્શક યંત્ર, પ્રતિભાને અભાવે, એને ખરો કવિ બનાવી શકતું નથી. કવિની ક્રાન્તદૃષ્ટિ તેમ જ તત્ત્વદૃષ્ટિ અનુભવથી પોષાય છે, અનુભવથી સમર્થ બને છે. પણ એના પોતામાં પ્રતિભાનું (આપણા નૈયાયિકો આને "જ્ઞાનલક્ષણ અલૌકિક ઇન્દ્રિયાર્થસંનિકર્ષ" માને છે.) તેજ તો મૂળ હોવું જ જોઈએ."[૨૨]

આમ, અક્ષર તે કવિની પ્રતિભાએ, અનુભવ અને અવલોકનની મદદથી, તારવી કાઢેલો વિશિષ્ટ પદાર્થ છે એ ખરું, પરંતુ વિશિષ્ટ એટલે "નિઃસામાન્ય સ્વલક્ષણ – વ્યક્તિવિશેષ"[૨૩] નહિ. આચાર્યશ્રી બતાવે છે તે પ્રમાણે "પ્રોફેસર સન્તયાનના આ વૈશિષ્ટ્યવાદના સિદ્ધાન્તને

૧૯. 'કાવ્યતત્ત્વવિચાર' પૃ. ૨૪૬
૨૦. એજન, પૃ. ૧૦૮–૧૦૯.
૨૧. એજન, પૃ. ૧૦૧.
૨૨. એજન, પૃ. ૧૦૩.
૨૩. એજન, પૃ. ૧૦૪.

નિ સામાન્યના સિદ્ધાન્ત જેવો ગણીને તાણી જવાનો નથી. સામાન્ય તત્ત્વ જ કવિ અને સહૃદય વાચકના હૃદય વચ્ચે એકતા સાધવાનું તત્ત્વ છે, અને કાવ્યના ઉપભોગમાથી એને વારી શકાય એમ નથી તેમ કાવ્યની ઉત્પત્તિમા પણ સામાન્ય વિગલિત પદાર્થ પ્રતિભાગોચર થાય એમ બનતું નથી, એટલે સામાન્યનું તત્ત્વ કવિની પ્રતિભામા અને કૃતિમા આવવાનું જ."[24] આ રીતે પ્રોફેસર સન્તયાનના વૈશિષ્ટ્યવાદના કેવળ ગુણાંશને જ ગ્રહીને, આચાર્યશ્રી આપણા સસ્કૃત કાવ્ય મીમાંસકોએ પ્રતિપાદિત કરેલા 'સાધારણીકૃત ભાવ'ના તત્ત્વને સ્વીકારે છે, કારણ કે એ તત્ત્વને લીધે જ, આચાર્યશ્રીએ પ્રતિબોધેલા ત્રણે પ્રકારના વ્યાપનો[25] શક્ય બને છે

આ રીતે, આપણે જોઈ ગયા તે પ્રમાણે, કવિતા 'આત્માની કલા' અથવા 'યજ્ઞનું હુતશેષ' છે એનું કાર્ય આન્તરભાવરૂપી ક્ષરમા અને ક્ષરની પાર રહેલા અક્ષરનું દર્શન કરવાનું અને કરાવવાનું છે એ કાર્ય કેવળ ભાવનાવાદમા કે કેવળ વાસ્તવવાદમા ઢળી જઈને થઈ શકે નહિ કવિએ પોતાના સર્જનમાં જે મર્યાદા સ્વીકારવાની છે તે 'જગતની વાસ્તવિકતા'ની નહિ, પણ 'સૌન્દર્યની વાસ્તવિકતા'ની છે તેથી કવિતાએ પુરસ્કાર કરવાનો છે સભવિતતાના તત્ત્વનો, શક્યતાના તત્ત્વનો નહિ,[26] કારણ કે 'કલા સુન્દરતા સિવાય બીજી યથાર્થતા સમઝતી નથી."[27]

અને કલા એક માત્ર સુન્દરતાની યથાર્થતાને સમઝતી હોવાથી, "કવિહૃદયને બ્રહ્માડના પદાર્થમાત્રનો ઉપભોગ છે પણ સકલ બ્રહ્માડની લક્ષ્મીનો એને જરા પણ ઉપયોગ નથી કવિ હૃદય હીરામાણેકની ખાણોની લક્ષ્મીને ઓળખતું નથી, પ્રાતઃકાળના ખીલેલાં કમળ ઉપર એ લક્ષ્મીનો વાસ જુવે છે સૌન્દર્ય ઉપભોગાર્થે (for joy) છે, ઉપયોગાર્થે (for utility) નથી, એ સિદ્ધાન્ત રસશાસ્ત્રીનો Magna Charta યાને સ્વતંત્રતાની સનદ છે'[28] તેથી જ આચાર્યશ્રી કહે છે કે "સાહિત્ય માત્ર આનંદલક્ષી છે એક (Classical) 'સસ્કારી સયમ' દ્વારા આનંદ શોધે છે બીજુ (Romantic) 'જીવનના ઉલ્લાસ દ્વારા શોધે છે '[29] અને કાવ્યનો એ આનન્દ તો વૈચિત્ર્યથી ભરપૂર જીવનના સ્વરૂપાવલોકનમાથી જ આવે છે "[30] તેથી જ આચાર્યશ્રી સ્પષ્ટ રીતે કહે છે કે, 'કાવ્ય ઉપદેશપર્યવસાયી હોતુ નથી એમ જોકે નહિ પણ ઉપદેશ એ એનો પ્રધાન અને સાક્ષાત્ ઉદ્દિષ્ટ હેતુ હોતો નથી, હોવો ન જોઇએ જેમાથી જીવનના સ્વરૂપના પ્રયોજન સબધે કાંઈ જ ઉપદેશ પ્રાપ્ત ન થાય અને માત્ર જીવનનું ચિત્ર જ આલખાયેલું હોય એવુ કાવ્ય જગતના મહાન મહાકાવ્યની શ્રેણિમા આવી શકતું નથી—તથાપિ એ કાવ્ય ગણાવાને તો યોગ્ય રહે છે જ એથી ઊલટુ, જે કાવ્ય સાક્ષાત્ વા પ્રધાનપણે ઉપદેશ જ કરે છે અને જીવનના સ્વરૂપનું આલેખન કરતુ નથી તે કાવ્ય તો કાવ્યના નામને જ પ્રાપ્ત નથી.'[31]

---

૨૪ 'કાવ્યતત્ત્વવિચાર, પૃ ૧૦૪ ૭૦૫ ૨૫ એજન પૃ ૯

૨૬ આ જ હકીકતનું સ્પષ્ટીકરણ પૃ ૧૩૯–૧૪૦ પર પણ કરવામા આવ્યુ છે

૨૭ એજન, પૃ ૧૦૮ ૨૮ એજન પૃ ૧૧૦ ૨૯ એજન, પૃ ૪૬

૩૦ એજન પૃ ૧૫૦ ૩૧ એજન, પૃ ૧૪૯–૫૦

જીવનના સ્વરૂપનું આલેખન કરવું અને એ દ્વારા સહૃદયોને આનન્દ આપવો તે, આમ, કાવ્યનો અનિવાર્ય ધર્મ ઠરે છે. પરંતુ તે આનન્દ કયો ? પ્લેટો માને છે કે કાવ્ય વિષયવાસનાને ઉત્તેજે છે. અને "એરિસ્ટોટલ એનો એક નિર્બળ ઉત્તર એ આપે છે કે વસ્તુતઃ એ વિષયવાસનાને માનસિક અનુભવમાં સંતોષીને ખાલી કરે છે!"[૩૨] આમ, આ બન્ને તત્ત્વજ્ઞો, જુદી-જુદી રીતે પણ, કાવ્યાનન્દને વિષયાનન્દથી અભિન્ન ગણે છે. આચાર્યશ્રી આ બન્નેથી જુદા પડીને કહે છે કે, "વિષયાનન્દથી કાવ્યાનન્દ ભિન્ન છે અને તેથી પ્લેટોનો હેતુ સ્વરૂપાસિદ્ધ હેત્વાભાસ છે. કાવ્ય વિષયવાસનાને ઉત્તેજે છે એ બાબત કે આન્તર એકે રૂપમાં ખરું નથી. વસ્તુતઃ કવિની કૃતિ વિષયવાસનાને દેહાન્તર કરાવી સ્વર્લોકમાં લઈ જાય છે અને ત્યાં રસમન્દાકિનીના પવિત્ર જળમાં ન્હવરાવે છે."[૩૩] કાવ્યના આ આનન્દનું, ત્યારે, સ્વરૂપ શું ? આચાર્યશ્રીના શબ્દોમાં કહીએ તો, "બ્રહ્માનન્દને કેટલાક નેતિ નેતિનો આનંદ માને છે તેમ કાવ્યાનન્દને કેટલાક વિષયથી મુક્તિનો આનન્દ કહી અટકે છે, તો કેટલાક એમાં કલાના સૌન્દર્યનો અપરોક્ષ અનુભવ કરે છે. વસ્તુતઃ એક જ અનુભવનાં એ બે પાસાં છે, ભાવ–અભાવાત્મક બે સ્વરૂપો છે. શોપનહાવર કહે છે કે કલા એટલે મુક્તિ : એમાં જગતને સમજવાની બુદ્ધિની માથાકૂટ હોતી નથી—વર્ડ્ઝવર્થના શબ્દોમાં 'the weary weight of all this unintelligible world' આ જગત્‌ના કોયડાનો ભાર એને દબાવતો નથી—તેમ નિત્ય બળતી અને બાળતી તૃષ્ણાની ઝાળ પણ હોતી નથી. એ બંનેથી, બુદ્ધિથી અને તૃષ્ણાથી કલાનો પ્રદેશ મુક્ત છે. એટલે કલામાં સત્યાસત્યનાં તર્કશાસ્ત્રને કે વિષયની લાલસાને અવકાશ રહેતો નથી."[૩૪]

એ આનન્દ અથવા રસ સૌન્દર્યમાંથી જન્મે છે. ક્રોચે "સૌન્દર્ય વસ્તુગત નથી, પણ ભાવગત છે" એમ માને છે.[૩૫] પણ આચાર્યશ્રી ક્રોચેના આ સિદ્ધાન્તથી જુદા પડીને માને છે કે, "રસ (Subjective) વાચકના હૃદયમાં રહેલો છે તેમ એ વસ્તુગત (Objective) પણ છે; અર્થાત્ એ સર્વથા કાલ્પનિક હોઈ વાચકના હૃદયની અપેક્ષા કરે છે એમ નથી; કિન્તુ વસ્તુગત હોઈને પણ એ સર્વને સર્વ કાળે અને સર્વ સ્થળે પ્રતીત થાય એમ હોતું નથી."[૩૬] એટલા માટે જ આચાર્યશ્રી રસને સાપેક્ષ માને છે. જુદીજુદી મનઃસ્થિતિમાં, જુદેજુદે સમયે, સ્થળે અને પ્રસંગે આપણે જુદાંજુદાં કાવ્યોમાં રસ લઈ શકીએ છીએ તે હકીકતની સાથે આચાર્યશ્રીનો આ સિદ્ધાન્ત સંગત છે.

આ રસ અથવા સૌન્દર્યજન્ય આનંદ કાવ્યનો પ્રાણ છે એ ખરું; કેવળ એ જ તત્ત્વને લીધે કલાકૃતિ કાવ્ય નામને પાત્ર બને છે એ પણ ખરું, પરંતુ આચાર્યશ્રી માત્ર એને જ કાવ્યમાં પરમ અને ચરમ ઉદ્દિષ્ટ તત્ત્વ ગણતા નથી.

આચાર્યશ્રીની દૃષ્ટિએ કલાનો પરમ ઉદ્દેશ તો ક્ષરમાં અને ક્ષરની પાર અક્ષરનું દર્શન કરાવવાનો છે. એમના શબ્દોમાં કહીએ તો, "જગતનાં મહાન કાવ્યો તો તે જ ગણાયાં છે કે

૩૨. 'કાવ્યતત્ત્વવિચાર' પૃ. ૧૦૯.
૩૩. એજન, પૃ. ૧૦૯.
૩૪. એજન, પૃ. ૧૧૯–૧૪.
૩૫ એજન, પૃ. ૧૦૭.
૩૬. એજન, પૃ. ૪૧.

જેણે મનુષ્યનો જીવનપંથ ઉજાળ્યો છે, એની સંસ્કૃતિને ઉન્નત ભાવનાથી પોષી છે, દીપાવી છે, એમ પગલું એને આગળ બઢાવ્યું છે."૩૭ અને તેથી જ આચાર્યશ્રી કહે છે કે, "અમે તો ...... મમ્મટના રૂપકમાં૩૮ કહીશું કે એ ખરી કાન્તા જ નથી કે જેની વાણીમાં રસ અને ઉપદેશ એકરૂપ થઈને વહેતાં ન હોય......ધર્મ, નીતિ, સત્ય એ આત્માની ઉન્નતતા સાધનારાં તત્ત્વ છે, અને રસને ક્ષુદ્ર આનંદ માને રસાભાસ થઈ જતો અટકાવનારાં બળ છે."૩૯ કાવ્યમાં અલબત્ત, આનન્દ અને ઉપદેશ અખંડાકાર થઇ રહેવાં જોઇએ અને એ બેનું સાંધણુ ન દેખાવું જોઇએ."૪૦

કવિતાને—કલાને—આચાર્યશ્રી, આમ મહિમાવતી, અને ઉચ્ચ માને છે. "કાવ્ય એટલે અંશે જગતનું બલ્કે જગતની પાર રહેલા અક્ષરનું અનુકરણ કે સૂચન કરે અને આભાસદ્વારા પણ એનું દર્શન કરાવે તેટલો એનો મહિમા અને ઐહિકતાના મલિન કુંડમાં કીડાઓની માફક ખદબદતી મનુષ્યહૃદયની સ્થૂલ વૃત્તિઓને દેહાન્તર કરાવી રસલોકની સ્વર્ગંગામાં—રસમન્દાકિનીમાં—સ્નાન કરાવે એટલી એની ઉચ્ચતા."૪૧

કવિતાના આ મહિમાભર્યા અને ઉચ્ચ સ્થાનને લીધે જ આચાર્યશ્રી એને 'વાગ્દેવી'-રૂપ માને છે.૪૨ અને તેથી જ એ રાષ્ટ્રભાવનાની કે બીજી કોઇ પણ ભાવનાની દાસી થવાને બંધાયેલી નથી એમ એ કહે છે.૪૩એમના શબ્દોમાં કહીએ તો, "સાહિત્યમાંથી ધર્મ, ગૃહ, રાજ્ય, સમાજ આદિ અનેક મનુષ્યસંસ્થાઓ પ્રનાશ પામી શકે, પણ સાહિત્ય તે પૂર્વોક્ત સંસ્થાઓ પર લખાયેલો નિબંધ નથી. વર્તમાન સમયના મહાપ્રશ્નો ચર્ચતાં નાટકો અને નવલકથાઓ પણ એ મહાપ્રશ્નો ઉપર પ્રકાશનાં કિરણો નાખી શકે. એ નાંખવાં એ કાર્ય સાહિત્ય વાજબી રીતે કરી શકે, પણ એ કિરણો મુખ્યત્વે સનાતન તેજનાં હોવાં જોઈએ—જગત્નું પ્રથમ પંક્તિનું સાહિત્ય એ સનાતન તેજ છે."૪૪

આચાર્યશ્રીની માન્યતા પ્રમાણે, આમ, વાગ્દેવી બીજી કોઇ પણ ભાવનાનું 'પરિવારપદ' સ્વીકારતી નથી, સ્વીકારી શકે નહિ. ઉપરાંત એ મહાપ્રશ્નો ઉપર પ્રકાશનાં જે કિરણો નાંખે૪૫ તે કિરણો પણ મુખ્યત્વે સનાતન તેજનાં હોવાં જોઈએ. 'મુખ્યત્વે' શબ્દ મહત્ત્વનો છે, કારણ કે કવિ પણ અન્તે તો સામાજિક મનુષ્ય હોવાથી, સમકાલીન પરિસ્થિતિની અસર એના પર પડ્યા વિના રહે નહિ. અને તેથી એની કલામાં 'સમકાલીન તેજનાં' કિરણો પણ સ્વાભાવિક રીતે જ હોય; પરંતુ,' સમકાલીન તેજમાં' જ અંજાઈ જઈને કવિએ સનાતન દ્યુતિ વીસરવી ન જોઇએ એમ આચાર્યશ્રી માને છે.

૩૭. 'કાવ્યતત્ત્વવિચાર' પૃ. ૧૧૪.
૩૮. कान्तासंमिततयोपदेशयुजे ।
૩૯. 'કાવ્યતત્ત્વવિચાર', પૃ. ૪૪-૪૫.
૪૦. એજન, પૃ. ૫૨.
૪૧. એજન, પૃ. ૯૮.
૪૨. એજન, પૃ ૧૦.
૪૩. એજન, પૃ ૭૧-૭૪.
૪૪. એજન, પૃ. ૧૨૧.
૪૫. આચાર્યશ્રી માને છે કે કલાનું કામ મહાપ્રશ્નો પર માત્ર પ્રકાશનાં કિરણો જ નાખવાનું છે, એ પ્રશ્નોનું નિરાકરણ કરવાનું નહિ. જુઓ એજન, પૃ. ૧૫૦.

આચાર્યશ્રીનું આત્મકલારૂપ વાગ્દેવીનું આ દર્શન જેટલું મંગલ છે, તેટલું મનોહર છે, અને જેટલું મૌલિક છે તેટલું વિશિષ્ટ છે. એ દર્શનમાં પ્લેટો અને એરિસ્ટોટલ, કાન્ટ અને શિલર, ક્રોચે અને શોપનહાવર,' પ્રો. એલેક્ઝાંડર, પ્રો. સન્તયાન અને એડીથ સિટવેલ જેવા પ્રાચીન અને અર્વાચીન પાશ્ચાત્ય તત્ત્વજ્ઞો અને કલામીમાંસકોથી શરૂ કરીને ભામહ અને મમ્મટ, ભગવદ્ગીતાકાર અને ભવભૂતિ, જગન્નાથ અને રવીન્દ્રનાથ ટાગોર, સર મનુભાઈ, મહાત્મા ગાંધી અને બાબુ રાજેન્દ્રપ્રસાદ સુધીના પ્રાચીન અને અર્વાચીન પૌરસ્ત્ય કલામીમાંસકો 'અને વ્યક્તિવિશેષોનાં મન્તવ્યો, ચર્ચાઓ, સિદ્ધાન્તો અને દર્શનોમાંથી ગુણોનો એમણે નિઃશેષ સ્વીકાર કર્યો છે અને દોષોનો અત્યંત પરિહાર કર્યો છે.

પ્લેટોના World of Ideas ના સિદ્ધાન્તને આચાર્યશ્રી સ્વીકારે છે; પણ એની 'કલાનું તત્ત્વ ભ્રાન્તિ છે' અને 'કાવ્ય હૃદયની આવેશભરી વૃત્તિઓ (Passions)ને જ્ઞાન (Reason) થી નિયમવી જોઈએ તેને બદલે ઉત્તેજે છે, ઊછાળે છે,' એ માન્યતાઓને એ સ્વીકારતા નથી. એરિસ્ટોટલના અનુકરણવાદને, એ ભાવપ્રાકટ્યવાદ છે એટલા પૂરતો, એ સ્વીકારે છે; પણ એના સામાન્યવાદનો સ્વીકાર કરતા નથી. ક્રોચેના ભાવપ્રાકટ્યવાદનો, સૌન્દર્યનું ગ્રહણ કરવા માટે તાર્કિક બુદ્ધિનો વ્યાપાર આવશ્યક નથી એટલા અર્થમાં, એ સ્વીકાર કરે છે, પણ એ ભાવપ્રાકટ્યવાદમાંથી ફલિત થતા યથાર્થવાદને એ સર્વશઃ સ્વીકારી લેતા નથી. એટલું જ નહિ ક્રોચેનું સૌન્દર્ય ભાવગત છે એ સિદ્ધાન્ત સાથે પણ એ સંમત થતા નથી. કલાનો ઉદ્‌ગમ મનુષ્યના લીલામય સ્વરૂપમાંથી થાય છે એટલા પૂરતી, શિલરની Play Theory એમને માન્ય છે; પણ લીલામય સ્વરૂપમાંથી કલાનો આવિષ્કાર થતો હોવાથી, એના પર કશી જવાબદારી રહેતી નથી એવું તાત્પર્ય નીકળતાં કલાની જે સ્વરૂપહાનિ થાય તે એમને રુચતી નથી, એટલે જ એ કવિવર રવીન્દ્રનાથના ઉચ્છિષ્ટના સિદ્ધાન્તને સ્વીકારે છે; પણ એમાં એ પણ ઉચ્છિષ્ટ એટલે જે કંઈ શેષ રહે તે બધુ જ એવો અર્થ ન કરતાં 'ઊંચું+શિષ્ટ' એવો અર્થ તારવે છે. શોપનહાવરનો 'કલા એટલે મુક્તિ'—વિગલિતવેદ્યાન્તર રસસમાધિ એ સિદ્ધાન્ત એમને મંજૂર છે; પણ કવિનું કર્તવ્ય સહૃદયને માત્ર રસસમાધિમાં લીન બનાવી દેવાનું જ નથી, તેને પરજગતનાં બિમ્બોનું—અક્ષરનું—દર્શન કરાવવાનું છે એમ આચાર્યશ્રી માનતા હોવાથી એ સાયણાચાર્યની કવિઃ—ક્રાન્તદર્શી એ વ્યાખ્યાને સ્વીકારે છે. પ્રો. સન્તયાનનો વૈશિષ્ટ્યવાદ એમને માન્ય છે; પણ એ વૈશિષ્ટ્ય એટલે નિ:સામાન્યત્વ નહિ જ એવું એમનું સ્પષ્ટ મંતવ્ય છે.

પાશ્ચાત્ય અને પૌરસ્ત્ય, પ્રાચીન અને અર્વાચીન તત્ત્વજ્ઞો, કલામીમાંસકો અને ચિન્તકોનાં આ ગુણલક્ષણો આચાર્યશ્રીના કલાદર્શનમાં સંકલિત થયાં છે; એનો અર્થ એ નથી કે આચાર્યશ્રીના દર્શનમાં એમનુ પોતાનુ સ્વતંત્ર એવું કંઈ જ નથી. પરસ્પરવિરોધી મન્તવ્યો, સિદ્ધાન્તો અને વાદોની જટિલ ભુલભુલામણીમાંથી 'માર્ગ' કાઢીને આચાર્યશ્રીએ આ જાતનું સળંગસૂત્ર અને સુશ્લિષ્ટ દર્શન રજૂ કર્યું છે તેમ જ કલાપ્રશ્નોને તત્ત્વજ્ઞાન અને માનસશાસ્ત્રની કસોટીએ કસીને એમણે સત્ત્વ તારવ્યું છે તે જ એમની મૌલિકતાનો વિજય છે. એમના દર્શનમાં આ બધા ગુણાંશોનો સમાવેશ થાય છે એ ખરું; પણ એ દર્શન આ ગુણાંશોને જ આભારી છે એમ નથી. 'કાવ્યતત્ત્વ-

વિચાર' માં સંગૃહીત થયેલો જૂનામાં જૂનો લેખ 'કવિતા' સને ૧૯૦૨ માં લખાયેલો છે; અને એમાં વાગ્દેવીના આ પરમ મહિમાનું દર્શન કરવામાં આવ્યું છે. ત્યાર બાદ ઉત્તરોત્તર વાચન, મનન, નિદિધ્યાસન વધતાં જતાં આ દર્શનમાં જ ઝીણવટભરી રંગલહરીઓ ઉમેરાતી ગઈ છે; અને એ રીતે સમગ્ર દર્શન સુરેખ અને સ્પષ્ટતર થતું ચાલ્યું છે. એટલે આ બધા ગુણાંશોએ આચાર્યશ્રીના દર્શનને પુષ્ટિ આપી છે, અથવા આ બધા ગુણાંશોમાંથી આચાર્યશ્રીના દર્શને પુષ્ટિ મેળવી છે એમ કહીએ તો તે વધારે યોગ્ય ગણાશે.

ગુણોના આ નિઃશેષ સ્વીકારની વૃત્તિમાંથી જ, આચાર્યશ્રીના દર્શનમાં પળે પળે પ્રત્યક્ષ થતી ગુણસમન્વયની અને સમતા–'અન્તનો પરિહાર અને મધ્યનું ગ્રહણ'[૪૬]–ની ભાવનાનો ખુલાસો મળી રહે છે. શબ્દ અને અર્થ,[૪૭] ભાવનાવાદ અને વાસ્તવવાદ,[૪૮] ક્લાસિકલ અને રોમેન્ટિક[૪૯]: આ બધાં દ્વંદ્વોમાં આચાર્યશ્રી સમતાના સિદ્ધાન્તને જ સ્વીકારે છે. એનું ઉદાહરણ નીચેનું નીનું સરખું અવતરણ બહુ સારી રીતે પૂરું પાડે છે.

(ક્લાસિકલ અને રોમેન્ટિક) "આ બે શૈલીમાં વધારે સારી કઈ? ઉત્તરઃ— જે સમતાના સિદ્ધાન્ત ઉપર Classical શૈલી રચાઈ છે એ જ સમતાના સિદ્ધાન્તને જરા ઊંચે લઈ જાઓ અને Classical અને Romantic શૈલીને પોતાને જ એ લગાડો. ત્યાં આ પ્રશ્નનો ઉત્તર મળશે. અર્થાત્ સંસ્કૃતિનો સંયમ અને જીવનનો ઉલ્લાસ બંનેની જેમાં સમતા તે કાવ્ય ઉત્તમ."[૫૦]

સમતાના આ સિદ્ધાન્તની સ્થિર દ્યુતિથી સમુજ્જ્વલ એવું આચાર્યશ્રીનું કલાદર્શન, ગૂજરાત અત્યારે જેમાં રંક બનતું જાય છે એવી એકનિષ્ઠ અભ્યાસરતિનું અને મનનપૂત વાઙ્મયતપશ્ચર્યાનું, દૃષ્ટિની વિશાળતાનું અને વિચારસરણીની સ્પષ્ટતાનું મૂલ્યવાન પ્રતીક છે અને આપણને મળેલો મહામૂલો વારસો છે.

---

૪૬. 'કાવ્યતત્ત્વવિચાર', પૃ. ૨૧.
૪૭. એજન, પૃ. ૪૮–૪૯.
૪૮. એજન, પૃ ૧૪૬–૧૪૮.
૪૯. એજન, પૃ. ૩૫–૩૬, ૪૯
૫૦. એજન, પૃ. ૪૯–૫૦.

# " મહામુનિનાં મૌનમાધુર્ય " *

### થી. ' કુસુમાકર '

गुरोस्तु मौनं व्याख्यानं शिष्यास्तु छिन्नसंशयाः ।

ત્યારે આચાર્યશ્રી ધ્રુવ ગયા ?

**આચાર્યશ્રી** જતાં ધ્રુવ-પ્રહ્‌લાદની ગૃહમંડળીએ શિરછત્ર પિતા ગુમાવ્યા, ગુજરાતના—ભારતના અનેક ધ્રુવ-પ્રહ્‌લાદોએ ભાવનાગુરુ ગુમાવ્યા, પરિમલ સોસાયટીએ જીવનખુશબો ગુમાવી, આકાશેઠની કૂવા પોળે મીઠાં મધ જીવનનાં જળ ગુમાવ્યાં, નાગરી ન્યાતે નાગરરત્ન ગુમાવ્યું, ગુજરાત કૉલેજે પ્રખર બહુશ્રુત વિદ્યાભ્યાસંગી પુરાણ-પ્રોફેસર ગુમાવ્યા, અમદાવાદે નામાંકિત નાગરિક ગુમાવ્યો, વારાણસીએ વેદાન્તાલંકાર કુલપતિ ગુમાવ્યા, માલવીયજીએ ગાંધીજીપ્રેષિત ગુજરાતની મોંઘી ભેટ ગુમાવી, ખુદ ' આશક ' ગાંધીજીએ જેની વિદ્યાલક્ષ્મી ઉપર પોતે મુગ્ધવિમુગ્ધ થયા હતા તે મહાશયા મુદિતાશયા મોહની ' માશુક ' ગુમાવી, ગુજરાતે ગુજરાત યુનિવર્સિટીની મંગલ ઝંખના સેવતો સુપુત્ર ગુમાવ્યો, મુંબઈ શારદાપીઠે એક પારંગત ' ડૉક્ટર ' ગુમાવ્યો, સાહિત્ય-પરિષદે એક અજોડ પ્રમુખ ગુમાવ્યો, શ્રી. સર્વપલ્લી રાધાકૃષ્ણ જેવા દેશી વિદેશી બહુશ્રુત જનોએ સમાનશીલ સખા ગુમાવ્યો, ફિલોસૉફિક કૉન્ફરન્સે ' ગુજરાતના હેગલ ' સમા પ્રમુખ ગુમાવ્યા, ઉપનિષદ, ગીતા આદિ ધર્મગ્રન્થોએ નિત્યપાઠી ગુમાવ્યો, શ્રી અરવિંદે એમને સમજી શકે એવો વિરલરસિક વાચક ગુમાવ્યો, લોકમાન્ય તિલકે પોતાની ગીતા ઉપર ભાષ્ય રચી શકે તેવો વિદ્વાન ભાષ્યકાર ગુમાવ્યો, બ્રહ્મસૂત્રકારે શ્રીભાષ્યનું રસપાન કરાવનાર પંડિતવિશારદ ગુમાવ્યો, શ્રી રામકૃષ્ણ પરમહંસ, વિવેકાનંદ અને સ્વામી રામતીર્થે પોતાની ધર્મપેઢીનો ' આપણો ધર્મ ' સમજી સમજાવી શકે એવો આલોકનો વહીવારિયો આડતિયો ગુમાવ્યો, નીતિદેવીએ ગુજરાતનાં કુમળાં સુકુમાર બાળકો સમજી શકે એવો નીતિશિક્ષણનો આચાર્ય ગુમાવ્યો—અને મારા જેવા અટૂલ-કાષ્ઠમુનિએ તો સાહિત્યજીવનનું સર્વસ્વ ગુમાવ્યું. કારણ એમના જતાં મારી લેખનીએ તો એનો સૌભાગ્યકાળ ગુમાવ્યો ! પેલી કરુણ પંક્તિઓનું ગુંજન સહજ થઈ જાય છેઃ -

" તૂટ્યો મારો તંબૂરાનો તાર રે...
ભજન અધૂરું રહ્યું ભગવાનનું..."

* * *

આનંદશંકરભાઈના ક્ષરદેહનું અવસાન સ્વાભાવિક રીતે એમના સમાન સખા ગોવર્ધનભાઈ, રમણભાઈ, નરસિંહરાવભાઈ, કેશવલાલભાઈનાં સંસ્મરણો ખડાં કરે છે. આયુષના છેલ્લા ત્રણચાર

* ટૂંકાવીને સંપાદન કરનાર : શ્રી. ઈશ્વરપ્રસાદ જોષીપુરા

દાયકાઓમાં આનંદશંકરભાઇએ આ સહુ જીવનસખાઓ એક પછી એક ગુમાવ્યા. જીવનની ઓસરતી સન્ધ્યામાં, એક પછી એક સંસારયાત્રા સંકેલી લેતા સાક્ષરબંધુઓને જોઇ આનંદશંકરભાઈના હૃદયને જે કારુણ્યમય દુઃખ અને દર્દભરી લાગણી થતી એ તેં તે સાક્ષરોને તેમણે આપેલ નિવાપાંજલિઓમાં જોઈ શકાય તેમ છે. એ સહુ સાક્ષરોના ગયા પછી આનંદશંકરભાઈના જીવનમાં એક અણપુરાય તેવી ખોટ સાલતી હતી. એ ખટક મેં એમની બાલક સરખી નિખાલસ આંખના રસાર્દ્ર કારુણ્યમાં વાંચી હતી. એ ખટક વાંચતાં મેં એકવાર કહેલું:

"ગોવર્ધનરામ ગયા, રમણભાઈ ગયા, નરસિંહરાવ ગયા, કેશવલાલભાઇ ગયા! અત્યારે અમારા જેવા એ યુગના બાળકને તો તમે જ 'વાતના વિસામા' રૂપ રહેલ છો."

ઉત્તરમાં આનંદશંકરભાઇના મુખમાંથી માત્ર ત્રણ શબ્દોનું જ મધુર ગદ્યકાવ્ય સરેલું:

"હવે મને જવા દો."

અને સાચેસાચ આનંદશંકરભાઇ ગયા!

* * *

આચાર્યશ્રી મારે મન રણવગડાના છાંયા સમાન હતા; દુખિયાના આધારરૂપ હતા. મારી અનેક ફરિયાદો અને લોહીઉકાળાઓ એ કલાકો સુધી શાન્ત ચિત્તે સાંભળતા. મારું સાક્ષરપુરાણ એમને પ્રેમલ ત્રાસ આપતું. એકવાર વિરૂપ થતી જતી આજની વાસ્તવવાદી કવિતા ઉપર મેં પુણ્યપ્રકોપ વર્ષાવ્યો ત્યારે એમણે એટલું જ કહેલું કે

"એ પણ ચિત્રલીલા છે."

* * *

મારી પ્રકૃતિ ઊર્મિશીલ, ઊર્મિપ્રધાન; એવી પ્રકૃતિવાળાને સંસારનો એકાદ કાંટોય વાગતાં તે શૂળ જેવો લાગે. મારા જીવનમાંના નીચલા થરમાં જ્યારે જીગરના જ્વાળામુખી બળતા ત્યારે વારાણસીથી તા. ૧૧–૪–'૨૯ ના એક પત્રમાં આચાર્યશ્રી લખે છેઃ—

"તમને એક વાત લખું? ઉપનિષદ્, એમર્સન વગેરેનું વાચન અને તજ્જન્ય 'Robust thinking'નો પ્રસંગ હોવા છતાં હૃદય દુઃખી કેમ રહે છે? Roman Historyના અભ્યાસ ઉપર ચડો તો? એના ચિન્તનથી લાભ ન થાય? હું એક શુષ્ક વિષય બતાવું છું તે એક ઔષધરૂપે જ—

શુભેચ્છક આનંદશંકરના આશીર્વાદ."

આવડા નાના પત્રમાં મારે માટે કેટલી માયા, કેટલી કરુણા ભરી છે!

* * *

આનંદશંકરભાઈને હું પ્રથમ મળ્યો ૧૯૨૭માં. સ્વ. ચંદ્રશંકર પંડ્યાએ ત્યાં એક નાનું સરખું સ્નેહસંમેલન ગોઠવાયું હતું. આ અરસામાં બેત્રણ વર્ષથી હું 'વસંત'માં લખતો થયો

હતો અને કંઇક અંશે 'વસન્ત'કારનો લાડકવાયો પણ હતો. એટલે મે તો લાડકવાયાનાં લક્ષણ મુજબ પ્રગલ્ભ મર્મપ્રહારથી બધાના દેખતા આચાર્યશ્રીને ઊધડા લઈ લીધાઃ

"સ્વ. ગોવર્ધનરામે પંદર વર્ષના તપથી હૃદયનો નિચોડ ગુજરાતને 'સરસ્વતીચંદ્ર'રૂપે આપ્યો આપ પણ એના જેવા જ સમર્થ તપોધન છો આપની ભારતીને આપ ચિદાકાશના તારકાંકિત ઘુમ્મટ તળેના વસન્તમંડપના રસદોલે માત્ર એકાન્ત હિન્દોલે આનંદ ભોગવતી કાં રાખો? અરેરે! આપનો દેહવિનય થતાં આપના જ્ઞાનનો પણ ધુમાડો થઈ જશે! શ્રી. આનંદશંકરનો અક્ષરદેહ હિમાલય સરખો ઊર્ધ્વ છે. મારે તો તેને મન્વન્તર સ્વરૂપે હિમાલય સમો મૂર્તિમન્ત જોવો છે. આપના જ્ઞાનામૃતનો તો હું તરસ્યો છું. મારા જેવા અનેક આપની મરતી આત્મલક્ષ્મીના પ્રસાદેચ્છુને મા! 'ડિંગો' જ બનાવશો શું? ગુજરાતને જ્ઞાનભૂખ્યું, જ્ઞાનતરસ્યું, આમ 'ટેન્ટેલાઇઝ' કરીને, લલચાવી લલચાવીને અકળાવ્યા જ કરશો?"

મારા આ પ્રેમાળ નર્મમર્મયુક્ત વચનનો ઉત્તર આચાર્યશ્રીએ એમની લાક્ષણિક વાણીમાં આપ્યો.

"I live for myself."

આ ઉત્તર કોઈ અવધૂતનો, અદ્ભુતનો જ હોય!

આ સમયે આચાર્યશ્રીના જ્ઞાનથી, પ્રતિભાદર્શનથી, દુર્વિદગ્ધતાથી મુગ્ધ થઈ મે એક કવિતા લખી હતી, એ અહીં "ડૉ આનંદશંકર ધ્રુવને અર્ધ્ય"રૂપે રજૂ કરું છું

"—ડૉ આનંદશંકર ધ્રુવને અર્ધ્ય—"

અનુષ્ટુપ્

અતિ મોડું—છતાં થોડું—રોકાયે નવ ગુંજન,
વાસન્તી—કોકિલાનું શું સાંભરે તત્ત્વકૂજન. ૧

વસંતતિલકા

વાસન્તી શું ઉરપ્રભા ઉરલક્ષ્મી મ્હોરે
પ્હેરાવી દિવ્ય કૉર્ટી શું કંઇ દૂત દોરે!
સૌન્દર્યના સુભગ દર્શન ટેક થાય
ને લ્હેરખા દગ વિશે નવસ્વપ્ન ખાય!
ઊગી વસન્ત પ્રભુનું પડ્યું સુપ્રભાત
ઊગ્યા શું ઇન્દ્રધનુના નવરંગ સાત
કે પૂર્ણિમા નવલ ઢોળતી ચન્દ્રિકા શું
સૌન્દર્ય જ્ઞાનકિરણે નવલ—પ્રભા શું?

: સ્રગ્ધરા :

વાસન્તી જે ફુવારા ફરફર લહરે ઉરઉદ્યાન મારે,
સૌન્દર્યોની સુધાની ઉર સરિત વહે—તાતનાં તેજ ધારે;
કલ્યાણી કો'ક ગંગા વિચિ વિચિ નવલા પાય પ્રજ્ઞાકટોરા,
લ્હાણાં તેનાં ધરું હૈં જનપદ ચરણે મૂક એ સ્વપ્ન મોરાં.

: અનુષ્ટુપ્ :

મૂક એ ઉરની ઊર્મિ આપની શું સુણાય છે?
ગુર્જરી આમ્રવાડીમાં વસન્તશ્રી શું ગાય છે!

* * *

આ કાવ્યનો કેટલોક ભાગ 'ગુજરાતી' સાપ્તાહિકના એક દીપોત્સવી અંકમાં તેમ જ 'બુદ્ધિપ્રકાશ'માં છપાયો છે.

: વસંતતિલકા :

આત્મામહીં રસવિચિ અહ! શી ભરી છે,
લક્ષ્મી તણાં કમળની સુરભિ વરી છે.
શુ પ્રાણ પદ્મ મધુ મ્હેક પરાગ બીની,
આંખો ઋષિજન સમી સુહતી અમીની.
ઊંડી મીઠી હૃદય કૌમુદીમાં રમાડો,
અમૃત જ્ઞાનરસભાજનમાં જમાડો.
ઊર્જિત આ ઉપકૃતિ થકી શું ફળે છે,
શિષ્યો તણુ ઉર પદામ્બુજમાં પળે છે.
જ્ઞાનોદધિ ઘુઘવતો રસનો નિધિ છે,
દુષ્પ્રાપ્ય મૌક્તિક દીસે અધરી વિધિ છે.
મિથ્યા કંઈક ભ્રમજાળ મહીં જ ગૂંચ્યાં,
મૌક્તિકભોગી હૃદયો ઉપકંઠ ઊભાં!
ગુહા ભરી હૃદયની કંઈ ગુહ્ય ગુંજ,
છાની કંઈ પરભૃતા ટહુકે નિકુંજ.
તોયે અતિ રસનણા કંઈ પુષ્પપુંજ,
પામ્યા! હજી ન ચખવ્યા? ઋષિ, જ્ઞાનગુંજ.
ચારુ લસે લલિત ચંદ્રક શો લલાટે,
પ્યાસી ઊભાં કંઈ ગુરુજન! જ્ઞાનઘાટે.

સંસ્કૃતિની ઋષિ! વહે શું સરિત્ યમુના,
ત્યાં સત્ર નૂતન અને ઋષિ! કાળજૂનાં.
હા! શીખવો અમર આર્ય તણી ઋચાઓ,
એ આર્ય જીવનતણી વિજયધ્વજાઓ.
પાશ્ચાત્ય સંસ્કૃતિ તણાં વહતાં શું વારિ,
પૌરસ્ત્ય ત્યાં લઇ ઊભા ઋષિ જ્ઞાનઝારી.
ગીર્વાણ કે મધુર આ ગુણવત્ત ગિરા,
એ રત્નમંજૂષ તણા કંઇ રાશિ હીરા.
ગોપ્તા ! છુપાવી મરવી અમ ધર્મમાથા,
જ્યોત્સ્ના સમી ધવલ એ મુખ સૌમ્ય શાતા.

* * *

ગ્રીવા મહીં ઉર લહેરતી પુષ્પમાળા,
ગૂંથેલ કે પુનિત પુષ્પ લઇ રસાળાં.
ઉચ્છૃંખલા યુવકની ઉર ભક્તિ અર્પે,
એકાદ અશ્રુસહ પ્રભો ! ફૂલમાળ લ્યો એ.
નામાક્ષરો પુનિત તે મનુ યાજ્ઞવલ્ક્ય,
આર્યો તણા શુચિ સ્મૃતિશ્રુતિકાર સત્ય.
એવા પ્રભો ! નવયુગે ટહુકાર તો છો,
સંસ્કારની સુરભિ ગુર્જરીમાં ભરો છો.

* * *

વાચસ્પતિ વરદ બિરુદ ધન્ય પામ્યા,
ને ગુર્જરી બની શકે ઋષિ! લબ્ધકામા.
વારાણસી નગરી ભેટતી ગુર્જરીને,
જ્ઞાનપ્રભા ! વિચિ મળે રસનિર્ઝરીને.

* * *

: અનુષ્ટુપ્ :

માનાપમાન શું તુંને ઋષિ! જ્ઞાનાવધૂત છે,
મનઃપૂત "મનસ્વી"ને તું તો હા, દૃષ્ટિપૂત છે.
મળે છે આપને માન મળે તે ગુજરાતને,
ગુજરાત ઝીલે જ્યોતિ! ગુજરાતી ! જો પ્રભાતને.

* * *

હમણાં આચાર્યશ્રીના બે ગ્રન્થો 'સાહિત્યવિચાર' અને 'કાવ્યતત્ત્વવિચાર' સળંગ સમગ્ર સ્વરૂપે વાંચ્યા. આ વાંચનની સંસ્કારમુદ્રા કાવ્યરૂપે પડી તે સાભાર ઝીલી લઉં છું:

આંખમાં સ્વપ્ન શું આંજ્યાં પાંખે ફૂટે વસન્તને,
આત્મપ્રસાદના જ્યોતિ દીપે છે દેહ સન્તને.
વાણી તો ભારતી વીણા સ્મિતો તો વેદની ઋચા,
જ્ઞાનશૃંગે, શુભ્ર સ્વપ્ને, વિહારો આપના ઊંચા.
વિભૂતિ વિભુતી જે જે શ્રીમદૂર્જિત દિવ્ય છે,
આત્મલક્ષ્મી વરી તે સૌ આપને ચારુ ભવ્ય છે.
શાન્તિ આત્મા તણી લાધી આપની આર્ષ દૃષ્ટિને,
જ્ઞાનની ફોરમે ફોરે આપની ચારુ સૃષ્ટિને.

* * *

પાશ્ચાત્ય પૂર્વના જ્ઞાનદ્યુતિ શુભ્ર સમન્વય,
આપને જીવને દીઠા લેખને મુદિતાશય.

* * *

યાત્રા છે આપના ગ્રન્થો, આપ તો તીર્થરૂપ છો,
તેજના અંચળા ઓઢ્યા, આપ તો જ્ઞાનરૂપ છો.

* * *

આચાર્યશ્રી આનંદશંકરની જીવનફિલસૂફી શું? એ પ્રશ્ન સહજ રીતે થાય તેવો છે. આચાર્યશ્રીના જીવનમાં એક પ્રકારની વિશિષ્ટ ફિલસૂફી ઓતપ્રોત હતી. એ મેં સગી આંખે જોયું છે. આચાર્યશ્રીના પરિમલ સોસાયટીના ભવન ઉપર એક પાટિયું છે, તે પાટિયા પરના બે શબ્દો આચાર્યશ્રીના જીવનઆદર્શ સમજવામાં હું કૂંચીરૂપ ગણું છું. એ શબ્દો 'વસન્ત' અને 'Hermitage.' આ સુભગ સમન્વયમાં આચાર્યશ્રીનું જીવનભોક્તા, જીવનપૂજક–Life worshipper–તરીકે દર્શન થાય છે. જીવનભોક્તા જીવનને અનાદિ સત્ય તરીકે સ્વીકારે છે. એ જીવનના એક પાસાનો નહિ પણ સમગ્ર જીવનનો ઉપાસક છે; જ્ઞાન, ભક્તિ કર્મ એ ત્રિવેણીગંગાના અમૃતમાં આત્માને ખંખેળે છે. અંગ્રેજ તત્ત્વજ્ઞ, (ઘણું કરીને Huxley) ના શબ્દો અને ભાવના આનંદશંકરનો જીવનજ્યોતિ જોતાં યાદ આવી જાય છે:

" A life–worshipper does not try to murder that part of life which Bertrand Russel calls the life of instincts. He does not select one single being from his colony of souls, call it his true self and try to murder all the other selves. Each self, he perceives has as good a right to exist as all the others. The world is not an illusion, but a

reality It is the playground of the 'Eternal'!"

* * * *

આચાર્યશ્રી પૂર્વ અને પશ્ચિમની ફિલસૂફીના આરૂઢ અભ્યાસક હતા. પ્લેટો, હ્યુમ, હેગલ, કેન્ટ વગેરે પાશ્ચાત્ય તત્ત્વચિન્તકોની ફિલસૂફીનું ગુણદર્શી ગવેષણ અને અમૃતદર્શી અન્વેષણ એ જ આચાર્યશ્રીની જ્ઞાનક્રીડા હતી આમ તો આત્મક્રીડ, આત્મરત આચાર્યશ્રી જ્ઞાનપિપાસુ હતા પશ્ચિમના તત્ત્વજ્ઞાનના રસાભ્યાસ સાથે સાથે શાંકર ફિલસૂફી ને વેદાન્તનો વિરલ સમન્વય સધાતો આચાર્યશ્રીની આર્ષદષ્ટિમાં પુરાણી નવી તાઝગી આ વિશાળ ક્રીડનપ્રદેશને આભારી હતી न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते। એ આચાર્યશ્રીનું પ્રિય ગીતાવચન જ્ઞાનઘન આચાર્યશ્રીના નેત્રમાં રમી રહેતી સ્મિતલક્ષ્મી ચિત્તના ચિન્તન કરતાયે ચિત્તપ્રસાદની વધારે દ્યોતક લાગતી

આચાર્યશ્રી પોતે મહાત્માનું સ્વરૂપ આપતા ભક્તની મંજુલ વાણીનું સ્મરણ કરે છે

" નવનીત સરખુ હૃદય કોમળ કહ્યું ન જાયે હેત,
આંખ માંહે અમૃત ભર્યું હરિભક્તિ કેરું ક્ષેત્ર "

આ ચારુ વાણીથી જેનું હૃદય ગદ્‌ગદિત થાય જેની આત્માની પાંખડી થનગન નાચે, જેની કલ્પનામાં સુંવાળી ગલીપચી થાય, એનું માનસ શ્રી વિષ્ણુપ્રસાદ કહે છે તેમ બુદ્ધિપ્રધાન હતું એમ કેમ કહી શકાય?

આચાર્યશ્રી આનંદશંકરમાં મે નીરખ્યા પુરાણા કોઈ યાજ્ઞવલ્ક્ય, વસિષ્ઠ, મનુ, આચાર્યશ્રીમાં મે નીરખ્યા કૈલાસના ઉન્નત જ્ઞાનશૃંગના વૈરાગ્ય શુચિતા, શિવતા, મંગલ કલ્યાણભાવના, આચાર્યશ્રીમાં મે નીરખ્યા સનાતન આનંદજ્યોતિ પુરાતન છતા નિત્યનવલી આનંદપ્રભા, આચાર્યશ્રીના જીવનને જોયું જાણ્યું ન હોત તો ઉપનિષદોની જીવનભાવના મને ક્યાંથી સમજાત?

આચાર્યશ્રીને કેન્ટ હેગલના વિશિષ્ટ અર્થમાં ફિલસૂફ કહેવા હોય તો કહો, ન કહેવા હોય તો ના કહો ગોવર્ધનરામ પછી આટલી જ્ઞાનતપશ્ચર્યાનો પ્રાદુર્ભાવ ગુજરાતમાં થયો જ નથી બેકને જેમ કહ્યું હતું ' I take all knowlege for my province, તેમ આચાર્યશ્રીએ પણ જ્ઞાનસમગ્રના સમ્રાટ થવા આશા રાખી હતી

આચાર્યશ્રીની આનંદલહરી ભૂલી ભુલાય તેમ નથી આચાર્યશ્રીના કરુણ મધુર નેત્રમાં જે વિદ્યાશ્રી નિઝરતી હતી તે વીસરી વિસરાય તેમ નથી આચાર્યશ્રી સાથેનો અરધોએક કલાક મને તો એમર્સન સાથેના અરધા કલાક જેવો લાગતો सत्यम् शिवम् सुन्दरम्‌ના ત્રિવેણી પ્રવાહમાં નાહતો નાહતો હું ઘેર ફરતો એમની સાથે એકાદ કલાક ગાળ્યા પછી મારા મગજમાં જ્ઞાનમસ્તીની ખુમારી રહ્યા કરતી આખું સ્થૂળ જગત ભરભર ભુક્કો થતું લાગતું વસન્ત-હર્મ્ય નજર સમક્ષ તરવરતા શાંકરવેદાન્તનું સૂત્ર જીવનમાં ફલિતાર્થ થતું લાગતું

' ब्रह्म सत्यं जगत् मिथ्या । '

એ આચાર્યશ્રી ખરેખર ગયા!

કાલિદાસ કહે છેઃ—

मरणं प्रकृतिः शरीरिणाम् विकृतिर्जीवितमुच्यते बुधैः ।

વર્ડ્ઝવર્થ કહે છેઃ—

Our birth is but a sleep and forgetting,
The soul that rises with us, our life's star,
Hath had elsewhere it's setting
And cometh from afar.

આચાર્યશ્રી આનંદશંકરભાઈ ગયા! ગગનના ગુંબજો ગાજે છે કે ગુજરાતનો પંડિતયુગ આજથી આથમ્યો!

# આચાર્યશ્રી આનંદશંકરભાઈ : સાહિત્યશૈલી અને આદર્શ

પ્રો. પ્રસન્ન ન. વકીલ

**ગુજરાતની** પંડિત પેઢીના સ્વ. આચાર્યશ્રી આનંદશંકરભાઈ એક મુખ્ય પ્રતિનિધિ હતા. પાંડિત્ય અને સાચી રસિકતાનો સુયોગ કોઈ પણ એક વ્યક્તિમાં સંપૂર્ણ રીતે થયો હોય તો તે સ્વ. આનંદશંકરભાઈમાં.

આ મહાન વિચારકની પ્રતિભા ધર્મ, તત્ત્વજ્ઞાન અને સાહિત્યના ત્રિવેણીસંગમમાં વિલસતી. એમના લેખોમાં, ચર્ચાઓમાં, ભાષણોમાં અને પ્રાસંગિક નોંધોમાં જગત અને જીવનની આલોચના આમાંના પ્રત્યેક દૃષ્ટિબિંદુથી થતી. સૌ વિષયને એમની સૂક્ષ્મ નિશાળ, ઐતિહાસિક દૃષ્ટિની સરાણે ચઢવું પડતું. આવી બહુવિધ પ્રતિભાનો સમગ્ર વિચાર એક લઘુલેખમાં કરવો અશક્ય, તેથી એમાંથી માત્ર મનમાનના વિષયને જ સ્પર્શી અત્ર સંતોષ માન્યો છે.

સ્વર્ગસ્થની સાહિત્યસેવા મુખ્યત્વે એમનાં પ્રાસંગિક વિવેચનો જે આરંભકાળમાં 'સુદર્શન'માં અને પછી 'વસંત'માં પ્રકટ થતાં અને હાલમાં જેમનો સમાવેશ 'કાવ્યતત્ત્વવિચાર', 'સાહિત્યવિચાર' અને 'દિગ્દર્શન' નામના સંગ્રહોમાં કરવામાં આવ્યો છે તે છે. આ વિવેચનોને પ્રાસંગિક કહેવાનું કારણ એ કે એમાંનાં કેટલાંક કોઈ પુસ્તકના અવલોકનરૂપે તો કોઈ તત્કાલીન ચર્ચામાંથી એકાદ મુદ્દો ઉપાડી લઈને વા પોતાના કે અન્યના વ્યાખ્યાનમાંથી મનનીય કોઈ અંશ લઈને તેના ઉપર લખેલા લેખો છે. વળી કોઈકવાર કોઈ વિવેચન યા કાવ્યના પુસ્તકમાંથી આધાર લઈ લેખક પોતાની ચર્ચા ચલાવે છે. એકંદરે એમની વિવેચનપદ્ધતિ આપણા પ્રાચીન ભાષ્યકારોને મળતી આવે છે. એકાદ અવતરણ લઈ તેમાંના વિચારનો પ્રત્યેક અંકોડો છૂટો કરતા જવું અને ક્રમેક્રમે તેમાંથી નિષ્પન્ન થતી સ્વયંસ્ફુરિત વિચારણા નોંધતા જવું એ પદ્ધતિ એમને વિશેષ પ્રિય જણાય છે. આનો અર્થ એવો કરવાનો નથી કે એ કોઈનું વિચારબીજ લઈને જ આગળ ચાલી શકે છે અને એમની પાસે સ્વતંત્ર કશું કહેવાનું નથી. એ અવતરણને તો માત્ર એ પોતાની ચર્ચાના પ્રારંભબિંદુ તરીકે જ સ્વીકારે છે, અને એમાંથી ઉદ્ભવતું સમગ્ર ચિંતન અત્યંત મૌલિક હોય છે. અરે, એ અવતરણનો અર્થસ્ફોટ પણ એમણે નવીન જ કર્યો હોય છે. એનાં ઉદાહરણો આ બંને સંગ્રહોમાં અસંખ્ય અને એટલાં તો પ્રત્યક્ષ છે કે તેનું અત્ર ટાંચણ કરવાની કોઈ આવશ્યકતા નથી. 'કાવ્યતત્ત્વવિચાર'નો પ્રથમ જ લેખ ઉપરઉપરથી જોનારને પણ ઉપલા વિધાનની પ્રતીતિ થશે. એમાં किन्देम देवता वाचममृतामात्मन कलाम् એ મહાકવિ ભવભૂતિનું સ્તુતિનાટ્ય નહીં જે રસિક વિદ્વત્તાભર્યું ભાષ્ય એમણે રચ્યું છે, તે અવશ્ય આનંદાશ્ચર્યમાં ગરકાવ કરી દે તેવું સુંદર છે. વળી એ વિવેચનની ઐતિહાસિક અગત્ય પણ કેટલી બધી છે! સને ૧૯૦૨-માં એ લેખ પ્રકટ થયો ત્યારે ગુજરાતી સાહિત્યવિવેચનમાં આત્મલક્ષી કવિતા અને એના જનક

તરીકે ચિત્ત ક્ષોભવાદનું બહુ ગૌરવભર્યું સ્થાન સ્વ. રમણભાઈ વગેરેએ સ્થાપેલું, તે સમયમાં, કવિતા એ માત્ર હૃદયની નહિ પરંતુ સમગ્ર આત્માની કલા છે અને તેથી માત્ર ઊર્મિથી નહિ પણ ઊર્મિ, બુદ્ધિ અને કલ્પનાનાં ઉત્થાનોના એકાકારમાંથી સાચું કાવ્ય ઉદ્ભવે છે એ મહાસત્ય આપણા આ વિદ્વાન વિવેચકે માત્ર આ લેખમાં જ નહિ પરંતુ વારંવાર, જ્યારે જ્યારે પ્રસંગ પડયો ત્યારે ત્યારે એકસરખા આગ્રહથી ઉચ્ચારેલું છે. કવિતામાં હૃદય જેટલાં જ બુદ્ધિ અને કલ્પનાને ગૌરવસ્થાને સ્થાપવાનું માન મુખ્યત્વે આપણે ત્યાં પ્રો. બળવંતરાય ઠાકોરને વિચારપ્રધાન કવિતાના સતત ચિંતન અને કવનને પરિણામે અપાય છે, પણ કદાચ એ સત્યને પ્રથમ ઉચ્ચારનાર તરીકેનું માન આનંદશંકરભાઈને ઘટે છે.

મોટા ભાગના લેખો 'વસંત'માં લખાયેલા હોવા છતાં એમાં સામયિકની સસ્તી લુલુત્સા નથી. કૃત્રિમ આવેશ કે વાગાડમ્બરને એમાં સ્થાન જ નથી. અને એમાં કશું આશ્ચર્યજનક નથી; 'વસંત'નો ઉદ્દેશ ગુજરાતીમાં યુનિવર્સિટીની ગરજ સારવાનો હતો. આવા ગૌરવશાળી ઉદ્દેશવાળું પત્ર, અસામાન્ય પત્ર જગતનાં દૂષણોથી અલિપ્ત રહે એમાં શું આશ્ચર્ય? વિષયના સ્વાભાવિક ગૌરવમાં એમની અર્થઘન શૈલીનું ગૌરવ ભળી લેખનને સાંગોપાંગ ગૌરવાન્વિત કરે છે. પ્રત્યેક લેખનું નિર્માણ તત્ત્વજ્ઞાનની ઉચ્ચ અને સ્વસ્થ મનોભૂમિકા પર છે અને ઇતિહાસની સામગ્રીથી તેનું વારંવાર સમર્થન કરેલું છે.

ચિત્તને આહ્લાદ ઉપજાવે એવી પ્રસન્નગંભીર પદાવલિમાં રચાતું એમનું ગદ્ય પાંડિત્યદર્શી કે અતિ સંસ્કૃત નથી. એમનાં લેખનનો ઝોક બેશક સંસ્કૃત પ્રત્યે છે અને એમ હોવાનું મુખ્ય કારણ એમના લેખોનું વિચારગૌરવ છે. એમ હોવાથી એમની પસંદગી સંસ્કૃત શબ્દો ઉપર ઊતરે એ કુદરતી છે. વળી સંસ્કૃતસાહિત્યમાંથી તેમ જ શાસ્ત્રોમાંથી એઓ અવતરણો પણ વારંવાર મૂકે છે. આ અવતરણો ઉપરાંત અંગ્રેજી વિવેચનગ્રંથોમાંથી લીધેલાં વિસ્તૃત અવતરણો કેટલીકવાર લેખને ભરી દે છે ત્યારે લેખમાં બહુશ્રુતતાનું વાતાવરણ જામે છે. વિશ્વસાહિત્યના કરેલા વિશાળ પરિશીલનમાંથી એમને સ્વાભાવિક યોગ્ય ઉદાહરણો મળી આવે છે. અને એ લાભ બહુ ઉદારતાથી એઓ આપણને આપે છે. છતાં એમના લેખોમાં યદ્વાતદ્વા મિથ્યા પાંડિત્યદર્શનનો આભાસમાત્ર પણ ક્યાંય થતો નથી. પાંડિત્ય અને સંસ્કૃતમયતા પર એમની ઔચિત્યબુદ્ધિ અંકુશ મૂકી જાણે છે. જ્યારે જરૂર જણાય ત્યારે આ જ લેખક ઘરગથુ શબ્દો અને વાક્યરચનાઓનો પણ ઉપયોગ કરે છે. અને તેવી સંસ્કૃતમયતામાં પણ એમની વાક્યરચના તો સરળ અને સહજ સમજાય એવી હોય છે. એમાં કોઈ પણ પ્રકારની જટિલતા કે જરૂરથી વધુ દીર્ઘતા હોતી નથી. ગદ્યમાં અલંકારોની પણ જ્યાં જરૂર જણાઇ ત્યાં એમણે છૂટથી અલંકારો આવવા દીધા છે. 'ત્રીજી સાહિત્ય પરિષદ વિશેનો એમનો લેખ જુઓ. એમાં સાહિત્યદેહે વસતા ચૈતન્યને વૃક્ષના ઉછેરની ઉપમા રુચિપૂર્વક આપી એને દૃષ્ટાંતમૂલક કરીને ત્રણેક પાનાં સુધી મનોહર ચર્ચા એમણે કરી છે. તોપણ આવા અલંકારો જ્યાંત્યાં પ્રવેશ મેળવવાના અધિકારી નથી. યોગ્ય સ્થળે વિવેકપૂર્વક જ લેખક એનો ઉપયોગ કરે છે.

એમના વિવેચનસાહિત્યનો મહત્ત્વનો એક ગુણ તે સમન્વય છે. સમન્વયની વૃત્તિ એમના સ્વભાવમાં જ હતી. આ સમન્વય એટલે કેટલાક મશ્કરીમાં કહે છે તેમ દૂધ અને દહીં બંનેમાં પગ રાખવાની કે આંધળેભીંત ... ની જ માત્ર વૃત્તિ નહિ. જીવનમાં એકમેકથી અત્યંત વેગળા, પરસ્પર-વિરોધી અંશોમાં સમાન તત્ત્વ ખોળી કાઢી યા તો બંનેને જીવનમાં આવશ્યક ઉભય અંગો સમજપૂર્વક દર્શાવી આપનારી શક્તિને જ સમન્વયની વૃત્તિ કહી શકાય. એ શક્તિ હોવી કે મેળવવી એ રમત વાત નથી. આપણા વિવિધ વાડાબદ્ધ સાહિત્યજગતમાં એમના જેવા સમન્વયવાદી વિદ્વાન વિવેચકોની અછત છે. સમન્વયની શક્તિ કેવું મહત્ત્વનું કાર્ય કરી શકે છે તે સમજવા એક જ ઉદાહરણ બસ છે. આપણે ત્યાં ક્લાસિકલ અને રોમૅન્ટિક સાહિત્યની ચર્ચાઓ ખૂબ વર્ષો સુધી ચાલી અને એ માંડ સતેલું ભૂત આજે પણ પાછું કોઈ છંછેડે તો નવાઈ નહિ! શ્રી. મુનશીએ રોમૅન્ટિક સાહિત્ય એ જ ઉત્તમ અને જીવનથી ભરપૂર એવા પૂર્વગ્રહથી આપણા પ્રાચીન સાહિત્યને ઉતારી પાડ્યું. કેટલાક વિવેચકો આપણા લેખકો ને કવિઓમાંથી કયો ક્લાસિકલ અને કયો રોમૅન્ટિક કહેવાય તે નિર્ણય કરવા બેઠા. અને એકના એક લેખકને એકે ક્લાસિકલ અને બીજાએ રોમૅન્ટિક કહ્યો! આની પાછી તકરાર ચાલી. શ્રી. રામનારાયણ પાઠકે એમની લાક્ષણિક ઢબે કહ્યું કે ભાઈઓ! આ પારકી પીડા આપણે શી વહોરવી? એ પશ્ચિમના વિવેચકોને તો હજી નક્કી કરવા દો કે શું ક્લાસિકલ અને શું રોમૅન્ટિક કહેવાય? શ્રી. વિશ્વનાથ ભટ્ટે કહ્યું કે ના, ના, ક્લાસિકલ અને રોમૅન્ટિક એ કંઈ વિલાયતી તત્ત્વો નથી. અને એમ માની એમનો બહિષ્કાર પણ કરવાનો નથી. એ તો માનવમાત્રમાં વસેલી વૃત્તિ છે. શ્રી. મુનશીને પણ એમણે સચોટ રદિયો આપ્યો. વળી એ શબ્દોના ગુજરાતી નામકરણનું પણ લાંબું પીંજણ ચાલ્યું. એ ઊહાપોહ અને શોરબકોરની વચ્ચે અત્યંત શાંતિ અને ગૌરવપૂર્વક પ્રવેશી આનંદશંકરભાઈએ કહ્યું કે, "ઉત્તમ કવિતા એ જ છે કે જેમાં શબ્દ ને અર્થના સંશ્લેષની પેઠે સંયમ (classical) અને ઉલ્લાસનો (Romantic) નો પણ સંગમ થયો હોય." * આ રીતે આખી ચર્ચા એમણે સંકેલી લીધી, એટલું જ નહિ પણ સાહિત્યમાં એક અતિ મહત્ત્વનો આદર્શ લગભગ સૂત્રાત્મક શબ્દોમાં રજૂ કર્યો.

ક્લાસિકલ અને રોમૅન્ટિકની ચર્ચા સમેટી લેવામાં જેમ એમણે અગત્યનો ભાગ લીધો, તેમ એનાથી ઊલટે પક્ષે કેટલીકવાર સાહિત્યમાં એમના વિચારોમાંથી નવીન ચર્ચાઓ પણ સ્ફુરી છે. નરસિંહ મહેતાના સમયનો પ્રશ્ન એમણે પ્રથમ દાખલા દલીલસહિત ચર્ચ્યો અને પછી એ ચર્ચા-પ્રવાહ ચાલ્યો તે ચાલ્યો.

કવિતા આદિ શુદ્ધ સાહિત્યથી જેમ કવિઓ કેટલીકવાર નવાં ધોરણો અને નવી રુચિ ઉત્પન્ન કરે છે, તેમ સામે પક્ષે વિવેચન પણ નવાં ધોરણો અને નવી રુચિ ઘડવા શક્તિમાન થાય છે. લાંબા સમય સુધી અમુક આદર્શને લક્ષ્ય કરી સાહિત્યમાં વિવેચનપ્રવૃત્તિ ચલાવનાર વિદ્વાન નિઃશંક સાહિત્યમાં નવાં ધ્યેયો અને નવા વિચારો પોષે છે. ઐતિહાસિક દૃષ્ટિએ જોઈએ તો આનંદ-

* જુઓ 'કાવ્યતત્ત્વવિચાર', પૃ. ૫૭

/ શંકરભાઈએ અમુક પુસ્તકો કે લેખકોના ગુણદોષની પરીક્ષા કરી તેમાં એમની સાહિત્યસેવા સમાપ્ત થઇ નથી; અથવા સ્વ. કેશવલાલભાઈ જેવા સંસ્કૃતના વિદ્વાને કરેલાં સંસ્કૃત નાટકોનાં ભાષાન્તરોની મહત્તા સાથે મર્યાદા દર્શાવી તેમાં જ, કે એક સુંદર ગદ્યશૈલી ઘડી આપી તેમાં પર્યાપ્ત થતી નથી. પરંતુ સાહિત્યના પ્રવાહને અમુક દિશામાં વાળ્યો છે, તેમાં જરૂર પડી ત્યારે સ્થિર કર્યો છે અને હરહમેશ સાચો પથ સાહિત્યના એક તત્ત્વજ્ઞની અદાથી દર્શાવી આપ્યો, તેમાં તે છે.

કવિતાને આત્માની કલા તરીકે સ્થાપી એમણે જ. હૃદયના વિકારોમાં જ કવિતાનું ઊગમ-સ્થાન જોનારને 'મહાભારત' અને 'ઇલિયડ' જેવાં ઉદાત્ત મહાકાવ્યોને ઉત્તમ કહેતાં મૂંઝવણ થતી, કારણ કે તેમાં ઊર્મિ જ સર્વથા મૂલગામી વૃત્તિ જણાતી નથી. આખરે તેમને એમ કહેવું પડતું કે કલ્પના કે બુદ્ધિની પણ અમુક ઉત્કટ અવસ્થા એ ઊર્મિ જ છે! બુદ્ધિનું સ્થાન તો અધમ કાવ્યમાં જ હોય એવું કંઈક મનાતું અને હીનચાતુરી એટલે બુદ્ધિ એવો જાણ્યે અજાણ્યે અર્થ થતો. કવિતાને આત્માની કલા માનવાથી ઉપરના અપવાદોમાંથી ઊગરી જવાય છે, એટલુ જ નહિ પરંતુ કલા માટે એક ઉત્તમ આદર્શ પ્રાપ્ત થાય છે. કલા અને નીતિના સૂક્ષ્મ સંબંધ પ્રત્યે પણ એક નવીન જ દૃષ્ટિ પ્રાપ્ત થાય છે.

કવિ ક્રાન્તદર્શી છે અને પોતાના કલ્પનાચક્ષુથી એ જે સૃષ્ટિ નિહાળે છે એ જ વાસ્તવિક છે અને આપણે જોઈએ છીએ તે જગત ખોટું છે, એ સિદ્ધાન્ત એમણે તત્ત્વજ્ઞાનના આદર્શવાદને લક્ષમાં રાખી વર્ષો સુધી એકસરખા ઉત્સાહથી પ્રતિપાદિત કર્યો અને પ્લેટોને એરિસ્ટોટલે આપેલા ઉત્તર કરતાં પણ પોતે અમુક અંશમાં વધુ સમર્થ ઉત્તર આપ્યો છે. એમના જીવનના ઉત્તર ભાગમાં વાસ્તવવાદી સાહિત્ય પ્રત્યે વાચક તેમ જ લેખકગણોનો પક્ષપાત વધતો જોઈ ઉપરનો સિદ્ધાન્ત એ ફરીફરી ઉચ્ચારતા થાકતા નહિ.

આ ઉપરાંત કલાસિકલ અને રોમેન્ટિક સાહિત્ય વિશે એમણે રજૂ કરેલો સાચો મધ્યમ માર્ગ અને અન્ય અનેક નાનાંમોટાં પ્રસંગોપાત્ત ઉચ્ચારેલાં સાહિત્યસૂત્રો, આપણા સાહિત્યમા એક અત્યંત સંસ્કારી કોમળ છતાં સ્વસ્થ સાહિત્યરુચિ ઘડી ગયાં છે.

સાહિત્ય પરિષદો તેમ જ અન્ય સંમેલનો વિશે એમણે જે વખતોવખત ઉત્સાહપૂર્વક મૂલ્ય-વાન સૂચનો કરેલાં એ ઘણાં મહત્ત્વનાં છે. સાહિત્ય પરિષદનું નાવ જે વારંવાર બંધારણના ખડક પર ટકરાઇ પડે છે તે બંધારણને તેઓ યોગ્ય રીતે જ એક ગૌણ પ્રશ્ન લેખતા હતા, અને પરિષદના કર્તવ્યની ગીમારેખા દોરી તે પ્રત્યે જ એના સૂત્રધારોનું લક્ષ એ ખેંચતા. કેળ-વણી અને સાહિત્યના સંબંધની પણ એમણે ચર્ચા કરી છે. ગુજરાતનાં છેલ્લાં ૬૦ વર્ષનો કેળવણીનો ઇતિહાસ કોઇએ લખવો જોઈએ એવી ઇચ્છા એમણે પ્રસંગે પ્રસંગે વ્યક્ત કરી છે. ઉચ્ચ શિક્ષણ માટે કેળવણીનું શિક્ષાવાહન અંગ્રેજી રાખવું, માતૃભાષા નહિ એવો એમનો આગ્રહ હતો. એ માન્યતા એમની પાછળથી ફેરવાઈ દૃષ્ટિબિંદુના આ પરિવર્તનનો ઇતિહાસ પણ રસિક હોવો જોઇએ. આ વિચારણાઓથી પણ વિશેષ મહત્ત્વની એમની વિચારણાઓ તે

ગુજરાત યુનિવર્સિટીની સ્થાપના વિશેની છે. એમાં પણ, એક પક્ષે, પ્રાચીન આશ્રમો અને બીજે પક્ષે પશ્ચિમની મધ્યકાલીન અને આધુનિક વિદ્યાપીઠોના આદર્શના સમન્વયમાં જ ગુજરાત યુનિવર્સિટીનું પોતાનું પ્રિય સ્વપ્ન સાક્ષાત્ કરવાની એમનો અભિલાષા હતી.

એમનાં વિવેચનનો જોઈએ તેટલો લાભ, છેલ્લી વીશીના અને વિશેષે છેલ્લા દાયકાના સાહિત્યને મળ્યો નહિ, એ એક ખેદજનક પરિસ્થિતિ ગણાય. એ સમય દરમિયાન ઘડાયેલાં અને વધુ પ્રિય બનેલાં સાહિત્યસ્વરૂપો વિશે એમના અભિપ્રાયો કે માર્ગદર્શન ઓછા જ પ્રમાણમાં મળી શક્યાં. એનું મુખ્ય કારણ એમની દિનપ્રતિદિન શિથિલ થતી જતી પ્રકૃતિ અને તે કારણે 'વસંત'ના પ્રકાશનમાં પણ વધુ ને વધુ અનિયમિતતા આવી ગઈ તે હતું. ટૂંકી વાર્તાની કલા વિશે, તેના ભવિષ્ય વિશે એમણે અછડતી જ ચર્ચા કરી છે. કરુણપ્રશસ્તિ સિવાય અન્ય અર્વાચીન કાવ્યસ્વરૂપો વિશે પણ એમણે ખાસ કાંઈ કહ્યું નથી. કાવ્યમાં છંદના પ્રયોગો, ગેયાગેયતાનો પ્રશ્ન આદિની છણાવટ એમને હાથે થઈ શકી નહિ. એ રીતે અર્વાચીન સાહિત્યજીવનના દિવસે દિવસે વધુ અગત્યના બનતા જતા પ્રશ્નો વિશે એમની વિદ્વત્તાનો લાભ ગુજરાતને મળ્યો નહિ તે સાચે જ શોચનીય પરિસ્થિતિ છે.

સાહિત્ય, શિક્ષણ, તત્ત્વજ્ઞાન, સામાજિક અને રાજકીય પરિસ્થિતિ, ઇતિહાસનું તત્ત્વચિંતન ઇત્યાદિ વિષયોમાં હરહંમેશ, કંઇ ને કંઈ અવનવીન અને મૌલિક ચિંતન કરનારી આ સર્વતોમુખી પ્રતિભાએ ગુજરાતી સાહિત્ય અને જીવનની કરેલી સેવા વિશે કેટલાકને અસંતોષ રહે છે તે વાજબી છે? ચાળીસ વર્ષના લાંબા પટમાં કરેલી સાહિત્યપ્રવૃત્તિ પ્રમાણમાં આપણને અલ્પ લાગે એ ખરું, પણ એનું ખરું મૂલ્ય તો એણે કરેલી ઊંડી અસરથી માપવાનું છે. એ દૃષ્ટિએ જોતાં એમની પ્રતિભાને વંધ્ય લેખનારે તો એમને અન્યાય જ કર્યો છે એમ કહ્યા વગર છૂટકો નથી.

અત્યંત તર્કબદ્ધ અને અર્થઘન વાક્યાવલિ એના સ્વાભાવિક ક્રમમાં જ આવે, છતાં યંત્રવત્ બને નહિ, સજીવ અને ચેતનવંત રહે, તોપણ એ ચેતન કૃત્રિમ તનમનાટ કે ચનગનાટમાં પરિણમે નહિ, પણ સ્વસ્થ અને ઉદાત્ત ચિત્તના પરિપાકરૂપ—એવી આ લખાવટ એક બેનમૂન ગદ્યશૈલી ઘડી આપે છે. ગગનવિહારી નહિ છતાં પૃથ્વીની છેક સપાટીએ પણ રહેનારી નહિ, અસ્ખલિત વહી જાય તોપણ ધોધમાર પડે નહિ, પરંતુ શાન્ત, સ્વચ્છ નદી ચાલી જાય એવી સ્વ. કાન્તની કવિતાશી સુમધુર અને પ્રાસાદિક આ શૈલી છે. નરસિંહરાવના અતિદીર્ઘતા અને વિષયાન્તરના દોષથી મુક્ત, મિતાક્ષરી, પ્રો. ઠાકોર જેવી વિમતપ્રચુર નહિ પણ મીઠી મીઠી વ્યંજનાથી આનંદ પમાડનારી, શુચિતા અને પાવિત્ર્ય, શાન્તિ અને ગાંભીર્યનું અખંડ ભાન કરાવનારી એ શૈલીના જનકને વંદન હો!

# નિરુક્ત

[ અધ્યાય બીજો, ખંડ એકથી ચાર : વ્યુત્પત્તિશાસ્ત્રને લગતાં ]

પ્રા. ડોલરરાય ર માંકડ

## ખંડ પહેલો

હવે વ્યુત્પત્તિ. તેમા જેના સ્વર અને વ્યાકરણવિષયક રૂપો પૂર્ણ હોય અને જે ઘણા જ જુદા તરી આવે તેવા વિકારવાળા હોય તે (શબ્દો)ની વ્યુત્પત્તિ સામાન્ય રીતે કરવી[1] પણ અપૂર્ણ અર્થ હોય અને જુદો તરી આવે તેવો વિકાર ન હોય તો બીજા કર્મના સામ્યથી તેના સામાન્ય અર્થની પરીક્ષા કરવી.[2] (કર્મનું) સામ્ય પણ ન હોય તો અક્ષરના સામ્યથી વ્યુત્પત્તિ કરવી, પણ ન કરવી એમ તો નહિ જ.[3] વળી વ્યાકરણવિષયક રૂપને બહુ વળગવુ નહિ એ રૂપો અપવાદથી ભરપૂર હોય છે[4] અર્થને અનુરૂપ વિભક્તિઓ સમજાવવી[5]

---

૧. આ પહેલા ખંડમા યાસ્ક વ્યુત્પત્તિશાસ્ત્રના કેટલાક સામાન્ય નિયમો અને ઉત્સર્ગો આપે છે. કેટલાક શબ્દો એવા હોય છે, જેના મૂળ ધાતુ વિશે આપણને શંકા જ ન રહે, કેમકે એનું વ્યાકરણ વિષયક રૂપ પૂર્ણ હોય, એટલે કે મૂળ ધાતુમાથી એનું અત્યારનુ રૂપ કેમ થયુ છે તેના બધા સ્થિત્યન્તરોની આપણને જાણ હોય અને તેથી કરીને જેની વ્યુત્પત્તિ આપણને સાકારહિત સ્પષ્ટ થઈ જતી હોય આવા શબ્દોની વ્યુત્પત્તિ વિશે તો મુશ્કેલી રહે જ નહિ. એનો મૂળ ધાતુ સ્પષ્ટ રીતે સમજાય તે જ હોય

૨ પણ કેટલાક શબ્દોમા એના મૂળ ધાતુ વિશે શંકા રહે તેવુ હોય, કેમકે એનુ રૂપ જ આપણને પૂરુ સમજાતુ ન હોય આવા શબ્દોમા એના જ અર્થના બીજા શબ્દના સામ્યથી વ્યુત્પત્તિ કરવી જેમકે આચાર્યને યાસ્ક આચિમાથી પણ વ્યુત્પન્ન કરે છે એમા આચાર્યનું રૂપ બરાબર ન સમજાતું તેથી એના જેવો શબ્દ લઈને आचिनोत्यर्थानित्याचार्य એમ એની વ્યુત્પત્તિ આપી છે આ ઉત્સર્ગ આપણે જેને analogy કહીએ છીએ તે છે.

૩ જ્યાં અર્થસામ્ય પણ ન હોય ત્યાં શું કરવુ ? યાસ્ક કહે છે કે એવા વિષયમા માત્ર વર્ણસામ્યથી પણ વ્યુત્પત્તિ કરી બતાવવી, પણ સાવ ન કરવી એમ ન કરવુ આ વર્ણસામ્યનો ઉત્સર્ગ ઘણો જ જોખમભરેલો અને અશાસ્ત્રીય બની જવાનો સંભવ છે

૪ આ ખંડના છેલ્લા ભાગ ઉપરથી સમજાશે કે યાસ્કના વખતમા જ વૈદિક ભાષાના કેટલાયે રૂપો અપવાદરૂપ ગણાવા લાગ્યા હતા અને એનુ મૂળ ભુલાઈ ગયું હતું અને તુલનાત્મક ભાષાશાસ્ત્રની જાણ એ વખતે નહોતી તેથી યાસ્ક આવા શબ્દોમા વ્યાકરણના રૂપને વળગવાની ના પાડે છે અલબત્ત આમા શાસ્ત્રીય દૃષ્ટિએ અચોક્કસતા જ છે

૫ કર્તા, કર્મ વગેરેના અર્થ મુજબ વિભક્તિઓ સમજાવવી

प्रत्तम्, अवत्तम्, વગેરેમા ધાતુનો પહેલો ભાગ જ રહે છે[૬] વળી અસૂમા વિકારે પહેલા આદિલોપ થાય છે, स्त सन्ति વગેરે[૭] વળી અન્તલોપ થાય છે, गत्वा, गतम् વગેરે[૮] વળી ઉપાન્ત્યલોપ થાય છે जग्मतु, जग्मु વગેરે[૯] વળી ઉપાન્ત્યનો વિકાર થાય છે, राजा दण्डी વગેરે[૧૦] વળી એક વર્ણનો લોપ થાય છે, तत्त्वा यामि[૧૧] વળી બે વર્ણોનો લોપ થાય છે, तृच[૧૨] વળી ધાતુના આદિભાગમા વિપર્યય થાય છે, ज्योति, घन, बिन्दु वाटय વગેરે[૧૩] વળી આદિ અને અન્ત્યનો વ્યત્યય થાય છે, स्तोक, रज्जु, सिकता तर्कु[૧૪] વળી ( ધાતુના ) અન્ત્યભાગમા ફેરફાર થાય છે ओघ, मेघ, नाघ, गाघ, वधू, मधु, વગેરે[૧૫] (ખડ ભોજો) વળી વર્ણનો વધારો થાય છે, आस्थत्,

૬ હવે કેટલાક ઉચ્ચારશાસ્ત્રાત્મક ઉત્સર્ગો ( Phonetic laws ) આપે છે

प्र+दत्तम् નું प्रत्तम् અને अव+दत्तम् નુ अवत्तम् થઈ જાય છે તેમા ધાતુનો પહેલો ભાગ જ રહે છે એમ યાસ્ક કહે છે આ બન્ને દૃષ્ટાન્તોમા ધાતુ दा છે તેના ક્ત ભૂ કૃના રૂપ दत्तम्‌માથી 'द' ઊડી ગયો છે, એટલે કે પ્રથમાક્ષર ઊડી ગયો છે પણ યાસ્ક તો ધાતુનો પહેલો ભાગ જ રહે છે એમ કહે છે તેથી આપણે આ બન્ને દૃષ્ટાન્તોમા સોપસર્ગ ધાતુ प्रदा કે अवदा જ ગણવો જોઈએ તો જ એમ કહી શકાય કે ધાતુનો પ્રથમ ભાગ प्र અને अव રહ્યા છે

૭ स्त, सन्ति વગેરેમા મૂળ ધાતુ असનો આદિ વર્ણ अ લોપાયો છે

૮ गत्वा, गतम् વગેરેમા મૂળ ધાતુ गम्‌ના અન્ત્યના म् નો લોપ થયો છે

૯ जग्मतु, जग्मु વગેરેમા મૂળ ધાતુ गम्‌ના ઉપાન્ત્ય વર્ણ अનો લોપ થયો છે આ ઉત્સર્ગ જેને ablaut કહે છે તેને લગતો છે

૧૦ राजा, दण्डी વગેરેમા મૂળ શબ્દ राजन् અને दण्डिन्‌ના ઉપાન્ત્ય સ્વર अ અને इ નો અનુક્રમે आ અને ई થયો છે એટલે ઉપાન્ત્યનો વિકાર થયો છે અલબત્ત આમા ઉપરના ત્રીજા ઉત્સર્ગ મુજબ અન્ત્ય લોપ પણ થયો જ છે

૧૧ तत् त्वा यामि मा यामि ને याचामि નુ અપૂર્ણ રૂપ ગણાય છે તેથી એમા चानो લોપ થયો ગણવો

૧૨ तृच मा મૂળ त्रि+ऋक्‌માથી त्रिना र् અને इ બન્નેનો લોપ થયો છે આમ तृ+ऋक्=तृच

૧૩ ज्योति વગેરેમા ધાતુના આદિભાગમા વર્ણવિપર્યય થાય છે તે આમ

द्युत्=द+युत=ज्+युत्=ज्युत्=ज्योत् ( द् નો ज् ) हन्=घन्=घन ( ह् નો घ् )
भिन्द=बिन्द्=बिन्दु ( भ् નો ब् ) भाद्=वाद्=वाटय ( भ નો व् )

૧૪ स्तोक વગેરે શબ્દોમા આદિ અને અન્ત્ય વર્ણનો વ્યત્યય થાય છે

श्चुत्=श्+च्+उ+त् मा આદિ श् અને અન્ત્ય च् ની ફેરબદલી નથી થઈ પણ આદિ श् નો स् થયો છે અને અન્ત્ય त् નુ च्‌ની સાથે સ્થાનાન્તર થયુ છે रज्जुને सृज्‌માથી વ્યુત્પન્ન કરે છે सृज्=रस्ज्=जर् એમ ગણીએ તો એમ કહી શકાય કે जर् ધાતુમા ज् અને र्‌નો વ્યત્યય થયો છે सिकताने कस् ધાતુમાથી વ્યુત્પન્ન કરે છે कस्=सक्=सिक् વગેરે આમા कस मा स् અને क्‌નો વ્યત્યય થયો ગણાય तर्कुને कृत्‌માથી વ્યુત્પન્ન કરે છે कृत्=कर्त्=तर्क=तर्कु આના कर्त्‌મા क् અને त्‌નો વ્યત્યય થયો ગણાય આ ઉત્સર્ગ જેને આપણે વર્ણવ્યત્યય (metathesis) કહીએ છીએ તે છે પણ ઉપરની વ્યુત્પત્તિઓમા શાસ્ત્રીયતા બધે ય જળવાઈ નથી.

૧૫ ओघ વગેરેમા ધાતુના અન્ત્ય ભાગમા જ ફેરફાર થાય છે

विश्वक्द्रार्वणः ( ધિક્કારપાત્ર કૂતરાની પેઠે ગમે છે તે ). वि અને चक्द्र. चक्द्र કૂતરાની ગતિ માટે વપરાય છે. द्राति એટલે ગતિ. कद्राति એટલે ધિક્કારપાત્ર ગતિ. चक्द्राति તે कद्राति ઉપરથી નિરર્થક દ્વિરુક્તિ થઈને. તે તેમાં છે તે विश्वक्द्र.[૨૩]

कल्याणवर्णरूपः કલ્યાણ વર્ણ જેવું જેનું રૂપ છે તે. कल्याण ઇચ્છાવાચક રોગ છે. वर्ण ધાતુ ઉપરથી. रूप धा.रुच् ઉપરથી.

આવી રીતે તદ્ધિત રૂપો અને સમાસોની વ્યુત્પત્તિ આપી.

अस्तब्धरहित (જુદા પડેલા) શબ્દો ન સમજાવવા—વ્યાકરણથી અનભિજ્ઞને, છાત્રાલયમાં ન રહેતો હોય તેવા શિષ્યને, આ ( વ્યુત્પત્તિશાસ્ત્ર ) સમજવાને અશક્ત હોય તેને. કારણ અજ્ઞાની હંમેશાં જ્ઞાનીની અદેખાઈ કરે છે. છાત્રાલયમાં રહેનાને સમજાવવા અથવા જે સમજવાને સમર્થ હોય તેને અથવા બુદ્ધિશાળીને અથવા ઉદ્યમીને.[૨૪]

## ખંડ ચોથો

"ખરેખર વિદ્યા બ્રાહ્મણ પાસે ગઈ. ' મને રક્ષ, હું તારો ભંડાર છું. અદેખાઈવાળા પાસે, નીચ હૃદયવાળા પાસે, નિરુદ્યમી પાસે અને પ્રકાશજે નહિ. તો હું બળવાન થઈશ.

સુખી કરીને તથા અમૃત આપીને જે સત્ય વડે કર્ણને વીંધે છે તેને માતા અને પિતાની પેઠે માન આપવું તથા તેના તરફ દ્વેષભાવ ન રાખવો.

જે ભણેલા શિષ્યો ગુરુને મનથી, વચનથી અને કર્મથી માન આપતા નથી, તેને ગુરુ ભોજન નથી આપતા તેમ જ વિદ્યા પણ તેને પ્રમાદ નથી આપતી.

જે પવિત્ર અપ્રમત્ત વિદ્વાન અને બ્રહ્મચર્યનું પાલન કરનારો હોય, (વળી) જે તારા પ્રતિ દ્વેષભાવી ન હોય તેની આગળ જ, હે બ્રહ્મન, સંઘરવા માટે તું મને પ્રકાશ.'"

---

૨૩. द्राति એટલે ગતિ कद्राति એટલે ખરાબ ગતિ, કુત્સિત ગતિ. कद्रातिની નિરર્થક દ્વિરુક્તિ (redundant reduplication) થતા कक्द्राति–चक्द्राति એમ થાય. એમાં વિસ્ ભળતાં विश्वक्द्र થયું આમ દરેક અવયવ છૂટો પાડીને યાસ્કે વ્યુત્પત્તિ કરી બતાવી છે,

૨૪ અનધિકારીને આમ છૂટા શબ્દો સમજાવતા અનર્થ થવાનો સમ્ભવ છે, માટે અધિકારીને જ વ્યુત્પત્તિશાસ્ત્રના નિયમો સમજાવવા આ વાત ઉપર યાસ્ક બહુ ભાર મૂકે છે અને એના ટેકામાં ચોથા ખંડમાં આપેલા ચાર મંત્રો ટાંકે છે. આ એક શાસ્ત્ર છે અને અનધિકારીના હાથમાં આવી પડતા એનો દુરુપયોગ થવાનો સંભવ છે

# હેમચન્દ્રનાં આદેશવિધાનો

## પં બેચરદાસ જીવરાજ દોશી

**આ લઘુપ્રબંધમાં** આચાર્ય હેમચન્દ્રનાં આદેશવિધાનો વિશે ભાષાવિજ્ઞાનની દૃષ્ટિએ વિચાર કરવાનો છે. આ૦ હેમચંદ્રે વ્યાકરણશાસ્ત્ર બાબત ગુજરાતને સ્વતંત્ર કરવા અને તે વિશેની ગુજરાતની પ્રતિષ્ઠા વધારવા સાંગોપાંગ [1]'**સિદ્ધહેમશબ્દાનુશાસન**' નામનું એક સરળ, સુગમ અને ભાષાનો બોધ વીના પમાડે તેવું વ્યાકરણ રચેલું છે, તેના ઉપર [2]નાની, મોટી અને બૃહત્તર એવી ત્રણ ટીકાઓ પણ તેઓ પોતે લખી ગયા છે તેમા બધા મળીને આઠ અધ્યાય છે સાત અધ્યાયો કેવળ સંસ્કૃત ભાષાની વ્યુત્પત્તિ વિશે લખાયા છે અને આઠમા અધ્યાયમા પ્રાચીન તથા અર્વાચીન પ્રાકૃતભાષા ઉપરાંત શૌરસેની, માગધી, પૈશાચી અને અપભ્રંશ ભાષાની ઘટના સમજાવેલી છે એ આઠમા અધ્યાયના ચોથા પાદમા ૪૪૮ સૂત્રો છે, તેમા ૨૫૯ સૂત્રો ક્રિયાપદોની સમજણ માટે મૂકેલા છે એમા વધારે સૂત્રો ધાતુઓના આદેશ બતાવનારા છે એ જ અધ્યાયના બીજા પાદમા પણ થોડાક સૂત્રો નામોના આદેશોના વિધાન માટે આપેલા છે વળી, સંસ્કૃતના સાત અધ્યાયોમા પણ અનેક સૂત્રો [3]નામોના તથા [4]ધાતુઓના આદેશોની સમજણ આપનારા છે, પરંતુ અહીં

---

૧. આ વ્યાકરણના સમગ્ર પરિચય માટે જુઓઃ 'ગુજરાતનું પ્રધાન વ્યાકરણ' એ નામનો મારો નિબંધ—'પુરાતત્ત્વ' વર્ષ ૪, અંક ૧—૨, પૃ૦ ૧૨થી.

૨. નાની ટીકાનું નામ 'સિદ્ધહેમશબ્દાનુશાસન લઘુવૃત્તિ' છે તેને સૌથી પ્રથમ 'બનારસ યશોવિજયજી જૈન પાઠશાલા' તરફથી પ્રસિદ્ધ કરવામા આવેલી મોટી ટીકાનું નામ 'સિદ્ધહેમ' અથવા 'સિદ્ધહેમશબ્દાનુશાસન બૃહદ્વૃત્તિ' છે તેનું પરિમાણ લઘુવૃત્તિ કરતા બમણુ છે—અઢાર હજાર શ્લોક છે અને બૃહત્તરવૃત્તિનું નામ 'ન્યાસ' છે તેનું પ્રમાણ ૮૪,૦૦૦ શ્લોક છે. ખેદ છે કે આ 'ન્યાસ' હમણા પૂરો મળતો નથી બૃહદ્વૃત્તિ છપાયેલી છે ખરી, પણ તે ઘણી જ અશુદ્ધ છપાયેલી છે

૩ 'कु' ना 'कत' आदेश जुओ ३ । २ । १३० ।
'कु' नो 'का' ,, ,, ३ । २ । १३४ ।
'सह' नो 'स' ,, ,, ३ । २ । १४३ ।
'इदम्' नो 'ईत्' ,, ,, ३ । २ । १५२ ।
'किम्' नो 'कीत्' ,, ,, ३ । २ । १५३ ।
'विश्रवस्' नो 'रावण' ,, ,, ६ । १ । ६५ ।
'ऊर्ध्व' नो 'उप' ,, ,, ७ । २ । ११४ ।
ઇત્યાદિ અનેકાનેક સૂત્રો આદેશવિધાયક છે

૪ 'घ्रा' नो 'जिघ्र' आदेश जुओ ४ । १ । १०८ ।

द्वार, मज्जा[૧૬] વળી જ્યારે ધાતુમાં સ્વરની લગોલગ અન્તઃસ્થ આવે ત્યારે તે બે શબ્દોનુ મૂળ થાય છે. તેમાં જો સિદ્ધ રૂપ એક અંગમાથી ન સાધિત થતું હોય તો બીજું અંગ તપાસવું. તેમાં પણ કેટલાક તો લૌકિક વખતે જ વપરાય છે, જેમકે ऋति, मृदु, पृथु, प्रुषत, कुणारुम् વગેરે.[૧૭]

વળી લૌકિક ધાતુમાથી વૈદિક નામો સધાય છે, જેમકે दमूना, क्षेत्रसाधा તેમ જ વૈદિક (ધાતુમાંથી) લૌકિક (નામો સધાય છે,) જેમકે उष्णम्, घृतम्[૧૮]

વળી કેટલાક મૂળ રૂપ વાપરે છે, તો કેટલાક વિકૃત રૂપ વાપરે છે ધા.शिव् જવું કંબોજોમા જ વપરાય છે. કમ્બોજ, કમ્બલથી આનન્દ માનનાર કે કમનીય ચીજથી આનન્દ માનનાર, કમ્બલ કમનીય હોય છે. આનું વિકૃત રૂપ शव આર્યોમા વપરાય છે. ધા.दा કાપવું પૂર્વના લોકોમા,

---

ओघ=ધા वह्માથી છે. તેમા અન્ત્ય ह નો घ् થયો છે मेघ=ધા.मिह्માથી છે તેમા અન્ત્ય ह्નો घ् થયો છે नाघ=ધા.नाथમાથી છે. તેમા અન્ત્ય थ् નો घ् થાય છે गाघ=ધા.गाह्માથી છે. તેમા અન્ત્ય ह् નો घ् થાય છે वघू=ધા वह्માથી છે. તેમા અન્ત્ય ह्નો घ् થયો છે. मधु=ધા.मद्માથી ગણાય છે. તેમા અન્ત્ય द નો घ् થયો છે.

૧૬. आस्थत् વગેરેમા એક વર્ણનો વધારો થાય છે.
आस्यतने अस्માથી વ્યુત્પન્ન કરીને તેમા य्નો વધારો થયો છે એમ મનાય છે द्वार ने ધા वृમાથી વ્યુત્પન્ન કરીને તેમા द्नो વધારો થયો છે એમ મનાય છે. मज्जा ने ધા मज्ज्માથી વ્યુત્પન્ન કરીને એમા अनो વધારો થયો છે એમ મનાય આ ઉત્સર્ગને anaptyxis કહી શકાય

૧૭ સ્વરની લગોલગ અન્તઃસ્થ જેમા હોય તેવા ધાતુમાથી બે શબ્દો નિષ્પન્ન થાય છે. તેના ऋति વગેરે દૃષ્ટાન્તો છે
ધા अत्મા સ્વર अ અને અન્તઃસ્થ व् લગોલગ છે તેમાથી ऋति અને अवन એમ બે શબ્દો વ્યુત્પન્ન થાય છે ધા.म्रद મા र्+अ છે તેમાથી मृदु અને मार्दव વગેરે થાય છે ધા प्रथ्મા र्+अ છે. તેમાથી पृथु, प्रथन વગેરે થાય છે ધા प्रुष् મા र्+उ છે તેમાથી प्रुषत, पृश्नि વગેરે થાય છે ધા क्वण् મા व्+अ છે. તેમાથી कुणारुम्, क्वणन વગેરે થાય છે

૧૮ અહીં યાસ્ક વૈદિક ભાષા એટલે તે વખતની સાહિત્યકીય ભાષા અને લૌકિક ભાષા એટલે બોલાતી ભાષાની વાત કરે છે એના વખતમા કેટલાક શબ્દો એવા હતા જેના ધાતુઓ લૌકિક બોલીમા જ વપરાતા પણ એના ઉપરથી નિષ્પન્ન થતા નામો વૈદિક ભાષામા જ વપરાતા, એટલે કે લૌકિક બોલીમા એ નામો ન વપરાતા અને વૈદિક ભાષામા એ ધાતુઓ વપરાતા આવા નામોને વ્યુત્પન્ન કરવામા લૌકિક ધાતુઓનો જ આશ્રય લેવો પડતો તેવી જ રીતે કેટલાક ધાતુઓ વૈદિક ભાષામા જ વપરાતા અને એમાથી નિષ્પન્ન થયેલા નામો જ માત્ર (તે તે ધાતુઓ નહિ) બોલીમા વપરાતા આવા નામોની વ્યુત્પત્તિ કરવામા વૈદિક ધાતુઓનો જ આશ્રય લેવો પડતો. આ બતાવે છે કે યાસ્કના વખતમા બોલાતી ભાષા (પ્રાકૃત) અને વૈદિક ભાષા વચ્ચે સારી પેઠે તફાવત પડવા માડ્યો હતો दमूना (ઘર) ધા दम् ઉપરથી ગણાય છે क्षेत्रसाधा.મા ધા साध् છે. આ ધા दम् અને ધા साध्ने યાસ્ક લૌકિક ગણે છે उष्ण ધા उष् ઉપરથી અને घृतम् ધા घृ ઉપરથી છે તે બન્નેને યાસ્ક વૈદિક ધાતુઓ ગણે છે

दात्रम् પશ્ચિમના લોકોમાં વપરાય છે.[૧૯] આમ એકલા શબ્દો વ્યુત્પન્ન કરવા.

પણ તદ્ધિત રૂપમાં અને એક કે અનેક અવયવવાળા સમાસમાં ક્રમવાર એક પછી એક જુદા કરીને (શબ્દો) વ્યુત્પન્ન કરવા. दण्ड्यः पुरुषः દંડને લાયક છે કે દંડથી સધાય છે. दण्ड ધા.दा ધારણ કરવું ઉપરથી. अक्रूरो ददते मणिम् ( અક્રૂર મણિ ધારણ કરે છે. ) એમ વપરાય છે. દમન ઉપરથી ( દમન કરે છે માટે ) दण्ड એમ ઔપમન્યવ.[૨૦] दण्डमस्याकर्षत ( 'તેનો દંડ કરો' અથવા તેનો દંડ ખેંચી લે છે કે તેનું અપમાન કરે છે.' ) તે નિન્દાવાચક છે. कक्ष्या એટલે ઘોડાનું દોરડું. કાખની આસપાસ ગતિ છે. कक्ष ( શબ્દ ) ધા.गाह्+क्ष પ્રત્યય ઉપરથી કે ધા.ख्या ઉપરથી નિરર્થક દ્વિરુક્તિ થઈને. તેમાં જોવા જેવું શું છે? અથવા ધા.कष् ઉપરથી. આના સામ્ય ઉપરથી મનુષ્યની કાખ અને તે કાખના સામ્ય ઉપરથી અશ્વની.[૨૧]

## ખંડ ત્રીજો

રાજાનો પુરુષ તે રાજપુરુષ. राजा ધા.राज् ઉપરથી. પુરુષ એટલે पुरिषाद ( પુરમાં=શરીરમાં બેસનાર ) અથવા पुरिशय ( પુરમાં સૂનાર ) અથવા ધા.पृ ઉપરથી. અંદરનો ભાગ પૂરે છે— અંતરાત્મા સમ્બન્ધી.[૨૨]

" આ બધું જગત તે અંતરાત્માથી પુરાયું છે, જેનાથી પર કે અપર કંઈ નથી, જેનાથી નાનું કે મોટું કંઈ નથી અને જે વૃક્ષનીપેઠે આકાશમાં સ્થિર ઊભો છે." આ પણ વૈદિક મંત્ર છે.

૧૯. અહીં યાસ્ક પ્રાન્તીય બોલીઓની વાત કરે છે. જેવો સમ્બન્ધ ઉપરના ટિપ્પણમાં વૈદિક ભાષા અને સામાન્ય લૌકિક બોલી વચ્ચે બતાવ્યો તેવો જ સમ્બન્ધ જુદીજુદી પ્રાન્તીય બોલીઓ વચ્ચે પણ હતો યાસ્કે આપેલાં દૃષ્ટાન્તો સ્પષ્ટ જ છે. આનો અર્થ એટલો જ કે આપણે જે પ્રાન્તીય પ્રાકૃતોની ( માગધી, શૌરસેની વગેરેની ) વાતો કરીએ છીએ, તે ત્યારે પણ સ્પષ્ટ થવા માંડી હતી.
વચમાં પ્રસંગાનુસાર કમ્બોજની વ્યુત્પત્તિ આપી છે. कम्+बोज (भोज) એમ ગણીને કમ્બલ ભોગવનાર તે કમ્બોજ કમ્બોજ, એમ એક, અને કમનીય ચીજ ભોગવનાર તે કમ્બોજ, કમ્બોજ એમ બીજી વ્યુત્પત્તિ એ શબ્દની આપી છે.

૨૦. दण्ड्य તદ્ધિત રૂપ છે. તેની બે વ્યુત્પત્તિ આપી છે. ધા.दा ધારણ કરવું ઉપરથી એક, અને બીજી ઔપમન્યવના મત મુજબ ધા.दम् દમન કરવું ઉપરથી. ધા.दा ધારણ કરવુંના અર્થમાં વપરાય છે તેના દૃષ્ટાન્ત તરીકે अक्रूरो ददते मणिम्‌નો દૃષ્ટાન્ત આપ્યો છે.

૨૧. અહીં कक्ष्याની વ્યુત્પત્તિ માટે ત્રણ ધાતુઓ આપ્યા છે: (૧) ધા.गाह्+क्ष પ્રત્યય, (૨) ધા.ख्या જેવું ઉપરથી દ્વિરુક્તિ=reduplication થઈને, खख्या—कख्या—कक्ष्या, (૩) ધા.कष् ઉપરથી. કક્ષ્યાનો મૂળ અર્થ 'ઘોડાનું દોરડું'. પણ એ દોરડું કાખમાં થઈને બંધાય છે, તેથી લક્ષણાથી કક્ષ્યાનો કાખ થયો, એમ યાસ્કનો મત છે.

૨૨. पुरुषની વ્યુત્પત્તિ માટે ત્રણ ધાતુ આપ્યા છે. पुरि+ધા.सद्, पुरि+शी(शय्) અને ધા.पृ પૂરવું. આ બધાના મૂળમાં મનુષ્યના શરીરમાં કોઈક અંતરાત્મા બિરાજે છે એવી માન્યતા રહી છે. એ માન્યતાના ટેકામાં એક વૈદિક મંત્ર પણ યાસ્કે ઉપર ઉલ્લેખ્યો છે.

એ વિશે વિચાર કરવાનો નથી અહીં તો કેવળ આઠમા અધ્યાયના બીજા પાદ તથા ચોથા પાદમા આવેલા નામોના તથા ધાતુઓના આદેશો વિશે ચર્ચા કરવાની છે

ઉક્ત ચર્ચા કરતાં પહેલા આદેશવિધાનની પદ્ધતિ અને આદેશના સ્વરૂપ વિશે થોડી વીગત આપવાની છે

ભાષ્યકાર મુનિશ્રી પતંજલિએ પોતાના ભાષ્યના પ્રારંભમા "अथ शब्दानुशासनम" એવુ વચન નોધેલુ છે તેનુ વિવરણ કરતા તેઓ જણાવે છે કે, "શબ્દોનો આરોવારો નથી તો પછી તેમનું અનુશાસન કેમ કરીને કરી શકાય? એકેએક શબ્દને નોધી સાથે તે દરેકનો અર્થ નોધી બતાવવો અને એ રીતે શબ્દોનું અનુશાસન સમઝાવી શકાય પરંતુ આ ઉપાય શક્ય નથી શબ્દો અનન્ત છે એથી તે એકેએક શબ્દની નોધ કરી જ શક્ય નથી તો પછી અર્થ સાથેની એવી નોધની તો શી સ્થિતિ?"

ત્યારે શબ્દોનું અનુશાસન કેમ કરીને થશે? આ પ્રશ્નના ઉત્તર માટે ભારતવર્ષના પ્રાચીન વ્યુત્પત્તિવિશારદ વૈયાકરણોએ તે નિરવધિક શબ્દસમૂહને સક્ષેપમા સમઝાવવાની અને તેના અર્થોને પણ સુગમ રીતે સમઝવાની એક સરસ કૂચી શોધી કાઢી છે અને તે આપણી પાસે 'ધાતુસગ્રહ'ને નામે વિદ્યમાન છે આપણા તે મહર્ષિઓએ એ પારવગરના શબ્દસાગરનુ ગભીર રીતે અવગાહન કર્યું, એકેએક શબ્દની અક્ષરઘટના તથા અર્થો પોતાના ચિત્તમા અવધારી લીધા અને પછી અન્વય તથા વ્યતિરેકની પદ્ધતિ દ્વારા તે દરેક શબ્દોના મૂળો શોધી કાઢયા એ મૂળોનું જ નામ ધાતુસગ્રહ વા ધાતુપાઠ આના મૂળરૂપ સગૃહીત ધાતુઓ આશરે ૧૦ હજારથી વધારે છે કરોડો શબ્દોની

---

| | | | | |
|---|---|---|---|---|
| 'अद्' नो 'घी' | ,, | ,, | ४ । ४ । | २ । |
| 'अस्' नो 'भू' | ,, | ,, | ४ । ४ । | १ । |
| 'चक्ष्' नो 'ख्शा' तथा 'ख्या' | , | , | ४ । ४ । | ३ । |
| 'सृ' नो 'धाव्' | , | ,, | ४ । २ । १०७ । | |

ઇત્યાદિ અનેકાનેક સૂત્રો ધાત્વાદેશવિધાયક છે

પાણિનીયના વ્યાકરણમા પણ આવા જ આદેશવિધાયક સૂત્રો છે

૫ જુઓ મહાભાષ્યના પ્રારંભ—

"अनभ्युपाय एष शब्दानां प्रतिपदपाठ । एवं हि श्रूयते—बृहस्पतिरिन्द्राय ... इन्द्रश्च अध्येता दिव्यं वर्षसहस्रम्—अध्ययनकाल, न चान्तं जगाम ।'

૬ આ મો ધાતુસગ્રહ દસ ભાગમા સગૃહીત છે તે દરેક ભાગનું નામ અને તેમા સગૃહીત ધાતુની સખ્યા આ પ્રમાણે છે

| | | |
|---|---|---|
| १ भ्वादिगण अथवा भूवादिगण | १०५८ | धातुसंख्या |
| २ अदादिगण | ७१ | ,, |

અક્ષરરચના તથા અર્થસંબંધ લક્ષ્યગત કરી અને તેમનું પરસ્પર તોલન કરી તેના મૂળો શોધવાં એ અસાધારણ પ્રતિભાનું કામ છે જે અન્વય-વ્યતિરેક પદ્ધતિનો આશ્રય લઈ એ મૂળો શોધાય છે, તે પદ્ધતિ ખાસ સમજવા જેવી છે

करण, कृति, कर्म, कार्य, कर्तव्य, करणीय कृत्य, कृत, कर्ता, कारक અને करिष्णु વગેરે શબ્દોમાં કોઈ ને કોઈ પ્રકારે સર્વત્ર ‘કરવું’ એ ક્રિયાનો ભાવ અનુગત છે અહીં આપણે એ નક્કી કરવું છે કે એ બધા શબ્દોમાં જે ‘કરવું’ ક્રિયાનો ભાવ વ્યાપ્ત છે, તે, એ શબ્દોના ક્યા ભાગમાં રહેલો છે—શું આખા શબ્દમાં એ ભાવ છે કે શબ્દના અમુક અંશમાં છે? कर्+अन, कृ+ति, कृ+म, कृ+तव्य, कृ+अनीय, कृ+त्य, कृ+त, कृ+ता, कृ+अक, कृ+इष्णु એ બધા શબ્દોનું આવું પૃથક્કરણ સ્વીકારી અને એમ કલ્પીએ કે ‘કરવું’ ભાવ ‘कृ’ પછી આવેલા ‘अन’ ‘ति’ ‘य’ વગેરે અંશોનો છે, તો જ્યાં જ્યાં એ ‘ति’ ‘अन’ ‘य’ વગેરે અંશો લાગેલા દેખાય ત્યાં બધે એ ભાવ હોવો જોઈએ અને એ અંશો જ્યાં ન દેખાય ત્યાં એ ભાવ ન હોવો જોઈએ જે બેનું સાહચર્ય હોય તે [7]‘અન્વય’ કહેવાય અને એક વિના બીજું સંભવી ન શકે તે [8]‘વ્યતિરેક’ કહેવાય ‘જ્યાં જ્યાં ધુમાડો છે ત્યાં બધે આગ હોવી જ જોઈએ’ એ ધૂમની સાથે અગ્નિનો અન્વય કહેવાય અને ‘જ્યાં આગ નથી ત્યાં ધૂમ નથી જ’ એ, એ બે વચ્ચેનો ‘વ્યતિરેક’ કહેવાય આ શબ્દોમાં પણ એ દૃષ્ટિએ જોતાં જ્યાં જ્યાં ‘ति’ ‘अन’ અને ‘य’ વગેરેનો આપણે કલ્પેલો ‘કરવું’ ભાવ હોય, તો તે જ્યાં જ્યાં ‘ति’, ‘अन’ અને ‘य’ વગેરે અંશો હોય ત્યાં બધે તેમનો ભાવ પણ અનિવાર્ય હોવો જોઈએ એ રીતે વાચક-વાચ્યનો અન્વય તપાસતાં એમ સ્પષ્ટ

---

| | | |
|---|---|---|
| ३ ह्वादि के जुहोत्यादिगण (अदादि-अंतर्गत) | १४ | " |
| ४ दिवादिगण | १४२ | " |
| ५ स्वादिगण | २९ | , |
| ६ तुदादिगण | १५८ | " |
| ७ रुधादिगण | २६ | , |
| ८ तनादिगण | ९ | |
| ९ क्र्यादिगण | ६० | , |
| १० चुरादिगण | ४१३ | , |

આ ઉપરાંત कण्ड्वादिगण વગેરે બીજા પણ ગણો છે તેમ જ કેટલાક ધાતુઓ ‘સૌત્ર ધાતુઓ પણ છે

७ “साधनधर्मानुवादेन साध्यधर्मस्य विधानम्—अन्वय
—( प्रमाणमीमांसा, पृ० ५८ पं० २० ।)

८ ‘साध्यधर्मव्यावृत्त्यनुवादेन साधनधर्मव्यावृत्तिविधानम्—व्यतिरेक ”
—( प्रमाणमीमांसा, पृ० ५८ पं० २१ ।)

માલૂમ પડે છે કે स्फूर्ति, स्फुरण, भूति, गमन, चिति, चया, भणिति, भणन, वान्ति, वमन, मृति, मरण વગેરે શબ્દોમાં 'ति' 'अन' એ બધા અંશો વિદ્યમાન છે છતાં તેમાંથી કોઈ 'કરવું' ભાવ નીકળતો નથી તેથી એમ જાણી શકાય છે કે 'કરવું' ભાવનો 'અન્વય' તે 'ति' વગેરે અંશો સાથે નથી. એથી ઊલટું જ્યાં 'ति' વગેરે અંશો નથી ત્યાં અર્થાત્ 'कृ', 'कर्' વગેરે અંશોમાં 'કરવા'ના ભાવનો અન્વય છે અને જ્યાં 'कृ' 'कर्' વગેરે અંશો નથી ત્યાં એટલે 'ति' વગેરે અંશોમાં 'કરવું' ભાવ નથી એ રીતે 'કરવા'ના ભાવનો અન્વય અને વ્યતિરેક 'कृ' કે 'कर्' અંશ સાથે છે, નહિ કે 'ति' વગેરે અંશો સાથે. આ રીતે અન્વય-વ્યતિરેક દ્વારા ક્રિયાવાચક પદનો નિર્ણય કર્યા પછી તે પ્રતિભાભરેલા વૈયાકરણોએ એ બધા 'करण' વગેરે શબ્દોનું મૂળ શોધવા ધાતુસંગ્રહ તરફ દૃષ્ટિ કરી, તો એ સંગ્રહમાં 'કરવા' અર્થનો વાચક એક 'कृ' ધાતુ છે. એની આ 'करण' વગેરેના 'कर्' ના 'कृ' અંશની અક્ષરશઃ તેમ અર્થશઃ સમાનતા જણાઈ, એથી એમણે પોતાના અનુશાસનમાં 'करण' વગેરે ઉક્ત બધા શબ્દોના મૂળ રૂપ 'कृ' ધાતુ કલ્પ્યો અને તે પછીના अन, ति, य, વગેરે અંશોને પ્રત્યય રૂપે સમજાવ્યા અને 'કરવા' ભાવના વિશેષક કહ્યા. જેમકે 'कर्ता' નો 'कर्' 'કરવું'ને દર્શાવે છે અને 'ता' અંશ એ ક્રિયાના કર્તાનો સૂચક છે અર્થાત્ 'कर्ता' એટલે 'કરનારો'. એ જ રીતે कार्य, कर्तव्य, करणीय અને कृत्य એ બધાનો અર્થ 'કરવા લાયક—કરવા જેવું' છે. આ રીતે કોઈ પણ શબ્દનું મૂળ શોધ્યા પછી એ શબ્દને લાગુ પ્રત્યયની યોજના કરવી અને શબ્દને બંધ બેસે એ પ્રમાણે મૂળમાં થોડો થોડો ફેરફાર કરવો. જેમકે 'करण' વગેરે શબ્દોમાં 'कृ' નો 'कर्' કરવો, 'कार्य'માં 'कृ'નો 'कार्' કરવો અને 'कृति' વગેરે શબ્દોમાં 'कृ' ને જ કાયમ રાખવો. આ પદ્ધતિમાંથી જ મૂળમાં અનેક જાતના ફેરફારોનો ઉદ્ભવ જન્મ્યો છે અને જે આદેશો વિશે આપણે અહીં ચર્ચા કરવાની તેમનું પ્રભવસ્થાન પણ ઉક્ત પદ્ધતિ જ છે અને આ આખી પદ્ધતિનું જ નામ 'શબ્દાનુશાસન' છે. આ પદ્ધતિના આશ્રયથી જ શબ્દના અપાર સાગરનો પણ પાર પામી શકાય એમ છે. માટે જ ભાષ્યકારે 'अथ शब्दानुशासनम्' કહીને વ્યાકરણ રચવાની પ્રતિજ્ઞા કરી છે અને એને પૂરી રીતે પાળી પણ બતાવી છે.

શબ્દોના મૂળો શોધાયા પછી તેમાં જે જાતના ફેરફારો કરવાના હોય છે તેમનું વર્ગીકરણ કરતા શ્રીયાસ્કમુનિ પોતાના નિરુક્તમાં એ ફેરફારોને આ પ્રમાણે જણાવે છે :

'[1]આદિલોપ, મધ્યલોપ, અંતલોપ, આદિવિકાર, મધ્યવિકાર, અંતવિકાર, વર્ણલોપ, દ્વિવર્ણ-લોપ (બે વર્ણોનો લોપ), આદિવિપર્યય, આદિ અને અંતનો વિપર્યય (વિપર્યય એટલે વ્યત્યય—અક્ષરનું ઊલટપાલટ થવું, એકને બદલે બીજું થઈ જવું), વર્ણોપજન (વર્ણનો ઉપજન—વધારો).' આ ઉપરાંત આગમ અને આદેશ એ બે ફેરફારોને પણ આમાં મેળવી લેવાના છે. આગમ એટલે કોઈ શબ્દના ગમે તે ભાગમાં કોઈ આગન્તુક અક્ષર આવીને બેસી જાય, યાસ્ક જેને 'વર્ણોપજન'

---

[1] "एवम् अयम् आदि-मध्य-अन्तलोप आदि-मध्य-अन्त-विकार वर्णलोप द्विवर्णलोप आदिविपर्यय आदि-अन्त-विपर्यय वर्णोपजन छन्दसि भाषायां च द्रष्टव्य । दृष्ट्वा च यथासंभवम् —अनुविधेय ' (निरुक्त, द्वितीय खंड, पृ० १२९, प० २-४ राजवाडे संपादित)

કહે છે તેમા આગમનો સમાવેશ થઈ શકે વૈયાકરણો કહે છે કે 'આગમ' મિત્ર જેવો છે (मित्र वद् आगम ) એથી તે મળમા કશો વિકાર ન ઉપજાવતા મૂળના કોઈ ભાગ પાસે આવીને મિત્રની પેઠે બેસી રહે છે 'આગમ'ના આવવાથી મૂળના ધ્વનિમા થોડો તફાવત પડે છે એ જ એની પ્રભુતા છે, ત્યારે આદેશ તો મૂળમા આમૂલચૂલ ફેરફાર કરી નાખે છે અને એમ છે માટે જ વ્યાકરણો 'આદેશ'ને શત્રુ જેવો ગણાવે છે ( शत्रुवद् आदेश ) 'આદિમધ્યાતવિકાર' કહો, 'વિપર્યય' કહો કે આદેશ કહો—એ બધા પર્યાય જેવા છે [10]યાસ્ક કહે છે કે કોઈ પણ શબ્દની નિષ્પત્તિ માટે તેનુ અક્ષરશ અને અર્થશ સમાન મૂળ શોધાયા પછી તેમા જે સસ્કાર એટલે સ્વરસસ્કાર વા વ્યજનસસ્કાર કરવાના હોય તે પણ મૂળના સ્વર વા વ્યજનની સમાનતાને લક્ષ્યમા રાખીને જ કરવા યાસ્કના કહેવા પ્રમાણે વ્યુત્પત્તિના ક્ષેત્રમા અક્ષરસામ્ય અને અર્થસામ્ય બન્ને અતિ આવશ્યક છે અને એમાય અર્થસામ્યની આવશ્યકતા તો વધારે છે

વૈયાકરણો પોતાનુ ચાલતા સુધી શબ્દમાત્રમા તેના મૂળને જાળવી રાખવાની વિશેષ કાળજી કરે છે અને જ્યારે ન જ ચાલે ત્યારે જ તેમા થોડો થોડો વિપરિણામ સૂચવે છે, પરતુ જ્યારે થોડો ફેરફાર પણ શબ્દસાધક ન નીવડે ત્યારે તેઓ મૂળમા સમૂળગો ફેરફાર કરવાનુ વિધાન કરે છે, તેમ છતાય માત્ર શબ્દ અને તેના મૂળના અર્થગત સામ્યનો વિચ્છેદ તો થવા જ નથી દેતા 'સમૂળગો ફેરફાર' અને 'આદેશ' એ બન્ને એક જ વસ્તુ છે. જ્યારે શબ્દના મૂળનો પત્તો જ ન લાગે, ત્યારે તેઓ [11]અર્થદૃષ્ટિને પ્રધાનસ્થાન આપીને એના આદેશોનુ વિધાન કરે છે. આ પદ્ધતિ કાંઈ આજકાલની નથી પરતુ પાણિનિમુનિએ[12] પણ તે પદ્ધતિનો આશ્રય લઈ અનેક શબ્દોની સાધના કરી બતાવી છે, તેથી એમ જણાય છે કે 'આદેશો' કરવાની પદ્ધતિ પાણિનિથી પણ પ્રાચીન છે

પાણિનિમુનિને માર્ગે ચાલીને આ૦ હેમચદ્રે પણ પોતાના સસ્કૃત અને પ્રાકૃત ભાષાના વ્યાકરણમા એવા અનેક આદેશોનુ વિધાન કરેલુ છે પ્રાકૃત વ્યાકરણમા વિહિત કરેલા એવા આદેશો બે પ્રકારના છે કેટલાક આદેશો એવા છે કે જેઓમા મૂળ સ્થાનીનો અક્ષરગત અને અર્થગત વારસો જળવાઈ રહેલો છે અને કેટલાક આદેશોમા મૂળ સ્થાનીનો કેવળ અર્થગત વારસો જ ટકેલો છે, તેમા અક્ષરગત વારસાનો ગધ સરખો પણ નથી વૈયાકરણો આદેશોને સ્થાનીના શત્રુ તરીકે જણાવે છે છતા તેઓ જ કહે છે કે આદેશોને[13] સ્થાનીના સમાન માનવાના છે એટલે જે જે વિધાનો સ્થાનીને લાગુ પડતા હોય તે બધા આદેશોને પણ લાગુ પાડવાના છે એક બાજુ વૈયાકરણો

---

१०. ' अथ निर्वचनम् तद् यषु पदेषु स्वर–सस्कारौ समर्थौ प्रादेशिकेन गुणन अन्वितौ स्याताम् तानि निर्ब्रूयात्। अथ अनन्विते अर्थे अप्रादशिके विकारे अर्थनित्य परीक्षेत ॥ "
—( निरुक्त, द्वितीय अध्याय, प्रथमपाद, पृ० १२०, उक्त आवृत्ति )

११ जुआ टिप्पण ३ तथा ४ ।

१२ „ , ३ तथा ४ ।

१३ ' स्थानी इव—अवर्णविधौ '—७ । ४ । १०९

આદેશને શત્રુવત્ કહે છે અને બીજી બાજુ આદેશને સ્થાની સમાન માનવાની વાત કરે છે, એ મારી દૃષ્ટિએ વદતોવ્યાઘાત જેવું છે. હું તો કહું છું કે જેમ પિતાનો વારસો મેળવનાર યા તેને સાચવી રાખનાર પુત્ર પિતાનો શત્રુ નથી, પરંતુ તેનો ખરો વારસદાર છે, તેમ આદેશ સ્થાનીનો અક્ષરગત કે અર્થગત વા બંને પ્રકારનો વારસો સાચવી રાખનાર છે, માટે જ તે શત્રુવત્ નથી.

આ૦ હેમચંદ્રે પ્રાકૃતવ્યાકરણમાં પ્રધાનપણે અક્ષરપરિવર્તનોનાં વિધાન કરી પ્રાકૃત શબ્દોની સાધના દર્શાવેલી છે. કેટલાક આદેશો એમણે એવા કરી બનાવ્યા છે કે જેઓને એ અક્ષરપરિવર્તનોના ધોરણે જ સાધી શકાય એમ છે. ખરી રીત તો એ છે કે જે શબ્દોની સાધના માટે બીજો કોઈ ઉપાય શક્ય નથી, તેવા જ શબ્દોની સાધના આદેશોદ્વારા થઈ શકે. બીજો ઉપાય હોય છતાં આદેશોનો માર્ગ લેવો એમાં વિશેષ ગૌરવ છે અને શબ્દાનુશાસનની પદ્ધતિગત ખામી પણ છે, છતાં પાણિનિ વગેરે પ્રાચીન બધા વૈયાકરણો એ સદોષ માર્ગને અનુસર્યા છે, તો પછી હેમચંદ્ર પણ 'महाजनो येन गतः स पन्थाः' ન્યાયને અનુસરે એ સહજ છે.

આ નીચે પ્રારંભમાં હેમચંદ્રે બનાવેલા કેટલાક એવા આદેશોનો નિર્દેશ કરવાનો છે જેમની સાધના અક્ષરપરિવર્તન દ્વારા જ થઈ શકે એમ છે. આ જાતનાં નામરૂપો કે ધાતુરૂપોમાં સ્થાનીનો અક્ષરગત અને અર્થગત એમ બંને પ્રકારનો વારસો ઊતરેલો છે.

નામરૂપો—

'स्तोक'ને બદલે પ્રાકૃતમાં [૧૪]'थोक्क, थोव અને थेव શબ્દોને આદેશરૂપે સૂચવેલા છે. હેમચંદ્રના વર્ણપરિવર્તનના નિયમોદ્વારા જ 'स्तोक' ઉપરથી એ ત્રણે રૂપો નીપજી જાય છેઃ 'स्त'નો थ અને 'क'નો દ્વિર્ભાવ થતાં 'थोक्क', 'स्त'નો थ અને 'क'નો લોપ થતાં 'थोअ', પછી પૂર્વવર્તી ઓકારના પ્રભાવને લીધે 'थोअ'ના 'अ'નો 'व' ધ્વનિ અને સ્વરપરિવર્તનના ધોરણે 'थो'નો 'थे' ધ્વનિ થતાં 'थोव' અને 'थेव' એ બંને પદો સધાઈ જાય છે.

એ જ પ્રકારે 'दुहिता'નો धूआ.[૧૫] 'दु'ની પછીના 'हि'નો 'ह्' 'द्' સાથે ભળી અને 'इ'નો અપ્રયોગ થતાં તથા 'दु' ગત 'उ' દીર્ઘ થતાં 'दुहि' દ્વારા 'धू' અંગ આવી જાય છે. પછી 'त'નો લોપ થતાં 'धूआ'.

[૧૬]बहिणी=भगिनी. ब्+ह्+अ. ग्+इ. न्+ई. આમ 'भगिनी' શબ્દના સ્વરો તથા વ્યંજનોનું પૃથક્કરણ છે. આમાં 'ग्'નો અપ્રયોગ થયો, 'ब्+ह्+अ' આમાંનો 'अ,' 'ह्' પૂર્વે આવી 'ब्'માં ભળી જતાં 'ब' અને 'गि' નો 'इ' 'ह'માં ભળી જતાં हि. આ રીતે 'बहिनी' તૈયાર થયા પછી 'न्' નો 'ण्' થતાં बहिणी.

[૧૭]रुक्ख=वृक्ष. આમાં આદ્ય 'व'નો અપ્રયોગ થયો, પછી 'क्ष'નો क्ख થતાં रुक्ख.

૧૪. "स्तोकस्य थोक्क--थोव—थेवाः" । ८ । २ । १२५ । आदेशविधायकसूत्र.
૧૫. १३ दुहितृ—भगिन्योः धूआ—बहिण्यौ । ८ । २ । १२६ । ,,
૧૭. वृक्ष—क्षिप्तयोः रुक्ख-छूढौ । ८ । २ । १२७ । ,,

[18]विलया=वनिता=व्+अ. न्+इ. त्+आ. અહીં 'नवनीत'ના 'लोणी'ની પેઠે 'न्'નો 'ल' થતાં અને 'व्'ના 'अ' તથા 'न्'ના 'इ'નો વ્યત્યય થતાં विलता. પછી 'त्'નો અપ્રયોગ થતાં विलया.

[19]इत्थी=स्त्री. આમાં સંયુક્તાક્ષર 'स्त' બોલતાં વિશેષ આકરું ન લાગે માટે તેની આદિમાં 'इ' મૂકવામાં આવ્યો છે. પછી 'र'નો લોપ થયો અને 'स्त'નો 'थ' થતાં इत्थी.

[20]दिहि=धृति. આમાં द्+ह्+ऋ. त्+इ. 'ध्'માં द् અને ह् ભળેલા છે, તે જુદા થઈ ગયા અને 'द्'માં 'ऋ'નો 'इ' થઈને 'दि' બન્યો પછી 'ति'ના 'त्'નો અપ્રયોગ થતાં શેષ રહેલ 'इ' સાથે 'ह्' ભળી જતાં दिहि.

[21]मंजर, वंजर=मार्जार. વિહિત પરિવર્તન-નિયમોદ્વારા 'मजर' થયું અને પછી 'वक्र'ના 'वंक' પેઠે અનુસ્વારનો આગમ થતાં 'मंजर' અને 'म'નો 'व' થતાં वंजर.

[22]वेरुलिय=वैडूर्य. આમાં પણ 'ऐ'નો 'ए'. 'डू'નો 'डु' અને 'ड' થઈ 'र' થયો, પછી 'र्य'માં 'इ'નો વધારો થતાં 'रिय' અને 'र्'નો 'ल्' થતાં लिय. वेरुलिय.

[23]पुरिम=पूर्व. 'पू'નો 'पु', 'र्व'માં 'इ' વધતાં 'रिव' અને 'व'નો 'म' થતાં पुरिम.

એ જ પ્રમાણે 'त्रस्त'[24]નું तड्ढ. 'बृहस्पति'[25]નું भयस्सइ કે भयप्फइ. 'गृह'[26]નું घर. 'दंष्ट्रा'[27]નું दाढा. 'पदातिकनું'[28] पाइक્ક વગેરે રૂપો તે તે વર્ણપરિવર્તનના નિયમોદ્વારા

---

૧૮. वनितायाः विलया । ૮ । ૨ । ૧૨૮ । ,,
૧૯. स्त्रिया इत्थी । ૮ । ૨ । ૧૩૦ । ,,
૨૦. धृतेः दिहिः । ૮ । ૨ । ૧૩૧ । ,,
૨૧. मार्जारस्य मञ्जर-वञ्जरौ । ૮ । ૨ । ૧૩૨ । ,,
૨૨. वैडूर्यस्य वेरुलिअं । ૮ । ૨ । ૧૩૩ । ,,
૨૩. पूर्वस्य पुरिमः । ૮ । ૨ । ૧૩૫ । ,,
૨૪. त्रस्तस्य हित्थ-तट्ठौ । ૮ । ૨ । ૧૩૬ । ,,
૨૫. बृहस्पतौ बहो भयः । ૮ । ૨ । ૧૩૭ । ,,
જનતાની હિંદી ભાષામાં 'બૃહસ્પતિ' માટે 'બીફે' શબ્દ છે તે, પ્રસ્તુત 'बिहप्फइ'નું જ સંક્ષિપ્ત ઉચ્ચારણ છે.
૨૬. गृहस्य घरः अपतौ । ૮ । ૨ । ૧૪૪ । ,,
૨૭. दंष्ट्रायाः दाढा । ૮ । ૨ । ૧૩૯ । ,,
૨૮. ૮ । ૨ । ૧૩૮ । ,,
અહીં ચૌદમા ટિપ્પણથી માંડીને ૨૮મા ટિપ્પણ સુધીનાં બધાં સૂત્રો આદેશવિધાયક છે. એ બધા આદેશોને વર્ણપરિવર્તનના નિયમો દ્વારા ઉપર સાધી બતાવ્યા છે એથી એ સૂત્રોની રચનાની સફળતા નથી જણાતી.

મહેને સહેને નીપજી શકે છે. છતાં એ બધાં રૂપો માટે આ૦ હેમચંદ્રે આદેશવિધાયક સૂત્રો રચ્યાં છે, અને એમ કરી વ્યાકરણની રચનાને દીર્ઘકાય બનાવી છે.

ક્રિયારૂપો—( પહેલું પદ આદેશરૂપ છે અને બીજું પદ 'સ્થાની' રૂપ છે. )

२९ जव=याप ३० झा=ध्या. ३१ दह=दधा. ३२ पिज्ज=पीय ३३ निम्माण=निर्माण. ३४ निम्मव =निर्माप ३५ नासव=नाशय ३६ सिह=स्पृह ३७ पट्ठव=प्रस्थाप ३८ विण=वीणा. ३९ हो=भू ४० हुव=भव हुव=भुव. ४१ के=क्री. ४२ कुण=कृग. ४३ बीह=भी. ४४ अल्लि=आ+ली. ४५ धु=धू. ४६ आइग्घ=आजिघ्र. ४७ उद्धुमा=उत्+ध्मा. ४८ गा=गा. ४९ जाण=ज्ञाना. ५० पहुप=प्र+भुव

५१ भर
भल
सुमर
विम्हर=वि+स्मर } =स्मर. ५२ वीसर, विम्हर } =वि+स्मर. ५३ णीहर=निस्+सृ–सर्

('वि' એટલે વિવિધ વા વિશેષ)

धात्वादेशविधायक सूत्रा—

२९ यापे जव । ८ । ४ । ४० । ३०. ध्या—गो झा—गौ । ८ । ४ । ६ ।
३१ श्रदो धो दह । ८ । ४ । ९ । ३२ पिबे पिज्ज— ८ । ४ । १० ।
३३–३४. निर्—मो निम्माणनिम्मवौ । ८ । ४ । १९ ।
३५. नशे × नासव—× । ८ । ४ । ३१ ।
३६. स्पृहः सिहः । ८ । ४ । ३४ ।
३७. प्रस्थाप पट्ठव—× । ८ । ४ । ३७ ।
३८–४१ क्रियः किण वेस्तु क्के च । ८ । ४ । ५२ ।
३९–४०. भुवे हो—हुव—हवा । ८ । ४ । ६० ।
४२ कृगे कुण । ८ । ४ । ६५ ।
४३ भियो भा—बीहौ । ८ । ४ । ५३ ।
४४ आ+लीङ अल्ली । ८ । ४ । ५४ ।
४५. धूगे धुव । ८ । ४ । ५९ ।
४६ आघ्रे आइग्घ । ८ । ४ । १३ ।
४७ उदो ध्मो धुमा । ८ । ४ । ८ ।
४८. जुओ टिप्पण ३०
४९ ज्ञो जाण—। ८ । ४ । ७ ।
५०. प्रभौ हुप्पो वा । ८ । ४ । ६३ ।
५१ स्मरे × भर—भल—×विम्हर—सुमर—× । ८ । ० । ७४
५२. विस्मु × निम्हर—वीसरा । ८ । ४ । ७५ ।
५३ निस्+सरे णीहर—× । ८ । ४ । ७९ ।

[54]जग्ग=जागृ. [55]आअड्ड=व्यापृत. [56]सलह=श्लाघ. [57]पुच्छ=पृच्छ. [58]जुंज } =युञ्, जुज्ज } =युज्य.

[59]गढ=घट. [60]घुल, घोल } =घूर्ण. [61]गंठ=ग्रंथ. [62]मल, मढ, मड्ड } =मृद. [63]थिप्प=तृप्. [64]खिर, झर } =क्षर.

[65]पज्झर, पच्चड } =प्र+क्षर. [66]उत्थ=उत्स्थल. [67]फरिस, फंस, फास } =स्पृश, =स्पर्श. [68]गमेस=गवेष. [69]तच्छ=तक्ष.

[70]हूलस=ह्रंस. [71]पल्हत्थ, पल्लट्ट } =पर्यस्त.

---

५४. जाग्रेः जग्गः । ८ । ४ । ८० ।

५५. व्याप्रेः आअड्डः । ८ । ४ । ८१ ।

'व्यापृत' द्वारा 'वावड' पद तो नीपजे જ છે અને આ 'वावड' ઉપરથી 'आअड्ड' ક્રિયાપદ ઉપજે છે. 'व्यापृत' શબ્દ (वि+आ+पृ) 'वि' અને 'आ' ઉપસર્ગ સાથેના 'पृ' ધાતુ ઉપરથી આવેલો છે.

५६. श्लाघः सलहः । ८ । ४ । ८८ ।

५७. प्रच्छः पुच्छः । ८ । ४ । ९७ ।

५८. युजो जुञ्ज—जुज्ज—× । ८ । ४ । १०९ ।

५९. घटेः गढः । ८ । ४ । ११२ ।

६०. घूर्णः घुल—घोल× । ८ । ४ । ११७ ।

६१. ग्रन्थः गण्ठः । ८ । ४ । १२० ।

६२. मृदः मल—मढ—×××मड्ड—× । ८ । ४ । १२६ ।

६३. तृपः थिप्पः ८ । ४ । १३८ ।

६४—६५. क्षरः खिर—झर—पज्झर—पच्चड—× । ८ । ४ । १७३ ।

६६. उच्छल—उत्थल्ल: । ८ । ४ । १७४ ।

६७. स्पृशः फास—फंस—फरिस—× । ८ । ४ । १८२ ।

६८. गवेषे:×—×—×गमेस—× । ८ । ४ । १८९ ।

६९. तक्षे. तच्छ—× । ८ । ४ । १९४ ।

७०. स्रंसे: हूलस—× । ८ । ४ । १९७ ।

७१. पर्यसः×—पल्लट्ट—पल्हत्थाः । ८ । ४ । २०० ।

'पर्यस्त' શબ્દદ્વારા 'पल्हत्थ' અને 'पल्लट्ट' શબ્દો બને છે જ. જુઓ ८-२-४७ તથા ६८ । અને એ 'पल्हत्थ' દ્વારા 'पल्हत्थ' તથા 'पल्लट्ट' દ્વારા 'पल्लट्ट' ક્રિયાપદ પણ આપોઆપ આવે છે તેથી એ માટે સૂત્રની રચના જરૂરી નથી.

[72]भिस=भास [73]घिस=ग्रास [74]वाह=अव+गाह (अव+गाह —आगाह=ओगाह—आवाह)

ઉક્ત ક્રિયારૂપોમાં આદ્ય, આદેશરૂપ છે અને પછીનું સંસ્કૃત રૂપ સ્થાનિરૂપ છે આ બધા આદેશો સ્થાનીના વર્ણપરિવર્તન દ્વારા જ સુગમ રીતે સાધ્ય છે તો તે માટે આ હેમચંદ્રે પૃથક્ પૃથક્ અનેક સૂત્રો રચ્યા છે અને તે દ્વારા વ્યાકરણનું સૂત્રશરીર વિશેષ વધી ગયું છે આમ અર્થચમત્કાર, ભણનારને યાદ રાખવાનો ક્લેશ પુનરુક્તિ, અને ગૌરવ એવા અનેક દૂષણોનું નિવારણ થઈ શક્તું નથી

આ નીચે એવા આદેશો બતાવવાના છે, જેમના મૂળ આ૦ હેમચંદ્રને જડ્યા નથી અને મૂળ ન જડવાથી 'घट' નામની સાધના માટે જેમ 'कुम्भ'નો 'घट' આદેશ સમઝવો એવું વિધાન થાય તેમ કેવળ અર્થસામ્યને લક્ષ્યમાં રાખી અક્ષરસામ્ય વગેરેનો વિચાર ન હોય તો એવા અક્ષરસામ્ય વગરનાને સ્થાની કલ્પ્યા છે અને એવા જ આદેશો સૂચવ્યા છે એવા એ આદેશોના અક્ષરસામ્ય અને અર્થસામ્ય બન્નેવાળા ખાસ મૂળો વિશેષ ચિંતન કરતાં જડ્યા છે એ જડેલા મૂળો વિદિત વર્ણપરિવર્તનના નિયમો દ્વારા આપોઆપ ક્રિયાપદો રૂપે સધાઈ જાય છે, એટલે આ આદેશો પણ રચવાનો પ્રયાસ નિષ્ફળ છે જડેલા મૂળોવાળા એ ધાતુરૂપો આ પ્રમાણે છે

'લાજવું' અર્થમાં પ્રાકૃતમાં 'जीह' ધાતુ છે, તેમાંથી 'जीहइ' વગેરે ક્રિયાપદો નીપજે છે હેમચંદ્ર કહે છે કે સ૦ [75]'लस्ज—लज्ज' ધાતુનો 'जीह' આદેશ સમઝવો આ સ્થળે 'जीह'

---

७२ भासे भिस । ८ । ४ । २०३ ।

७३ ग्रसे घिस । ८ । ४ । २०४ ।

७४ अवाद् गाहे वाह । ८ । ४ । २०५ ।

અહીં ૨૯ મા ટિપ્પણથી ૭૪ મા ટિપ્પણ સુધીના બધા સૂત્રો તે તે ધાતુના તે તે આદેશોનું વિધાન કરે છે
ઉપર આદેશોની સામે = આવું નિશાન કરીને જે જે સંસ્કૃત શબ્દો બતાવ્યા છે, તેમના દ્વારા જ વર્ણવિકારના હેમચંદ્રે કહેલા નિયમો દ્વારા તે તે બધા આદેશો આપોઆપ ઊપજી જાય છે જેમકે સ૦ 'याप' ના આદ્ય 'य' નો 'ज' અને 'प'નો 'व' થતાં 'जाव' રૂપ થાય, તે દ્વારા 'जव' આદેશ આવે 'य' ના 'ज' અને 'प' ના 'व' માટે જુઓ 'आदे यो ज'। ८ । १ । २४५ તથા पो व । ८ । १ । २३१ । એ જ પ્રમાણે ઉક્ત બધા આદેશો તે તે વર્ણપરિવર્તનના નિયમથી સાધી શકાય છે માટે તે સારુ આદેશવિધાનના જે અનેક સૂત્રો રચનામાં આવ્યાં છે તે બધાં બિનજરૂરી છે

७५ लस्जे जीह । ८ । ४ । १०३ ।

'जिह्री' અને 'जीह' એ બે વચ્ચે વિશેષ સંગતતા છે ત્યારે 'लस्ज' અને जीह વચ્ચે અક્ષરસંગતતા મુદ્દલ નથી કેવળ અર્થસાગત્ય છે તેથી 'जिह्री'દ્વારા 'जीह' ને ઉપજાવવો અધિક સંગત છે, નહિ કે 'लस्ज' દ્વારા

અને ' लज्ज 'મા કેવળ અર્થસામ્ય છે, લેશ પણ અક્ષરસામ્ય નથી જ્યા અક્ષરસામ્ય અને અર્થસામ્ય બન્ને હયાત હોય, ત્યા સ્થાની અને આદેશનો સબધ ઘટી શકે છે જ્યા તે બને ન હોય ત્યાં સ્થાની અને આદેશનો સબધ અઘટિત છે છતા ⁷⁶પૂર્વપરપરા પ્રમાણે આ અને આવે બીજે અનેક સ્થળે હેમચદ્રે એવો અસગત સ્થાની-આદેશનો સબધ સ્વીકાર્યો છે વસ્તુત સસ્કૃત ' ह्री '⁷⁷ ધાતુ ત્રીજાગણનો છે તેનુ રૂપ ' जिह्रेति ' થાય છે ' जिह्रेति ' રૂપમાના ' जिह्र ' અગ સાથે પ્રાકૃત ' जीह 'નુ અક્ષરસામ્ય અને અર્થસામ્ય બરાબર છે એથી પ્રાકૃત ' जीह ' ધાતુનુ ઉપપાદન મ ' जिह्र ' અગદ્વારા જ સુઘટિત છે નહિ કે ' लज्ज ' ધાતુદ્વારા

એ જ રીતે—

' વનોવવુ ' અર્થનો પ્રા૦ विलोड અને विरोल ધાતુને સ૦ ⁷⁸विलोड (विस्लोड) ધાતુ દ્વારા સાધવાને બ ને હેમચદ્ર ' मथ 'ના ' विलोड ' અને ' विरोल ' એવા બે આદેશોનુ વિધાન કરે છે ' मंथ ' ધાતુ યા પ્રકારના ઉચ્ચારણને મળે ' विलाड ' વા विरोल એવુ પરિવર્તન ધારણ કરે ?

' બે કટકા કરવા—નાપવુ ' અર્થનો दुहाव સ૦ ⁷⁹' द्विधा ' સાથે સબધ રાખે છે તેને બદલે આ૦ હેમચદ્ર એ ' दुहाव 'નો સબધ સ૦ ' छिद ' સાથે બતાવે છે

---

७६ पाणिनि ' अन्तिक 'નો ' नेद ' આદેશ બતાવે છે
જુઓ ૫ । ૩ । ૬૩ । पाणिनिअष्टाध्यायी । આ અને આવા બીજા અનેક મત્રો ઉક્ત અષ્ટાધ્યાયીમા આદેશવિધાયક રૂપે ઉપલબ્ધ છે અહી ' અન્તિક ' અને ' નેદ ' વચ્ચે કેવળ અર્થસાગત્ય છે, કિન્તુ અક્ષરસાગત્ય લેશ પણ નથી તેમ છતા આ બન્ને વચ્ચે પાણિનિ સ્થાની-આદેશસબધ સ્વીકારે છે ખરી રીતે તો પ્રા૦ निअड (સ૦ निकट) સાથે ' नेद 'નુ અક્ષરસાગત્ય અને અર્થસાગત્ય બન્ને છે તેથી ' अन्तिक ' કરતા ' नेद 'ની પાસે ' निअड ' છે માટે ' निअड ' દ્વારા ' नेद 'ની ઘટના વિશેષ ઉચિત કહેવાય

७७ " ह्रीक् लज्जायाम् "—( धातुपारायण, गण त्रीजो धातुअक ४, पृ० १६३ )

७८ મથવુ—વલોવવુ ' અર્થમા પ્રાકૃતમા विलोड ' અને विरोल ' એમ બે ધાતુઓ છે હેમચદ્ર કહે છે કે ' मन्थ ' સાથી ' विलाड ' અને विरोल ' બન્નેને ઉપજાવવા ખરી રીતે સ૦ लोड ધાતુ અને ' वि ' ઉપસર્ગ સાથે મળતા ' विलोड ' તથા ' विरोल ' એ બન્ને અગો સહજભાવે ઊપજી શકે છે અને ' मन्थ 'માથી તો એ અગો કોઈ રીતે આવી શકે એવો સભવ પણ નથી ' વલોવવુ ' અર્થમા ' विलोडन शब्द विशेष सुप्रतीत છે

७९ ' द्विधा નુ પ્રાકૃત પદ ' दुहा તેનો નામ ધાતુ ' दुहा ' ઉપરથી दुहाय—'दुहाव' ની પેઠે द्विधाय—दुहाव ' ઊતરી શકે છે અને તેનો અર્થ ' બે પ્રકારે કરવુ—બે કટકા કરવા ' છે
" दोहाइज्जइ व णई " —( सेतुबध ५ आश्वास, गा० ३५ ) " नभो द्विधायत इव—द्वि-खण्डायते इव—× × × खण्डद्वयमिव लक्ष्यत इत्यर्थ "—सेतुबधटीका

| | |
|---|---|
| गलत्थ=गलहस्त[૯૬] | गलत्थ=क्षिप[૯૭] |
| लोट्ट=लुट्य[૯૮] | लोट्ट=स्वप[૯૯] |
| आयंब=आ+कम्प[૧૦૦] | आयंब=वेप[૧૦૧] |
| वडवड=वदवद[૧૦૨] | वडवड=वि+लप[૧૦૩] |
| संधुक्क=संधुक्ष[૧૦૪] | संधुक्क=प्र+दीप[૧૦૫] |
| तेअव=तेजय[૧૦૬] | तेअव=प्र+दीप[૧૦૭] |
| णिसुढ=नि+सोढ[૧૦૮] | णिसुढ=नम[૧૦૯] |

૯૬. 'ગળામાં હાથ નાખીને કાઢી મૂકવું—ગડધોલવું-ગડધોલુ દેવું' અર્થ માટે 'गलहस्त' પદ સુપ્રતીત છે. તે દ્વારા 'गलहत्थ—'गलत्थ' એ રીતે 'गलत्थ' અંગ બરાબર આવે છે.
"सरवेअगलत्थिअ—" (સેતુબંધ આશ્વાસ ૫, ગા૦ ૪૩) "शरवेगेन गलहस्तितम् —प्रेरितम्"—(સેતુબંધટીકા) 'गलहस्तित' પ્રયોગ નૈષધીય મહાકાવ્યમાં (સર્ગ ૬, શ્લો૦ ૨૫) પણ વપરાયેલો છે.

૯૭. ૮–૪–૧૪૩

૯૮ 'આળોટવું—સૂવું' અર્થમાં 'लुट्य' ધાતુ ચોથા ગણનો છે. "लुट्य् विलोटने" –(ધાતુપા૦, ધાત્વંક ૩૪, પૃ૦ ૧૭૫)

૯૯. ૮–૪–૧૪૬

૧૦૦. 'आ' સાથેના 'कम्प'—'आकम्प' દ્વારા 'आकम्प—आयंप—आयंब' એમ 'आयंब' અંગ આવી શકે છે.

૧૦૧ ૮–૪–૧૪૭–

૧૦૨. 'वद' ધાતુનો દ્વિર્ભાવ થયા પછી 'वदवद' થાય અને તે દ્વારા 'वडवड—वडवड'

૧૦૩. ૮–૪–૧૪૭

૧૦૪. સં૦ ધાતુસંગ્રહમાં "धुक्षि धिक्षि सन्दीपन—क्लेशन—जीवनेषु"—(ધાતુપા૦, ધાત્વંક ૮૭૬—૮૭૭ પૃ૦ ૧૦૫) એ રીતે 'धुक्ष' ધાતુ છે. 'सं' સાથે 'संधुक्ष' અને એ દ્વારા संधुक्क.

૧૦૫–૧૦૭. ૮–૪–૧૫૨.

૧૦૬. 'तेजस्' શબ્દ દ્વારા નામધાતુ થઈને 'तेअव' ક્રિયાપદ આવે છે.

૧૦૮. 'निर्' સાથે 'सह' નો 'ભારથી નમી જવું' અર્થ થાય છે. 'निस्सहानि अङ्गानि' એ જોતાં 'निर्' સાથે 'सह'નુ ભૂતકૃદંત 'सोढ' ભળતાં 'निस्सोढ' થાય અને એ દ્વારા 'णिसुढ' અંગ આવે.

૧૦૯. ૮–૪–૧૫૮.

| | |
|---|---|
| छुंद=क्षुद[११०] | छुंद=आ+कम[१११] |
| चक्कम=चंकम[११२] | चक्कम=भ्रम[११३] |
| अइ=इ[११४] | अइ=गम[११९] |
| अइच्छ=आ+ऋच्छ[११५] | अइच्छ=गम |
| अणुवज्ज=अनु+व्रज[११६] | अणुवज्ज=गम |
| णीइ=नय[११७] | णीइ=गम |
| पदअ+पद[११८] | पदअ=गम |
| पलोट्ट=प्र+लोट | पलोट्ट=प्रति+आ+गम[१२०] |
| परिसाम=परि+शाम्य[१२१] | परिसाम=शम[१२२] |
| खेड्ड= { खेल[१२३] / कीड | खेड्ड=रम[१२४] |
| पेच्छ=प्रेक्ष ( प्र+ईक्ष )[१२५] | पेच्छ=दृश[१२६] |

૧૧૦, ' क्षुद ' ના આદ્ય ' क्ष 'નો ' छ ' થાય અને તે ઉપર અનુસ્વાર આવે, એટલે 'क्षुद ' દ્વારા ' छुंद ' થાય. ' क्ष 'નો ' छ ' થવો પ્રાકૃતમાં પ્રચલિત છે.

૧૧૧. ૮–૪–૧૬૦.

૧૧૨. ' कम ' ધાતુનું દ્વિરુચ્ચારણ ( દ્વિર્ભાવ ) થતાં ' चङ्क्रम ' અંગ થાય અને તે ઉપરથી પ્રા૦ ' चक्कम, ' આ જોતાં ' भ्रम ' સાથે ' चक्कम 'નો સંબંધ ન જ ઘટી શકે.

૧૧૩. ૮–૪–૧૬૧.

૧૧૪. 'ગતિ ' અર્થવાળા સં૦ ' इ ' ધાતુદ્વારા ' अइ ' અંગની નિષ્પત્તિ છે. ' इ ' પ્રથમ ગણનો ધાતુ છે. જેનું ' अयति ' રૂપ થાય છેઃ— ( ધાતુપા૦, ધાત્વંક ૧૨ પૃ૦ ૯ )

૧૧૫. ' ગતિ ' અર્થવાળા સં૦ ' ऋच्छ ' અને ' आ ' ઉપસર્ગ સાથે મળતાં ' आ+ऋच्छ ' ' ऋ ' નો ' इ ' થયા પછી અને ' आ ' નો ' अ ' થયા પછી ' अइच्छ. '

૧૧૬. अनु+व्रज=अनुव्रज=પ્રા૦ अणुवज्ज.

૧૧૭. ' ગતિ ' અર્થવાળા ' नी ' – ' नय ' ધાતુદ્વારા ' ' णीइ '

૧૧૮. ' ગતિ ' અર્થવાળા ' पद ' ધાતુદ્વારા ' पदअ. '

૧૧૯–૧૨૦. ૮–૪–૧૬૨ તથા ૮–૪–૧૬૬

૧૨૧. ' परि+शाम्य ' દ્વારા ' परिसाम ' આવે છે.

૧૨૨. ૮–૯–૧૬૭

૧૨૩. ' खेल ' ધાતુ કે ' क्रीड ' ધાતુદ્વારા ' खेड्ड ' અંગ આવે.

૧૨૪. ૮–૮–૧૬૮

૧૨૫. ' प्र+ईक्ष—प्रेक्ष ' દ્વારા ' पेच्छ ' થાય છે. એ જ રીતે ' अव+ईक्ष '—' अवेक्ष ' ઉપરથી 'अवअक्ख ' ' अवक्ख ' અને ' अवयच्छ ' એ ત્રણે અંગો આવે છે. ' दृश ' સાથે નો એ અંગોનો કશો જ સંબંધ નથી.

૧૨૬–૧૨૭. ૮–૪–૧૮૧

એ જ પ્રમાણે—

| લેખક | હેમચંદ્ર |
| --- | --- |
| पक्खोड=प्रक्षोद[80] | पक्खोड=शद[81] |
| जिम=जिम[82] | जिम / जेम =भुज[83] |
| जेम=जेम | |
| निआर=नि+भाल[84] | निआर=दृ[85] ('निआर' એટલે કાણી આંખ કરીને જોવું) |

૮૦. અહીં ઉપર બે કૉલમમાં ધાત્વાદેશો અને તેના મૂળસ્થાની બતાવેલા છે. પ્રથમ કૉલમમાં 'લેખક'ના મથાળા નીચે અને બીજા કૉલમમાં 'હેમચંદ્ર'ના મથાળા નીચે, એ રીતે એ ધાત્વાદેશો મૂકેલા છે. 'લેખક'ના મથાળા નીચે જે આદેશો અને તેના મૂળો જણાવેલા છે તે બન્ને વચ્ચે અક્ષરસંગતિ તથા અર્થસંગતિ એ બન્ને છે તે આપોઆપ જણાય છે અને બીજા કૉલમમાં જે એ બન્ને નાના બતાવેલા છે તેમાં અક્ષરસંગતિ લેશ પણ નથી માત્ર અર્થસંગતિ છે એ પણ ચોખ્ખું જણાય એમ છે. 'प्र' સાથેના 'क्षोद'—'प्रक्षोद'—માં વર્ણવિકારના નિયમો દ્વારા 'र'નો લોપ, 'क्ष'નો 'क्ख' તથા 'द'નો 'ड' થતાં 'पक्खोड' અંગ સહેજે આવે છે, ત્યારે હેમચંદ્રના કહેવા પ્રમાણે 'शद' દ્વારા 'पक्खोड' આવવાનો સંભવ જ નથી.

૮૧. આ આદેશો માટે અહીં શ્રી હેમચંદ્રના સૂત્રો અક્ષરશ: આપું તો ઘણું લાંબું થાય તેમ છે, માટે તેમ ન કરતાં કેવળ અંકો આપું છું. । ૮ । ૪ । ૧૩૦ ।

૮૨ સંસ્કૃત ધાતુસંગ્રહમાં "चमू छमू जमू झमू जिमू अदने—" (ધાતુપારાયણ પ્રથમગણ, ધાતુ ૨૮૦–૨૮૪, પૃ૦ ૪૭)
એ રીતે 'जिम' ધાતુ જ છે માટે 'भुज' દ્વારા 'जिम કે 'जेम'ની ઉત્પત્તિ કલ્પવી અસંગત છે

૮૩ । ૮ । ૪૦ । ૧૧૦ ।

૮૪ 'काणेक्षितकरण' અર્થમાં 'नि+भाल' ધાતુ પ્રતીત છે તેથી તે દ્વારા निभाल—निहाल—निआर—એ રીતે 'निआर' અંગની ઉત્પત્તિ ઉચિત છે ભાષામાં 'નિહાળવું' કે 'ન્યાળવું' પ્રયોગ જાણીતો છે

૮૫ હેમચંદ્ર 'दृ' દ્વારા 'निआर'ને બતાવે છે
। ૮ । ૪ । ૬૬ । એ, અર્થદૃષ્ટિએ તેમ જ વર્ણદૃષ્ટિએ બન્ને રીતે સર્વથા અસંગત છે.

| | |
|---|---|
| तर=तर[૮૬] | तर=शक[૮૭] |
| तीर=तीर | तीर=शक |
| पार=पार | पार=शक |
| बुक्क=बुक्क[૮૮] | बुक्क=गर्ज[૮૯] |
| सोल्ल=शल्य[૯૦] | सोल्ल=पच्[૯૧] |
| बुड्ड=बुड्ड કે ब्रुड[૯૨] | बुड्ड=मस्ज[૯૩] |
| णिबुड्ड=नि+ब्रुड | णिबुड्ड=मस्ज |
| आउड्ड=आब्रुड | आउड्ड=मस्ज |
| अण्ह=अश्ना[૯૪] | अण्ह=भुज[૯૫] |

૮૬ 'શક્વુ' અર્થમા સસ્કૃતનો 'तर' ધાતુ સુપ્રતીત છે તેમ જ એ જ અર્થમા સ૰ 'तीर' અને 'पार' ધાતુઓ પણ જાણીતા છે
"पार, तीरण् कर्मसमाप्तौ"—(धातुपारायण, दशम गण धात्वक ३३३—३३४, पृ०२७८)

૮૭ । ૮ । ૪ । ૮૬ ।

૮૮ 'भाषण' અર્થનો સ 'बुक्क' ધાતુ જ છે
'बुक्क भाषणे'—(धातुपा॰ प्रथमगण, धात्वक ५४, पृ॰ १६)

૮૯ । ૮ । ૪ । ૯૮ ।

૯૦. જે માસ યોદ્ધાના શળા ઉપર ચડાવીને રધાય તેને 'शल्य' કહે છે शल्या संस्कृत—शल्यम्', આ 'शल्य'નુ પ્રાકૃત ઉચ્ચારણ 'सुल्ल' અને તે દ્વારા આ 'सोल' અંગ આવે છે

૯૧. । ૮ । ૪ । ૯૦ ।

૯૨ 'મરણ—ડૂબવુ' અર્થમા 'ब्रुड' ધાતુ સુપ્રતીત છે
"ब्रुडत् उत्सर्गे च, चकारात् संवरणे"
(ધાતુપા૰, છઠ્ઠો ગણ, ધાત્વ ૧૩૭, પૃ૰ ૨૨૨)
"स्फुड चुड ब्रुड संवरणे"—(માધવીયધાતુવૃત્તિ, છઠ્ઠો ગણ, ધાત્વક ૧૦૯—૧૧૧ પૃ૰ ૩૩૫)

૯૩ ૮–૪–૧૦૧

૯૪ સ૰ 'अश्नाति'— 'અશન કરે છે—ખાય છે' ક્રિયાપદ સુપ્રતીત છે તેના 'अश्ना' અંગદ્વારા 'अण्ह' રૂપ બરાબર આવી શકે છે 'श्न'નુ 'ण्ह' પરિવર્તન પ્રાકૃતમા પ્રચલિત છે

૯૫ ૮–૪–૧૧૦

| | |
|---|---|
| अवआस, अवक्ख, अवयच्छ }=अवेक्ष (अव+ईक्ष) | अवआस, अवक्ख, अवयच्छ }=दृश[127] |
| पुलोअ=प्र+लोक[128] | पुलोअ=दृश[129] |
| पुलअ= ” | पुलअ=दृश |
| रि=री[130] | रि=प्र+विश[131] |
| भुक्क=बुक्क[132] | भुक्क=भष[133] |
| अहिलंख, अहिलंघ }=अभि+लष[134] | अहिलंख, अहिलंघ }=काङ्क्ष[135] |
| सिह=स्पृह[136] | सिह=काङ्क्ष[137] |
| गुंज=गुञ्ज[138] | गुंज=हस[139] |
| डर=दर[140] | डर=त्रस[141] |
| पलोट्ट=प्र+लुट्य[142] | पल्लोट्ट=परि+अस–पर्यस[143] |
| पुलआअ=पुलकाय[144] | पुलआअ=उत्+लस–उल्लस[145] |

૧૨૮. સં૦ 'प्रलोकते' ના 'प्रलोक' અંગ સાથે 'पुलोअ' અને 'पुलअ' અંગોનો સંબંધ છે.

૧૨૯. ૮–૪–૧૮૧

૧૩૦. 'ગતિ' અર્થવાળા 'री' ધાતુ સાથે પ્રસ્તુત 'रि' અંગનો સુમેળ છે.

૧૩૧. ૮–૪–૧૮૩

૧૩૨. 'भुक्क भषणे' — 'ભસવા' અર્થના 'बुक्क' ધાતુ સાથે 'भुक्क'નો સંબંધ છે.

૧૩૩. ૮–૪–૧૮૬

૧૩૪. 'अभि+लष — अभिलष'ના 'भ' નો 'ह' થાય, 'ष' નો 'ख' અને 'घ' ઉચ્ચાર થાય અને 'ल'નું ઉચ્ચારણ સાનુસ્વાર થાય.

૧૩૫. ૮–૪–૧૯૨

૧૩૬. 'स्पृह' ના 'प'નો લોપ અને 'ऋ'નો 'इ' થતાં 'सिह' થાય.

૧૩૭. ૮–૪–૧૯૨

૧૩૮. 'अव्यक्त शब्द' અર્થવાળા 'गुञ्ज' ધાતુ ઉપરથી 'गुंज' આવે.

૧૩૯. ૮–૪–૧૯૬

૧૪૦. 'ભય' અર્થવાળા 'दृ' ધાતુનું 'दरति' રૂપ થાય છે. તેના 'दर' અંગ દ્વારા 'डर' આવે.

૧૪૧. ૮–૪–૧૯૮

૧૪૨. प्रलुट्य – पलुट्ट – पलोट्ट

૧૪૩. ૮–૪–૨૦૦

૧૪૪. 'पुलकायते'ના 'पुलकाय' અંગ દ્વારા 'पुलआअ' આવે.

૧૪૫. ૮–૪–૨૦૨

| | |
|---|---|
| वलग्ग=वि+लग्न[146] | वलग्ग=आ+रुह्–आरुह[147] |
| हर=हृ[148] | हर=गृह[149] |
| अहिऊल=अभिज्वल[150] | अहिऊल=दह[151] |
| परिआल=परि+चार[152] | परिआल=वेष्ट[153] |
| ओग्गाल=उद्गार[154] | ओग्गाल= } रोमन्थ[155] |
| वग्गोल=व्युद्गार | वग्गोल= } रोमन्थ |
| पणाम=प्र+नाम–प्रणाम[156] | पणाम–अर्प[157] |
| आसघ=आ+शक[158] | आसघ=सम्भाव[159] |
| उल्लाल=उत्+लल–उल्लल[160] | उल्लाल=उत्+नम–उन्नम[161] |
| उप्पेल=उत्+प्र+ईर–उत्प्रेर[162] | उप्पेल=उन्नम |
| पलाव=पलाय–(परा+अय)[163] | पलाव=नश[164] |

१४६. विलग्न—विलग्ग—વળગવું—ચડવું.
१४७. ८–४–२०६
१४८. 'हर' એટલે 'લઈ લેવું.'
१४९. ८–४–२०९
१५०. 'ज्वल' ના 'व'નો 'ऊ' થતા 'जूल' અને 'अभि+जूल' દ્વારા 'अहिऊल'
१५१. ८–४–२०८
१५२. 'परिचारयति' એટલે 'વીંટાઈ રહે છે.'
ન્યાયસૂત્રમાં 'परिचरण' શબ્દ 'વીંટવા' અર્થમાં આવેલો છે. ન્યાયસૂ૰, ૪–૨–૫૦
१५३. ८–४–५१
१५४ 'उद्गार' દ્વારા 'ओग्गाल' અને 'व्युद्गार' દ્વારા 'वग्गोल' અંગ આવેલાં છે.
ओग्गाल—ઓગાળવું—બળદ ઓગાળે છે.
वग्गोल—વાગોળવું—બળદ વાગોળે છે
१५५ ८–४–४३
१५६. प्रणामयति—આપે છે, હાજર કરે છે.
१५७. ८–४–३९
१५८. 'आ+शक'ના 'क'નો 'घ' અને 'श'નો 'स' થતાં 'आसघ'
१५९. ८–४–३५
१६०. उल्ललति—ઊછળે છે.
१६१. ८–४–३६
१६२. उत्प्रेरयति—उप्पेरेइ— उप्पेलेइ
१६३. सं॰ 'पलायते' દ્વારા 'पलाव' અંગ આવે છે.
१६४. ८–४–१७८

અહીં ઉપર જે આદેશો હેમચંદ્રની કલ્પના પ્રમાણે બતાવેલા છે, તે બધાનાં મૂળો પ્રથમ કોલમમાં જે મને સૂઝયાં છે તે બધાં નોંધી બતાવ્યા છે જણાવેલાં મૂળોમાં થોડોઘણો વર્ણ-વિકાર થતા તે બધાં આદેશો આપોઆપ નીપજી જાય છે અને જે વર્ણવિકાર કરવાનો છે તે પણ શ્રી હેમચંદ્રે બતાવેલા લોપ વા બીજા વર્ણવિધાનના નિયમોને અનુસરીને કરવાનો છે. એ જોતા 'कथ'માંથી 'जप' ઉપજાવવા જેવી માત્ર અર્થસામ્યવાળી પ્રક્રિયા ઉપયુક્ત જણાતી નથી અને વિદ્યાર્થીને પણ 'कथ'માથી 'जंप'ની ઘટના તદ્દન અજાણી અને ચમત્કારભરી લાગે તેવી છે. વળી, એ માટે અનેક સૂત્રો નવા બનાવવા પડયા છે તેથી સૂત્રાત્મક પ્રથમા વિશેષ ગૌરવ કરવો પડયો છે ૧૮૧ 'ગૌરવ'ને વૈયાકરણો દૂષણરૂપ સમજે છે. વળી શબ્દવિજ્ઞાનની દૃષ્ટિએ પણ એ આદેશો અઘટમાન છે આ ઉપરાત બીજા પણ ઘણા આદેશો છે, જેનાં મૂળો વિશે મને જ્યારે પ્રામાણિક રીતે જાણ થશે ત્યારે જણાવવાનું બાકી રાખુ છુ.

'कथ' અને 'जप' 'स्ना' અને 'अब्भुत्त' 'हस' અને 'गुंज' વગેરે એ બધા પર્યાય-સૂચક પદો છે અને એ અર્થમા જ એમણે (હેમચંદ્રે) 'આદેશ' શબ્દ યોજ્યો છે — આ રીતે હેમચંદ્રનો આશય સમજીએ તો તેમના કથનની સંગતિ થઈ શકે એમ છે.

આવા આદેશો એકલા હેમચંદ્રે કર્યા છે એમ નથી, એ તો પ્રાચીન પરંપરા જ છે અને પાણિનિ વગેરેએ પણ આદેશોની પદ્ધતિને અપનાવેલી છે. પરંતુ જેમ જેમ શબ્દવિજ્ઞાન વધતું જાય છે તેમ તેમ તુલનાદૃષ્ટિએ ખરા મૂળો જડતા એ આદેશપદ્ધતિ અનાશ્રયણીય થતી આવે છે

ખરી રીતે બધા આદેશોના મૂળો શોધવા એ ઘણુ કઠણ કામ છે. માટે જ વૈયાકરણોએ ખરુ કહ્યુ છે

"इन्द्रादयोऽपि यस्यान्त न ययु शब्दवारिधे ।"

તેમ છતા શબ્દબ્રહ્મના ઉપાસકો આ વિશે પોતાનો ફાળો યથાશક્તિ નોંધાવે એ ઇષ્ટ જ છે અને એ જ ન્યાયે અહીં યથાશક્તિ પ્રયત્ન કરવામા આવ્યો છે અને આ પ્રયત્નને સદ્‌ગત **વિદ્યાવારિધિ શ્રી આનંદશંકરભાઈના** શ્રાદ્ધ નિમિત્તે એક અંજલિરૂપે સવિનય સાદર સમર્પું છું

૧૮૧ વ્યાકરણકારોએ પોતાના સૂત્રોની રચના વિશેષ અર્થવાહી અને અલ્પશબ્દી કરેલી છે તેમા ક્યાય એક કાનો, માત્રા કે અક્ષરને વધારવાનુ આવે તે 'ગૌરવ' કહેવાય એક કાનો માત્રા કે અક્ષરને ઓછા કરવાના પ્રસંગને વૈયાકરણો ઉત્સવરૂપ સમજે છે "मात्रालाघवमपि उत्सवाय मन्यन्त वैयाकरणा ।"

# મદનયુદ્ધ

## પં. અંબાલાલ પ્રેમચંદ શાહ

જૈનાએ સાંસ્કૃતિક ભાવનામાં દરેક વિષયમાં ઇતરો સાથે સરસાઈ કરવાનો પ્રયત્ન સેવેલો; એટલું જ નહિ પણ કેટલાક વિષયો તો તેની બુદ્ધિની મૌલિક ઉપજ છે; એ તેના વિવિધ અને વિશાળ સાહિત્ય, શિલ્પસ્થાપત્ય અને ચિત્રકળાના નમૂનાઓથી જાણી શકાય છે ને જ રીતે સામાજિક કે રાષ્ટ્રીય વાતાવરણમાં પોતાનું ધાર્મિક પ્રતિનિધિત્વ અને લાગવગ રાખ્યાનો પ્રયત્ન પણ ઇતિહાસના મૂક સાધનોમાં જ્યારથી વૈજ્ઞાનિક યુગે વાણીસંચાર કરાવ્યો ત્યારથી થયેલો અવલોકી શકાય છે. આમ હોવા છતાં મધ્યકાળમાં બૌદ્ધોના વિશ્વવિદ્યાલય જેવું જૈનોનું એકે વિદ્યાલય હોવાનું ક્યાંયથી જાણી શકાતું નથી. ઊલટું જૈન સાધુઓને બૌદ્ધદર્શનનું જ્ઞાન મેળવવા એ વિદ્યાપીઠોનો આશ્રય લેવો પડતો હતો.[1] એનું કારણ એ જ છે કે વિચારશીલ જૈનશ્રમણોએ સમય જતાં જાણ્યેઅજાણ્યે તેમાં આચારશૈથિલ્ય પેસી જાય એ ભયથી તે પ્રવૃત્તિ તરફ દુર્લક્ષ કર્યું હોય તેમ લાગે છે. છતાં પુર, નગર કે ગામડે ગ્રંથભંડારો સ્થાપવાની પ્રવૃત્તિ બૌદ્ધોની એ પ્રવૃત્તિની સરસાઈમાં મૂકી શકાય; એમ મને લાગે છે. અસ્તુ ગમે તે હો, પણ બૌદ્ધોની એ પ્રવૃત્તિ રાજ્યાશ્રિત હોવાથી નામશેષ બની ત્યારે વણિક્બુદ્ધિ અગમદષ્ટિ જૈનશ્રમણોએ જ્યાંત્યાં ગ્રંથભંડારો સ્થાપવાની પ્રવૃત્તિ લોકાશ્રિત–સંઘાશ્રિત કરી દીર્ઘજીવી બનાવેલી જોઈ શકાય છે.

એ જૈન ગ્રંથભંડારોના ઉદરમાંના વિપુલ અને વિવિધવર્ણી સાહિત્યરત્નો જેમજેમ હસ્તગત થતાં જાય છે, તેમતેમ કોઈ પણ વિષયના ગ્રંથોના પરિમાણની મર્યાદા આંકવી મુશ્કેલ બનતી જાય છે. આજ સુધી ભાષાસાહિત્યમાં 'વસન્તવિલાસ' એક અદ્વિતીય કૃતિ ગણાતી વસ્તુસ્થિતનામાં ભલે તે ચડિયાતી હોય, પણ એ કાવ્ય એના વિષયની છેલ્લી કૃતિ નથી જ; એ શ્રી. સારાભાઈ નવાબને મળી આવેલી પંચ સહેલી વાર્તા, મારી પાસેની શ્રી દામોદર નામના જૈન કવિની 'રસમોહશૃંગાર' નામની કૃતિ અને પ્રસ્તુત 'મદનયુદ્ધ' નામના નાનકડા કાવ્યોથી જાણી શકાય છે

આ કાવ્યમાં મદન અને રતિનો સંવાદ છે. પ્રસ્તુત કાવ્યના હસ્તલિખિત ગુટકામાં આ કાવ્યના મથાળે મદનસંવાદ એવું નામ આપ્યું છે પણ આ કાવ્યની ૯મી કડીમાં મદનયુદ્ધ સ્પષ્ટ રીતે ઉલ્લેખ્યું છે. બંને નામો સાપેક્ષ રીતે કાવ્યાર્થને ઉપયુક્ત છે, છતાં કાવ્યમાં ઉલ્લેખાયેલું જ નામ રાખવાનું મેં પસંદ કર્યું છે

આ કાવ્ય જૈન મુનિવર શ્રીદેમકવિએ સં. ૧૭૭૬ના ભાદરવા સુદ ૫ના રોજ બુરહાનપુરમાં રાજસ્થાની ભાષામાં રચ્યું જૈનાચાર્ય નર્બુદાચાર્યે પોતાનું 'કોકશાસ્ત્ર' અને જૈન કવિ દામો દરનું ઉપર્યુક્ત 'રસમોહશૃંગાર' પણ બુરહાનપુરમાં જ રચાયાના સ્પષ્ટ ઉલ્લેખો તે તે કાવ્યોમાં

---

૧. 'પ્રભાવકચરિત્ર'માંના હરિભદ્રસૂરિચરિતમાં હંસ અને પરમહંસના ઉલ્લેખો શ્લોક ૬૦ પછી

છે આથી બુરહાનપુરની તે સમયની સામાજિક અને ધાર્મિક સ્થિતિનુ અનુમાન સહેજે કરી શકાય તેમ છે કવિ વિધિપક્ષ (અચલ) ગચ્છીય પ્રસિદ્ધ આચાર્ય શ્રીકલ્યાણસાગરસૂરિના શિષ્ય હતા. વિ સ ૧૬૭૧મા આગ્રાનિવાસી કુરપાલ અને સોનપાલ નામના બે ભાઈઓએ આગ્રામા શ્રીશ્રેયાસનાથ પ્રભુનુ મદિર બધાવ્યુ તેની પ્રતિષ્ઠા આ જ કલ્યાણસાગરસૂરિએ કરાવી હતી[2] તેમના કેટલાક શિષ્યોએ કેટલાક ગ્રથોની પ્રતિલિપિઓ કરાવ્યાના ઉલ્લેખો તે તે ગ્રથની પ્રાન્ત પુષ્પિકાઓમા આપેલા છે[3] તેઓ શ્રી ધર્મમૂર્તિસૂરિના શિષ્ય હતા એવો ઉલ્લેખ તે પ્રશસ્તિ અને આ કાવ્યના અતભાગના અશમા છે આ કવિની બીજી કૃતિઓ જાણમા આવી નથી સભવ છે કે 'मेदपाटदेशाधिपतिप्रशस्तिवर्णन' નામની કૃતિના કર્તા આ હેમ કવિથી જુદા નહિ હોય[4]

આ કાવ્યમા ' જૈનાચાર્ય શ્રી કલ્યાણસાગરસૂરિને મહાનતોમાથી ચલાયમાન કરવા જતા કામદેવને રોકવા માટે રતિ અનેક રીતે વીનવે છે, પણ પત્નીનુ કથન ન માનતા કામદેવ રતિ સાથે પોતાની શસ્ત્રાદિક સામગ્રીપૂર્વક એ સયમશીલ આચાર્યને વ્રતભગ કરવા પ્રયાણ કરે છે પણ કામદેવ એ વિજયી તપસ્વીની સાત્ત્વિક ગુણપ્રભા આગળ હતવીર્ય બની પરાજિત થાય છે" આ વસ્તુસકલના કુમારસભવ મહાકાવ્યના પ્રાથમિક વર્ણનની પ્રતિચ્છાયા જેવુ છે તેમા પણ શભુને વ્રતભગ કરવા કામદેવ પોતાની બધી તૈયારી સાથે જાય છે અને શભુ તેને ભસ્મસાત્ કરે છે પણ કવિ તેનો અત શભુ-પાર્વતીનુ મિલન કરાવી મગળસ્નેહની જ્યોતિ પ્રગટાવીને આણે છે જ્યારે આ કાવ્યનો અત એક દૃઢવ્રતી સયમશીલ શ્રમણ આગળ કામદેવનુ કાઈ જ ચાલતુ નથી અને હતવીર્ય બને છે—એ દ્વારા કરે છે શભુ પોતાની તમોગુણી શક્તિનો ઉપયોગ કરે છે, જ્યારે આચાર્ય સયમદુર્ગસમા સાત્ત્વિક ગુણો દ્વારા જ મોહરાજને અટકાવે છે એક વેરનો બદલો લે છે જ્યારે બીજા ઇન્દ્રિયવિજયી બની સામાને લજ્જાશીલ બનાવે છે અહી જ અહિસાની પરમોચ્ચભાવના મૂર્તરૂપ લે છે આ વસ્તુ જ જૈન ઉપદેશની કે ચરિત-કથાની લાક્ષણિક વસ્તુ છે સામાન્ય રીતે આવા વર્ણનો જૈન કથા સાહિત્યમા ભર્યા પડ્યા છે અહી કામદેવ અને રતિનું સૂચન છે જ્યારે અન્યત્ર દેવો પોતાના દિવ્યરૂપોથી ઉપસર્ગો કરી નિષ્ફળ બને ત્યારે તેમના ગુણપૂજક બની જાય છે એ જ રીતે અહીં પણ ભોગ-વિલાસના અનેક સાધનો ઉપસ્થિત હોવા છતા શીલધની સયમી પોતાની શામા મસ્ત રહે છે

આ કાવ્ય એક રીતે ભક્તિપ્રધાન સ્તોત્ર જ છે પ્રતિભા-વિલાસ પણ ઊચા પ્રકારનું નથી જ છન્દ-આલેખન શિથિલ છે છતા ભાષાસાહિત્યમા કવિએ મદનના સ્વરૂપ કરતા રતિનુ શાસ્ત્રીય પદ્ધતિનુ શ્રીસુલભ રૂપાલેખન કર્યું છે તે સસ્કૃત કાવ્યોથી ઊતરતુ નથી સસ્કૃત કાવ્યોમા સ્ત્રીના રૂપનુ વર્ણન અને તેને લગતી કવિપ્રસિદ્ધિઓ 'अलकारशेखर' આદિ ગ્રથોમા આલેખાઈ છે

---

2 'जैन साहित्यसशोधक' ખડ ૨ અક ૧ પૃ ૨૫

3 प्रशस्तिसग्रह પૃ ૧७३ १८७, १८८ १९५, २०५ २६६

4 बुद्धिप्रकाश' ૫૦ ૮ , અક ૨ મા મારો એ નામનો લેખ

તે આ કાવ્યવર્ણનની તુલનામાં ઉપયોગી થાય એ હેતુથી ટૂંકમાં આલેખવી અપ્રસ્તુત નહિ ગણાય.

[ ૨ ]

સ્ત્રીશરીરની ઉપમા ચંદ્રકળા, વિદ્યુલ્લતા, શિરીષમાલા, કમલરજ્જુ, સુવર્ણલતા, દીપશિખા અને યમનકયષ્ટિની સાથે આપવામાં આવે છે. તેનો વર્ણ શ્વેત કે ગૌર વર્ણવાય છે. સ્ત્રીમાં સૌન્દર્ય, મૃદુતા, કૃશતા, અતિકોમલતા, કાંતિ, ઉજ્જવલતા, ચાપલ્ય તથા સુકુમારતા વગેરે ગુણો વર્ણનીય છે. કવિઓ સ્ત્રીને સત્ત્વગુણ પ્રધાન કે તમોગુણ પ્રધાન (વિલાસિની) વર્ણવે છે. સાધારણ રીતે સ્ત્રીશરીરના રંગની ઉપમા ગોરોચના, સુવર્ણ, વિદ્યુત, હરિદ્રા (હળદર), વરાટક (કોડી), ચંપા, કેતકીપુષ્પ (કેવડો) સાથે અપાય છે.

મુખમંડળ—મુખની ઉપમા ચંદ્રમા, કમળ કે દર્પણ સાથે અપાય છે. મુખમંડળમાં સાધારણ રીતે કેશ, લલાટ, કપોલ, મુખ, નાસિકા, નેત્ર, અધર, ઓઠ, દાંત, વાણી અને કંઠ આટલાં વર્ણનીય છે.

કેશમાં દીર્ઘતા, કુટિલતા, મૃદુતા, નિબિડતા અને નીલિમા વગેરે ગુણો વર્ણવવા જોઈએ. અને તેની ઉપમા અંધકાર, શૈવાલ, મેઘ, મોરપીંછાં, ભ્રમરપંક્તિ, ચામર, યમુનાતરંગ, નીલમણિ, નીલકમળ, આકાશ, ધૂપનો ધુમાડો વગેરે સાથે દેવાય છે.

લલાટની ઉપમા અષ્ટમીનો ચંદ્ર અથવા સુવર્ણપટ્ટિકા સાથે દેવાય છે. લલાટનો ગુણ સ્વચ્છતા છે, તેથી તેની ચંદ્ર સાથે ઉપમા અપાય છે.

નેત્રમાં સ્નિગ્ધતા, વિશાળતા, ચપળતા, કટાક્ષોની દીર્ઘતા, નીલતા, પ્રાન્તભાગની લાલિમા, શ્વેતતા વગેરે ગુણો વર્ણનીય છે. નેત્રનું સાદૃશ્ય મૃગ, મૃગનેત્ર, કમલ, કમલપત્ર, માછલી, ખંજન, ચકોર વગેરે સાથે હોય છે. નેત્રનો રંગ શ્વેત, રક્ત અને કૃષ્ણ વર્ણવાય છે.

બંને ભવાં વાંકાં અને બહુ જાડાં કે બહુ મળેલાં હોવાં ન જોઈએ. તેની ઉપમા વલ્લી, ધનુષ, કામધનુષ, તરંગ, ભૃંગાવલી અને પાંદડાં સાથે દેવાય છે. ક્યાંય ક્યાંય સાપ અને તરવાર પણ ભવાંનાં ઉપમાન બને છે.

નાકનાં બંને પુટ સરખાં હોવાં જોઈએ. તેને માટે તલના ફૂલની ઉપમા અપાય છે. પાટલીપુષ્પનું પણ ઉપમાન દેવાય છે. નિઃશ્વાસ સુગંધી હોવો જોઈએ.

અધરોમાં અત્યંત માધુર્ય, સ્નિગ્ધતા અને લાલિમા—આ ત્રણ ગુણો વર્ણનીય છે. આની ઉપમા પરવાળાં, બિંબફળ, બંધુકપુષ્પ, પલ્લવ તથા મિષ્ટ પદાર્થો સાથે અપાય છે.

દાંતોમાં શ્વેતતા, પેઢાંઓમાં લાલિમા અને અત્યંત દીપ્તિ વર્ણનીય ગુણો છે. તેથી તેની ઉપમા મોતી, માણેક, નારંગી, દાડમ, કુંદકળીઓ અને તારાઓ સાથે અપાય છે.

વાણીના માધુર્ય અને સ્પષ્ટતા એ ગુણો છે. તેને માટે હંસાવલી, પોપટ, કિન્નર, વેણુ, વીણા, કોકિલા, અને મિષ્ટ ચીજો ઉપમાન બને છે.

કંઠ અને ગળા માટે શંખ અને કપોત—કબૂતર—ઉપમાન છે.

કંઠથી કટિપ્રદેશ સુધીમાં ભુજા, હાથ, આંગળીઓ, નખ, વક્ષઃસ્થલ, નાભિ, ત્રિવલી, રોમાલી, અને કેડ વિશેષરૂપે વર્ણનીય છે.

ભુજમાં મૃદુતા અને સમતા, હાથમાં મૃદુતા, શીતલતા અને લાલાશ વર્ણનીય છે. ભુજનું ઉપમાન કમલલતા, મૃણાલનાલ, અને વિદ્યુદ્વલ્લી, તેમ જ હાથ માટે પદ્મ, પલ્લવ અને પરવાળાંની ઉપમા પ્રસિદ્ધ છે. નખ માટે ચંદ્રકલા, ડોલરની કળીઓ અથવા પલ્લવ પણ ઉપમાનરૂપે યોજાય છે.

સ્ત્રીનું વક્ષઃસ્થલ કવિઓનું રુચિકર વર્ણનીય અંગ છે. સ્તનમાં અગ્રભાગની શ્યામતા, ઊંચાઈ, વિસ્તાર, દઢતા, પાંડુતા અને નાભિગામિતા આદિ ગુણો વર્ણવે છે. આ ગુણો માટે કવિઓમાં સોપારી, કમલ, કમલકોરક, બીલી, તાડ, ગુચ્છ, હાથીનું કુંભસ્થળ, પહાડ, ઘડો, શિવ, ચક્ર, સૌવીર, જંબીર, બીજપુર, સંપુટ વગેરે ઉપમાન રૂઢ છે. સ્ત્રીઓની નાભિ દક્ષિણાવર્ત પ્રશસ્ત મનાય છે, તેથી તેના માટે રસાતલ, આવર્ત, હ્રદ, કૂવો, નદ વગેરેનાં ઉપમાન દેવાય છે. નાભિ ઉપરની રુવાંટીઓમાં મૃદુતા, શ્યામતા, સૂક્ષ્મતા અને નાભિગામિતા આદિ ગુણો વર્ણનીય છે. નાભિ નીચેના ભાગને વલી કહે છે. ત્રણ વલીઓ સૌભાગ્યનું લક્ષણ છે. કટિની કૃશતા પ્રશસ્ત મનાય છે. તેની ઉપમા સોયનો અગ્રભાગ, શૂન્ય, અણુ, વેદી, સિંહકટિ તથા મુષ્ટિગ્રાહ્યતા વડે અપાય છે.

કટિના અધોભાગમાં જઘન, નિતંબ, ઊરુ, ચરણ, અંગૂઠો, નખ, નૂપુરધ્વનિ, ગમન વગેરે વિષયો વર્ણનીય છે.

જંઘામાં કાંતિ, વૃત્તાનુપૂર્વતા, નાતિદીર્ઘતા, અત્યંત મંદતા, અને શીતલતા આદિ ગુણો વર્ણનીય છે. સામુદ્રિક નિયમાનુસાર જે કુમારીનાં ચરણો સ્નિગ્ધ, ઉન્નત, આગળથી પાતળાં, અને લાલ નખવાળાં હોય, સમ, ઉપચિત, સુંદર અને ગુપ્ત ગુલ્ફવાળાં હોય, આંગળીઓ પંક્તિબદ્ધ તથા ચરણતલ કમલની કાંતિવાળાં હોય તેની સાથે વિવાહ કરનારને રાજ્યપ્રાપ્તિ થાય છે. જે કન્યાની જાંઘો રોમરહિત અને શિરાહીન હોય, બંને જાનુ સરખા હોય, ઘૂંટણોની સંધિઓ ખાડા-ટેકરાવાળી ન હોય, ઊરુ સરખા હોય, નિતંબ, લલાટ અને ઊરુ કાચબાની પીઠ માફક વચ્ચેથી ઊંચા અને બંને બાજૂ ઢાળવાળા હોય, મણિબંધ ગૂઢ તથા નિતંબ વિસ્તીર્ણ તથા માંસલ હોય, તે કન્યા લક્ષ્મીવાળી હોય છે. આવા ગુણો લક્ષ્યમાં રાખીને જ કવિઓ જઘનની ઉપમા બેટ, નિતંબની ઉપમા પીઠ, પથ્થર, પૃથ્વી, પહાડ, ચક્ર વગેરે સાથે, ઊરુની ઉપમા હાથીની સૂંઢ, કેળનો થાંભલો, અને કરભ સાથે, ચરણોની ઉપમા પાંદડું, કમળ, સ્થલપદ્મ, અને પરવાળાં સાથે અને અંગૂઠાના નખની ઉપમા પરવાળાં સાથે દે છે. ગતિની મંદતા, એ ગુણ છે, તેથી તેની ઉપમા હાથી અને હંસગતિ સાથે અપાય છે. નૂપુરધ્વનિની ઉપમા સારસ, હંસ વગેરેના શબ્દો સાથે દેવાય છે.

[ ૩ ]

અહીં કામદેવ અને રતિનો પુરાતત્ત્વની દૃષ્ટિએ વિચાર કરવો જરૂરી છે.

लइ सउदागर रायपइ, न्याय करइं प्रात. ॥ ४० ॥
वातभइ सब साथ मइ, चल्यो इहै जप जाप;
बाल विछोही मनुज कइ, मुख देख्यांही पाप. ॥ ४१ ॥
सउदागर मनमइ डर्यो, जइ अब जीवत माल;
नीकइ तेजो बांधीयइ, पांणी पहिली पाल. ॥ ४२ ॥
निकस्यो पहपीरी भइ, और न धर्यो विचार;
संग लई मलयागिरि, पहूंच्यो राजदुवार. ॥ ४३ ॥
खबर जाइ दरबार दी, लइ कीय राय हजूर;
बूज्यौ सउदागर कहै, आयो ऊगत सूर. ॥ ४४ ॥
साहिब एक अनुप हइ, अदभुत वस्तु विसेस;
लइ आगइ मलयागिरी, धरी इह हइ हम पेस. ॥ ४५ ॥
नां जाणुं हइ पदमणी, नां जाणुं रति रंभ;
मइं पाइ वन मज्झमइ, उठी न जाणुं संभ. ॥ ४६ ॥
नयननि तारा फुरतही, तीह पहिचानी राय;
फुरकण लागे अंग सब, हरख उदधि न समाय. ॥ ४७ ॥
रांणी लइ महिलां धरी, चंदन वसुधानाथ;
करिहइ कर्म्मविचारणा, दीये कपोलनि हाथ ॥ ४८ ॥
एतइ सायर नीर दुइ, काटण विरह जंजाल;
आए चंदन राय पइ, लागे करण पुकार. ॥ ४९ ॥
महाराज चिरंजीत हो, पूरण त्रिभुवन आस;
मात हमारी धाइयइ, सउदागर कइ पास. ॥ ५० ॥
अंगज वाणी सुनतही, प्रगटयो नवल सनेह;
चंदन द्दग सीतल भइ, भइ प्रफुल्लित देह. ॥ ५१ ॥
राय लाय कै आंगुरी, प्रेम रंगजीय मांन;
जहांथी जननी जनमकी, खरै कीए तहां आंन. ॥ ५२ ॥
जाइ मिलइ सुत मातकुं, बार वरस कै अंत;

राय पियारी सुत लखे, लख्यो न राउ महंत. ॥ ५३ ॥
राजा भागो मेद सव, फलो सरूप समूल;
राणी घूंघटपट कीयो, गुरि मुख फै अनुकूल. ॥ ५४ ॥
कुमर पिता पाइ इन परे, नीर लेइ उरि संग;
आंसुअनकी धारण छुटी, मनुह न्हवाए अंग. ॥ ५५ ॥
दुख ज गयो मन सुख भयो, भागो विरह वियोग;
मातपिता सुत मिलतही, भयो अपूरव योग. ॥ ५६ ॥
राजा बोल्यो क्या करुं, सउदागर कू दंड;
राणी बोली छोरि द्यो, हम तुम प्रीति अखंड. ॥ ५७ ॥
सउदागर चाल्यो अवे, राय रहत सुख चइन;
सपरिवार सुख भोगवै, जाणि इंद्र मइ अइन. ॥ ५८ ॥
जाइ लइ फुनि निज पुरी, मिले सज्जन सव लोक;
भद्रसेन कहइ पुण्यतइं, भए सुवंछित भोग. ॥ ५९ ॥

इति श्रीचंदनमलयागिरीवार्त्तायां राजप्राप्तिपूर्वकस्त्रीपुत्रमेलनपूर्वापूर्वसंपत्-प्रकासिका कलिका षष्टी ( पंचमी ) ग्रंथाग्रं ॥ २५० ॥

प्रशस्ति–सर्व साध्वी शिरोमणि प्रवर्तिनी श्री गुणविजयाजी तच्छिष्यणी सौभाग्यविजयाजी तत् शिष्यणी महत्तरा श्री १८० श्री कीर्तिविजयाजी लिखितं ॥ श्राविका सदोजी पठनार्थम् ॥ सं. १७५८ वर्षे ॥ *

* क. इति श्री चंदनमलयागिरीरी वार्ता संपूर्ण ॥ सं. १७८४ व.

# વેદનું અર્થઘટન

[ એક ઊડતું અવલોકન* ]

શ્રી. ત્રિભુવનદાસ પુ. લુહાર-'સુંદરમ્'

उत त्वः पश्यन्न ददर्श वाचमुत त्वः शृण्वन्न शृणोत्येनाम् ।
उतो त्वस्मै तन्वं विसस्रे जायेव पत्य उशती सुवासाः ॥

ઋગ્વેદસંહિતા, ૧૦–૭૧–૪

એકે લહી વાચ છતાં લહી ના, એકે સુણી તેમ છતાં સુણી ના,
તેણે વિવૃણ્યું પણ અંગ એકને, પ્રેમાતુરા સ્ત્રી પતિપાસ જેમ
સુવસ્ત્ર ઢાંકયું નિજ અંગ ખોલે.

વેદો રચાયા હશે ત્યારથી તે આજ સુધી તેમનું સેવન એક કે બીજા હેતુથી થતું આવેલું છે. એના ઉદ્‌ગમ વિશે, એના કાળ વિશે, એના અર્થ વિશે, એના રહસ્ય વિશે એક કરતાં વધારે મતો પ્રચલિત રહ્યા છે. માત્ર એક જ વસ્તુ ઉપર મતભેદને અવકાશ નથી રહ્યો. અને તે છે વેદોનું અત્યારે ઉપલબ્ધ સંહિતાબદ્ધ ગ્રંથરૂપ—text. અત્યારની સંહિતાઓ એક વાર નિબંધન પામ્યા પછી, તેમાંના કર્મકાંડની સફળતા માટે મંત્રરૂપની અતિ આવશ્યક શુદ્ધિને કારણે તથા વેદપાઠીઓની પ્રખર સ્મરણશક્તિને બળે તે તેના સંપૂર્ણ રૂપમાં અક્ષરે અક્ષર આજ લગી જળવાઈ રહી છે.[1] વેદોની ઋચાઓ સંહિતારૂપે એકત્રિત થઈ તે પહેલાં તેમનું સ્વરૂપ અત્યારે મળે છે તે કરતાં જુદું પણ હોવાનો સંભવ છે, તથા તેની સંખ્યા પણ, સંહિતાઓમાં છે તે

* નોંધ:—આ લેખ 'આર્ય' માસિકમાં ૧૯૧૫–૧૬માં શ્રી અરવિંદે લખેલી લેખમાળા 'The Secret of the Veda' નાં પહેલાં ૭ પ્રકરણને આધારે તૈયાર કરવામાં આવેલો છે. બલ્કે આમાંનો મુખ્ય ભાગ એમાંનો ઘણોએક સંકલિત મુક્ત અનુવાદ છે એમ પણ કહી શકાય. આ ઉપરાંત બીજી કેટલીક સામગ્રી પણ આના આધારમાં વાપરેલી છે જે નીચે પ્રમાણે છે. વી. ચંદ્રશેખરમનો શ્રી અરવિંદ પાઠમંદિરના વાર્ષિકના શ્રી અરવિંદજયંતી અંકમાંનો લેખ 'Shri Aurobindo and the Veda' (૧૯૪૨), અવિનાશચંદ્ર દાસનું 'Rigvedic Culture' (૧૯૨૫), એ. સી. કલેરનું 'The Rig-Veda and Vedic Religion' (૧૯૧૩). આ ઉપરાંત યાસ્કના નિરુક્તમાંનાં અવતરણો તથા માહિતી તથા શ્રી અરવિંદના દૃષ્ટિબિંદુનું સ્વરૂપ શ્રી અંબાલાલ પુરાણીની પાસેથી તથા તેમની અભ્યાસનોંધો પરથી મળેલાં છે જે માટે તેમનો આભારી છું.

૧. અત્યારે પણ જીવંત એવી વેદપાઠીઓની હિંદવ્યાપક સંસ્થાની ઘણી હજારો વ્યક્તિઓને કંઠે હજારો પેઢીઓની મૌખિક પરંપરાથી વેદના મંત્રો, તેમના અસલ ક્રમે, પ્રકરણવાર સ્વરાદિકના શુદ્ધ રૂપે ચાલ્યા આવેલા છે. મોટે ભાગે મૌખિક પરંપરાથી ચાલી આવેલી વિદ્યા કે કૃતિમાં વિકૃતિ થવાનો સંભવ

કરતાં ઘણી વિશેષ છે એમ માનવાને પૂરતાં કારણો મળી આવે છે.[૨] અર્થાત્ તે વખતે જ્યારે વિદ્યા કંઠપરંપરાથી સંક્રાન્ત થતી હતી ત્યારે જૂની ઋચાઓનાં નવાંનવાં સંસ્કરણો, નવીનવી ઋચાઓની રચના, તેમ જ જૂનીનો સ્મૃતિમાંથી લોપ એમ બનતું રહેલું હોવું જોઈએ. એવી રીતે આ વિદ્યાનો ક્ષય થતો અટકાવવા માટે તે કાળના વિચારકોને વિદ્યમાન ઋચાઓને કોઈ સુરક્ષિત રૂપમાં નિબંધન કરવાની જરૂર ઊભી થઈ અને તેમણે તેનું સંકલન કર્યું. એ સંકલન થયા પછી ઋચાઓનું બાહ્ય રૂપ, તેનો ક્રમ, તથા આખી યોજના, અકબંધ જળવાઇ રહી. પણ તેનો અર્થ જળવાઈ રહ્યો નહિ.

વેદના અભ્યાસી પાસે તેના અર્થનો પ્રશ્ન બહુ જટિલ રૂપે ઊભો થાય છે. વેદને અંગે તે પછી જે સાહિત્ય રચાયું છે તેમાંથી એવી પણ સ્થિતિ ઊભી થયેલી જોવા મળે છે કે જે કોઇ પણ વાક્સ્વરૂપની બાબતમાં બનેલી નથી. વેદના મંત્રોનો અર્થ નથી,' એવો પણ એક પક્ષ બહુ ગાંભીર્યપૂર્વક યાસ્કના નિરુક્તમાં રજૂ કરવામાં આવેલો છે. આ પક્ષ તરફથી પોતાના મંતવ્યના

---

છે. લહિયાઓને હાથે લખાયેલી પ્રાચીન હસ્તપ્રતોમાં કેટકેટલાં પાઠાન્તરો મળે છે, પણ આ મૌખિક પરંપરામાં આખા હિંદમાં એક અસાધારણ એકવાક્યતા છે. વળી આ વેદપાઠીઓની સ્મૃતિરક્ષિત વેદ-સંહિતાનું પ્રામાણ્ય વેદોની લખાયેલી હસ્તપ્રત જેટલું જ છે. ઋગ્વેદની ૧૦,૫૫૨ જેટલી ઋચાઓમાં માત્ર એક જ પાઠભેદ બધાઓ સ્વીકારે છે, ध्रुवं मंयवतोर्वरुणस्य बभ्रु (ઋ. ૭-૪૪-૩) મા મયવતો ને બદલે માયવતોનો. શ્રીપાદ સાતવળેકરના મત મુજબ તો આ પણ વસ્તુતઃ પાઠભેદ નથી પણ સાનુનાસિક અક્ષરનું વિવૃત અને સંવૃત ભેદથી માત્ર ઉચ્ચારણવૈચિત્ર્ય જ છે. જુઓ, તેમની સંપાદિત 'ઋગ્વેદસંહિતા' (આવૃત્તિ ૨ જી)ની પ્રસ્તાવના તથા નટવરલાલ જેઠાલાલ મહેતાથી સંપાદિત 'વેદામૃત'-માં 'સામવેદની શોધમાં' નામનો લેખ.

૨. ઋગ્વેદ, કે જે બીજા ત્રણ વેદ કરતા સૌથી વધુ પ્રાચીન હોવાનું મનાય છે, તેની ઋચાઓનું અત્યારનું રૂપ પણ સંસ્કારવાળું છે. એમાં આવેલી ઋચાઓના સંસ્કરણો થતા રહેલાં છે એમ સૂચવતા કેટલાક મંત્રો તેની અંદર જ આવેલા છે. દા. ત.,

यज्ञेने द्रमवसा चक्रे अर्वागिन सुम्नाय नव्यसे ववृत्याम् ।
य सोमेभिर्विश्वथे पूर्वेभिर्ऋ मध्यमेभिरुत नूतनेभि ॥ ૩-૩૨-૧૩
दिवक्षिदा पूर्व्या जायमाना वि जागृविर्विदथे शस्यमाना ।
भद्रा वस्राण्यर्जुना वसाना सेयमस्मे सनजा पित्र्या धी. ॥ ૩-૩૯-૨

ઋગ્વેદના આ મંત્રો પહેલાના મંત્રોના રૂપોમાથી કેટલાક બ્રાહ્મણગ્રંથોમા અને સૂત્રોમા निविद् અને निगद નામથી જળવાઈ રહેલાં છે ઋગ્વેદના મંત્રોમા પણ निविद्ने पूर्वा અને पूर्व्या વિશેષણોથી વર્ણવાઇ છે આ વિષયની વધુ ચર્ચા માટે જુઓ, અવિનાશચંદ્ર દાસનું, Rigvedic Culture પૃ ૧૬ અને ૪૦

ઋગ્વેદસંહિતામાથી સંગ્રહાયેલા મંત્રો કરતા બીજા વિશેષ મંત્રો વિદ્યમાન હોવા જોઈએ એમ માનવાનો પુરાવો યાસ્કના निरुक्तના પૂર્વ ભાગ निघण्टु—જેમા વેદમા વપરાયેલા શબ્દોનો સંગ્રહ છે—માથી મળે છે. ડૉ. સ્કોલ્ડની ગણતરી પ્રમાણે निघण्टुમા ૩૩ શબ્દો એવા છે જે ઋગ્વેદમા વપરાયેલા મળી આવતા નથી.

સમર્થનમાં જે દલીલો રજૂ કરવામાં આવી છે લગભગ તેવી જ દલીલોનો આશ્રય વેદોના આજના કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનોએ લીધો છે અને પોતાનાં મંતવ્યો તારવ્યાં છે.[૩] યાસ્ક પોતે સમર્થ રીતે પેલા પક્ષનો જવાબ આપે છે. તેમ છતાં યાસ્કને પોતાના ગ્રંથમાં આ મંતવ્યની ચર્ચા કરવી પડી તે જ વસ્તુ બતાવી આપે છે કે વેદના મંત્રોના અર્થ વિશે સંદિગ્ધતા તે વખતે વિદ્યાવ્યાસંગીઓની અંદર પણ આવી ચૂકેલી હતી, એટલું જ નહિ પણ "અર્થવન્તઃ એવ મન્ત્રાઃ" એવી પ્રતિજ્ઞા લઈ પ્રવૃત્ત થયેલા યાસ્ક પાસે પણ મંત્રગત શબ્દોનો પૂરેપૂરો અર્થ રહ્યો નથી એ એણે અનવગત તરીકે નોંધેલા શબ્દપ્રયોગો ઉપરથી જણાઈ આવે છે.[૪] વેદનો અર્થ કરવાને માટે પ્રાચીન કાળમાં જે કંઈ પ્રયત્નો થયા હતા તેમાંથી યાસ્કનું નિરુક્ત અને સાયણનું ઋગ્વેદનું ભાષ્ય એ બે અકબંધ રૂપે આજે આપણને પ્રાપ્ત થાય છે. પશ્ચિમના વિદ્વાનો સાયણના ભાષ્યનો આધાર લઈ ને તેનો અર્થ કરવામાં આગળ વધ્યા છે. એમાંના કેટલાકે સાયણના અર્થને જ છેવટનો ગણી લઈ ને ઉપરથી વેદના દેવો, સમાજ, ધાર્મિક માન્યતાઓ તથા ખુદ વેદના તાત્ત્વિક મૂલ્ય વિશે પોતાની આંકણીઓ કરી છે. પણ વધારે સહૃદય પંડિતોએ એ સ્વીકાર્યું છે કે હજી વેદોનો પૂરેપૂરો અર્થ આપણને સમજાયો નથી.[૫] વેદનો અર્થ કેવી રીતે તિરોહિત બન્યો

૩. આ પક્ષને કૌત્સ નામની વ્યક્તિના મત તરીકે યાસ્ક રજૂ કરે છે. વેદના મંત્રો અર્થરહિત છે એમ માનવાને નીચેના કારણો ઉદાહરણસહિત કૌત્સ આપે છેઃ (૧) સામાન્ય ભાષામાં શબ્દોની જે નિયત આનુપૂર્વી છે તે ઋચાઓમાં નથી, (૨) ઋચાઓમાં વપરાયેલા નિર્જીવ પદાર્થોને લિંગયુક્ત વર્ણવ્યા છે, (૩) અર્થોમાં અનુપપન્નતા–અસંગતિ છે, (૪) મંત્રોમાં વિરોધી અર્થો છે, (૫) કેટલાક દેવોનું સ્વરૂપ આંતરિક વિરોધવાળું વર્ણવાયું છે. ( निरुक्त १–४–५ ) યાસ્ક આ કારણોનો એક પછી એક જવાબ આપે છે જે લંબાણભયે અત્રે ઉતારાય તેમ નથી. પણ યાસ્ક પોતાના ટેકારૂપે વેદના પાંચ છ મંત્રો ટાંકે છે જેમાંથી એક અહીં ટાંકીશું:

स्थाणुरयं भारवाहः किलाभूदधीत्य वेदं न विजानाति योऽर्थम् ।
योऽर्थज्ञ इत्सकलं भद्रमश्नुते नाकमेति ज्ञानविधूतपाप्मा ॥ ( સામવેદ )

કૌત્સની દલીલોની ( પહેલી બેને બાદ કરતાં ) અક્ષરશઃ પુનરાવૃત્તિ પાશ્ચાત્ય વિદ્વાનોએ વેદના અર્થ સંબંધમાં કરેલી છે તે માટે જુઓ એ સી. કુવેરને તેના The Rig-Voda and Vedic Religion માં આપેલો સાર, પૃ ૫૨ આ ઉપરાંત તેઓ આથી પણ આગળ વધેલા છે અને વેદના તત્ત્વ સંબંધે બીજાં સ્થૂલબુદ્ધિજન્ય અનુમાનો પણ તારવ્યાં છે. જેમકે 'It is not the rule but the exception to find in this great collection of literature any cry of the soul, any glimpse of a spritual instinct, any grasp of high revelation ! (એજન, પૃ. ૧૫૬)

૪. જુઓ 'નિરુક્ત'નું નૈગમ કાણ્ડ. ટીકાકાર દુર્ગાચાર્ય આવા અનવગત સંસ્કારવાળા શબ્દો દસ પ્રકારના જણાવે છે. તે પરથી જણાય છે કે વેદમંત્રોના અર્થ કેટલી બધી રીતે સંદિગ્ધ બની ગયા હતા.

૫. The Vedas themselves... are as yet imperfectly understood... Had it not been for the labours of Indian Etymologists and Grammarians, they woudd have remained a sealed book upto the present time. ... But no etymo-

અને તેને પાછો અનાદર કરવાના દેખાતા પ્રયત્નો થયા છે તેનું ટૂંકું નિરીક્ષણ અત્રે લક્ષ્યમાં રાખ્યું છે ૧

વેદની પ્રાચીન અર્થપ્રણાલિનું તિરોધાન અને લોપ થતું એને માનવજાતિના જીવનચક્રની એક ગતિ તરીકે સમજવું જોઈએ પ્રજાના જીવનમાં સંસ્કારિતાના, તત્ત્વદર્શનના મોજા વારાફરતી આવ્યે જાય છે સત્યની તીવ્ર શોધના એક મોજા પછી પાછો થાકનો મોજો આવે છે. અને તે દરમિયાન જૂના સત્યોનો લોપ થઈ જાય છે તેમજ પછીના આવા એક શિથિલતાના મોજા પછી

logical or philological analysis can help us in thoroughly understanding a passage which contains ideas and sentiments foreign or unfamiliar to us ..
It is an undoubted fact that some Vedic texts are yet unintelligible, and, therefore untranslatable Pro Max Muller observes 'A translation of the Rig-Veda is a task for the next-century'

લોકમાન્ય ટિળક 'ધી આર્કટિક હોમ ઇન ધ વેદઝ (૧૯૦૩)મા પૃ ૬ (સંક્ષિપ્ત)

*We must not be beguiled by that kind of conservatism which merely* salves the conscience into thinking that there is better proof for any latter date (of the vedic period), such as 1500, 1200, or 1000 B C rather than the earlier date of 2000 B C Once more, frankly, we do not know

ડૉ મૉરિસ બ્લૂમફીલ્ડ 'Religion of the Veda,' પૃ ૧૯ (૧૯૦૬) એ. સી કલેટને પોતાના 'The Rig-Veda and Vedic Religion'મા પૃ ૪૭ ઉપર ટાંકેલ

There is nothing like finality in views that are mainly based on mere intelligent guesses, surmises and probabilities rather than on positive and incontestible historical proofs, *and there should be room enough for a fresh* view, based on fresh materials,

અવિનાશચંદ્ર દાસ–'Rigvedic Culture' પ્રસ્તાવના પૃ ૮ (૧૯૨૫)

મૅક્સમૂલર અને બ્લૂમફીલ્ડ જેવા વિનમ્ર વેદાભ્યાસીઓ ઉપરાંત વેદ વિષે પોતે રચેલી માન્યતાઓને વળગી રહેનાર અને પૂર્વગ્રહોથી પ્રેરાઈને બીજા મતો પ્રત્યે અસહિષ્ણુતા ધરાવનાર પંડિતો પણ યુરોપમા છે જેમને ડૉ અવિનાશચંદ્ર દાસ તાટસ્થ્યરહિત, સંકુચિત દૃષ્ટિવાળા, તથા ખોટા મુદ્દાઓ ઉપર જ નજર ઠેરવી રહેલા તરીકે તથા હિંદના વેદાભ્યાસીઓ ટિળક ઇ૦ના મહત્ત્વનાં સંશોધનોની જાણીબૂજીને ઉપેક્ષા કરનાર તરીકે વર્ણવે છે (જુઓ તેમનું 'Rigvedic Culture. પૃ ૧૫ અને ૩૬) પશ્ચિમના આ અભ્યાસીઓમા ભારતની વેદકાલીન તો શું પણ અર્વાચીન જીવતીજાગતી સંસ્કૃતિના રહસ્યને પણ પિછાણવાની સહૃદયતા નથી એનુ ઉદાહરણ ઉપર નોંધેલો લેખક કલેટન જ પૂરું પાડે છે તે પોતે ખ્રિસ્તી સંપ્રદાયનો છે તેમ જ તેને ખ્રિસ્તધર્મનો ઉપદેશ કરવાનો હક છે છતા પોતાના માત્ર સંશોધનાત્મક પ્રસ્તુત પુસ્તકને અંતે તે હિંદનો મોક્ષ ખ્રિસ્તને શરણે જવાથી જ થશે એ અર્થનો પૅરેગ્રાફ, ઉપસંહારરૂપે મૂક્યા વગર રહી શક્યો નથી ! એમ છતા કહેવુ જોઈએ કે આ નાનકડા પુસ્તકમા લેખકે પશ્ચિમના વિદ્વાનોના સંશોધનનો સમગ્ર ખ્યાલ આવી જાય તેવી રીતે માહિતી પૂરી પાડી છે

૧ પદનોંધ જુઓ પછીના પૃષ્ઠ પર.

જ્યારે ફરી પાછા હિંદના ચિંતકો વેદનો અર્થ મેળવવાને પ્રવૃત્ત થયા ત્યારે એ કાર્ય તેમને ઘણું મુશ્કેલ જણાયું અને તેમને પૂરેપૂરી સફળતા નહિ મળી તેમની પાસે વેદોના અર્થ સમજવા માટે એક જ મૂળ અસ્તિત્વમાં હતું, વેદને કંઠસ્થ કરનાર તથા તેનો અર્થ ભણાવનાર વેદવિદો અથવા વેદના કર્મકાંડો કરાવનાર પુરોહિતો જોકે મૂળે તો યજ્ઞની ક્રિયા કરાવવી અને વેદ ભણાવવાનું કાર્ય એક જ વ્યક્તિ કરતી હતી. પણ તેમની પાસેનું જ્ઞાન પણ ઝાંખું બનવા લાગ્યું હતું મોટામોટા પુરોહિતોને પણ પોતે યજ્ઞક્રિયાઓમાં જે મંત્રોનો ઉપયોગ કરતા તેના અર્થની કે શક્તિની બહુ અધૂરી સમજ હતી કારણ ક્રમેક્રમે વેદના મૂળ રહસ્ય ઉપર સ્થૂલ ફલપ્રધાન યજ્ઞપૂજાનો થર ફરી વળ્યો હતો આ શિથિલતા પછીના જાગૃતિકાળના ચિંતકોએ વેદના મંત્રો તથા યજ્ઞવિધિનો આધાર લઈ પોતાના અનુભવ અને વિચારોનું ફરી નિબંધન કરવાનો જે યત્ન ર્યો તેણે એકબીજાને પૂરક એવા બે રૂપો લીધા. વેદના યજ્ઞવિધિના રૂપોનું સંરક્ષણ 'બ્રાહ્મણ' ગ્રંથોમાં થયું અને વેદના રહસ્યનું ઉદ્‌ઘાટન ઉપનિષદોમાં થયું

'બ્રાહ્મણો'માં વેદના યજ્ઞવિધિની વિગતો, તેના ભૌતિક ફલની સિદ્ધિ માટેની શરતો, વિધિના જુદાજુદા અંગોનો પ્રતીકાત્મક અર્થ અને હેતુ, ફરી ક્રિયાઓ, ઉપકરણો, વિધિને માટે મહત્ત્વના મંત્રોનું રહસ્ય, સંદિગ્ધ ઉલ્લેખોનો શક્ય અર્થ, અને પ્રાક્કાલીન કથાઓ તથા પરંપરાઓના સ્મરણોને સંરક્ષવાનો તથા તેમને દૃઢ રૂપ આપવાનો પ્રયત્ન છે. 'બ્રાહ્મણો'માં આવેલી ઘણી દંતકથાઓ વેદના મંત્રોનો જે ભાગ સમજાતો ન હતો તેના ખુલાસારૂપે યોજાયેલી સ્પષ્ટ રીતે જણાય છે કેટલીક જૂના મંત્રદ્રષ્ટાઓ દ્વારા પ્રયોજાયેલી કથા કે દૃષ્ટાંતોના એક ભાગરૂપે હોવાનો સંભવ છે અથવા ઋચાઓ રચાયેલી તે કાળની વાસ્તવિક ઐતિહાસિક પરિસ્થિતિના સ્મરણો તરીકે ચાલી આવેલી હોય એમ પણ બનવા જોગ છે મૌખિક પરંપરા એ એવી વસ્તુ છે કે જે જૂની વસ્તુને હમેશા ઢાંકતી જાય છે જૂના અર્થલુપ્ત રહસ્યવાળા પ્રતીકોને સમજાવવાને માટે જે નવા પ્રતીકો યોજાય છે તેમાથી જૂના પ્રતીકોનું રહસ્ય પ્રકટ થવા કરતા મોટે ભાગે નવા પ્રતીકોની સંખ્યામાં જ વધારો થાય છે તેથી 'બ્રાહ્મણ' ગ્રંથોમાં જોકે કેટલાક ઘણા રસિક સૂચનો મળે છે છતા વેદના અર્થની શોધમાં તેમની મદદ બહુ ઓછી મળે છે તેમ જ જ્યારે એ ગ્રંથોમાં છૂટીછૂટી ઋચાઓના ચોખ્ખાઈથી શબ્દશ: અર્થ કરવાના પ્રયત્ન થાય છે ત્યારે પણ તેમને ભરોસાદાર માર્ગદર્શક તરીકે સ્વીકારી શકાય તેમ નથી

ઉપનિષદોના ઋષિઓએ જુદી પદ્ધતિ અખત્યાર કરી વેદના લુપ્ત થયેલા યા તો લુપ્ત થવા

---

૬ અત્રે વેદાર્થની ચર્ચા પ્રાયઃ ઋગ્વેદના સંબંધમાં કરેલી છે પાશ્ચાત્ય વિદ્વાનો ચાર વેદોમાં ઋગ્વેદને મુખ્ય તેમ જ સૌથી પ્રાચીન ગણે છે ભારતીય પરંપરામાં પણ તેનું નામ હમેશા પહેલું મુકાય છે બીજા ત્રણ વેદો ઋગ્વેદની ઋચાઓના વિશિષ્ટ હેતુપુરઃસર થયેલા નવા સંકલન જેવા છે (જુઓ કેગેનનું 'The Rig-veda' પ્ર૦ ૨) એટલે વેદના અર્થનો પ્રશ્ન ઋગ્વેદના સંબંધે મુખ્ય રૂપે ઊભો થાય છે અને તેનો નિર્ણય પ્રથમ જરૂરનો બને છે અર્વાચીન પંડિતોનું વેદવિષયક જે વિવિધ પ્રકારનું અધ્યયન છે તે પણ મુખ્યત્વે ઋગ્વેદ ઉપર મંડાયેલું છે

માંડેલા જ્ઞાનને ફરીથી હસ્તગત કરવા માટે તેમણે ધ્યાન અને આધ્યાત્મિક અનુભવનો આશ્રય લીધો અને વેદના જૂના મંત્રોને પોતાની સદ્જ્ઞોપલબ્ધિઓના તથા દર્શનના ટેકારૂપે યા તો પ્રામાણ્યરૂપે ઉપયોગ કરવા લાગ્યા; અથવા તો એવું પણ બનતું કે વેદનો શબ્દ માત્ર બીજરૂપે લેવાતો અને તેમાંથી તેમને વિચાર કે દર્શનની પ્રાપ્તિ થતી. એ રીતે જૂના ઋષિઓ સત્યોને નવાં રૂપોમાં નિરૂપવા લાગ્યા. એમણે જે જોયું તેને તેમણે પોતાના યુગને અનુરૂપ વધારે સમજી શકાય એવી વાણીમાં વ્યક્ત કર્યું. એક રીતે કહીએ તો તેમણે વેદનો જે ઉપયોગ કર્યો તે નિઃસ્વાર્થ રૂપનો ન હતો. વેદનાં વાક્યો જે મૂળ સંદર્ભમાં આવેલાં છે તેમાં ચોક્કસ રીતે કયો વિચાર રહેલો છે તથા તેના શબ્દોનો કયો અસંદિગ્ધ હેતુ છે તે શોધી કાઢવા માટે અભ્યાસકની અત્યંત સાવધાનીભરી શોધક વૃત્તિથી તેઓ પ્રવૃત્ત થયા ન હતા. તેઓ શબ્દના સત્ય કરતાં વધારે ઉચ્ચ સત્યના શોધક હતા. અને જે દર્શનની અભિવ્યક્તિ તેઓ ઇચ્છતા હતા તેના સૂચક રૂપે જ તેઓ શબ્દોનો પ્રયોગ કરતા હતા. વેદના શબ્દનો વ્યુત્પત્તિસિદ્ધ અર્થ શો છે તે તેઓ જાણતા ન હતા અથવા તો તે તરફ તેઓ બેપરવા હતા. ઓમ્ જેવા સમાસિત અવાજો- ( component sounds ) નો અર્થ કરવામાં તેઓ ઘણીવાર પ્રતીકાત્મક ભાષાનો ઉપયોગ કરતા હતા. આ ભાષા સમજવી ઘણી મુશ્કેલ બને છે. આ કારણે, તેઓ વેદના જે મંત્રોનો ઉપયોગ કરે છે તેનો ચોક્કસ અર્થ નક્કી કરવામાં 'બ્રાહ્મણ' ગ્રંથો જેટલી જ નહિવત્ મદદ ઉપનિષદોમાંથી મળે છે. જોકે એટલું તો કહેવું જ જોઈએ કે પ્રાચીન ઋષિઓના મુખ્ય વિચારો અને તેમની ચૈતસિક સૃષ્ટિ અંગે તેમાંથી જે પ્રકાશ મળે છે તે ખરેખર અમૂલ્ય છે. ઉપનિષદકારોનું મુખ્ય કાર્ય વેદનો અર્થ કરવા કરતાં વિશેષ રૂપે વેદાન્તની સ્થાપના કરવાનું રહ્યું છે.

ઉપનિષદકારોએ જે મહાન પ્રવૃત્તિ પ્રારંભી તેને લીધે તે વખતના ચિંતન અને અધ્યાત્મતત્ત્વનું નૂતન અને વધુ ચિરંજીવ શબ્દોમાં વધારે સમર્થ નિરૂપણ બન્યું. વેદ 'વેદાન્ત'માં પરિણમ્યા. એ પ્રવૃત્તિમાં એવાં બે લક્ષણો હતાં જેને લીધે વૈદિક વિચાર અને સંસ્કૃતિનું વિઘટન મંડાયું. પહેલું તો તેણે બાહ્ય કર્મકાંડને, મંત્રની ભૌતિક સ્થૂલ ઉપયોગિતાને ગૌણ કરી નાખી અને કેવલ આધ્યાત્મિક લક્ષ્યને પ્રાધાન્ય આપ્યું. વેદકાલીન દ્રષ્ટાઓએ જીવનના બાહ્ય અને આંતરિક, ભૌતિક અને આધ્યાત્મિક સ્વરૂપ વચ્ચે જે સમતુલા સમન્વય રાખ્યાં હતાં તે ચાલ્યાં ગયાં. એક નવી સમતુલા, નવો સમન્વય ઉત્પન્ન થયો, અને છેવટે તેમાંથી ઐકાન્તિક સંન્યાસવૃત્તિ અને જગતનો ત્યાગ એ તત્ત્વો પ્રકટ થયાં. યજ્ઞ, યજ્ઞનો પ્રતીકાત્મક કર્મકાંડ એ અર્થરહિત અવશેષ જેવા બની ગયા. અને ઘણી વાર બને છે તેમ એ યાંત્રિક અને અર્થરહિત બનવાને લીધે જ, જે લોકો એને વળગી રહ્યા હતા તેમણે તેમાં જે કંઈ બહિરંગી હતું તેનું મહત્ત્વ વધારી મૂક્યું અને તેની ઝીણીઝીણી વિગતોને જડતાથી પકડી રહ્યા. વેદ અને વેદાન્ત વચ્ચે, સિદ્ધાંતમાં ભલે નહિ પણ વ્યવહારરૂપે તો એક મોટો ભેદ ઊભો થયો, જેને એવી રીતે વર્ણવી શકાય કે 'પુરોહિતના રહ્યા વેદ, અને ઋષિઓનું રહ્યું વેદાન્ત.'

વેદાન્તની પ્રવૃત્તિનું બીજું લક્ષણ વધારે સ્પષ્ટાર્થવતી અને તત્ત્વજ્ઞાનને ઉચિત એવી ભાષાનો

ઉપયોગ કરવા તરફ થયુ એ વલણ પુષ્ટ થતા વૈદિક કર્મકાંડની ઉપયોગિતા ઓછી થઈ ગઈ, એટલુ જ નહિ, વેદનું મંત્રરૂપ પણ વિસ્મૃત થવા લાગ્યુ વધારે સ્પષ્ટ અને સીધી ભાષાવાળા ઉપનિષદોમાથી જ ભારતીય તત્ત્વવિચારના ઝરણાંએ મુખ્યત્વે પુષ્ટિ મેળવવા માડી અને શિક્ષણના અનિવાર્ય સાધન તરીકે વેદોનું સ્થાન ઓછુ થતા લાગતા, તેમનો અભ્યાસ પહેલાના જેટલા ઉત્સાહથી અને સૂક્ષ્મતાથી થતો અટકી ગયો

વેદાન્તથી શરૂ થયેલી ક્રાન્તિ બૌદ્ધમત આવતા પૂરેપૂરી સિદ્ધ થઈ ગઈ અને એ પ્રાચીન જગતના જે બહિરંગ તત્ત્વો હતા તેમાનો અમુક ભપકાદાર ભાગ અને કેટલાક મંત્ર જેવા બની ગયેલા ઉપચારો જ અવશેષરૂપે રહ્યા બૌદ્ધમતની પ્રતિજ્ઞા વૈદિક યજ્ઞનો નાશ કરવાની અને સાહિત્યની ભાષાને બદલે લોકભાષાની સ્થાપના કરવાની હતી અને જો કે એની એ પ્રતિજ્ઞાની સિદ્ધિ પુરાણોક્ત ધર્મદ્વારા હિંદુત્વનું પુનરુજ્જીવન થવાને લીધે કેટલીક સદીઓ લગી દૂર ઠેલાઈ છતા તેથી વેદને પોતાને તો કઈ જ લાભ ન થયો નવા ફેલાવા લાગેલા બૌદ્ધધર્મની સામે પોતાનું બળ જમાવવાને માટે જૂના અને પવિત્ર પણ ન સમજાય એવા મંત્રપાઠોને બદલે સહેલી અને અદ્યતન સંસ્કૃત ભાષામા શાસ્ત્રોની રચના કરવાની જરૂર ઊભી થઈ અને એ રીતે પુરાણોએ વેદોને જનતા આગળથી દૂર ધકેલી દીધા અને નવી ધાર્મિક વિધિઓએ પ્રાચીન ધર્મવિધિઓનુ સ્થાન લીધુ જેવી રીતે પહેલા વેદ ઋષિના હાથમાથી નીકળી પુરોહિતના હાથમા જઈ પડ્યા હતા તેવી રીતે હવે તે પુરોહિતના હાથમાથી નીકળી પંડિતના હાથમા જઈ પડ્યા અને ત્યા રહ્યારહ્યા તેમના અર્થનુ તથા તેમની સાચી પુનિતતા તથા ભવ્યતાનુ છેવટનુ વિસર્જન થયુ

પણ એવુ તો નથી જ બન્યુ કે ઇસ્વીસનની પૂર્વે અનેક સદીઓથી પ્રારંભાયેલા આ પંડિતયુગ દરમિયાન વેદોની બધી રીતે દુર્ગતિ જ થતી રહી છે ઊલટુ આ પંડિતોના ઝીણ વટભર્યા અને ખતીના શ્રમને લીધે જ તથા તેમની સંરક્ષક પરંપરાને લીધે જ વેદો, એમ જીવંત શાસ્ત્રરૂપે મરી ગયેલા હોવા છતા અણીશુદ્ધ જળવાઈ રહ્યા છે બે હજાર વર્ષના આ પંડિતયુગે વેદનો અર્થ સમજવામા મદદરૂપ થાય તેવા કેટલાક અમૂલ્ય સાધનો આપણને આપેલા છે એ છે પ્રત્યેક અક્ષરમા, પ્રત્યેક સ્વરભારમા શુદ્ધ રીતે જળવાઈ રહેલા વેદનો ગ્રંથ, યાસ્કનો શબ્દકોશ અને સાયણનુ મહાન ભાષ્ય

વેદની પાઠશુદ્ધિ[૭] ઉપરાંત તેમાના સૂક્તોની અંદરના શ્લોકોનો ક્રમ, તથા તેની આખી

૭ આ વસ્તુસ્થિતિને યાસ્ક ટેકો આપે છે નિઘણ્ટુની રચના શા માટે થઇ તે સમજાવતા તે કહે છે કે પહેલાના કાળમા અમુક વ્યક્તિઓએ વિશેષ તપપૂર્વક ધર્મનુ સાક્ષાત્ દર્શન કર્યું હતુ અને તેટલા ઉપરથી તે ઋષિ એટલે કે દ્રષ્ટા કહેવાતા હતા તેમણે પોતાનુ એ મંત્રદર્શન બીજી વ્યક્તિઓને ઉપદેશદ્વારા આપ્યું જેને બળે તેઓ સાક્ષાત્કાર પામી ઋષિત્વ પામ્યા અર્થાત્ આ બીજા પ્રકારના ઋષિઓની શક્તિ પહેલા પ્રકારના ઋષિઓ—આપમેળે ધર્મદર્શન કરનાર—કરતા ઓછી હતી અને તેમની પછીની પેઢી તેથી પણ ઓછી શક્તિવાળી હતી તે જોઈને તેમને ખેદ થયો કે જે વિદ્યા આપણે હ।

સંકલના અને યોજનાના એ પણ અભ્યાસ રહ્યા છે એમાં જે અપવાદો હોય તો તે બહુ થોડા અને અલ્પ મહત્ત્વના છે જ્યાં જ્યાં સૂક્તોના ક્રમમાં અસંગતિ લાગે છે ત્યાં એનું કારણ એ છે કે એમનો અર્થ આપણે જાણતા નથી. અને એક વાર તેની કૂંચી જડી આવ્યા પછી જણાય છે કે એ સૂક્તોની ભાષા અને લયમાં જેમ સંપૂર્ણ એકસૂત્રતા છે તેમ તેમાં રહેલા વિચારમાં પણ છે પંડિતયુગે વેદોની આ બાબતમાં ભારે સેવા કરેલી છે પણ જ્યારે વેદના અર્થની ગવેષણામાં તેમણે કરેલા પ્રયત્નોની આપણે મદદ લેવા જઈએ છીએ ત્યારે તેમનો અર્થ ઘણા સંકોચ સાથે સ્વીકારવો પડે છે પંડિતયુગના છેક પ્રારંભકાળમાં પણ વેદનો કર્મકાંડપ્રધાન અર્થ ક્યારનો મધ્યસ્થાને આવી ગયો હતો વેદના શબ્દો, પંક્તિઓ, તેમાંના ઉલ્લેખોનો અર્થ તથા તેમાંના વિચારચણતરની ચાવી એ વખતના નાશ પામ્યા હતા યા તો ઢંકાઈ ગયા હતા વળી આ વિદ્વદ્વર્ગની પાસે, પૂર્વકાલીન ઋષિઓની તે મહદુપલબ્ધિ તથા આધ્યાત્મિક અનુભવ ન હતા કે જેને લીધે ગુમ થયેલું રહસ્ય અનન્ત પણ પાછું મેળવી શકાય[૮] આવા ક્ષેત્રમાં માત્ર પાંડિત્ય, અને ખાસ કરીને જ્યારે તેની સાથે અભ્યાસપટુ દક્ષ બુદ્ધિનો યોગ થયેલો હોય છે ત્યારે તે જેટલું માર્ગદર્શન આપે છે તેટલું જ તે ભ્રમાવનાર પણ બને છે

યાસ્કનું 'નિરુક્ત' એ વેદાર્થ સમજવામાં બહુ મહત્ત્વનું સાધન છે પણ તેમાં અતિ વિષમ મૂલ્યવાળાં બે તત્ત્વો વચ્ચે વિવેક કરવાની જરૂર રહે છે નિરુક્તકાર તરીકે જ્યારે યાસ્ક વૈદિક શબ્દોના વિવિધ અર્થો આપે છે ત્યારે તેનું પ્રામાણ્ય ઘણું મહાન છે અને તેમાંથી મળતી મદદ ઘણી કીમતી છે યાસ્કની પાસે વૈદિક શબ્દોના બધા જ પ્રાચીન અર્થો હતા એવું લાગતું નથી કારણ ક્રમે ક્રમે ઘણા અર્થ લોપ પામ્યા હતા, અને શાસ્ત્રીય ભાષાશાસ્ત્રના અભાવે તેનો પુનરુદ્ધાર થવો શક્ય ન હતો પરંતુ પરંપરાએ ઘણા અર્થો જાળવ્યા પણ હતા. જ્યાં જ્યાં યાસ્ક આ પરંપરાને જાળવી રાખે છે અને વૈયાકરણીનું બુદ્ધિચાતુર્ય વાપરતો નથી ત્યાં ત્યાં તે શબ્દોના જે અર્થ આપે છે તે, જે પાઠસંદર્ભમાં તેનો નિયોગ કરી આપે છે ત્યાં તે હંમેશાં લાગુ પડતા ન હોવા છતાં તેને સાચા ભાષાશાસ્ત્રને બળે શક્ય અર્થ તરીકે સ્થાપી શકાય છે પણ શબ્દકોશકાર તરીકે યાસ્કનું જે મહત્ત્વ છે તેટલું વ્યુત્પત્તિશાસ્ત્રી તરીકે તેને આપી શકાય તેમ નથી હિંદના વિદ્વાનોએ શાસ્ત્રીય વ્યાકરણ જગતમાં સૌથી પહેલાં રચ્યું છે એ ખરું, પણ સાચા ભાષા

દેશથી મેળવી તે પણ આ લોકો ઝીલી શકે તેમ નથી એટલે તેમના પર કૃપા કરી તેમની શક્તિની મર્યાદા વિચારી તેમને માટે આ નિરુક્ત ઉપરાંત વેદવેદાંગ વગેરે ગ્રંથોની રચના તેમણે કરાવી ('નિરુક્ત ૧-૬-૪ યાસ્કકૃત 'નિરુક્ત' તથા તે પર દુર્ગાચાર્યની ટીકામાંથી)

૮ "પ્રથમ ભાષ્યકાર યાસ્કની પૂર્વે ખુદ હિંદમાં વેદના અર્થ કરવા વિશે અનેક મતમતાંતરો પ્રચલિત હતા એટલું તો નિર્વિવાદ છે નિરુક્તમાં પૂર્વાચાર્યોનો—ભાષ્યકારોનો ઉલ્લેખ સ્પષ્ટ છે એટલું જ નહિ, પરંતુ વેદભાષ્યની જુદીજુદી પ્રણાલીઓ સિદ્ધાન્તભેદ રસ્તે પડેલી તેમનો પણ યાસ્ક સ્વીકાર કરે છે યાસ્કની પૂર્વે શાકટાયન ઔદુમ્બર, ચર્મશિરા નૈયાયિકો ઐતિહાસિકો વૈયાકરણો કર્મકાંડીઓ અને તપસ્વીઓ વગેરે જુદાજુદા સિદ્ધાન્ત પરત્વે વેદના અર્થ કરનારા ગણો ભારતમાં હતા" અંબાલાલ પુરાણીકૃત 'પથિકનાં પુષ્પો ગુચ્છ બીજો, પૃ ૨૫૦ (સંકલિત)

શાસ્ત્રનો આરંભ તો અર્વાચીન સંશોધનવિદ્યાથી જ થાય છે. જના વ્યુત્પત્તિશાસ્ત્રીઓથી માંડી ઠેઠ ઓગણીસમી સદી સુધીના, પછી તે હિંદના હો કે યુરોપના, વ્યુત્પત્તિશાસ્ત્રીએ જે માત્ર ચાતુર્યભરી પદ્ધતિ અખત્યાર કરી છે તે ખૂબ તરંગપૂર્ણ અને નિયમ વગરની છે. અને જ્યારે યાસ્ક આ પદ્ધતિને અનુસરે છે ત્યારે તેના અભિપ્રાયો સ્વીકારવા મુશ્કેલ બને છે. વળી તે અમુક મંત્રોનો જે અર્થ આપે છે તે પણ તેની પછીના સાયણના અર્થ કરતાં વિશેષ સ્વીકાર્ય બને તેવો નથી.

હિંદમાં વેદને અંગે જે મૌલિક અને જીવંત અધ્યયનનો યુગ પ્રવર્તેલો તેનો આરંભ યાસ્ક અને બીજા પંડિતોથી થયેલો ગણી શકાય. એ યુગનો અંત સાયણના ભાષ્ય સાથે આવે છે. જે કાળે હિંદની પ્રતિભાએ નવા મૌલિક સર્જન માટે સામગ્રીરૂપે પ્રાગૈતિહાસિક કાળની બધી સમૃદ્ધિનો સંચય કરવા માંડેલો તે કાળના પ્રારંભિક જેમના ગાળામાં 'નિરુક્ત'ની રચના થયેલી છે. તે પછી સદીઓ વીત્યા બાદ જ્યારે મુસલમાનોના વિજયના આઘાતથી હિંદની પ્રાચીન સંસ્કૃતિ છિન્ન-ભિન્ન બની ગઈ અને જુદાજુદા પ્રાદેશિક ટુકડાઓમાં વહેંચાઈ ગઈ, ત્યારે હિંદની વિદ્યાપરંપરાએ દક્ષિણ હિંદમાં છેલ્લો આશ્રય લઈ આ વિજયનગરમના સામ્રાજ્યના ધામમાં પોતાનું કેન્દ્ર સ્થાપિત કર્યું. સાયણનું ભાષ્ય એ આ વિદ્વત્પરંપરાનું લગભગ છેલ્લું મહાન કાર્ય છે. તે પછી વેદના અધ્યયનના પ્રયત્નની જોરદાર અને મૌલિક સરવાણીઓ ફૂટતી રહી છે, નવા પુનઃસર્જન માટે છૂટાછવાયા પ્રયત્નો થતા રહ્યા છે. પરંતુ આના જેવા સર્વગ્રાહી, ધીંગા અને બેનમૂન પ્રકારનું કાર્ય તો ભાગ્યે જ બન્યું છે.

ભૂતકાળના આ મહાન વારસાના મુખ્યમુખ્ય ગુણો તો એકદમ નજરે ચડી આવે એવા છે. સાયણે પોતાના વખતના વિદ્વાનમાં વિદ્વાન પંડિતોની સહાય લઈને રચેલો આ ગ્રંથ પાંડિત્યના વિરાટ શ્રમના સંચય જેવો છે. એ કાળે કોઈ પણ એક વ્યક્તિમાં વિદ્યમાન હોઈ શકે તેના કરતાં વિશેષ વિદ્વત્તાનું આમાં પ્રાકટ્ય છે. તેમ છતાં એની પાછળ કોઈ એક સંકલનકાર હાથ રહેલો દેખાય છે. એની વિગતોમાં ઘણી એક અસંગતિઓ છે, છતાં સમગ્ર રીતે તેમાં એક સુસંગતિ રહેલી છે જ. એનું આયોજન ઘણું વિશાળ છે, છતાં હિંદની રૂઢ ભાષ્યશૈલીમાં મળવી દુર્લભ એવી સરળતા, પ્રાસાદિકતા, લાઘવ અને કલાયુક્ત સૌન્દર્ય એની શૈલીમાં રહેલાં છે. એમાં ક્યાંય પાંડિત્યનું પ્રદર્શન નથી. ગ્રંથનો અર્થ કરતાં મુશ્કેલીઓની સામે જે બથંબથા કરવી પડેલી છે તેને ચતુરાઈથી ઢાંકી દેવામાં આવેલી છે અને એમાં વિશદ વિવેચનશક્તિ તથા સ્વસ્થ છતાં નિરભિમાની પાંડિત્યનું એવું વાતાવરણ છે કે જેની છાપ ગ્રંથકર્તાની સાથે સંમત ન થનાર પર પણ પડ્યા વિના રહેતી નથી. યુરોપના શરૂઆતના વૈદિક અભ્યાસીઓ તો સાયણના આ અર્થઘટનની યુક્તિપુરઃસરતા ઉપર ખાસ મુગ્ધ બની ગયા હતા.

તેમ છતાં, વેદના સ્થૂલ અર્થની બાબતમાં પણ સાયણની પદ્ધતિ સાથે કે તેણે કરેલા નિર્ણયોની સાથે સંમત થતાં ઘણો સંકોચ ઊભો થાય છે. સાયણ પોતાની પદ્ધતિમાં ભાષા અને તેની રચના સાથે બિનજરૂરી અને કદીક તો ન માની શકાય તેટલી છૂટ લે છે, એટલું જ નહિ, પણ સામાન્ય વૈદિક શબ્દોનો તથા નિયત થઈ ચૂકેલાં વૈદિક વિધિવિધાનનો અર્થ કરવામાં તે

આશ્ચર્ય પમાડે તેવી વિસંગતિઓ આવી જતી ? છે. જે વખતે જે સામગ્રીની સાથે તેને કામ લેવાનું હતું તે જોતાં કદાચ ન ટાળી શકાય એવી આ વિગતની ખામીઓ ગણી શકાય. પરંતુ સાયણની પદ્ધતિની મધ્યવર્તી ખામી એ છે કે તે હમેશાં વેદના કર્મકાંડપ્રધાન અર્થને જ છેવટનો ગણે છે અને તે સંકુચિત ઢાંચામાં વેદના અર્થને બળાત્કારે ઘટાવવાનો સતત પ્રયત્ન કર્યા જ છે. એમ કરવાથી તે આ પ્રાચીન ગ્રંથનો સ્થૂલ બહિરંગ અર્થ—જે પ્રશ્ન તેના આભ્યંતરિક અર્થ જેટલો જ રસિક વિષય છે—બેસાડવામાં પણ અત્યંત સૂચક અને મહત્ત્વથી ભરેલી ઘણી ચાવીઓ ગુમાવી બેસે છે. સાયણના ભાષ્યમાંથી ઋષિઓ, અને તેમના વિચારો, સંસ્કૃતિ, તથા અભીપ્સાઓ અત્યંત સંકુચિત અને દારિદ્ર્યઉપહત સ્વરૂપે આપણી આગળ રજૂ થાય છે. આ નિરૂપણનો જો સ્વીકાર કરવામાં આવે તો વેદ માટે પ્રાચીન કાળથી જે પૂજ્ય ભાવ પ્રવર્તી રહેલો છે, તેનું જે પ્રામાણ્ય ગણાતું આવેલું છે, તેનું જે અપૌરુષેય દિવ્ય સ્વરૂપ સ્વીકારવામાં આવેલું છે એ બધું બુદ્ધિને માટે સ્વીકારવું દુર્ગમ બને છે. યા તો એ માન્યતાઓનો ખુલાસો માત્ર એક જ રીતે થઈ શકે કે આ બધું શ્રદ્ધાની એક આંધળી અને વિવેકરહિત પરંપરા જ છે, અને એ પરંપરાના ઉદ્‌ગમમાં જ કોઈ ભારે ભૂલ રહેલી છે.

આ ભાષ્યમાં બીજાં દૃષ્ટિબિંદુઓ તથા તત્ત્વો બેશક છે ખરાં, પણ તે ઉપર જણાવેલા પ્રધાન ઝોક આગળ ગૌણ અને વશવર્તી બની ગયેલાં છે. સાયણ અને તેના મદદનીશોને એટલી બધી વિશાળ સામગ્રી સાથે કામ લેવાનું હતું કે જેમાં ઘણીએક વિસંવાદી વિચારસરણીઓ અને ભૂતકાળમાંથી બચેલી પરંપરાઓ હતી. એમાંનાં કેટલાંક તત્ત્વોને તેમણે માત્ર નામનો જ ટેકો આપી ચલાવી લીધું છે. પણ કેટલાંકનો તો ગૌણ રૂપે પણ સ્પષ્ટ સ્વીકાર કર્યા વગર તેમને ચાલ્યું નથી. પૂર્વકાળની અનિશ્ચિત વિચારસરણી અને અંધાધૂંધીમાંથી પણ સાયણે એક દૃઢ આકાર અને અને સંગતિવાળું અર્થરૂપ જે કૌશલ્યથી નિપજાવ્યું તેને લીધે જ એના આ ભાષ્યનું આટલું બધું ગૌરવ થયું છે અને ઘણા કાળથી વિના વિરોધે તેનું પ્રામાણ્ય ટકી રહ્યું છે.

સાયણને જે પહેલા તત્ત્વની સાથે કામ લેવું પડ્યું તે હતું શ્રુતિનો આધ્યાત્મિક, તત્ત્વજ્ઞાનયુક્ત અથવા ચૈતસિક રૂપનો અવશેષ રહેલો અર્થ, જેના ઉપર જ શ્રુતિના પુનિત ગૌરવનો સાચો પાયો રચાયેલો હતો. જેટલા પ્રમાણમાં આ અર્થો પ્રચલિત કે પ્રાચીન રૂઢ વિચારસરણીમાં દાખલ થઈ ચૂક્યા હતા તેટલા પ્રમાણમાં સાયણ તેમનો સ્વીકાર કરે છે. પણ તે તેના ભાષ્યમાં અપવાદ-રૂપે જ છે, અને એનું પ્રમાણ તથા મહત્ત્વ નજીવાં જ છે. કદીકદી સાયણ એક ઓછા પ્રચલિત એવા ચૈતસિક અર્થતત્ત્વનો અછડતો ઉલ્લેખ કે સ્વીકાર કરે છે ખરો. દા. ત., એ 'વૃત્ર'નો અર્થ મનુષ્યને તેની ઇચ્છાઓ તથા અભીપ્સાઓના વિષયોની પ્રાપ્તિમાં અટકાયત કરનાર 'આવરણમય' તરીકે જણાવે છે, જો કે તે અર્થ તે સ્વીકારતો નથી, કારણ એને મતે તો 'વૃત્ર' એટલે શત્રુ અથવા પાણીને વરસતાં રોકનાર સ્થૂલ મેઘ-રાક્ષસ છે અને તેનો પર્જન્યપતિએ વજ્રથી ધ્વંસ કરવાનો છે.

સાયણના ભાષ્યમાં બીજું તત્ત્વ છે કથાઓનું. આ કથાઓને પૌરાણિક કથાઓ પણ કહી

શકાય સાયણે દેવોને વિશેની કથાઓ યા તો લોકવાર્તાઓ માત્ર તેમના સ્થૂલ રૂપમાં આપેલી છે અને તેના ઊંડા અર્થને તથા પ્રતીકાત્મક સ્વરૂપને તેમાંથી બાતલ રાખ્યું છે

ત્રીજું તત્ત્વ છે દંતકથાઓનું, ઇતિહાસનું, અને 'બ્રાહ્મણ' ગ્રંથોમાં આવેલી અથવા તો વેદના સંક્ષિપ્ત ઉલ્લેખોને સમજાવવા માટે પરંપરાથી ચાલી આવેલી પ્રાચીન ગાથાઓ તથા ઋષિઓને અંગેની વાર્તાઓનું સાયણ આ તત્ત્વની સાથે સહેજ સંકોચપૂર્વક કામ લે છે ઘણીવાર તે સૂક્તોના સાચા અર્થ તરીકે તેમનો સ્વીકાર કરે છે. કદીક તે વિકલ્પ રૂપે તેનો બીજો પ્રચલિત અર્થ પણ આપે છે, જેની સાથે તેને બૌદ્ધિક રીતે વધારે સમભાવ સ્પષ્ટ દેખાય છે પણ એ બંને પ્રામાણ્યો વચ્ચે તે ઝોલા ખાતો રહે છે

આથી પણ વધુ મહત્ત્વનું તત્ત્વ છે વેદનો પ્રકૃતિરૂપાત્મક અર્થ. સાયણે ઇન્દ્ર, મરુતો, ત્રિવિધ અગ્નિ, સૂર્ય, તથા ઉષાનાં દેખીતાં તેમ જ પરંપરાગત પ્રકૃતિગત અર્થસામ્ય આપ્યાં છે, એટલું જ નહિ, પણ તેણે મિત્રને દિવસ સાથે, વરુણને રાત્રિ સાથે, અર્યમન અને ભગને સૂર્ય સાથે, ઋભુઓને સૂર્યનાં કિરણો સાથે એકરૂપતા આપેલી છે જેનો યુરોપીય વિદ્વાનોએ અતિ વિસ્તાર કર્યો છે તે વેદની પ્રકૃતિરૂપાત્મક વાક્રચનાના બીજ અહીં જોવા મળે છે આ પશ્ચિમના લોકોના જેટલી સ્વતંત્રતા કે પદ્ધતિસરની ઝીણવટ પ્રાચીન હિન્દના વિદ્વાનોએ પોતાની વિચારરીતિમાં જો કે અખત્યાર કરી નથી, છતાં સાયણના ભાષ્યમાંના આ તત્ત્વમાંથી જ યુરોપમાં પ્રકટેલા તુલનાત્મક કથાશાસ્ત્રનો જન્મ થયો છે.

સાયણના ભાષ્યમાં આ ચાર તત્ત્વોનું અસ્તિત્વ હોવા છતાં કર્મકાંડપ્રધાન દૃષ્ટિબિંદુ જ વ્યાપક રૂપે રહેલું છે. તેમાંથી આ જ સૂર વારંવાર પ્રકટ્યા કરે છે અને એ સૂરમાં બીજા બધા સૂરો દબાઈ જાય છે. દર્શનોના મત પ્રમાણે વેદના સૂક્તો, જ્ઞાનના પરમપ્રામાણ્ય તરીકે સ્વીકારાયેલાં હોવા છતાં, મુખ્યત્વે અને મૂલાધાર રૂપે કર્મકાંડનો જ, કર્મનો જ વિષય રહેલા છે અને કર્મ એટલે વૈદિક યજ્ઞોના ક્રિયાવિધિનું અનુશીલન એ જ અર્થ મુખ્યત્વે ગણાતો આવેલો છે. સાયણ હમેશાં આ જ વિચારની આસપાસ ઘૂમ્યા કરે છે આ જ ઢાળમાં તે વેદની ભાષાને બેસાડે છે, તેના લાક્ષણિક શબ્દસમૂહને તે ક્રિયાવિધિના રહસ્યાર્થમાં—અન્ન, પુરોહિત, દાતા, ધન, સ્તુતિ, પ્રાર્થના, વિધિ, યજ્ઞ આદિ રૂપોમાં જ ઘટાવ્યે જાય છે

ધન અને અન્ન, સંપત્તિ બળ, સત્તા, સંતતિ, ચાકરો, સુવર્ણ, અશ્વો ગાયો, વિજય, શત્રુનો સંહાર અને લૂંટ, હરીફ અને નિંદક વિવેચકનો વિનાશ, આ રીતના અત્યંત અહંકેન્દ્રિત અને ભૌતિક વિષયોને જ યજનના લક્ષ્યરૂપે નિરૂપવામાં આવે છે એક પછી એક ઋચાનો અર્થ આ પ્રમાણે જ ઘટાવાતો જોતાં ગીતાના વેદપ્રત્યેના વલણમાં જે પ્રકટ વિસંગતિ દેખાય છે—એક બાજુ વેદને હમેશાં દિવ્ય જ્ઞાન રૂપે ગણવાની અને બીજી બાજુ ઐકાન્તિક વેદવાદના પુરસ્કર્તાઓ, કે જેમની પુષ્પિતા વાણી માત્ર ભૌતિક સંપત્તિ, સત્તા અને આનંદનો જ ઉપદેશ કરી રહી છે તેમને સખત રીતે વખોડી નાખવાની—તેનો મર્મ સમજાતો જાય છે

સાયણના ભાષ્યનું સૌથી વધુ સ્મરણીય પરિણામ આવેલું હોય તો તે આ હતું કે વેદના જે કાંઈ શબ્દ અર્થો હતા તેમાંથી આ સૌથી વધુ નિકૃષ્ટ કોટિના અર્થમાં તેને જકડી લઈ તેને જ પ્રામાણ્ય આપવામાં આવ્યું. વેદના આ કર્મકાંડરૂપી અર્થના પ્રાધાન્યને લીધે તેનો જીવંત ઉપયોગ થતો હિંદમાં ત્યારનો બંધ થઈ ગયો હતો અને ઉપનિષદોના સમગ્ર અર્થની સાચી ચાવી ગુમ થઈ ગઈ હતી. સાયણે આપણને આ જડની અર્થસૂત્ર ઉપર ઠેરવની મહોર મારી આપી અને ઘણા સૈકાઓ વગી એ મહોર અતૂટ રહી. વેદનો અભ્યાસ કરવાને માટે જ્યારે એક બીજી સંસ્કૃતિના યુરોપના વિદ્વાનો પ્રવૃત્ત થયા ત્યારે સાયણના ભાષ્યના સૂચનોમાંથી વળી પાછી નવી ભૂલો જન્મી.

ઘણા સૈકાઓ પછી એક વિદેશીય સંસ્કૃતિના કુતૂહલે સાયણના આ પ્રામાણ્યની મહોરને તોડી નાખી. પશ્ચિમના વિદ્વાનોએ અતિ પ્રશંસાપાત્ર મહેનત અને ખંતથી વેદોની હસ્તપ્રતોનું સંપાદન, મુદ્રણ, અનુવાદ અને ઉત્તમ ગ્રંથરૂપે પ્રકાશન કર્યું. વેદો વિશેની આ પ્રાથમિક ભૂમિકા તૈયાર કરીને તેમણે જુદાજુદા દૃષ્ટિબિંદુથી વેદનું નિરીક્ષણ કર્યું અને વેદોના રચનાકાળ, તેની સંસ્કૃતિ, સમાજરચના, ધર્મભાવના, જીવનરહસ્ય આદિ બાબતો ઉપર અનેક જાતના મતવ્યો તારવ્યા. આ વિદ્વાનો ભારે ખંતીલા તેમ જ મહેનતુ હતા, બૌદ્ધિક ગવેષણામાં ભારે હિમ્મતવાન હતા, કલ્પનાને ચગાવવામાં બહુ દક્ષતાવાળા હતા, તેમ જ તેમના પોતાના જ્ઞાન અને ભાવનાના પ્રકાશ પ્રમાણે ધર્મભીરુ પણ હતા. પરંતુ આ પ્રાચીન કવિઓની વાણીનો મર્મ ઝીલવાની તેમનામાં બહુ ઓછી યોગ્યતા હતી. કારણ કે એ પ્રાચીન માનસ સાથે તેમને કશી જ સહાનુભૂતિ ન હતી. વેદના રૂપકો તેમ જ કથાનકોની પાછળ ગુપ્ત રહેલી વિચારસૃષ્ટિનો તાગ મેળવવાને માટે તેમના પોતાના બૌદ્ધિક કે આધ્યાત્મિક વાતાવરણમાંથી તેમને કશી ચાવીઓ મળે તેમ ન હતું. તેમની પ્રવૃત્તિનું પરિણામ બે પ્રકારનું નીવડ્યું. એક બાજુ વેદના અર્થઘટનનો પ્રશ્ન વધારે ઝીણવટભરી રીતે સંપૂર્ણ નિષ્પક્ષતાથી કાળજીપૂર્વક અને વધારે સ્વતંત્રતાથી છણાયો અને બીજી બાજુ તેના દેખાતા સ્થૂલ ભૌતિક અર્થની અત્યંત અતિશયોક્તિ કરી નાખવામાં આવી અને તેના સાચા અને આંતરિક રહસ્યનું સંપૂર્ણ તિરોધાન થયું.

યુરોપના વિદ્વાનોની ગવેષણા પ્રૌઢ રૂપની રહી છે અને તેઓ તત્ત્વાર્થની શોધમાં વધારે નિર્બંધ રહ્યા છે, છતાં તેમણે પોતાનો આધાર હંમેશા સાયણના ભાષ્યમાં જળવાઈ રહેલા પરંપરાગત તત્ત્વો ઉપર જ રાખ્યો છે અને આ પ્રશ્નનો સર્વથા સ્વતંત્ર રીતે વિચાર નથી કર્યો. તેમણે સાયણ અને 'બ્રાહ્મણ' ગ્રંથોમાં જે જોયું તેનો અર્વાચીન કાળના આધુનિક સિદ્ધાંતો અને જ્ઞાનને આધારે તેમણે આગળ વિકાસ કર્યો છે. ભાષાશાસ્ત્ર, કથાશાસ્ત્ર અને ઇતિહાસને તુલનાત્મક અભ્યાસની પદ્ધતિઓ લાગુ પાડી તેમાંથી ચાતુર્યયુક્ત અનુમાનો તારવીને, દક્ષતાભરી ગવેષણાની મદદ લઈને અત્યારે મળી આવતી હકીકતોનો ખૂબ વિસ્તાર કરીને અને અત્યારે ઉપલબ્ધ એવા દૂરગામી સૂચનોની એકતા નિપજાવીને તેમણે વૈદિક કથાશાસ્ત્રની, ઇતિહાસની, તેમ જ સંસ્કૃતિની એક સંપૂર્ણ વાદરચના–theory ઊભી કરી છે. એની વિગતો તથા નિરૂપણ મુગ્ધ કરે તેવી છે.

પરંતુ એની દેખીતી રીતે સુદૃઢ લાગતી ગવેષણાપદ્ધતિની હેઠળ એ હકીકત છુપાઇ રહી છે કે આ ભવ્ય ચણતરના પાયામાં મોટે ભાગે તર્કની અને અનુમાનપરંપરાની રેતી જ રહેલી છે.

વેદના અર્થની આ આધુનિક વાદરચના પોતાનું મંડાણ જે વિચારસરણી પર કરે છે તે આ પ્રમાણે છે. વેદ એ એક પ્રારંભકાળના, પ્રાથમિક દશામાં રહેતા અસંસ્કૃત માનવસમાજની દેવસ્તુતિઓનો સંગ્રહ છે. આ સમાજની નીતિ તથા ધર્મવિષયક માન્યતાઓ અતિ અપક્વ રૂપની હતી. તેની સમાજરચના અતિ અસભ્ય રૂપની હતી અને પોતાની આસપાસના જગત પ્રત્યે તેનું દૃષ્ટિબિંદુ તદ્દન બાલિશ રૂપનું હતું. આ માન્યતા માટે સાયણ જ જવાબદાર છે. જે ક્રિયાવિધિને સાયણે ઈશ્વરીય જ્ઞાનના અંશ તરીકે સ્વીકારી હતી તથા જેમાં કંઈક ગૂઢ સામર્થ્ય રહ્યું છે એમ તે માનતો હતો, તે ક્રિયાવિધિનો અર્થ યુરોપના વિદ્વાનોએ એવો કર્યો કે એ તો માત્ર કલ્પનાથી સર્જેલાં અતિમાનુષ દૈવતો, કે જે તેમની પૂજા કરવાથી પ્રસન્ન થતાં અને ઉપેક્ષા કરવાથી ક્રોધે ભરાતાં—તેમને ખુશ રાખવાને માટે જૂના જંગલી માણસોએ યોજેલા યજ્ઞવિધિઓનું જ એક મોટું બનાવેલું રૂપ છે. સાયણે વેદમાં જે ઐતિહાસિક તત્ત્વનો સ્વીકાર કર્યો છે તેને તેમણે એકદમ ઝડપી લીધું અને સૂક્તોમાં એવા જે કંઇ ઉલ્લેખો આવે છે તેના નવા અર્થો કરીને કે નવી સમજૂતીઓ ઘટાવીને તેનો વિસ્તાર કર્યો અને તે કાળની જંગલી જાતિઓના આરંભકાળના ઇતિહાસ, સંસ્કૃતિ તથા સંસ્થાઓના સ્વરૂપનો નિર્ણય કરવાને માટે તેમાંથી આધાર શોધવાની તેમણે આતુરતાથી પ્રવૃત્તિ આદરી. સાયણના પ્રકૃતિરૂપાત્મક તત્ત્વે તો આથી પણ વધારે મહત્ત્વનો ભાગ ભજવ્યો. વૈદિક દેવોનું તેમનાં બાહ્ય રૂપોમાં પ્રકૃતિનાં કેટલાંક સત્ત્વો સાથે જે દેખીતું સામ્ય છે તે પરથી તેમણે આર્યકથાશાસ્ત્રોનો તુલનાત્મક અભ્યાસ આરંભ્યો. અમુક ગૌણ દેવોનું સૂર્યશક્તિઓની સાથે જે આછુંપાતળું સામ્ય છે તેને તેમણે આદિકાળમાં કથાઓ કેવી રીતે રચાતી હશે તેની એક સર્વસામાન્ય ચાવી તરીકે સ્વીકારી લીધું અને અત્યારે તુલનાત્મક કથાશાસ્ત્રમાં સ્વીકારાયેલી સૂર્ય-કથા અને તારક-કથાઓની વિશાળ વાદરચનાઓની સ્થાપના થઈ. આ નવા પ્રકાશ પ્રમાણે વેદનાં સૂક્તો એટલે પ્રકૃતિનુ અર્ધું વહેમથી ભરેલું અને અર્ધું કાવ્યમય એવુ એક રૂપક છે એવો અર્થ કરવામાં આવે છે. તથા તેમાં થોડું મહત્ત્વનું ખગોલિક તત્ત્વ છે તેમ પણ સ્વીકારવામાં આવે છે. તે પછી બાકીનું જે છે તેમાં થોડોક સમકાલીન ઇતિહાસ છે, અને યજ્ઞની ક્રિયાઓનાં વહેમભરેલા અને અસંસ્કૃત દશાનાં થોડાંક વિધિવિધાનો છે.

યુરોપીય વિદ્વાનોની વેદને અંગેની આ જે ગવેષણા છે તેને લોકમાનસમાં જે અતિશય પ્રતિષ્ઠા મળી છે તેનુ કારણ એ છે કે યુરોપના ભૌતિક વિજ્ઞાનની પ્રગતિ સાથે તે ગવેષણા પણ ભેગાભેગી જોડાઈ ગઈ છે. સત્ય તો એ છે કે પશ્ચિમમા પ્રવર્તેલા ભૌતિક વિજ્ઞાન અને આ વેદના અભ્યાસની વચ્ચે એક વિશાળ તફાવત રહેલો છે. ભૌતિક વિજ્ઞાન પોતાના આધારોની બહુ ચોકસાઇ રાખે છે, બહુ ધીરેથી અનુમાનો તારવે છે, અને તેના નિર્ણયો બહુ પ્રયોગાત્મક પાકા પાયા પરના હોય છે, જ્યારે વેદના આ વિદ્વાન અભ્યાસકોને આછાપાતળા આધારો ઉપર જ ચણતર કરવાનું રહે છે. છતાં તેમાંથી તેમણે મોટી અને વ્યાપક વાદરચનાઓ ઊભી કરી છે,

અને જ્યાં ક્યાં નિર્ણયાત્મક સૂચનો નથી મળતા ત્યાં તેઓ છૂટે હાથે તર્ક અને અનુમાનોનો આશ્રય લઈ તેનો ખાડો પૂરી આપે છે.

ટૂંકામાં ભારતીય વૈયાકરણીઓ તથા પંડિતોના વેદાર્થયત્નમાં અને યુરોપના બેશુમાર મહેનત લેનાર વેદાભ્યાસીઓની પ્રવૃત્તિમાં એક સામાન્ય લક્ષણ તો રહ્યું છે. અને તે છે વેદની ઋચાઓના અર્થઘટનમાં અસાધારણ અસંગતિ અને અર્થનું ગહન દારિદ્ર્ય. સ્વાભાવિક રીતે કે પછી કલ્પનાને જોરે છૂટીછૂટી પંક્તિઓનો ઠીકઠીક અર્થ આ લોકો તારવી શકે છે. એવા અર્થવાળો શબ્દસમૂહ અતિશય વિરૂપ રોનકવાળો છે, તેમાં બિનજરૂરી અને આલંકારિક અભિધાનો લદાયેલાં છે, તેમ જ તેમાંની ભભકભરી શબ્દાવલી અને ચિત્રાવલીના દૈરત પમાડી નાખે તેવા જથ્થામાંથી બહુ જ ઓછો અર્થ નીકળે છે. એ ક્ષતિઓ હોવા છતાં, એ બધામાંથી કંઈક સમજી શકાય એવી વાક્યરચના પણ આ લોકો ઊભી કરી આપે છે. પરંતુ જ્યારે બધાં સૂક્તોને આ વિદ્વાનોના અર્થ પ્રમાણે સમગ્ર રીતે જોઈએ છીએ ત્યારે તો જાણે તેમના રચનારાઓમાં શૃંખલાબદ્ધ વિચાર કરવાની કે સ્વાભાવિક અને સુસંગત એવી અર્થાભિવ્યક્તિ કરવાની શક્તિ જ ન હતી એવી છાપ પડે છે. ટૂંકાં અને સાદાં સૂક્તોને બાદ કરીએ તો બાકીનાં સૂક્તોની ભાષા જાણે સંદિગ્ધ અથવા કૃત્રિમ રૂપની દેખાય છે, એમાંના વિચારો કાં તો અસંબદ્ધ લાગે છે અથવા તો એનો અર્થ કરનાર તેમને મારી મચડીને બેસાડતો હોય તેવું લાગે છે. ઋચાઓનું ભાષ્ય કરતા આ પંડિતો જાણે મૂળનો અર્થ પ્રકટાવવાને બદલે, કોઈ બનાવટ જ કરી રહ્યા હોય એવું લાગે છે. આપણને લાગે છે કે આ વિદ્વાનો અર્થનો આવિર્ભાવ નથી કરી આપતા, પણ કોઈ બંડખોર સામગ્રીને મારીકૂટીને ગમે તે એક પ્રકારનો ઘાટ અને સંગતિ આપવા મથી રહ્યા છે. એટલે એમના અધ્યયનો વિશે એટલું જ કહી શકાય કે તેમનો આરંભ ઘણો તેજસ્વી છે, છતાં તેનાં પરિણામો હજી કશા નિશ્ચિત રૂપનાં નથી. શાસ્ત્રરચનાના આ પ્રથમ પ્રયત્નો છે. હજી તેમાંથી શાસ્ત્રનું નિર્માણ થવાનું બાકી છે.

એટલે એમના એ પ્રયત્નોની પ્રશસ્યતા સ્વીકાર્યા છતાં વેદના અભ્યાસને માટે ક્ષેત્ર હજી ખુલ્લું રહ્યું છે. વેદને અંગે હજી નવા દૃષ્ટિકોણોથી અભ્યાસને અવકાશ રહ્યો છે. હિંદના વિદ્વાનો તરફથી એવા પાંચ પ્રયત્નો થયેલા છે જેમાંના ત્રણ પશ્ચિમની સંશોધનપદ્ધતિના છે, એક પ્રાચીન ભારતીય પદ્ધતિનો છે અને છેલ્લો એ બંનેના સમન્વયરૂપે છે. લોકમાન્ય ટિળક, ટી. પરમશિવ આયર અને અવિનાશચંદ્ર દાસે પોતાના સંશોધનમાં પાશ્ચાત્ય પદ્ધતિનો આધાર લીધો છે. અને તેમના મહત્ત્વપૂર્ણ અભ્યાસને લીધે વેદના બહિરંગ અર્થને અંગે નવી વાદરચનાઓ ઊભી થવા પામી છે. ટિળકે તેમના 'આર્કટિક હોમ ઇન ધ વેદઝ'માં પશ્ચિમના વિદ્વાનોના સામાન્ય નિર્ણયોનો સ્વીકાર કરીને પોતાની શોધ આગળ ચલાવી છે. વેદની ઉષા અને ગૌનું સ્વરૂપ અને સૂક્તોમાં આવતી ખગૌલિક હકીકતોનો ફરીથી અભ્યાસ આદરી તેમણે એ પ્રતિપાદિત કર્યું છે કે આર્ય જાતિ મૂળે ઉત્તર ધ્રુવપ્રદેશમાંથી હિમ( glacial )યુગના કાળ દરમિયાન નીચેનાં પ્રદેશોમાં ઊતરી આવેલી છે. અને એ માનવાના સબળ પુરાવા તેમણે રજૂ કર્યા છે. આયરે તેથી પણ વધારે હિંમત દર્શાવીને એ પુરવાર કરવાનો યત્ન કર્યો છે કે પૃથ્વીના વિકાસમાં હિમયુગ આવી ગયો

અને તેમાં પૃથ્વી પરનું જીવન લાંબા કાળ લગી મૃતદશામાં રહ્યા પછી તેનો જે નવો જન્મ થયો તે કાળે ભૂસ્તરનું જે સ્વરૂપ હતું તેને જ ઋગ્વેદમાં રૂપક રૂપે નિરૂપેલું છે. આ વિદ્વાનની તમામ દલીલો તથા તેમાંથી નીપજતાં નિગમનો પૂરેપૂરાં સ્વીકારવાં મુશ્કેલ છે છતાં તેમણે વેદમાં અહિવૃત્ર તથા સપ્ત નદીઓના મોક્ષની જે કથાઓ છે તે પર નવો પ્રકાશ નાખ્યો છે. આ પ્રશ્નને અંગે અત્યારે જે વાદરચના પ્રવર્તિત છે, પણ જેને સૂક્તોની ભાષામાંથી ટેકો મળતો નથી, તે વાદરચના કરતાં તેમનો અર્થ વધારે સુસંગત અને સંભાવ્ય છે. અવિનાશચંદ્ર દાસે તેમના 'ઋગ્વેદિક ઇન્ડિયા' માં આર્યજાતિનું મૂળ નિવાસસ્થાન પ્રાચીન સપ્તસિંધુઓ અથવા તો પંજાબમાં હતું, ઋગ્વેદની રચનાનો કાળ પચીસથી ત્રીસ હજાર પૂર્વે હતો અને તે વેળા એક સારા પ્રમાણમાં વિકસેલી સંસ્કૃતિ હયાત હતી એમ વેદની ઋચાઓમાં હિંદની જમીન અને સમુદ્રના ભૌગોલિક ઉલ્લેખો મળે છે તેના આધારે પ્રતિપાદિત કર્યું છે. એ વિદ્વાને તેમના બીજા ગ્રંથ 'ઋગ્વેદિક કલ્ચર' માં વેદની સંસ્કૃતિનાં જુદાંજુદાં અંગોનું નિરીક્ષણ કરી તેની સંસ્કૃતિ કઇ કક્ષાએ હતી અને તેનો વિકાસ કેવી રીતે થયો તે નિરૂપ્યું છે. આ ત્રણે વિદ્વાનોના અભ્યાસથી વેદના બહિરંગ અર્થનો નવેસરથી પ્રારંભ મંડાય છે, જેને લીધે આપણને પ્રાચીન આર્યજગતની સાચેસાચી ભૌતિક પરિસ્થિતિ કદાચ ન જડી આવે તોપણ એના ભૌતિક ઉદ્દગમનાં મૂળ તો જડી આવશે જ અને અત્યાર લગી જે ઘણું અસ્પષ્ટ રહ્યું છે તે સ્પષ્ટ થશે એમ આશા રહે છે.

વેદના અધ્યયનનો ભારતીય પદ્ધતિ અનુસાર થયેલો ચોથો પ્રયત્ન સ્વામી દયાનંદ સરસ્વતીનો અને ભારતીય તથા પાશ્ચાત્ય બંને પદ્ધતિનો જેમાં સમાવેશ થયો છે તેવો પાંચમો પ્રયત્ન શ્રી અરવિંદ ઘોષનો છે. સ્વામી દયાનંદનો યત્ન ઉપરના ત્રણ કરતાં પહેલાં થયેલો છે, છતાં શ્રી અરવિંદના પ્રયત્નની સાથે તેનો વધારે મેળ ખાય છે. સ્વામી દયાનંદે વેદને ફરીથી જીવંત ધર્મશાસ્ત્ર તરીકે સ્થાપવાનો મહાન પ્રયત્ન કર્યો. નિરુક્તમાં જે થોડુંક ભાષાશાસ્ત્ર હતું તેને તેમણે વિશાળ અર્થમાં ઘટાવીને પોતાના આધારરૂપે લીધું. એ પોતે પણ મહાન સંસ્કૃતજ્ઞ હતા, અને પોતાની સામગ્રીને તેમણે અસાધારણ સામર્થ્ય અને સ્વતંત્રતાથી ઉપયોગમાં લીધી છે. જૂની સંસ્કૃતભાષાનું જે એક ખાસ લક્ષણ છે—જેને સાયણાચાર્યે 'ધાતૂનામનેકાર્થત્વમ્' તરીકે સુંદર રીતે વર્ણવ્યું છે—તેમાંથી તેમણે ઘણી સર્જનાત્મક રીતે કામ ઉપાડ્યું.

દયાનંદે વેદનો જે અર્થ ઘટાવ્યો તેની પાછળ એ વિચાર રહેલો છે કે વેદોમાં ધાર્મિક, નૈતિક અને ભૌતિક સત્યોનું સંપૂર્ણ પ્રાકટ્ય સમાવિષ્ટ રહેલું છે. વેદની ધાર્મિક શિક્ષા એકેશ્વરવાદની છે અને વેદના દેવો તે એક જ પરમાત્માનાં જુદાંજુદાં રૂપોનાં વર્ણનાત્મક અભિધાનો છે. વળી આ દેવો ઇશ્વરની શક્તિઓ પ્રકૃતિમાં જે રીતે કામ કરતી દેખાય છે તેનાં સૂચક રૂપો પણ છે અને વેદના અર્થની સાચી સમજણ જો મળે તો જે ભૌતિક સત્યોને અર્વાચીન વિજ્ઞાને શોધ્યાં છે તે બધાં પાછાં વેદમાંથી મળી આવે તેમ છે.

એ તો સ્પષ્ટ છે કે આવી વાદરચનાને સિદ્ધ કરવી કઠણ છે. ઋગ્વેદ પોતે પણ સાચે જ

કહે છે કે દેવો એક જ વિશ્વવ્યાપક તત્ત્વ કે જે તેના સત્ય સ્વરૂપે વિશ્વથી પર છે તેના વિવિધ નામો અને વર્ણનો છે. છતાં સૂક્તોની ભાષા ઉપરથી એમ માનવાની ફરજ પડે છે કે દેવો એ માત્ર એ પરમતત્ત્વના માત્ર વિવિધ નામો જ નથી પણ તેના વિવિધ રૂપો, શક્તિઓ અને વ્યક્તિત્વો પણ છે. વેદના એકેશ્વરવાદની અંદર એકતત્ત્વવાદ, સર્વેશ્વરવાદ અને બહુદેવવાદ પ્રમાણેનું સૃષ્ટિનું દર્શન પણ સમાવેશ પામેલું છે. અને તેને કોઈ પણ રીતે અર્વાચીન કાળના સાદા અને સરળ ઈશ્વરવાદમાં ઘટાવી શકાય તેમ નથી. મંત્રોને જો બહુ પ્રયત્નપૂર્વક મથવામાં આવે તો જ આ સંકલના ઓળખી થઈ શકે.

પ્રાચીનકાળની જાતિઓ અત્યારે સ્વીકારાયું છે તે કરતા વિશેષ પ્રમાણમા ભૌતિક શાસ્ત્રોમા આગળ વધેલી હતી તેનો પણ સ્વીકાર કરી શકાય તેમ છે. હવે આપણને ખબર પડી છે કે, ક્રીજીસ અને ખાલ્ડિયાના નિવાસીઓએ ઘણી વસ્તુઓ ગોધી કાઢી હતી જેને અર્વાચીન વિજ્ઞાને ફરીથી પાછી શોધી છે. પ્રાચીન ભારતવાસીઓ કંઈ નહિ તો અતિ કુશળ ખગોળવેત્તાઓ તથા શરીરચિકિત્સકો તો હતા જ. વળી હિંદના ઓષધિશાસ્ત્ર તથા રસાયણશાસ્ત્ર એ પણ વિદેશમાંથી અહીં આવેલાં હોય એવું લાગતું નથી પરંતુ સ્વામી દયાનંદે જે રીતે સમસ્ત ભૌતિક શાસ્ત્રનો આવિર્ભાવ વેદમાં પ્રતિપાદિત કર્યો છે તેને સાબિત કરવાને ઘણું કામ કરવું પડશે

શ્રી અરવિંદનો વેદના અર્થઘટનનો પ્રયત્ન એ સૌથી છેલ્લો અને સૌથી વધુ ગંભીર તથા ઘણા મહાન પરિણામોવાળો છે. તેઓ વેદના અભ્યાસ તરફ જે રીતે વળ્યા છે, તેમાં હિંદના પંડિતો કરતાં પણ જુદી જ ઘટના તેમના વિષયે બનેલી છે. વેદના અધ્યયનની ભારતીય પદ્ધતિ તે પરંપરા અને વ્યાકરણનો આશ્રય લઈ વેદનો અર્થ કરવાની રહી છે. જ્યારે શ્રી અરવિંદ પોતે એ ઉપકરણોનો આશ્રય લીધા વિના સીધી સ્વાનુભૂતિના આધારે વેદની સમીપ પહોંચેલા છે. પોંડિચેરીમાં યોગસાધના કરતાકરતાં તેમને જે કેટલીક ચૈતસિક અનુભૂતિઓ થવા માંડેલી તેનું આલેખન તેમને યુરોપીય ચિત્તવિદ્યા અથવા તો હિંદના યોગદર્શનો કે વેદાન્તમા થયેલું જણાયું નહિ, પણ વેદના મંત્રોમા તે જ અનુભૂતિઓ અતિ સ્પષ્ટ અને ચોક્કસ વાણીમા આલેખાયેલી મળી આવી તેમણે સાયણના ભાષ્યનો આધાર લીધા વિના જ વેદને મૂળરૂપે જોવા માંડ્યા અને વેદના સૂક્તોના શબ્દોમાથી તેમની પોતાની અનુભૂતિને સુસંગત એવી અર્થદ્યુતિ પ્રકટવા લાગી આવી રીતે વેદનો અર્થ તપસ્વી પુરુષોને પ્રત્યક્ષ થઈ શકે છે એવી માન્યતા પણ આપણી સાંસ્કૃતિક પરંપરામાં ચાલી આવેલી છે ખરી[૯] પણ એ પ્રમાણે વેદનો અર્થ કોઈએ સ્વાનુ

૯ स एव तु मेधावी स्यात् अन्यजन्मान्तरानुभावितया प्रज्ञया युक्तो यो वा तपस्वी कामं ताभ्यामवैयाकरणाभ्यामपि निर्ब्रूयादेव। न हि तयोरशाप्य किंचिदस्ति। तपसा हि स्वयमपि वेदार्थ प्रादुर्भवेदेव यथा मन्त्रा प्रादुरभवन् पूर्वेषामृषीणाम्। मेधाव्यपि च स्वयमुत्प्रेक्षितु शक्नुयात् किमुतोच्यमान मवबोद्धुम्।

(પણ જે મેધાવી હોય અથવા અન્ય જન્માન્તરમા અનુભવેલી અથવા પ્રાપ્ત કરેલી પ્રજ્ઞાવાળો તપસ્વી હોય તેમણે વ્યાકરણનો અભ્યાસ ન કર્યો હોય તો પણ તેમને આ ગ્રંથ (નિરુક્ત) ભણાવવો. તેમને

શ્રુતિથી પ્રાપ્ત કર્યો હોય એવું જાણમાં નથી. હિંદમાંના વેદાભ્યાસી વિદ્વાનો વેદને અપૌરુષેય, સ્વાનુભૂતિગમ્ય, દર્શનદ્વારા પ્રકટ થયેલા એમ માનતા આવ્યા છે, છતાં તેમના અધ્યયનનો આધાર મૌખિક પરંપરા તથા વ્યાકરણાદિક બૌદ્ધિક શાસ્ત્રો જ રહ્યાં છે. વેદના પાશ્ચાત્ય વિદ્વાનોએ તો વેદકાળના માનવને જ એટલો અસંસ્કૃત કક્ષાનો કલ્પ્યો છે કે જેમાં પરમ અધ્યાત્મ અનુભવને સ્થાન જ ન હોઈ શકે, ઉપરાંત આવી રીતના ચૈતસિક કે આધ્યાત્મિક અનુભવોની સ્વતંત્ર શક્યતા પણ તેમણે કલ્પી યા સ્વીકારી નથી. બલ્કે વેદના અભ્યાસને માટે એ વિષયને એમણે તદ્દન અપ્રસ્તુત ગણેલો છે. એ રીતે શ્રી અરવિંદની વેદવિષયક પ્રવૃત્તિ માત્ર બૌદ્ધિક અભ્યાસ કરતાં વેદના સાક્ષાત્ અર્થ-દર્શનની છે, અર્થાત્ વેદના મંત્રદ્રષ્ટાઓની જ કોટિની છે, અને ભારતીય વૈયાકરણીઓની પદ્ધતિ-ઓથી પણ તે ઘણી આગળ વધી ગયેલી એવી પ્રાચીનતમ રૂપની છે એમ કહી શકાય. પરંતુ શ્રી અરવિંદ યોગાભ્યાસી હોવા ઉપરાંત, સંશોધન તેમ જ વિદ્યાધ્યયનની પાશ્ચાત્ય પદ્ધતિઓથી પૂરેપૂરા વાકેફગાર છે. વળી તેઓ એ પદ્ધતિના જે ગુણો છે તે પણ બરાબર પિછાણે છે; એટલે પોતાને થયેલા વેદાર્થનું દર્શન તેઓ માત્ર અનુભૂતિના પ્રામાણ્યથી જ પ્રતિપાદન કરવા માગતા નથી, પરંતુ તેને માટે વેદાર્થની દિશામાં અત્યારલગી જે જે સાધનો અને સામગ્રીઓ વપરાઈ છે તે સૌની મદદથી પૂરી શાસ્ત્રીય રીતે તેની સ્થાપના કરવા તેઓ ઇચ્છે છે. વેદાર્થની દિશામાં અત્યારલગીમાં જે કંઈ યત્નો થયા છે તે બધાની મદદ પણ અનિવાર્ય છે એમ તેઓ સ્વીકારે છે. યાસ્ક અને સાયણમાંથી વેદનાં બહિરંગ પ્રતીકોનું કર્મકાંડવિષયક ચોકઠું તથા પરંપરાથી ઊતરી આવેલા અર્થો અને સમજૂતીઓ, ઉપનિષદોમાંથી ઋષિઓના ચૈતસિક અને આધ્યાત્મિક વિચારોની ચા-વીઓ તથા આધ્યાત્મિક અનુભૂતિ અને સહજજ્ઞાનની પદ્ધતિ, યુરોપીય વિદ્વાનો પાસેથી તુલનાત્મક સંશોધનની આલોચક પદ્ધતિ, જે હજી અપૂર્ણ છતાં, જેમાં વિકાસની પારાવાર શક્યતાઓ છે તથા જેમાંથી છેવટે શાસ્ત્રીય નિર્ણયાત્મકતા અને વેદના અધ્યયનમાં જેની ઊણપ રહેલી છે તે બુદ્ધિપ્રતિષ્ઠિત દૃઢ આધાર મળવાની સંપૂર્ણ શક્યતા છે તે, અને દયાનંદમાંથી ઋષિઓની ભાષાના રહસ્યની કૂંચી અને વૈદિક ધર્મના કેન્દ્રસ્થ વિચાર 'એકં સદ્ વિપ્રા બહુધા વદન્તિ'નું પુનઃ ઉદ્ઘો-ષણ : આ બધાં તત્ત્વોનો ઉપયોગ તેમણે પોતાના અર્થઘટનમાં કર્યો છે. અને એ રીતે તેમની પદ્ધતિમાં ભારતીય અને પાશ્ચાત્ય સંશોધનપદ્ધતિઓનાં બધાં ઉત્તમ તત્ત્વો સમાવિષ્ટ થયાં છે એમ નિઃસંશય કહી શકાય.

વેદનું આમ ઉભયતઃ અધ્યયન કરીને શ્રી અરવિંદે તેના વિશે પોતાનો જે વાદપ્રસ્તાવ (hypothesis) રજૂ કર્યો છે તે ટૂંકામાં આ પ્રમાણે છે. ઋગ્વેદ મનુષ્યજાતિના આરંભિક યુગમાંના વિચારધનનું અવશિષ્ટ રહેલું એક માત્ર ગણનાપાત્ર સાધન છે. એ વખતે સમાજમાં

---

કશુંયે અસાધ્ય નથી, કારણ કે જેવી રીતે પૂર્વકાળના ઋષિઓને મંત્રો પ્રાદુર્ભૂત થયા હતા તેવી રીતે તપદ્વારા વેદનો અર્થ પોતે પણ પ્રાદુર્ભાવ પામી શકે જ. વળી મેધાવી પણ જાતે વેદાર્થની ઉત્પ્રેક્ષા કરવાની શક્તિવાળો હોય છે તો પછી તેને કોઈ કહેતું હોય તો તે જરૂર સમજી શકે જ.)

દુર્ગાચાર્ય, યાસ્કના 'નિરુક્ત' પરની 'ઋજ્વર્થાખ્યવૃત્તિ'માં ૨–૧–૬.

જે આધ્યાત્મિક અને ચૈતસિક જ્ઞાન હતું તેને સ્થૂલ અને ભૌતિક આકૃતિઓ અને પ્રતીકોના ઓથા પાછળ ગુપ્ત રાખવામાં આવતું હતું. આવું જ્ઞાન માત્ર દીક્ષિતોને જ આપવામાં આવતું. ગુહ્ય તત્ત્વોના રહસ્યવિદોનો એક મુખ્ય સિદ્ધાંત એ રહ્યો છે કે આત્મજ્ઞાન અને ઈશ્વરજ્ઞાન એ બંને અતિ પવિત્ર અને ગોપ્ય તત્ત્વો છે. તેઓ માનતા હતા કે સામાન્ય પ્રાકૃત માનવને એ જ્ઞાન આપવું અયોગ્ય છે તથા તેને હાનિકારક પણ છે. અથવા તેના હાથમાં એ જ્ઞાન વિકૃત થવાનો અને દુરુપયુક્ત થવાનો સંભવ છે. અને અશુદ્ધ તેમજ અસંસ્કૃત વ્યક્તિના હાથમાં જતાં એ જ્ઞાનની શક્તિ ઘટવાનો સંભવ છે. આ કારણે તેમણે પ્રાકૃત જન માટે એક કાર્યસાધક છતાં અપૂર્ણ એવા બહિરંગ પૂજાવિધિનું નિર્માણ કર્યું અને દીક્ષિત માટે એક ભિન્ન આંતરિક સાધના યોજી અને પોતાના વક્તવ્યને એવા દ્વિઅર્થી શબ્દો તથા પ્રતિરૂપોમાં ગૂંથ્યું કે જેમાંથી દીક્ષિતો માટે આધ્યાત્મિક અર્થ થાય અને સાધારણ જનસમૂહ માટે એક સ્થૂલ અર્થ થાય. વેદની ઋચાઓ આ સિદ્ધાન્ત પ્રમાણે વિચારાયેલી અને રચાયેલી છે. એ ઋચાઓમાંના વિધિઓ અને ક્રિયાઓ બહિરંગ અર્થમાં, તે કાળે જનસાધારણમાં જે સર્વેશ્વરવાદ રૂપની પ્રકૃતિપૂજા પ્રવર્તમાન હતી તેના બાહ્ય કર્મકાંડની વિગતો તરીકે યોજાયેલી છે તથા અંતરંગ અર્થમાં તે વખતે માનવજાતિએ જે ઊંચામાં ઊંચી સિદ્ધિ મેળવી હતી તે આધ્યાત્મિક અનુભવ અને જ્ઞાનની પ્રાપ્તિનાં તથા આત્મવિકાસની એક આંતરિક શિક્ષાવિધિનાં કાર્યસાધક પ્રતીકો તરીકેની છે. આમ એક જ ભાષાને બેવડા અર્થમાં યોજીને બે પ્રકારે તેનો ઉપયોગ વેદકાળના રહસ્યવિદો કરતા આવ્યા છે. અત્યારે સાયણ જે કર્મકાંડપ્રથાનું પ્રતિપાદન કરે છે તેને તેના બાહ્ય સ્વરૂપમાં ભલે સ્વીકારવામાં આવે, તથા યુરોપના વિદ્વાનો તેમાં જે પ્રકૃતિરૂપાત્મક અર્થ ઘટાવે છે તેને તેની સામાન્ય રૂપરેખામાં પણ સ્વીકારી શકાય, છતાં એ બંનેની પાછળ સર્વત્ર વેદનું સાચું અને હજી ગુપ્ત રહેલું એવું રહસ્ય વિદ્યમાન છે—એક ગુપ્ત વાણી 'निण्या वचांसि' છે,[૧૦] જેનો રહસ્યસ્ફોટ માત્ર આત્મશુદ્ધ અને જ્ઞાનપ્રવિષ્ટની આગળ જ કરવામાં આવતો.

વેદમાં આવી રીતે શબ્દનો બેવડો અર્થ તથા એની પાછળ ચૈતસિક યા આધ્યાત્મિક અર્થ રહ્યો છે કે નહિ એનો પુરાવો ચોખ્ખા અને મક્કમરૂપે વેદની ભાષાની અંદરથી મળી આવે તો જ આ રીતના વાદપ્રસ્તાવને પુષ્ટિ મળી શકે. પણ વેદની આ લુપ્ત થઈ ચૂકેલી પ્રાચીન ભાષામાંથી આવો પુરાવો મેળવવો એકદમ સહેલું નથી. છતાં ભાષાશાસ્ત્રના આધારે એવું સંતોષકારક સમાધાન મેળવ્યા પછી જ આ દિશામાં આગળ વધી શકાય.

આ નવી રીતે વેદમંત્રોનો અર્થ ઘટાવવા જતાં બે મુખ્ય મુશ્કેલીઓ ઊભી થાય છે. અને તેનો ઉકેલ ભાષાશાસ્ત્રદ્વારા જ મેળવી શકાય તેમ છે. પહેલી મુશ્કેલી એ કે આ વાદપ્રસ્તાવ માટે વેદમાં નિર્ણીત થઈ ચૂકેલા પારિભાષિક શબ્દો જેવા કે ઊતિ, અવસ્, વયસના કેટલાક નવા અર્થો સ્વીકારવાની જરૂર ઊભી થાય છે. એ નવા અર્થોએ બે શરતો પૂરી પાડવી જોઈએ. એક

૧૦ एता विश्वा विदुषे तुभ्यं वेधो नीथान्यग्ने निण्या वचांसि।
निवचना कवये काव्यान्यशंसिषं मतिभिर्विप्र उक्थैः॥ ઋ. ૪-૩-૧૬.

તો એ કે તે દરેક સંદર્ભમાં લાગુ પડવો જોઈએ, મંત્રના અર્થને વધારે વિશદ કરતો હોવો જોઈએ અને વેદના જેવા દૃઢ આકારવાળા ગ્રંથમાં એક જ શબ્દના તદ્દન વિભિન્ન એવા અર્થો કરવાની જૂના ભાષ્યકારોને જે જરૂર પડી છે તેમાંથી આપણને મુક્ત કરતો હોવો જોઈએ અને બીજી શરત, જે પહેલાના કરતાં પણ વધારે મહત્ત્વની છે, તે એ કે તેને ભાષાશાસ્ત્રનો આધાર મળવો જોઈએ. એ આધારથી એ સ્પષ્ટ થવું જોઈએ કે એક જ શબ્દના આટલા બધા ભિન્નભિન્ન અર્થો કેવી રીતે થયા, તેવી રીતે આ ચૈતસિક અર્થઘટન પ્રમાણેનો અર્થ તેમાં કેવી રીતે હતો, તેમ જ તેનો જૂના વૈયાકરણીઓ દ્વારા તથા તે પછીના સંસ્કૃતમાં જે અર્થ કરાયો તે કેવી રીતે બન્યું. વળી એક બીજી મુશ્કેલી એ છે કે આ ગુહ્ય વિદ્યાની ચાવીરૂપ જે મહત્ત્વના શબ્દો છે તેનો બેવડો અર્થ હોવાનું સ્વીકારવાની જરૂર પણ ઊભી થાય છે આ બે બાબતોનો જો સમાધાનકારક નિર્ણય કરી શકાય તો જ વેદના ચૈતસિક અર્થનો પાયો રચી શકાય

આ નિર્ણયનો આધાર ભાષાશાસ્ત્ર ભાષાનો ઉદ્ભવ અને વિકાસ કઈ રીતે કલ્પે છે તેના ઉપર છે. અત્યારનગી ભાષાશાસ્ત્રે આ દિશામાં કંઈ આધારભૂત થઈ શકે તેવું કાર્ય કર્યું નથી. ઊલટે એક માન્યતા તો એવી પણ છે કે એટલા બધા દૂર ભૂતકાળમાં ભાષા કેવી રીતે વિકસી તેનો સાચો નિર્ણય મેળવવો જ અશક્ય છે પણ શ્રી અરવિંદ તેને અશક્ય માનતા નથી જેવી રીતે અર્વાચીન વિજ્ઞાન બધા ભૌતિક પદાર્થોના વિકાસમાં નિયમોનું પ્રવર્તી રહેલું અબાધિત સામ્રાજ્ય શોધી શક્યું છે, તેવી રીતે ભાષાના વિકાસના નિયમો પણ શોધી શકાય તેમ છે. ભાષા જરા સૂક્ષ્મ વસ્તુ છે છતાં તેનો વિકાસ અમુક નિયમ અને ક્રમ પ્રમાણે થયો હોવો જોઈએ. જો તેની જરૂરી ચાવીઓ તથા પૂરતી સામગ્રી ઉપલબ્ધ થાય તો તે વિકાસક્રમના નિયમો મળી આવવા જ જોઈએ શ્રી અરવિંદ માને છે કે સંસ્કૃત ભાષામાં આ ચાવીઓ મળી શકે તેમ છે તથા તેમાં સંશોધન માટે પૂરતી સામગ્રી પણ પડેલી છે એ દિશામાં તેમણે જે અમુક નિયમો તારવ્યા છે તેના ઊંડાણમાં અત્રે ન જતાં વેદની ભાષા વિશે તેમનો અભિપ્રાય જોઈ લઈ આગળ વધીશું

તેઓ કહે છે કે વેદના ઋષિઓ જે આર્યભાષા વાપરતા હતા તેના શબ્દો તે પછીના કાળમાં જે રીતે વિચારનું રૂઢ સાંકેતિક વાહન બનેલા છે તેને બદલે બોલનારના સંવેદનોના ઉદ્ગારધ્વનિઓ જેવા હતા એ ભાષાને જીવનની સાથે વધારે સંબંધ હતો અને એક શબ્દથી બીજા શબ્દમાં અર્થની સંક્રાન્તિ વધારે છૂટથી થતી શબ્દ વિચારનું સાંકેતિક પ્રતીક નહિ પણ વિચારનો જનક અને આગારદાતા હતો કેટલાક શબ્દોની અંદર તેના મૂળ ધાતુના અર્થ હજી રણક્યા કરે છે, પોતાના ઇતિહાસથી તે હજી સભાન છે ઉદાહરણ તરીકે 'અશ્વ' અને 'વૃક' શબ્દ લઈએ 'અશ્વ'નો સામાન્ય અર્થ ઘોડો છે પણ તેને પ્રાણના પ્રતિરૂપ તરીકે, જડતત્ત્વ અને ચિત્તને સાંકળનાર અર્ધ ભૌતિક તત્ત્વ તરીકે, શ્વાસોચ્છ્વાસ રૂપે વાપરવામાં આવેલો છે એના મૂળ ધાતુમાં વેગ, શક્તિ, પ્રાપ્તિ, ઉપભોગ આદિ અર્થો પણ રહેલા છે. અને તેથી આ જીવન-અશ્વના પ્રતિરૂપમાંથી પ્રાણિક શક્તિનાં મુખ્ય મુખ્ય બધાં સૂચનો પ્રકટ થાય છે વરુ અર્થમાં વપરાતા 'વૃક' નો મૂળ અર્થ ચીરનાર છે, અને તેથી તે વરુને લાગુ પડે છે. આ પ્રમાણે 'ધેનુ'નો મૂળ અર્થ

ઉછેરનાર, ગોપનાર છે અને તે પરથી ગાય થાય છે. આવી રીતે વેદની ભાષામાં મૂળ અર્થનું પ્રાધાન્ય રહે છે અને તેમાંથી અન્યત્ર પ્રયુક્ત થતો વિશેષ અર્થ ગૌણ રહે છે. આને લીધે મંત્રના રચનારાઓ આ સામાન્ય શબ્દોને પણ ઘણી મુલાયમતાથી વાપરી શક્તા. આ શબ્દોને કોઈવાર તે ઘોડો, વરુ કે ગાયનું જ સૂચન કરવા વાપરતા, તો કોઈવાર તેના વધુ વ્યાપક મૂળ અર્થમાં વાપરતા. તો કોઈવાર આ સ્થૂલ પ્રાણીવિશેષનું પ્રતિરૂપ વીસરી જઈને તેના ચૈતસિક અર્થમાં વાપરતા. જૂની ભાષાની આ ચૈતસિક શક્તિને ધ્યાનમાં રાખી વેદનાં પ્રતીકોની, ખાસ આકૃતિઓનો અર્થ સમજવાનો છે, પછી તે ભલે બહુ સાધારણ કે સ્થૂલ હોય. એ જ રીતે 'ધૃતમ્' 'સોમ' અને બીજા અનેક શબ્દો વપરાયા છે. આમ ભાષાની અંદરથી તેના અર્થનાં મળતાં સ્પષ્ટ સૂચનોને આધારે જ, નહિ કે આપણી પસંદગીઓ પ્રમાણે ગમે ત્યાં ગમે તે કલ્પિત અર્થ ગોઠવી દઈને, વેદના મંત્રોના અર્થ થવા જોઈએ. એમ ન થાય તો આવી વાદરચના ગમે તેટલી દક્ષ અને સંપૂર્ણ હોય તોપણ તેનું આખું ચણતર વાસ્તવિકતા અને ઘનતા વગરનું કેવળ હવામાં જ થયેલું રહેશે.

આમ ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ વેદના ચોક્કસ થયેલા શબ્દોનો દરેક સંદર્ભમાં સ્વાભાવિક રીતે બેસી જાય તેવો દૃઢ અર્થ નક્કી કર્યો પછી પહેલું કર્તવ્ય એ નક્કી કરવાનું રહે છે કે મંત્રોની અંદરનાં પ્રતીક અને અલંકારો ઉપરાંત, મંત્રોની સ્પષ્ટ ભાષામાં ચૈતસિક વિચારોનું અંતસ્તત્ત્વ એટલા પૂરતા પ્રમાણમાં મળી આવે છે કે નહિ જેને આધારે કહી શકાય કે વેદમાં જંગલી અને પ્રાથમિક દશાના અર્થસંભાર કરતાં કોઈ ઉચ્ચતર કોટિનો અર્થ રહેલો છે. તે પછી બીજું કાર્ય શક્ય હોય સાંલગી સૂક્તોની પોતાની જ આંતરિક સાબિતી ઉપરથી દરેક પ્રતીક અને પ્રતિરૂપનો અર્થ તારવવાનું તથા દરેક દેવનું ચૈતસિક રૂપનું શું સાચું કાર્ય છે તે શોધી કાઢવાનું રહે છે. વેદનો અર્થ કરવા ઇચ્છનારે આ શરતો પૂરી પાડવી જ જોઈએ. કારણ વેદની ભાષા નિર્ણીત અને ચોક્કસ રૂપની છે. વૈદિક ધર્મના જુદાજુદા વિચારો અને તેમાં વારંવાર વપરાતા શબ્દોની અંદર એક સ્પષ્ટ સાતત્યવાળો સંબંધ છે. એટલે જો તેના અર્થઘટનમાં કંઈ અસંગતિ કે અચોક્કસતા રહે તો તેનો અર્થ એટલો જ થાય કે તે અર્થ કરનાર મંત્રોના અર્થના સાચા સંબંધો શોધી શક્યો નથી, નહિ કે વેદની પોતાની જ અંદર એ ખામી રહેલી છે.

આટલું પ્રાથમિક કાર્ય સાવધાની અને ખંતથી કર્યા પછી જો મંત્રોનો અનુવાદ કરીને એમ બતાવી શકાય કે જે અર્થઘટન આપણે ઘટાવ્યું છે તે સહેજ રીતે અને સહેલાઈથી દરકોઈ સંદર્ભમાં લાગુ પડે તેવું છે, પહેલાં જ્યાં કેવળ ગોટાળો જ દેખાતો હતો તેવા ભાગોમાં આ અર્થઘટનથી સ્પષ્ટ સંબદ્ધતા આવે છે, વળી સમસ્ત સૂક્તોમાંથી એક સ્પષ્ટ અને સળંગ અર્થ નીકળે છે, શ્લોકોના ક્રમમાં સુસંબદ્ધ વિચારો તર્કપુરઃસર એક પછી એક ગોઠવાયેલા દેખાય છે, અને સમગ્ર રૂપે એક ગંભીર, સુસંગત અને પ્રાચીન રૂપની તત્ત્વસૃષ્ટિ વેદમાંથી નિષ્પાદિત કરીને શકાય છે, તો આ પ્રમાણેનો વાદપ્રસ્તાવ બીજા પ્રસ્તાવો સાથે ઊભા રહેવાનો હક મેળવે છે, એટલું જ નહિ, બીજા પ્રસ્તાવો જ્યાં તેનાથી વિરુદ્ધ જતા હોય ત્યાં તેમને તે પડકારી શકે છે અને

જ્યાંત્યાં તેમનાં સંશોધનો સાથે સંમત થવાનું હોય ત્યાં ત્યાં તે તેમની પૂરણી કરી શકે છે.

આ રીતે વેદનો પ્રધાન અર્થ સૂક્ષ્મ રહસ્યાત્મક ચૈતસિક તત્ત્વવાળો છે એ પ્રસ્તાવને જો સિદ્ધ કરી શકાય તો તેનાં કેટલાંક અતિ મહત્ત્વનાં પરિણામો આવે તેમ છે. પહેલું તો વેદનાં સૂક્તોની અંદર જે અસંગતિઓ દેખાય છે તે દૂર થઈ જાય તેમ છે. આ અસંગતિ માત્ર આપણને જ દેખાય છે, કારણ કે વેદના અર્થનો દોર તેના અંતરંગ અર્થમાંથી મેળવવાનો છે. એ દોર જડયા પછી આ સૂક્તો તર્કબદ્ધ અને સુગ્રથિત તત્ત્વસંભારવાળાં જણાય છે. એ સૂક્તોમાંની એ અર્થાભિવ્યક્તિ આજની અર્વાચીન વિચારપદ્ધતિ કે ભાષારીતિથી ભિન્ન છે છતા તેની પોતાની શૈલીમાં એ સુસંગત અને દઢ રૂપની છે. એમાં શબ્દોના બાહુલ્ય કરતાં કરકસર વધારે જણાય છે, અર્થના દારિદ્રય કરતાં અર્થનો અતિ સંભાર તેમાં માલૂમ પડે છે. વેદ માનવની જંગલી દશાનું ફક્ત રસિક અવશેષ ચિહ્ન મટીને જગતના પ્રાચીન મહત્ત્વના ધર્મગ્રંથોમા પોતાનું સ્થાન લે છે.

બીજું પરિણામ એ આવે છે કે ઉપનિષદોના જે કેટલાક ભાગો હજી સમજાયા વગરના રહેલા છે અથવા તો ખોટી રીતે સમજાયેલા છે તેનો અર્થબોધ સરળતાથી અને અસરકારક રૂપે થઈ શકે છે અને પુરાણોના ઉદ્ગમનો ઘણો ખરો ખુલાસો મળી આવે છે. ત્રીજું પરિણામ એ કે વેદ વિશે વેદોઽખિલો ધર્મમૂલમ્મા વ્યક્ત થતી જે પૂજ્ય ભાવયુક્ત ધાર્મિક પરંપરા છે તેને પરેપૂરી તર્કપુર:સરતાથી સમજાવી અને સ્થાપી શકાય છે.[૧૨] અર્વાચીન યુરોપીય વિદ્વાનોના મત પ્રમાણે વેદોમાં કેવળ સ્થૂલ પ્રકૃતિના તત્ત્વોની પૂજાનું તત્ત્વ છે. વેદ પછી આવતાં ઉપનિષદોમા આ પ્રકૃતિસત્ત્વો એકદમ ઊંડા ચૈતસિક ગુણોથી તથા આધ્યાત્મિક તત્ત્વોથી ભરેલાં બની જાય છે. એ રીતે બે વચ્ચે વિકાસની જે કડીની ખોટ છે તે આથી પુરાય છે, એટલું જ નહિ, પણ વેદાન્ત, પુરાણ, તન્ત્ર, દર્શનો અને હિંદના મહાન ધર્મોનાં મૂળ તેના નિરાડંબર સત્ય રૂપમાં વેદની અંદર જણાય છે. આ રીતે હિંદની અંદરના ધર્મોના તુલનાત્મક અભ્યાસનુ એક સ્વાભાવિક પ્રસ્થાનબિંદુ પણ પ્રાપ્ત થાય છે.

શ્રી અરવિંદે પોતાની વાદરચનાનો આ રીતે પ્રસ્તાવ અને તેમાથી નીપજતા મહત્ત્વનાં પરિણામોનો સંભવ રજૂ કર્યો છે. એમની સ્વાનુભૂતિમા તો આ વસ્તુ આખી સ્પષ્ટ રૂપે સિદ્ધ જેવી છે છતાં તેને તર્ક અને ગ્રંથના આંતરિક તેમ જ બાહ્ય આધારો ઉપર સુપ્રતિષ્ઠિત એવા એક નિર્ણયાત્મક રૂપે નિ:શેષ રીતે રજૂ કરવા માટે અર્વાચીન સંશોધનપદ્ધતિએ કાર્ય થવુ જોઈએ એ જરૂર તેઓ સ્વીકારે છે, અને એ દિશામા તેમનુ કાર્ય આગળ વધી રહ્યુ છે પરંતુ એનું ફળ પ્રસિદ્ધ ન થાય ત્યાંલગી પણ વેદના ગૂઢ રહસ્યની એમની કલ્પના કેવી છે, વેદના સૂક્તોનો ચૈતસિક તથા આધ્યાત્મિક અર્થ શો છે, વેદના દેવો—અગ્નિ, ઇન્દ્ર, મરુત, સરસ્વતી, ઉષા, સરમા, આદિમાં ચૈતસિક તત્ત્વો કેવા છે, તેમજ ઋગ્વેદમા આવતી દંતકથાઓ—અંગિરસ અને વૃત્રની—

૧૨ આ પરંપરાનો સંકલિત ખ્યાલ મેળવવા જુઓ નટવરલાલ જેઠાલાલ મહેતા દ્વારા સંપાદિત થયેલ 'વેદામૃત'નો 'વેદસ્તુતિ' વિભાગ (પૃ. ૧૪૧) તથા ક્રેઈગનના The Rig-Veda and Vedic Religion મા Appendix I પૃ. ૨૪૪

તેમનું રહસ્ય શું છે એનો ખ્યાલ મેળવવો હોય તો તે તેમની વેદરહસ્ય વિશેની લેખમાળાનાં બીજા પ્રકરણોમાંથી તથા તેમણે વેદનાં પસંદ કરેલાં સૂક્તોના અનુવાદોમાંથી મળી શકે તેમ છે. એમની વિચારસરણીનો સ્વીકાર કરી તેમના શિષ્યમંડળમાંથી નલિનીકાન્ત ગુપ્ત, વી. ચન્દ્રશેખર, તથા અંબાલાલ પુરાણીએ વેદનું અધ્યયન આગળ વધાર્યું છે અને તેનાં પરિણામો છૂટક છૂટક લેખોમાં રજૂ કર્યાં છે જે અભ્યાસીને શ્રી. અરવિંદની દૃષ્ટિ સમજવામાં ઉપયોગી મદદ પૂરી પાડે તેવાં છે.

વેદના અધ્યયનમાં તેના અર્થઘટનનો સાયણ અને દયાનંદ પછી આ ત્રીજો અને અત્યારે તો સૌથી વધુ મહત્ત્વનો પ્રારંભ શ્રી અરવિંદનો છે. વેદના સમગ્ર અધ્યનમાં શ્રી અરવિંદનું કાર્ય અનન્ય કોટિનું છે. એને લીધે વેદના સ્વરૂપની માન્યતામાં આમૂલ પલટો થાય છે અને વેદના સ્વરૂપનું સત્યની વધુ નજીકનું એવું દર્શન પ્રાપ્ત થાય છે. ઓગણીસમી સદીના મધ્યકાળમાં મૅક્સમૂલરે જે ભવિષ્યવાણી ભાખી હતી કે વેદનો અનુવાદ તો આવતી સદીમાં બનશે તે જાણે શ્રી અરવિંદને હાથે મૂર્ત રૂપ લેતી હોય તેમ લાગે છે.

# ઈશ્વરાવતારના પ્રકાર

અધ્યા. નાગરદાસ કા ખાંભણિયા

**માનસશાસ્ત્રની** દૃષ્ટિએ વિચાર કરિયે તો અવતારનો ખ્યાલ મનુષ્યના મનમા સહજ છે જે દુનિયામા આપણે છિયે તેમા બધુ એવુ નથી કે જેનાથી આપણા મનને સતોષ થાય દાખલા તરીકે શિક્ષકો આવા હોવા જોઇયે એવો ખ્યાલ મોટાને મોટાની દૃષ્ટિએ અને નાનાને નાનાની દૃષ્ટિએ સૌને હોય છે, પરન્તુ જેને જેવો ખ્યાલ છે તેવો શિક્ષક તેને કયા મળે છે? રાજ્યતન્ત્ર આવુ હોવુ જોઇયે એવો આપણને ખ્યાલ છે, પરન્તુ તેવુ રાજ્યતન્ત્ર કયા છે? આ રીતે જે વ્યક્તિ અથવા તો જે વસ્તુના સમ્પર્કમા આપણે આવિયે છિયે તે આવી હોય તો સારી એમ આપણે સૌ મનમા ઇચ્છિયે છિયે, પરન્તુ તે વ્યક્તિ અથવા તે વસ્તુ તેવી કયા હોય છે? આ દુનિયામા સર્વત્ર અપૂર્ણતા દેખા દઈ રહી છે આવી અપૂર્ણ અને વધીને કહિયે તો દોષપૂર્ણ, દુનિયા કોઈક સમયે કોઈક સ્થળે એવા પુરુષને જન્મ આપે છે કે જે પુરુષમા અમુક એક ગુણ અથવા તો એવા અનેક ગુણો એટલા બધા પ્રમાણમા મળે છે કે તે એક ગુણ અથવા તો તેવા અનેક ગુણોથી આપણને સતોષ થયા વગર નથી રહેતો. જેવુ આપણે ઇચ્છિયે છિયે તેવુ આપણને મળ્યુ છે એમ આપણે માનિયે છિયે. અને આવા પુરુષ સમ્બન્ધી વિચાર કરતા અને તે વિચારો વ્યક્ત કરતા અવતારની ભાવના આગળ આવીને ઊભી રહે છે. જબ્બર વિદ્વાનને આપણે સરસ્વતીનો અવતાર માનિયે છિયે અને તેમ કહિયે છિયે અત્યન્ત દયાળુ મનોવૃત્તિવાળા પુરુષને આપણે સાક્ષાત્ દયાનુ સ્વરૂપ જ માનિયે છિયે અને કહિયે છિયે અત્યન્ત ધાર્મિક મનોવૃત્તિવાળા પુરુષને આપણે આ તો મૂર્તિમાન્ ધર્મ છે એમ માનિયે છિયે અને કહિયે છિયે આ આવા પ્રસગોમા ઉદ્‌ભવતી અવતારભાવનાની પાછળ એક બીજો ઊડો ખ્યાલ પણ મનુષ્યના મનમા રહેલો છે જે દુનિયા પર આપણે છિયે તે અપૂર્ણ હોય, પરન્તુ એક એવી દુનિયા છે કે જ્યા પૂર્ણતાનુ સામ્રાજ્ય છે, અને એ દુનિયામાથી કોઈ એક અથવા તો એના અનેક ગુણો આપણી દુનિયા પર પૂર્ણ યા પૂર્ણકલ્પ સ્વરૂપે ઊતરી આવે છે અવતાર શબ્દનો અર્થ ઊતરી આવવુ છે આ આપણી દુનિયાથી પર દુનિયા, તેને પછી આપણે સ્વર્ગ કહિયે, બ્રહ્મલોક કહિયે, કે વૈકુઠ કહિયે આ આપણી દુનિયાથી પર દુનિયામાથી તે ગુણ આપણી આ દુનિયા પર ઊતરી આવે છે, માટે આપણે તે ગુણયુક્ત પુરુષને તે ગુણનો અવતાર કહિયે છિયે.

આ અવતારના ખ્યાલ સાથે ઈશ્વરનો આપણા મનમા રહેલો જે ખ્યાલ છે તેને જોડિયે, એટલે આપણને ઈશ્વરાવતારની ભાવના પ્રાપ્ત થાય છે કર્તુમ્, અકર્તુમ્, અન્યથાકર્તુમ્ સમર્થ, સર્વજ્ઞ, પરમન્યાયી, પરમકૃપાળુ, સર્વસ્વતન્ત્ર, અને સર્વગુણપૂર્ણ આ વિશ્વમા જે હોય તે ઈશ્વર અને આપણી દુનિયા ઉપર કોઈ એક વ્યક્તિમા એક સામટા અનેક ગુણોનુ અને અલૌકિક

પ્રતાપનું દર્શન થાય તે વ્યક્તિ ઈશ્વિરાવતાર અને આવા ઈશ્વિરાવતારના કેટલા પ્રકારો છે તે સમ્બન્ધી આ લઘુલેખમા વિવેચન કરવામા આવ્યુ છે. આ વિવેચન શ્રીવલ્લભાચાર્યના મતાનુસાર કરવામા આવ્યુ છે, અને પ્રસગે પ્રસગે તેમના ગ્રન્થોના અવતરણો ટાકયા છે એટલે શ્રીવલ્લભાચાર્ય અને તેમના ગ્રન્થો સમ્બન્ધી ટૂંક નિરૂપણ અસ્થાને નહિ ગણાય.

શ્રીવલ્લભાચાર્યે ઈસ્વીસનની ચૌદમી સદીના અન્તભાગમા અને પન્દરમી સદીના આદિભાગમા ભૂતલને અલકૃત કરયું તે અરસામા તેઓશ્રીએ નાના મોટા અનેક ગ્રન્થો પ્રકટ કર્યા. તે ગ્રન્થો પૈકી ત્રણ ગ્રન્થો મોટા છે અને અવતરણો પ્રાય તે મોટા ગ્રન્થોમાથી લેવામાં આવ્યાં છે. આ ત્રણ ગ્રન્થો પૈકી પ્રથમ ગ્રન્થ તે તત્ત્વદીપનિબન્ધ. આ ગ્રન્થમાં ત્રણ પ્રકરણો છે. પ્રથમ શાસ્ત્રાર્થ પ્રકરણ છે તેમા પોતાને સમ્મત જે શુદ્ધાદ્વૈતબ્રહ્મવાદ તેનું ટૂકાણમા નિરૂપણ છે બીજું સર્વનિર્ણય પ્રકરણ છે. તેમાં સર્વ શાસ્ત્રો સમ્બન્ધમાં જે પોતાનો મત છે તે ટૂંકમા દર્શાવ્યો છે. ત્રીજુ ભાગવતાર્થ પ્રકરણ છે તેમા શ્રીમદ્‌ભાગવતના સાત અર્થો પૈકી ચાર અર્થોનું ટૂકમાં નિરૂપણ છે. શાસ્ત્રાર્થ, સ્કન્ધાર્થ, પ્રકરણાર્થ, અધ્યાયાર્થ, વાકયાર્થ, પદાર્થ, અને અક્ષરાર્થ અવિરુદ્ધ જે અર્થમાં હોય તે ખરો અર્થ. આ સાત અર્થો પૈકી પ્રથમ ચારનું તત્ત્વદીપનિબન્ધમાં નિરૂપણ કરવામા આવ્યુ છે, અને બાકીના ત્રણ સમ્બન્ધી વિશેષ નિરૂપણ શ્રીમદ્‌ભાગવત પરની પોતાની સુબોધિની નામની ટીકામા કરવામા આવ્યુ છે. આ તત્ત્વદીપનિબન્ધ કારિકાત્મક છે અને કારિકાઓ દુરૂહ છે, એટલે તે કારિકાઓનો અર્થ વિશદ કરવા તેના પર પ્રકાશ નામની ટીકા એઓશ્રીએ લખી છે. આ પ્રકાશ પહેલા બે પ્રકરણો પર સમ્પૂર્ણ છે, પરન્તુ ત્રીજા પ્રકરણ પર શરૂઆતના અમુક ભાગ ઉપર જ છે. આ પ્રકાશના પ્રારંભના શ્લોકોમા પોતે અગ્નિનો અવતાર છે એ પ્રમાણે શ્રીવલ્લભાચાર્યે સ્પષ્ટ નિરૂપણ કર્યું છે. બીજો ગ્રન્થ અણુભાષ્ય છે. જેમ બ્રહ્મસૂત્રો ઉપર શ્રીશકરાચાર્યનુ શાકરભાષ્ય, અને શ્રી રામાનુજાચાર્યનુ શ્રીભાષ્ય તેમ શ્રીવલ્લભાચાર્યનું અણુભાષ્ય છે. આ બ્રહ્મસૂત્રો ચાર અધ્યાયમાં છે તેમા અઢી અધ્યાય ઉપર અણુભાષ્ય શ્રીવલ્લભાચાર્યે લખ્યુ છે, અને બાકીના દોઢ અધ્યાય ઉપર એમના પુત્ર શ્રીવિઠ્ઠલેશે લખ્યુ છે આ ગ્રન્થમા પણ એક સ્થલે શ્રીવલ્લભાચાર્ય શકરાચાર્ય શકરનો અવતાર છે અને પોતે અગ્નિનો અવતાર છે એમ નિરૂપણ કરે છે ત્રીજો ગ્રન્થ તે સુબોધિની તે શ્રીમદ્‌ભાગવત પરની પોતાની ટીકા છે તે પ્રથમસ્કન્ધ, દ્વિતીયસ્કન્ધ, તૃતીયસ્કન્ધ, દશમસ્કન્ધ સપૂર્ણ, અને એકાદશ સ્કન્ધના પ્રથમ ચાર અધ્યાયો પર અત્યારે મળે છે શ્રીવલ્લભાચાર્યના સિદ્ધાન્તનુ વિસ્તારપૂર્વકનુ નિરૂપણ આપણને આ ગ્રન્થમા મળે છે આ ગ્રન્થના પ્રારમ્ભિક મગલશ્લોકોમા પણ એઓ નિરૂપણ કરે છે કે પોતે અગ્નિનો અવતાર છે અને શ્રીમદ્‌ભાગવતનો ગૂઢાર્થ પ્રકટ કરવા માટે ભગવાને તેમને ભૂતલ પર મોકલેલ છે નાના ગ્રન્થો પૈકીના એક ગ્રન્થનો આ લઘુલેખમા ઉપયોગ કરવામા આવ્યો છે, તે ગ્રન્થનુ નામ શ્રીભગવત્પીઠિકા છે ભગવદવતાર અને ભગવદ્‌ગીતા એના પ્રકારોનુ તે ગ્રન્થમા ટૂકમા નિરૂપણ કરવામા આવ્યુ છે શ્રીવલ્લભાચાર્યના ગ્રન્થો સમ્બન્ધી આ ટૂક નિરૂપણ કર્યા બાદ હુ મૂળ વિષય પર આવુ છુ

અવતાર એટલે શુ ? अवतरणमवतार । व्यापिवैकुण्ठाद् भगवत प्रपञ्चे समागमनम् ॥ ( શ્રીમદ્-ભાગ જુઓ ૧. ૩ ૧ ની ભૂમિકા ) આ પક્તિમા શ્રીવલ્લભાચાર્ય એવુ નિરૂપણ કરે છે કે, વ્યાપિવૈકુઠમાથી ભગવાન આ જગતમા પધારે તેનુ નામ અવતાર अवतरण वैकुण्ठादनागमनम् ॥ ( જુઓ ૧૦. ૧ ૨. ) આ પક્તિમા પણ તે પ્રમાણેનુ નિરૂપણ છે सामान्यतोऽप्यवतरण देवतिर्यङ् नरादिषु अलौकिकस्य सचरणम् ॥ ( જુઓ ૧ ૧. ૧૩ ) આ પક્તિમા એવુ નિરૂપણ છે કે, દેવ, મનુષ્ય, પશુ વગેરે પૈકી કોઈમા અલૌકિક તેજનો સચાર તે અવતાર પરન્તુ આ પ્રકાર ગૌણ છે આ ત્રણ પક્તિઓમા ' અવતાર ' શબ્દ ક્રિયાવાચી છે અવતરવાની ક્રિયા તે અવતાર આ ઉપરાત અવતાર શબ્દ અવતરેલ વ્યક્તિનો વાચક પણ છે नृसिंहरामवासुदेवा एते त्रय अंशाव तारा । मत्स्यकूर्मवराहा एते त्रय कलावतारा । वामनो बुद्ध कल्की एते त्रय आवेशावतारा ॥ ( શ્રી ભગવત્પીઠિકા ) આ પક્તિઓમા ' અવતાર ' શબ્દ વ્યક્તિવાચી છે નૃસિહ, રામ, અને વાસુદેવ અશાવતાર છે મત્સ્ય, કૂર્મ, અને વરાહ કલાવતાર છે અને વામન, બુદ્ધ, અને કલ્કી આવેશા વતાર છે અહી નૃસિહ વગેરે વ્યક્તિને અવતાર કહેવામા આવેલ છે

શુદ્ધાદ્વૈતબ્રહ્મવાદ પ્રમાણે, એક બ્રહ્મ અથવા ભગવાન અનેક રૂપે થાય છે તેનું નામ સૃષ્ટિ. આ સૃષ્ટિમા ભગવાન અવતાર લે છે. આ સૃષ્ટિમા ભગવાન અવતાર લે છે એનો અર્થ એ થાય કે ભગવાનમા ભગવાન અવતાર લે છે, અને આ તે વળી શુ ? એટલે સૃષ્ટિનુ પણ ટૂક નિરૂપણ અહીં આવશ્યક છે. સૃષ્ટિ સમ્બન્ધી ટૂક નિરૂપણ શ્રી ભગવત્પીઠિકાના પ્રારમ્ભમા કરવામા આવેલુ છે તે નીચે મુજબ છે —

श्रीपुरुषोत्तमस्य त्रीणि स्वरूपाणि । एकम् आधिभौतिकम्, द्वितीयम् आध्यात्मिकम्, तृतीयम् आधि दैविकम् । आधिभौतिको नारायणो लक्ष्मीपति, तत् क्षरस्वरूपम्, आध्यात्मिक ब्रह्म अक्षरम्, आधिदैविक पुरुषोत्तम । सच्चिदानन्दरूपाणि । आधिदैविके पुष्टि, आध्यात्मिके मर्यादा, आधिभौतिके प्रवाह ॥

श्रीपुरुषोत्तमस्य सृष्टेरिच्छा यदा जायत तदा रविकाष्ठमीरयोगे यथा वह्नि प्रजायते तथा कालोऽक्षराज्जात सदानन्दकटाक्षत पृथग् भवति, भ्रुवो रन्ध्रादुत्पद्यते। कालात् प्रकृतिपुरुषौ । प्रकृतेर्गुणात्मको नारायणो लक्ष्मीपति । तस्य मनसो विष्णु । ललाटाद् रुद्र । नाभिकमलाद् ब्रह्मा जात । तत सृष्टि ॥

આ નિરૂપણને આધારે જરા વિસ્તારપૂર્વક સૃષ્ટિનુ નિરૂપણ હું કરુ છુ આધિદૈવિક પુરુષોત્તમ મૂલરૂપ છે તેનુ વર્ણન તત્ત્વદીપનિબન્ધના શાસ્ત્રાર્થ પ્રકરણમા નીચે મુજબ છે —

निर्दोषपूर्णगुणविग्रह आत्मतन्त्रो निश्चेतनात्मकशरीरगुणैश्च हीन ।<br>
आनन्दमात्रकरपादमुखोदरादि सर्वत्र च त्रिविधभेदविवर्जितात्मा ॥ ( શ્લો ૪૭ )

આ પુરુષોત્તમ દોષરહિત અને ગુણપૂર્ણ છે, સ્વતન્ત્ર છે મનુષ્યને જેવી રીતે જડ શરીરનાં અવયવો છે તેવી રીત તેને હોતા નથી તેના સમગ્ર અવયવો આનન્દરૂપ છે, અને તે સર્વત્ર એકરૂપ છે. આ પુરુષોત્તમનો આનન્દ અગણિત છે આ પુરુષોત્તમને સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઇચ્છા થઈ ત્યારે તે પોતે અક્ષરરૂપ બન્યા આ અક્ષર સમ્બન્ધમા સપ્રકાશ તત્ત્વદીપનિબન્ધના સર્વ-

નિર્ણય પ્રકરણમાં નીચે મુજબ નિરૂપણ છેઃ—

प्रकृतिः पुरुषोत्तमो परमात्मामवत् पुरा । यद्रूपं समधिष्ठाय तदक्षरमुदीर्यते ॥ ९८ ॥
आनन्दांशतिरोभावः स्वयमात्रेण तत्र हि ॥

...भगवान् यदा येन रूपेण कार्यं कर्तुमिच्छति तद् रूपमेव व्यापारयति । तत्र ज्ञानेन मोक्षो देय इति यदा विचारयति तदा अक्षरमेव मद्यरूपं पुरुषोत्तमस्याधारमाविर्भावस्थानीयः, तमादौ चतुर्मूर्तीकरोति । अक्षररूपं, कर्मरूपं, कालरूपं, स्वभावरूपं च । तत्र यस्य रूपस्य द्वैरूप्यं भवति प्रकृतिपुरुषभेदेन तदक्षरम् ॥ ९८ ॥ ननु पुरुषोत्तमस्वरूपात् तत्र को विशेष इति चेत् तत्राह । 'आनन्दांशतिरोभावः' इति । अनेकमेवं भविष्यामीति इच्छामात्रेणान्तःसमुत्थितसत्त्वेन आनन्दांशस्तिरोहित इव भवति ॥

પુરુષોત્તમને ઇચ્છા થઈ તેટલે અંશે આનન્દ તિરોહિત થયો. અને આ ઇચ્છાયુક્ત ઇષત્તિરોહિતાનન્દ જે પુરુષોત્તમ તે જ અક્ષર. ईषदानन्दतिरोभावेन ब्रह्म अक्षरमुच्यते । प्रकटानन्दः पुरुष इति ॥ ( અણુભાષ્ય ૧. ૨. ૨૧ ) અહીં ધ્યાનમાં રાખવાની વાત એ છે કે પુરુષોત્તમ મૂલસ્વરૂપે અબાધ રહીને અક્ષરરૂપ બન્યા છે. એટલે અક્ષર અને પુરુષોત્તમ બન્ને ભિન્ન પણ ખરાં અને અભિન્ન પણ ખરાં. આ વાત રાજસત્તાના દૃષ્ટાન્તથી સ્પષ્ટ થશે. રાજા પોતાની પૂર્ણ સત્તાનો અંશ બીજી કોઈ વ્યક્તિને સોંપે તેથી તેની પૂર્ણ સત્તામાં કાંઈ ન્યૂનતા આવતી નથી. પુરુષોત્તમના સ્વરૂપની બાબતમાં પણ આમ જ સમજવું. पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते । એ શ્રુતિવાક્ય આ જ વાતનું પ્રતિપાદન કરે છે. તેમાં કહેવામાં આવ્યું છે કે પૂર્ણમાંથી પૂર્ણ ઉત્પન્ન થાય છે તોયે પહેલું પૂર્ણ પૂર્ણ જ છે, તેમાં કાંઈ ન્યૂનતા આવતી નથી. જ્ઞાન માટે પણ આ જ પ્રકાર છે.

अपूर्वः कोऽपि कोशोऽयं विद्यते तव भारति । व्ययतो वृद्धिमायाति क्षयमायाति संचयात् ॥

આ સુભાષિતમાં એવું વર્ણન કરવામાં આવ્યું છે કે વિદ્યાધનનો સ્વભાવ વ્યાવહારિક ધનના સ્વભાવથી વિપરીત છે. તે ખરચ્યે વધે છે અને સંઘર્યે ઘટે છે. સુખની બાબતમાંયે આવું જ છે. બીજાને સુખી બનાવ્યાથી પોતાનું સુખ ઘટતું નથી, ઊલટું વધે છે. કવિવર શેક્સપિયરનું સુપ્રસિદ્ધ વાક્ય 'It is doubly blessed : It blesseth him that gives and him that takes.' દયાગુણના સમ્બન્ધમાં તે જ વાતનું પ્રતિપાદન કરે છે. જેના પર દયા કરવામાં આવે છે તે પણ સુખી થાય છે, અને જે દયા કરે છે તે પણ સુખી થાય છે. એક દીવાના સ્પર્શથી અનેક દીવા પ્રકટે તેમાં પહેલા દીવાનું કાંઈ ઘટતું નથી. એક ચન્દન વૃક્ષના સમ્પર્કથી અનેક ચન્દન વૃક્ષો થાય છે તેમાં પહેલા ચન્દનવૃક્ષને કાંઈ ખોટ આવતી નથી. ટૂંકમાં, દ્રવ્ય વધાર્યું વધે છે ઘટાડ્યું ઘટે છે, પરન્તુ આત્મગુણ ઘટાડ્યો ઘટતો નથી, તે તો વાવર્યો વધતો જ જાય છે. પુરુષોત્તમ અને અક્ષર સમ્બન્ધમાં આમ જ સમજવાનું છે. જેમ પુરુષોત્તમ અક્ષરરૂપ બન્યા તેમ અક્ષર અક્ષરરૂપે અબાધ રહી કાલરૂપ બન્યું. કાલ કાલસ્વરૂપે અબાધ રહ્યો અને તેમાંથી પ્રકૃતિ અને પુરુષ ઉત્પન્ન થયાં. પ્રકૃતિમાંથી ગુણમય એટલે પ્રકૃતિના ગુણો જે સત્ત્વ, રજસ્, અને તમસ્ તન્મય લક્ષ્મીપતિ નારાયણની ઉત્પત્તિ થઈ. તે લક્ષ્મીપતિ નારાયણના

મનમાંથી સૃષ્ટિનું પાલન કરનાર વિષ્ણુ ઉત્પન્ન થયા, લલાટમાંથી સૃષ્ટિનો સંહાર કરનાર રુદ્ર ઉત્પન્ન થયા, અને નાભિકમલમાંથી સૃષ્ટિને ઉત્પન્ન કરનાર બ્રહ્મા ઉત્પન્ન થયા, અને બ્રહ્માએ સૃષ્ટિ ઉત્પન્ન કરી. આ સૃષ્ટિમાં જીવ અને જડ એ બે જબ્બર પ્રકારો માલૂમ પડે છે. જીવો અક્ષરનો જે ચેતનાંશ પુરુષ તેના અંશો છે, અને જડ સૃષ્ટિ અક્ષરનો જે અચેતનાંશ પ્રકૃતિ તેનું પરિણામ છે. જીવો પણ અનેકવિધ છે અને જડ સૃષ્ટિ પણ અનેક પ્રકારે દેખા દે છે. જીવ ચેતન ભોક્તા છે અને જડ અચેતન ભોગ્ય છે. આ સૃષ્ટિમાં સ્વર્ગ, પાતાલ, ભૂતલાદિ અનેક લોક છે. ભૂતલ કર્મલોક છે, સ્વર્ગાદિ ભોગલોક છે. જીવો સારાં કર્મો કરે છે તો તેઓને સુખપૂર્ણ સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ થાય છે. પાપ પુણ્યનો ભોગ પૂરો થયે પાછો અમુક પ્રારબ્ધ કર્મ લઈને જીવ ભૂતલ પર જન્મે છે. ત્યાં પણ સાધારણ સુખદુઃખ તે ભોગવે છે. જીવો બે પ્રકારના છેઃ દૈવી અને આસુરીઃ જગતના કલ્યાણાર્થે જેઓની આન્તર તેમ બાહ્ય પ્રવૃત્તિ છે તે દૈવી જીવો; પોતાનો સ્વાર્થ સાધનારા અથવા તો પોતાના વિનોદાર્થે જગતને ત્રાસ આપનારા આસુરી જીવો છે. આસુરી જીવો અધર્મમાં જ રસ લે છે. કોઈ વખત આસુરી જીવોનું બલ અને તેમનો ત્રાસ એટલો બધો વધી જાય છે કે દૈવી જીવોને તેમનાથી બચવા શું કરવું એ સૂઝતું નથી. ઈશ્વરને શરણે જઈ તેની આગળ પોતાનાં દુઃખ રજૂ કરવાં અને તેની મદદ માગવી એ એક જ તેમની પાસે ઉપાય રહે છે અને તે તેમનો ઉપાય પ્રાયઃ સફલ થાય છે. ઈશ્વર અવતાર લઈ તે આસુરી જીવોનો વિનાશ કરે છે અને દૈવી જીવોનાં દુઃખ દૂર કરે છે. આ પ્રવાહ વહ્યો જાય છે. પરમેશ્વર એક જ જો આ વિશ્વમાં તત્ત્વ છે, તો આવા આસુરી જીવો ક્યાંથી? તેમને શા માટે સરજે? અને શા માટે મારે? વગેરે પ્રશ્નો તત્ત્વચિન્તકને થાય અને એનો જવાબ પણ કાંઈક અંશે મળી શકે છે, તોયે આ ચર્ચા કરવી અહીં અપ્રાસંગિક છે એમ સમજી અને સરજનારે શા માટે સરજ્યું એ સરજનાર જાણે અને એ સરજનાર સ્વતન્ત્ર હોવાથી ફાવે તેમ સરજે તેને કોઈ રોકી શકે નહિ વગેરે વિચાર લાવી એ ચર્ચા હું અહીં કરતો નથી. આ રીતે કારણાવસ્થામાં ભગવાનથી અભિન્ન જે આ સૃષ્ટિ તે કાર્યાવસ્થામાં ભગવાનથી ભિન્ન છે; એટલે ભગવાનના અનેકવિધ અવતારો એ સૃષ્ટિમાં સંભવી શકે છે અને થાય છે પણ.

આ સૃષ્ટિમાં પરમેશ્વર અવતાર લે છે અને તે અવતારના પ્રકારો કેટલા અને એ અવતાર લેવાનાં પ્રયોજન ક્યાં તે હવે જોઈએ.

एते चांशकलाः पुंसः कृष्णस्तु भगवान् स्वयम् (ભા. ૧. ૩. ૨૮ પૂર્વાર્ધ) એ શ્લોકાર્ધમાં અવતારના ત્રણ પ્રકારનું નિરૂપણ છેઃ અંશાવતાર, કલાવતાર, અને પૂર્ણાવતાર. આ ઉપરાંત બીજા બે પ્રકાર છેઃ આવેશાવતાર અને વિભૂતિ. પાંચરાત્ર સિદ્ધાન્તમાં પણ અવતારના પાંચ પ્રકારો સ્વીકારવામાં આવ્યા છે. પણ તે પ્રકારો ઉપર કહ્યા પ્રકારોથી કાંઈક અંશે ભિન્ન અને કાંઈક અંશે મળતા છે. અજ્ઞાનસ્થલવિશેષ નીચેના બે શ્લોકોમાં તે પ્રકારોનું નિરૂપણ છેઃ—

मम प्रकाराः पञ्चेति प्राहुर्वेदान्तपारगाः । परो व्यूहश्च विभवो नियन्ता सर्वदेहिनाम् ॥ १ ॥
अर्चावतारश्च तथा दयालुः पुरुषाकृतिः । इत्येवं पञ्चधा प्राहुर्मां रहस्यविदो जनाः ॥ २ ॥

પર, વ્યૂહ, વિભવ, અન્તર્યામી, અને અર્ચાવતાર આ પ્રમાણે પાંચ પ્રકારોનું આ શ્લોકમાં નિરૂપણ છે. આ વાત સાચી, પરન્તુ પાંચરાત્ર સિદ્ધાન્તનો પર અને શ્રીવલ્લભાચાર્યનો પૂર્ણાવતાર એ બે એક નથી. વ્યૂહ ક્યાંક અંશાવતાર છે અને ક્યાંક કલાવતાર છે વિભવ પણ ક્યાંક અંશાવતાર અને ક્યાંક કલાવતાર છે અન્તર્યામી એક તો અપ્રત્યક્ષ છે અને સદા સર્વત્ર વિદ્યમાન છે એટલે તેની અવતારમાં ગણના ન થઈ શકે અર્ચાવતાર ભક્તવિશેષ પુરતો જ હોવાથી તેની અવતારમાં પ્રસિદ્ધિ નથી. એમ એક પ્રકારનું વિશેષ નિરૂપણ કરું તેની પહેલાં અવતાર લેવાના પ્રયોજનોનું જો નિરૂપણ થાય તો અવતારપ્રકારોનું નિરૂપણ એકદમ વિશદ થઈ શકે, કારણ એ કે સર્વ અવતારપ્રકારો સર્વ અવતારપ્રયોજનો સાથે સમ્બન્ધ નથી રાખતા, અમુક અવતારપ્રકારનો અમુક અવતારપ્રયોજન સાથે જ સમ્બન્ધ હોય છે.

અવતારપ્રયોજનો આ પ્રમાણે છે (૧) અધર્મનાશ અને ધર્મનું સ્થાપન, (૨) ભક્તની કીર્તિ વધારવી, (૩) ભક્તનો મનોરથ પૂરવો, (૪) એવી લીલા કરવી કે જેને સાંભળવાથી અને સંભારવાથી મોક્ષ પ્રાપ્ત થાય, (૫) સાક્ષાત્ સ્વરૂપબળથી જીવોને મોક્ષદાન કરવું, (૬) વિનોદ, અને (૭) ભક્તો સાથે સાક્ષાત્ લીલા કરી પૂર્ણાનન્દનું દાન કરવું પહેલું પ્રયોજન અધર્મનાશ અને ધર્મનું સ્થાપન એ

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत । अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् । धर्मसंस्थापनार्थाय सम्भवामि युगे युगे ॥
(ભ. ગી. ૪. ૭–૮)

એ સુપ્રસિદ્ધ ભગવદ્‌ગીતા વાક્યમાં કહેવામાં આવ્યું છે બીજું પ્રયોજન ભક્તની કીર્તિ વધારવી એ

केचिदाहुरजं जातं पुण्यश्लोकस्य कीर्तये । यदोः प्रियस्यान्ववाये मलयस्येव चन्दनम् ॥
(ભાગ ૧. ૮. ૩૧)

એ શ્લોકમાં છે રામે અવતાર લીધો તેથી રઘુનો વંશ પ્રસિદ્ધ થયો અને કૃષ્ણે અવતાર લીધો તેથી યદુકુલ પ્રસિદ્ધ થયું ત્રીજું પ્રયોજન ભક્તનો મનોરથ પૂર્ણ કરવો એ

अपरे वसुदेवस्य देवक्यां याचितोऽभ्यगात् । अजस्त्वमस्य क्षेमाय वधाय च सुरद्विषाम् ॥
(ભાગ ૧. ૮. ૩૨)

એ શ્લોકમાં કહેવામાં આવ્યું છે વસુદેવે પૂર્વજન્મમાં તપ કરી માગણી કરી એટલે ભગવાન પુત્રરૂપે પ્રકટ્યા. નન્દરાયજીએ પણ પૂર્વજન્મમાં તેવી માગણી કરેલી ચોથું પ્રયોજન એવી લીલા કરવી કે જેને સાંભળવાથી અને સંભારવાથી જીવો મુક્ત થાય એ

भवेऽस्मिन् क्लिश्यमानानामविद्याकामकर्मभिः । श्रवणस्मरणार्हाणि करिष्यन्निति केचन ॥
(ભાગ ૧. ૮. ૩૪)

એ શ્લોકમાં કહેવામાં આવ્યું છે પાંચમું પ્રયોજન સાક્ષાત્ સ્વરૂપબળથી જીવોને મુક્તિ આપવી એ

नृणां निःश्रेयसार्थाय व्यक्तिर्भगवतो नृप । अव्ययस्याप्रमेयस्य निर्गुणस्य गुणात्मनः ॥
कामं क्रोधं भयं स्नेहमैक्यं सौहृदमेव वा । नित्यं हरौ विदधतो यान्ति तन्मयतां हि ते ॥

(ભાગ. ૧૦. ૨૯. ૧૪-૧૫)

એ શ્લોકમાં કહ્યું છે. પ્રકટ પ્રભુને કોઈ પણ ભાવથી ભજે તેને તે પ્રભુ પોતાના સ્વરૂપબળે મુક્તિ આપે છે. પૂતના, કંસ, શિશુપાલ વગેરેને આ રીતે મુક્તિ મળી છે, નહિતર ભગવાનના વેરીને તે વળી મુક્તિ હોય? ભગવાન અહીં કોઈ અલૌકિક સ્વરૂપે દર્શન આપે છે. કુહાડો ચન્દનને કાપે છે છતાં તે ચન્દન કુહાડાની ધારને સુગન્ધી બનાવે છે. ભગવાનના વિષયમાં પણ આવું જ સમજવું. છઠ્ઠું પ્રયોજન જે વિનોદ તેનું નિરૂપણ

न तेऽभवस्येश भवस्य कारणं विना विनोदं बत तर्कयामहे ।

(ભાગ. ૧૦. ૨. ૩૯ પૂર્વાર્ધ)

એ શ્લોકાર્ધમાં છે. સાતમું પ્રયોજન જે ભક્તોની સાથે સાક્ષાત્ લીલા કરી પૂર્ણાનન્દનું દાન કરવું એનું નિરૂપણ

अनुग्रहाय भक्तानां मानुषं देहमास्थितः । भजते तादृशीः क्रीडा याः श्रुत्वा तत्परो भवेत् ॥

(ભાગ. ૧૦. ૩૦. ૩૭)

એ શ્લોકમાં છે. આ શ્લોકમાં ભગવાનની નામલીલા અને રૂપલીલા બન્નેનું નિરૂપણ છે. ભક્તો પર કૃપા કરી ભક્તસમાન દેહ ધારણ કરી એવી લીલા કરે છે કે જે સાંભળવાથી પણ જીવ પૂર્ણાનન્દનો અનુભવ કરે છે તો પછી જે લીલાનું દર્શન કરે અને તે લીલામાં ભાગ લે તેને પૂર્ણાનન્દનો અનુભવ થાય તેમાં પૂછવાનું શું?

આ સાત પ્રયોજનો પૈકી છેલ્લાં બે પ્રયોજનો જે વિનોદ અને સાક્ષાત્ લીલા કરી જે ભક્તોને પૂર્ણાનન્દનું દાન તે પૂર્ણાવતાર સાથે સમ્બન્ધ રાખે છે, જ્યારે બાકીનાં પ્રયોજનો અંશાવતાર સાથે સમ્બન્ધ ધરાવે છે. ટૂંકમા અવતારપ્રકારનું નિરૂપણ કરવું હોય તો તે પ્રકાર બે જ છેઃ એક પૂર્ણાવતાર અને બીજો અંશાવતાર. કોઈ પણ જાતના આવરણ વગર આનન્દઘન પ્રભુ પોતે અવતાર લે તે પૂર્ણાવતાર. આ અવતારને અવતારી પણ કહેવાય છે. પૂર્ણાવતાર અથવા અવતારી એટલે મૂલ સ્વરૂપ કે જેના બીજા બધા અવતારો છે. પૂર્ણાવતાર સિવાયના બાકી બધા અંશાવતાર. કલાવતાર, આવેશાવતાર વગેરે અંશાવતારના અવાન્તર પ્રકારો છે. આ અંશાવતાર અને પૂર્ણાવતાર સમ્બન્ધમાં વિસ્તૃત અને વિશદ નિરૂપણ આપણને 'स्वाध्यायस्य तथात्वेन समाचारेऽधिकाराच्च सर्ववच्च तन्नियमः ।' (બ્ર. સૂ. ૩. ૩. ૩) પરના અણુભાષ્યમાં પ્રાપ્ત થાય છે, જે નીચે મુજબ છેઃ

'सत्त्वं यस्य प्रिया मूर्तिः' 'विशुद्धसत्त्वं तव धाम शान्तम्' इत्यादिवाक्यैरप्राकृतो भगवत्स्थानभूतः सत्त्वनामा भगवद्रूपः एव कश्चनास्ति । यादृशेन रूपेण भगवान् कार्यं कर्तुमिच्छति तादृग्रूपं तं प्रकटीकृत्य तस्मिन् स्वयमाविर्भूय अयःपिण्डे वह्निवत् तत्तत्कार्याणि करोति यस्मिन् यस्मिन्नवतारे स सोंऽश इत्युच्यते ।

तत्र हि विग्रहस्य सत्त्वात्मकत्वेन धर्मत्वाभावात् तत्राविर्भूतस्यैव भगवत्त्वात् समुदितस्यावतारत्वेन गणनात् तन्नि-ष्ठस्यैवांशस्य तद्रूपत्वं तदेवांशत्वम् । यत्राधिष्ठानमनपेक्ष्य स्वयमेव शुद्धं साकारं प्रादुराविर्भवति भक्तार्थं स स्वयं पूर्णो भगवानुच्यते । एतदेव च श्रैष्ठ्यम् ॥...

प्राकट्यं हि भक्तिनिमित्तकम् । सा तु बहुविधेति तदनुरूपं प्राकट्यमपि तथा । सर्गादिकार्येष्वधि-कृतानां भक्तानामितरापेक्षिरप्यस्तीत्युपाध्यन्तरितस्नेहवत्त्वाधानन्तरूपत्वेन मत्स्यादिरूपोऽपि तदर्थं तद्रूपव्यवहित एव प्रकटीभवति । ये तु भगवत्स्वरूपमात्रासक्तास्तदर्थं स्वयमेवातद्रूपव्यवधानेन प्रादुर्भवति ॥

આ બે ખંડો પૈકી પૂર્વખંડનો આશય એ છે કેઃ 'વિશુદ્ધસત્ત્વ' નામનો પ્રકૃતિથી પર કોઈ એક પદાર્થ છે. આ 'વિશુદ્ધસત્ત્વ' નામના પદાર્થનું વર્ણન આ શ્લોકમાં છેઃ [2]

यस्यावयवसंस्थानै कल्पितो लोकविस्तरः । तद् वै भगवतो रूपं विशुद्धं सत्त्वमूर्जितम् ॥
(ભાગ ૧. ૩. ૩)

પ્રકૃતિથી પર એમ કહેવાનો આશય એ છે કે પ્રકૃતિના ત્રણ ગુણો જે સત્ત્વ, રજસ્ અને અને તમસ્ તે પૈકીનો પ્રથમ જે 'સત્ત્વ' ગુણ તેથી આ 'વિશુદ્ધસત્ત્વ' નામનો પદાર્થ ભિન્ન છે એટલે તે પ્રકૃતિજન્ય નથી. હવે, ભગવાન જ્યારે અમુક અવતાર લેવા માગે છે, દાખલા તરીકે, જ્યારે મત્સ્યાવતાર લેવા માગે છે, ત્યારે તે 'વિશુદ્ધસત્ત્વ' નામના પદાર્થનો એક મત્સ્યાકાર દેહ પ્રકટ કરે છે અને તે દેહમાં પછી પોતે પ્રકટ થાય છે. અગ્નિ જે પ્રકારે લોઢાના ગોળામાં રહી કાર્ય કરે છે તે પ્રકારે દેહમાં રહી કાર્ય કરે છે. આ ભગવાનનો અંશાવતાર. પૂર્ણાવતાર અને અંશાવતારમાં તારતમ્ય એ છે કેઃ પૂર્ણાવતારમાં દેહાત્મકૃત ભેદ નથી; સમગ્ર સ્વરૂપ આનન્દઘન એકરૂપ છે. અંશાવતારમાં દેહાત્મકૃત ભેદ છે. દેહ 'વિશુદ્ધસત્ત્વ' નામના પદાર્થનો બનેલો હોય છે. માત્ર આત્મા આનન્દરૂપ હોય છે. આ આનન્દ ગણિત યા મર્યાદિત હોય છે. આ અવતારનું કાર્ય પણ મર્યાદિત હોય છે. જે કાર્ય કરવા તે અવતાર થયો હોય છે તેટલા પૂરતું જ પ્રાયઃ તે કાર્ય કરે છે. આથી ઊલટું, પૂર્ણાવતારનો આનન્દ અગણિત હોય છે અને તેનું સામર્થ્ય પણ અપરિમિત હોય છે. અને બીજા ખંડનો આશય એ છે કેઃ ભગવાન જે અવતાર લે છે તે ભક્તો ખાતર લે છે. બધા ભક્તો એક સરખા નથી હોતા. દૃષ્ટાન્તથી આ વાત વધારે સ્પષ્ટ થશે. રાજાને દીવાન પણ ભજે છે, અને રાણી પણ ભજે છે. દીવાનને રાજ્યવ્યવસ્થા માટે અમુક કાર્ય કરવું આવશ્યક છે, પરન્તુ તે કાર્ય કરવાનું સામર્થ્ય એટલે તે કાર્ય કરવાની સત્તા તેની પાસે નથી. તેને તે સત્તાની જરૂર છે. તે રાજા પાસે આવે છે, રાજા કાં તો પોતે અથવા પોતાના આદમી દ્વારા તે દીવાનને તેમ કરવાની સત્તા આપે છે. પોતાનું કાર્ય કરે છે, અને પાછી મૂંઝવણ ઊભી થાય તો વળી રાજા પાસે આવે છે. અને રાજા તેની મૂંઝવણ દૂર કરે છે કે તે પોતાને કામે ચાલ્યો જાય છે. દીવાન રાજાના સ્વરૂપને નથી ભજતો, તે તેનો ધર્મ જે સત્તા તેને ભજે છે. સત્તાની જરૂર જ્યારે પડે ત્યારે પણ તેને પોતાની મતલબનો જ ખ્યાલ હોય છે. કાર્ય બગડશે તો મારું દીવાનપદું જશે એવો તેને મનમાં વિચાર રહે છે માટે કાર્ય સંભાળે છે. રાજા ખાતર હું આ કરું છું અને બરાબર નહિ કરું તો રાજાને હાનિ થશે એ વિચાર તેને

હોતો નથી અને હોય છે તો નહિ જેવો. દીવાનપદું જતું રહેશે એ વિચાર તેને મુખ્ય હોય છે. હવે, રાણી પણ રાજાને ભજે છે. અને અહીં રાણીના પણ જે બે પ્રકાર છે તે ધ્યાનમાં લેવાના છેઃ એક કામી રાણી અને બીજી પ્રેમી રાણી. કામી રાણી એ કે જેને રાજા દ્વારા પોતાની મનઃકામના પૂર્ણ કરવી એ જ લક્ષ્ય હોય છે. પ્રેમી રાણી એ કે રાજાના સુખમાં સાધનભૂત પોતે કેમ બને એ જેનું લક્ષ્ય હોય. કામી રાણી રાજાના સ્વરૂપને નથી ભજતી, પરન્તુ રાજાના ધર્મને ભજે છે. કામનાપરિપૂરકત્વરૂપ જે રાજાનો ધર્મ તેને તે ભજે છે. પોતાની કામના રાજા પરિપૂર્ણ કરે તેટલા પૂરતી જ તે રાજાને ભજે છે. પ્રેમી રાણીની વાત જુદી જ છે. તેને પોતાના સુખનો સ્વપ્નેય ખ્યાલ નથી હોતો. તેને તો દિવસરાત એ જ વિચાર રહ્યા કરે છે કે હું રાજાને કયે પ્રકારે સુખી બનાવું, હું રાજાના સુખ ખાતર કેમ ખપી જાઉં. હવે, આ ત્રણ વ્યક્તિઓ, દીવાન, કામી રાણી અને પ્રેમી રાણી સાથે રાજા કેવો વ્યવહાર રાખે એનો વિચાર કરિયે. દીવાનને સત્તા આપી દીધી એટલે પત્યું. પછી તે બાબતની રાજાને ચિન્તા નથી કરવાની હોતી. પત્ર દ્વારા કે નોકર દ્વારા દીવાનને સત્તા આપી દે એટલે પછી રાજાને કાંઈ કરવાનું નથી રહેતું. આ કાર્ય પોતે જાતે કરવું પડે એવું કાંઈ નથી, તો પછી પોતે જાતે શા માટે કરે ? કામી રાણીની કામના પરિપૂર્ણ થાય એટલું જ રાજાને લક્ષ્ય રહે છે. તે પરિપૂર્ણ થાય એટલું કર્યો પછી વિશેષ કૃતિમાં તે પ્રવૃત્ત થતો નથી. આ કામનાની પૂર્તિમાં સ્વયં વ્યાપૃત થવું પડે એ વાત સાચી, પરન્તુ એ કામના પરિપૂર્ણ કરવા પૂરતું જ, વધારે નહિ. ટૂંકમાં કહિયે તો તન ઉઘાડું કરવું પડે, પરન્તુ મન ઉઘાડું કરવું નિરર્થક છે. મન તો પ્રેમી રાણી આગળ જ ખુલ્લું કરે. પ્રેમી રાણીને પોતાના સુખની તો પરવા નથી હોતી. રાજા કયે પ્રકારે સુખી રહે તે જ તેનું લક્ષ્ય હોય છે. આવી રાણીના શુદ્ધ પ્રેમને વશ થઇ તેની આગળ મન ખુલ્લું મૂકતાં પણ રાજા સંકોચ પામતો નથી; પ્રેમી રાણીથી રાજા એક વાત પણ છુપાવતો નથી. રાજા પોતાનું સમગ્ર સ્વરૂપ આવી રાણી આગળ પ્રકટ કરે છે અવતાર-પરિભાષામાં કહિયે તો રાજાના પૂર્ણાવતારનું દર્શન આવી પ્રેમી રાણીને હોય છે. કામી રાણી અને દીવાનને તો અંશાવતારનાં દર્શન છે. પ્રભુના વિષયમાં પણ આવું જ સમજવું. બ્રહ્માદિ અધિકારી દેવો દીવાન જેવા છે. જ્યારે પોતાનાં સૃષ્ટિઆદિ કાર્યમાં મૂંઝવણ ઊભી થાય છે, ત્યારે પ્રભુને પ્રાર્થના કરે છે. અને પ્રભુ તે મૂંઝવણ દૂર જેટલા પોતાના અંશથી થઈ શકે તેટલો જ અંશ પ્રકટ કરે છે. પ્રભુએ સાક્ષાત્ યા પૂર્ણ સ્વરૂપે પધારવું આવશ્યક નથી. અને આપણે અલ્પજ્ઞાની મનુષ્યો પણ નિરર્થક યા અનાવશ્યક કામ નથી કરતા તો પૂર્ણજ્ઞાની પરમાત્મા અનાવશ્યક કામ શા માટે કરે ? મર્યાદા ભક્તો કામી રાણી જેવા છે. પ્રભુને તેઓ ભજે છે, પરન્તુ પ્રભુથી મળતાં મોક્ષાદિ પ્રાપ્ત કરવા તેઓ પ્રભુને ભજે છે, એટલે પ્રભુ પણ તેઓને માટે મોક્ષદાતૃ સ્વરૂપ પ્રકટ કરે છે, સમગ્ર સ્વરૂપ નહિ. પરન્તુ પ્રેમી રાણી જેવા જે અનુગૃહીત (=પુષ્ટ)ભક્તો એમને તો પ્રભુના જ સુખનો વિચાર હોય છે; પ્રભુ પાસેથી મળતા સુખની લેશ પણ ઇચ્છા તેઓ નથી રાખતા. પ્રેમવશ થઈ જેમ આ પુષ્ટિભક્તો પ્રભુના થઇને રહ્યા છે, તેમ પ્રેમવશ થઈ પ્રભુ પણ તેમનો થઇને રહે છે. પ્રભુ અને ભક્ત વચ્ચેનો આ સમ્બન્ધ શ્રેષ્ઠ છે. પુષ્ટિમાર્ગમાં આ સમ્બન્ધ માટે જ આગ્રહ છે. આવા પુષ્ટિભક્તો ખાતર પ્રભુ સાક્ષાત્ યા પૂર્ણસ્વરૂપે પ્રાકટ્ય લે છે. પરન્તુ

આવા ભક્તો પણ વિરલ અને આવો પૂર્ણાવતાર પણ વિરલ. આ વિવેચનનો ટૂંકો સાર એ કે શુદ્ધ પ્રેમી ભક્તોના મનોરથો પૂર્ણ કરવા, તેમની સેવાનો અંગીકાર કરવા, તેમની સાથે વિહાર કરવા, અને તેમને આનન્દનું દાન કરવા જે પ્રભુનું સ્વરૂપ પ્રકટ થાય છે તે પૂર્ણાવતાર, બાકી બધા અંશાવતાર.

હવે, અંશાવતારનો અવાન્તર પ્રકાર જે કલાવતાર તેનો વિચાર કરિયે. 'कलाः धर्माविहिन.' ( સુબો. ૧. ૩. ૨૭ ) એ પ્રમાણે શ્રીવલ્લભાચાર્યનું વચન છે. જેમાં ધર્મનો આવેશ હોય તે કલાવતાર. ઈશ્વરના ૭ ધર્મો છેઃ

ऐश्वर्यस्य समग्रस्य वीर्यस्य यशसः श्रियः । ज्ञानवैराग्ययोश्चैव षण्णा भग इतीरणा ॥
( વિષ્ણુપુરાણ ૬. ૫. ૭૪ )

સમગ્ર સત્તા, પરાક્રમ, કીર્તિ, લક્ષ્મી, જ્ઞાન, અને વૈરાગ્ય એ ૭ ઈશ્વરના ધર્મો આ શ્લોકમાં ગણાવવામાં આવ્યા છે. કોઈ વ્યક્તિમાં આ ૭ ગુણો પૈકીનો એક ગુણ પ્રકટ હોય તે કલાવતાર. દાખલા તરીકે, વ્યાસજી એ ભગવાનના જ્ઞાનાવતાર છે. અંશાવતાર અને કલાવતાર વચ્ચે તારતમ્ય એ કે કલાવતારમાં જે ધર્મ પ્રકટ હોય છે તે જ કાર્ય કરે છે, બીજા ધર્મો તિરોહિત રહે છે. અંશાવતારમાં આત્મા ધર્મી એટલે ભગવત્સ્વરૂપ તેનો અંશ હોય છે એટલે ઓછાવત્તા પ્રમાણમાં બીજા ધર્મો પણ દર્શન આપે છે. રામચન્દ્રજી અંશાવતાર છે અને એમનામાં ઉપર ગણાવેલા છએ ધર્મોનું દર્શન થાય છે.

ત્યાર પછી આવેશાવતાર 'कार्यकाले सङ्क्रमणमावेशः' ( સુબો ૧. ૩. ૬ ) આ પ્રમાણેનું શ્રી વલ્લભાચાર્યનું વચન છે. 'सम्बन्धादेवमन्यत्रापि ।' ( બ્ર. સૂ. ૩. ૩. ૨૦ ) પરના અણુભાષ્યમાં આવેશાવતારનું વર્ણન નીચે પ્રમાણે છેઃ

अथ यत्र कार्यचिकीर्षया. जीवे स्वयमाविशति तदावेशात् तद्धर्मा अपि केचित् तस्मिन्नाविर्भवन्ति ॥

આ પંક્તિમાં એમ કહ્યું છે કે, કોઈ કામ કરવાની ઇચ્છાથી કોઈ જીવમાં પ્રભુ પ્રવેશ કરે છે ત્યારે તે જીવમાં કેટલાક ભગવદ્ધર્મો પણ પ્રકટ થાય છે. આ આવેશાવતારકાર્ય પૂરું થયું એટલે ભગવાન્ અને ભગવાનના ધર્મો તિરોહિત થાય છેઃ જીવ પહેલાં જેવો હતો તેવો થઈ રહે છે. અંશાવતારમાં તેમ કલાવતારમાં આત્મા ભગવદંશ હોય છે; જ્યારે આવેશાવતારમાં આત્મા જીવ હોય છે. કલાવતારમાં આવેશ યાવજ્જીવન હોય છે, જ્યારે આવેશાવતારમાં કાર્ય કરવાનું છે તેટલો વખત જ આવેશ હોય છે. કલાવતારમાં ભગવદ્ધર્મનો આવેશ હોય છે, આવેશાવતારમાં ભગવદ્ધર્મ ઉપરાંત સ્વરૂપનો આવેશ પણ હોઈ શકે. પરશુરામ એ આવેશાવતાર છે. તે એક બ્રાહ્મણ હતા તે ભગવદાવેશથી મહાપરાક્રમી બન્યા, એટલે કે તેમનામાં વીર્ય ગુણ પ્રકટ થયો. રામચન્દ્રજીનું દર્શન થતાં આ આવેશ નિવૃત્ત થયો અને પાછા હતા તેવા થઈ ગયા.

વિભૂતિના બે પ્રકાર છેઃ સામાન્ય અને વિશેષ. સામાન્ય પ્રકારનું નિરૂપણ ભગવદ્ગીતાના દસમા અને શ્રીમદ્ભાગવતના એકાદશ સ્કન્ધના સોળમા અધ્યાયમાં છે. વિશેષ ગુણનું દર્શન થાય

તે ભગવદ્વિભૂતિ આ સામાન્ય લક્ષણ ભગવદ્વિભૂતિ માટે ચેતન હોય એવો કોઈ નિયમ નથી. જે વર્ગમા શ્રેષ્ઠ તે ભગવદ્વિભૂતિ, ઋતુમા વસન્ત શ્રેષ્ઠ છે માટે તે વિભૂતિ, અને છેતરવાના ઉપાયોમા દ્યૂત શ્રેષ્ઠ છે માટે તે પણ વિભૂતિ અને વિભૂતિનુ વિશેષ લક્ષણ 'मन्त्राद्यधिष्ठातृरूपाणि तु विभूतिरूपाणि।' (અણુભાષ્ય ૩ ૩. ૩) એ પ્રમાણે છે અમુક મન્ત્ર જપો એટલે અમુક ફલ મળે આ મન્ત્રજપનુ ફલ આપનાર દેવ તે ભગવદ્વિભૂતિ

ત્યાર પછી વિચાર કરવાનો રહે છે વ્યૂહનો વ્યૂહસમ્બન્ધી નિરૂપણ શ્રીવલ્લભાચાર્યના પૌત્રના પૌત્ર શ્રીહરિરાયજીએ લખેલા શિક્ષાપત્રમા મળે છે તે નીચે મુજબ છે —

> मूलभूतस्यावतारे मूर्तिव्यूहोऽभिधीयत । प्रद्युम्नो वासुदेवश्चानिरुद्धोनन्त एव च ॥
> व्यूहं विरच्य यस्तत्र स्थाप्यते प्राप्यते न स । तथैवेतराद्भूत कृष्णो नावतारेष्वगम्यते ॥
> अत एव जना भ्रान्ता प्राकृत त वदन्ति हि । अवतार्ये मूलरूपे कल्पयन्त्यहतां गता ॥
> कृष्णस्तु केवल लीलां करोति रसरूपिणीम् । भूभारहरण चक्र कलाभ्यामेव सर्वथा ॥

(શિક્ષાપત્ર ૩૮ ૬–૯)

આ નિરૂપણનો આશય એ છે કે, જ્યારે પ્રભુ પૂર્ણાવતારે પ્રકટ થાય છે ત્યારે મોક્ષદાન, ભૂભારહરણ, વંશવૃદ્ધિ, અને ધર્મરક્ષા આ ચાર કાર્યો કરવા જે સાથોસાથ ચાર અવતાર થાય છે તે વ્યૂહ મોક્ષદાન એ વાસુદેવ વ્યૂહનુ કાર્ય છે ભૂભારહરણ એ સકર્ષણવ્યૂહનું કાર્ય છે વંશવૃદ્ધિ એ પ્રદ્યુમ્ન વ્યૂહનુ કાર્ય છે, અને ધર્મરક્ષા એ અનિરુદ્ધવ્યૂહનું કાર્ય છે. આ ચાર વ્યૂહથી પર જે કૃષ્ણ તે તો ભક્તોને અલૌકિક આનદ આપવાનું જ કાર્ય કરે છે, અને પૂર્ણાવતાર છે માટે જ कृष्णस्तु भगवान् स्वयम्। (ભાગ ૧–૩–૨૮) એવુ વચન છે આ વ્યૂહો પ્રાય કલાવતારો હોય છે

અવતાર સમ્બન્ધી આ ટૂક અને સામાન્ય નિરૂપણ છે વિશેષ નિરૂપણ સ્થલ, સમય, શક્તિ, અને અભ્યાસની પરિમિતતાને કારણે અહી શક્ય નથી છતાયે તેનુ દિગ્દર્શન કરાવવુ ઉચિત છે ભગવાનના જેટલા અવતારો છે એ એક પછી એક લેવા અને ચર્ચવા કે એ કયા પ્રકારના અને શા માટે છે શ્રીવલ્લભાચાર્યે સુબોધિનીમા ક્યાક ક્યાક વિશેષ નિરૂપણ પણ કરેલુ છે અભ્યાસીને આ વિષય રસપ્રદ થઈ પડે છે પરન્તુ સામાન્ય વાચકને માટે તો આ ટૂક નિરૂપણ જ પર્યાપ્ત છે આ ઉપરાત ઈશ્વર અને ઈશ્વરના અવતારો સમ્બન્ધી તત્ત્વચિન્તકના મનમા ઊઠતા પ્રશ્નોનો વિસ્તારપૂર્વક જે વિચાર તેને પણ વિશેષ નિરૂપણમા સ્થાન હોઈ શકે એટલુ જ નહિ, પરન્તુ તે વિષય તો સામાન્ય વાચકને પણ રસપ્રદ થઈ પડે

હવે, ઉપસહારમા એક જ વસ્તુનો નિર્દેશ કરવો બાકી રહે છે એ એ કે ઈશ્વર અને ઈશ્વરાવતારને વિજ્ઞાનદષ્ટિએ કાઈ સ્થાન ખરુ ? બીજી રીતે કહિયે તો, આ વસ્તુ કેવળ શ્રદ્ધાગોચર છે કે યુક્તિગોચર પણ ખરી ? 'વિજ્ઞાન' શબ્દને વિસ્તૃત અર્થમા લો તો ઈશ્વર અને ઈશ્વરાવતારને વિજ્ઞાનદષ્ટિયે સ્થાન અવશ્ય છે અબાધિત અનુભવથી જે વસ્તુ સિદ્ધ હોય તે

પછી ભલે સૌ અનુભવી ન શકે તો પણ સાચી છે. કવિતાના રસનો સહૃદય જનો જ આસ્વાદ લઈ શકે છે, સૌ નથી લઈ શકતા. ઈશ્વરના વિષયમાં પણ આવું જ છે. ભક્તિભાવવાળા જનો જ ઈશ્વરના સ્વરૂપનો આસ્વાદ લઈ શકે છે. માટે જ શ્રીવલ્લભાચાર્ય લખે છે કે, 'योगजधर्मसाक्षात्कार एव भगवदवतारत्वे प्रमाणम्' (સુબો. ૧. ૩. ૪) એટલે કે, યોગ દ્વારા જે સાક્ષાત્કાર થયો છે અને થાય છે તે ઈશ્વર અને ઈશ્વરના અવતારના વિષયમાં પ્રમાણ છે. બાકી આમ જ છે અને આમ ન જ હોઈ શકે એમ કહેવું એ અનન્ત શક્યતાથી પૂર્ણ આ વિશ્વમાં મનુષ્યબુદ્ધિની આણી બુઠ્ઠી કરવા જેવું છે અથવા તેના સર્વતોભદ્ર વિકાસને રોકવા જેવું છે. પછી તો જેને જે રુચે તે ખરું.

# શિલ્પ અને ચિત્રકળામાં ચક્ષુનું સ્વરૂપ અને. તેના ભેદો

**શ્રી. કનૈયાલાલ ભા. દવે**

**જગતના** સૂત્રધાર, અખિલ બ્રહ્માંડના નાયક, અને વિશ્વના સરજનહાર પરમકૃપાળુ પરમાત્માની અકળિત કલા જગતભરમાં વ્યાપ્ત થયેલી છે. સ્થાવર, જંગમ, જડ, ચૈતન્ય, દરેક દરેક વસ્તુમાં તેણે એટલું સુંદર સંયોજન રચ્યું હોય છે કે, જગતના કલાકારની અદ્‌ભુત કલાનો ઊંડો અભ્યાસ કરતાં, તેમાંથી રોજ–બરોજ નવાં નવાં સત્યો જાણવા મળે છે. મનુષ્ય તે કલાને પિછાની, તેની અનુકૃતિ ઉપજાવવાનો પ્રયાસ કરે છે, પણ ઈશ્વરનિર્મિત મૌલિકતાનો એક અંશ પણ માનવકૃત પ્રતિકૃતિમાં આવતો નથી. તેની સર્જકશક્તિ એટલી અગાધ છે કે, તેની નિર્માણકલાનાં પરમ-તત્ત્વો પિછાનવા પણ, મનુષ્ય પાસે પૂરતી સમજશક્તિ હોતી નથી. આજના ભૌતિકવાદમાં કુદરત-નિર્મિત સત્ત્વો પાસેથી, જીવનને અનુકૂળ વિવિધ સાધનો ઉત્પન્ન કરવાની શોધો થઇ છે. પણ તાત્ત્વિક દૃષ્ટિએ તેનો વિચાર કરતાં, એક સાચા યોગીમાં જે પરમશક્તિ સંચાર કરી રહેલી હોય છે, તેની આગળ બુદ્ધિવાદના જોરે તૈયાર થયેલ ભૌતિકવાદની શોધો વામણી લાગે છે. સામાન્ય કીટ-પતંગથી આરંભી, માનવશરીર પર્યંતની રચના તપાસતાં, તેમાં જગતના કલાકારે એવી અદ્‌-ભુત રચના કરેલી જણાય છે, કે જેના ઉપરથી તેની અગાધ બુદ્ધિમત્તા માટે આશ્ચર્ય અને પ્રેમની લાગણીઓ ઊભરાય છે. માનવશરીરનાં જ વિવિધ અંગો તપાસો, તેનાં આકાર, રચના, અને કાર્ય માટે વિચાર કરો, તો તેમાં છુપાયેલ કાર્યશક્તિ, તેની ઉપયોગિતા, અને ભાવવ્યંજકતા માટે તેના સૂત્રધારે કેટલી ઊંડી વિચારણા કરી હશે, તેનો ખ્યાલ આવી શકતો નથી, દરેક દરેક અવ-યવ જીવનની સાથે એટલો ઘટ્ટ સંબંધ ધરાવે છે કે, તે પૈકી એકાદની ગેરહાજરીથી, જગતના વ્યવહારમાં કેટલીયે મુશ્કેલીઓ ઊભી થાય છે. આવા પ્રત્યેક અવયવની ઊંડી સમાલોચના, તેના શાસ્ત્રીય વિવેચન સહ કરવામા આવે તો, જગતનિયંતાએ તેમાં સંગ્રહેલ અદ્‌ભુત શક્તિ, અને કલાનો સાચો સાક્ષાત્કાર જાણવા મળે છે. આવાં વિવિધ અંગો પૈકી, માનવશરીરમાં 'ચક્ષુ' જે સાચું જીવન જીવવાનું પરમ સાધન છે, જેના સિવાયની જિંદગી તદ્દન નિરર્થક અને નીરસ બને છે, તેવા મહત્ત્વના અવયવની તાત્ત્વિક આલોચના અત્રે રજૂ કરવાનો સામાન્ય પ્રયત્ન કર્યો છે. ચક્ષ્ એટલે જોવું એ ધાતુ ઉપરથી ચક્ષુ શબ્દ બનાવવામાં આવ્યો છે. તેનાં લોચન, નયન, નેત્ર, ઈક્ષિણ, ચક્ષુ, દગ, દૃષ્ટિ વગેરે નામો અમરકોશકારે નોંધ્યાં છે. તેની ઉત્પત્તિ વિશ્વ-સર્જનની સાથે જ કરવામાં આવી છે. સંસારભરના સૂક્ષ્મમાં સૂક્ષ્મ કીટપતંગથી માંડી, દેવ-દાનવ પર્યંત સર્વ કોઈમાં ચક્ષુનું સર્જન તો વિશ્વના સર્જનહારે કરેલું જ હોય છે. માનવશરીરનું તો તે મહાન અંગ છે. તેના સિવાયનું જીવન પાંગળું અને પરાવલંબી બને છે. જેટલી જરૂરત જીવનમાં હવા અને પાણીની છે, તેથી પણ વધુ અગત્ય શરીરમાં ચક્ષુની છે. તેની ગેરહાજરીના કારણે જ, અંધ મનુષ્યોની જિંદગી પરાવલંબી, પાળેલા પશુ જેવી બંધિયાર બને છે. ચક્ષુ શબ્દ

વેદમાં અનેક વખત વપરાયેલો મળે છે, જેમાં દરેક સ્થાને તેનો પર્યાય નેત્ર યાને અક્ષિ એવો કરવામાં આવેલ છે. તેના દેવતા ભગવાન ભાસ્કર છે, કારણ તેમની ઉત્પત્તિ વિરાટ્સ્વરૂપના ચક્ષુમાંથી થયાનું વેદ જણાવે છે.[1]

ચક્ષુનું મહત્ત્વનું લક્ષણ, તેમાં સમાયેલી અજબ ભાવવ્યંજકતા છે વાચા સિવાય કેવળ ચક્ષુના આકુંચન, પ્રસારણ અને સંચાલન દ્વારા કાન્ત (શૃંગાર), શાન્ત, રૌદ્ર, કરુણ, હાસ્ય, ભયાનક, બીભત્સ અને અદ્‌ભુત વગેરે રસોની નિષ્પત્તિ થઈ શકે છે.[2] નાટ્યશાસ્ત્રકારે એકંદર છત્રીસ પ્રકારની દષ્ટિઓ જણાવતા તેનાં (૧) કાન્ત, (૨) ભયાનક, (૩) હાસ્ય, (૪) કરુણ, (૫) અદ્‌ભુત, (૬) રૌદ્ર, (૭) વીર, (૮) બીભત્સ, (૯) સ્નિગ્ધ, (૧૦) હૃષ્ટ, (૧૧) દીન, (૧૨) ક્રુદ્ધ, (૧૩) દૃપ્ત, (૧૪) ભયાન્વિત, (૧૫) જુગુપ્સિત, (૧૬) વિસ્મય, (૧૭) શૂન્ય, (૧૮) મલિન, (૧૯) શ્રાન્ત, (૨૦) લજ્જા, (૨૧) ગ્લાનિ, (૨૨) શંકિત, (૨૩) વિષણ્ણ, (૨૪) મુકુલ, (૨૫) કુંચિત, (૨૬) અભિતપ્ત, ૨૭ જિહ્મા (૨૮) લલિત, (૨૯) વિતર્કિત, (૩૦) અર્ધમુકુલ, (૩૧) વિભ્રાન્ત, (૩૨) વિપ્લુત, (૩૩) આકેકર, (૩૪) વિકોશ, (૩૫) ત્રસ્ત અને (૩૬) મદિરા વગેરેનો ઉલ્લેખ કરે છે.[3] તદુપરાન્ત આ બધી દષ્ટિઓ કેવી રીતે ઉપજાવવી, તેની અભિનવ માહિતી પૂરી પાડતા, પ્રત્યેકનાં જુદાંજુદા દષ્ટિનિધાનો પણ તેમા રજૂ કરેલાં છે[4] આમ વાણી સિવાય, હૃદયના ભાવોને વ્યક્ત કરવાનું મહાન સામર્થ્ય, ચક્ષુમા સમાયેલું હોઈ, તેના દ્વારા મનુષ્ય અનેક પ્રકારના ભાવો સંકેતથી વ્યક્ત કરી શકે છે

ચક્ષુની આટલી પ્રસ્તાવના આપ્યા પછી, તેના શાસ્ત્રીય વિવેચન તરફ દષ્ટિપાત કરીશું. વિશ્વના કલાકારની અદ્‌ભુત શક્તિમા કેટલીક ચમત્કૃતિઓ પણ ભાસે છે. જેમ દરેક મનુષ્યના

---

१. चंद्रमा मनसो जातश्चक्षो सूर्योऽअजायत ॥
शुक्लयजुर्वेद, वाजसनेयी संहिता, अ ३१, म १२

२. कान्ता भयानका हास्या करुणा चाद्भुता तथा ।
रौद्री वीरा बीभत्सा च विज्ञेया रसदृष्टय ॥ ४१ ॥
भरतनाट्यशास्त्र, अ ८

३. स्निग्धा हृष्टा च दीना च क्रुद्धा दृप्ता भयान्विता ।
जुगुप्सिता विस्मिता च स्थायिभावेषु दृष्टय ॥ ४२ ॥
शून्या च मलिना चैव श्रान्ता लज्जान्विता तथा ।
ग्लाना च शंकिता चैव विषण्णा मुकुला तथा ॥ ४३ ॥
कुंचिता चाभितप्ता च जिह्मा सललिता तथा ।
वितर्किताऽर्धमुकुला विभ्रान्ता विप्लुता तथा ॥ ४४ ॥
आकेकरा विकोशा च त्रस्ता च मदिरा तथा ।
षट्त्रिंशद्दृष्टयो ह्येतास्तासु नाट्य प्रतिष्ठितम् ॥ ४५ ॥
भरतनाट्यशास्त्र, अ ८

૪ એજન, શ્લોક ૪૬ થી ૯૪

મુખ એક સરખાં હોતાં નથી, તેમ ચક્ષુના સર્જનમાં પણ કેટલીક તફાવત જોવામાં આવે છે. કોઈકનાં ચક્ષુ લાંબાં તો કોઈનાં લીંબુની ફાડ જેવાં ગોળ. કોઈનાં સહેજ બહાર નીકળનાં, તો કોઈનાં ઊંડાં પેસી ગયેલાં. આમ દરેક માનવનાં ચક્ષુઓમાં પણ, કેટલીક વિવિધતાઓ દેખાય છે. આવાં બધાં માનવચક્ષુઓનો ઊંડો અભ્યાસ કરી, આપણા પ્રાચીન મહર્ષિઓએ ચક્ષુઓના કેટલાક પ્રકારો નિયત કર્યા છે, જેના ઉપરથી ચક્ષુ સંબંધી સામાન્ય ખ્યાલ આવી શકે છે. વિષ્ણુધર્મોત્તરકાર નેત્રના પાંચ પ્રકારો નિરૂપતાં, (૧) પદ્મપત્રાભ (કમળપત્રાકૃતિ), (૨) મત્સ્યોદર (મત્સ્યાકૃતિ), (૩) ઉત્પલપત્રાભ (નીલકમલપત્રાકૃતિ), (૪) ચાપાકાર (ધનુષાકૃતિ), અને (૫) શશાકૃતિ (સસલાના ચક્ષુ જેવાં), એવા વિવિધ ભેદો હોવાનું કહે છે.[૫] જ્યારે શ્રી. અવનીંદ્રનાથ ટાગોર કોઈ પ્રાચીન ગ્રંથના આધારે (૧) નાની શફરી માછલી જેવાં મત્સ્યાકાર, (૨) અંજનાકાર, (૩) મૃગનેત્રાકાર, (૪) કમલપત્રાકાર, (૫) કમલદલાકાર અને (૬) પટોલ (પરવળ) જેવા આકારનાં ચક્ષુઓ હોવાનું સૂચવે છે.[૬] બન્ને ગ્રંથકારો કમલ, કમલપત્ર, અને મત્સ્યાકાર ચક્ષુઓના પ્રકારો કબૂલે છે. વિષ્ણુધર્મોત્તરમાં ધનુષાકૃતિ અને શશાકૃતિ એ બે ભેદો નવીન છે, ત્યારે શ્રી. અવનીંદ્રનાથ અંજનાકાર, મૃગનેત્રાકાર, અને પટોલ (પરવળ) આકાર માટેનાં વધુ સૂચનો સૂચવે છે. આ બન્નેના અભિપ્રાયો વિચારતાં, નેત્રના એકંદર જુદાજુદા આઠ પ્રકારો હોવાનું માલુમ પડે છે. તે સત્યની વધુ પ્રતીતિ પુરાણો, મહાકાવ્યો, અને પ્રાચીન કવિઓએ રચેલ સંસ્કૃત કાવ્યો, અને નાટકોમાં કરેલ સ્ત્રીપુરુષોનાં અલંકારપ્રચુર વર્ણનોમાંથી થાય છે.[૭] જેમાં નેત્રો

૫. चापाकारं भवेन्नेत्रं मत्स्योदरमथापि वा ।
नेत्रमुत्पलपत्राभं पद्मपत्रनिभं तथा ॥ ९ ॥
शशाकृतिर्महाराज पञ्चमं परिकीर्तितम् । (વિષ્ણુધર્મોત્તર, ખંડ ૩, અ. ૩૭)

૬. 'મોડર્ન રિવ્યૂ' સને ૧૯૧૪ માર્ચ; હિંદુ મૂર્તિવિધાન શીર્ષક, શ્રી અવનીંદ્રનાથ ટાગોરનો લેખ.

૭. (१) भवति कमलनेत्रा नासिका क्षुद्ररन्ध्रा ।
अविरलकुचयुग्मा दीर्घकेशी कृशांगी ॥ रतिमंजरी.
(२) प्रवातनीलोत्पलनिर्विशेषमधीरविप्रेक्षितमायताक्ष्या ।
तया गृहीतं तु मृगाङ्गनाभ्यस्ततो गृहीतं तु मृगाङ्गनाभ्यः ॥ ४६ ॥ कुमारसंभव, स. ५
(३) वन्दे मुकुन्दमरविन्ददलायताक्षं कुन्देन्दुशङ्खदशनं शिशुगोपवेशम् ॥ १ ॥ मुकुन्दमाला ॥
(४) नेत्रैरिवोत्पलैः पद्मैर्मुखैरिव सरश्रियः ।
पदे पदे विभान्ति स्म चक्रवाकैः स्तनैरिव ॥ साहित्यदर्पण, १० परिच्छेद
(५) वरेषु यद्बालमृगाक्षि मन्यते ।
तदस्ति किं व्यस्तमपि त्रिलोचने ॥ २६ ॥ कुमारसंभव, सर्ग ५
(६) सर्वेऽपि विस्मृतिपथं विषयाः प्रयाता विद्याऽपि खेदकलिता विमुखीबभूव ॥
सा केवलं हरिणशावकलोचना मे नैवापयाति हृदयादधिदेवतेव ॥ १ ॥ भामिनीविलास, २

માટે ઉપર જણાવેલ વિવિધ ભેદોને અનુરૂપ ઉપમાઓ આપેલી હોય છે, પરંતુ પટોલાકૃતિ ચક્ષુઓની નોંધ, કોઈમાંથી પ્રાપ્ત થતી નથી. પટોલ જેવાં નેત્રો અજંતાની ચિત્રકલામાં દોરાયાં છે, પણ તેને માટે શાસ્ત્રીય ઉલ્લેખો કોઈ ગ્રંથકારે નોંધ્યા નથી. કોઈ પ્રાચીન ગ્રંથના આધારે, અગર પ્રાચીન પરંપરા ઉપરથી તેવાં ચક્ષુઓ અજંતાનાં ચિત્રોમાં દોરાયાં હશે એવું અનુમાન જાય છે, કારણ કે અજંતાની ચિત્રકલા, ભારતીય પ્રાચીન ચિત્રપ્રણાલીનું સાચું પ્રતિબિંબ રજૂ કરતી હોવાથી, તેનું ચિત્રવિધાન શાસ્ત્રીય લક્ષણો અનુસાર કરવામાં આવ્યું હશે તેમાં શક નહિ.

ઉપર જણાવેલ ચક્ષુઓના વિવિધ પ્રકારો કેટલાંક સ્ત્રીપુરુષોમાં હોય છે; પરંતુ તત્સંબંધી ઊંડો અભ્યાસ કરી, દરેક મનુષ્યનાં ચક્ષુનું કલાવિધાન વિચારવા પ્રયત્ન કરવામાં આવે તો જ તે સત્યની સાચી પ્રતીતિ થાય છે. નેત્રના આ બધા પ્રકારો ઉભય સ્ત્રીપુરુષોમાં હોય છે, છતાં સંસ્કૃત કાવ્યો, નાટકો વગેરેમાં મૃગનેત્ર, મત્સ્યાકૃતિ, અને ખંજનાકૃતિનાં ચક્ષુવર્ણનો મોટે ભાગે સ્ત્રીઓ માટે ખાસ વપરાયાં છે. તેવી જ રીતે કમલ અને કમલપત્રાકૃતિના ચક્ષુવર્ણનો મોટે ભાગે પુરુષો માટે વપરાયાની નોંધ મળી આવે છે, જેના આધારે એમ જાણવા મળે છે કે મૃગનેત્ર, મત્સ્યાકૃતિ, અને ખંજનાકૃતિ નેત્રો પ્રમુખે સ્ત્રીઓમાં વધુ પ્રમાણમાં રચ્યાં હશે તેમાં શક નહિ. ચિત્રવિધાનમાં પણ ઉપર જણાવેલ ત્રણ પ્રકારો, સ્ત્રીઓ માટે બનાવવામાં ખાસ નિર્દેશ કર્યો છે, જ્યારે બાકીનાં વિધાનો મૂર્તિવિધાનમાં યોજવાનું જણાવ્યું છે.[૮] વિષ્ણુધર્મોત્તરકાર ફક્ત મત્સ્યાકૃતિ નેત્રો સ્ત્રીઓ માટે બનાવવાનું સૂચવે છે.[૯]

આ બધા ચક્ષુના વિવિધ પ્રકારોમાં કેટલાક વિશિષ્ટ ગુણો અભિપ્રેત થયેલા હોય છે. તેની સામાન્ય પિછાન રજૂ કરતાં, વિષ્ણુધર્મોત્તરમાં જણાવ્યું છે કે ઉત્પલપત્રાકૃતિ નેત્રો શુદ્ધ યાને નિર્વિકારી ભાવના વ્યક્ત કરે છે. પદ્મપત્રાકૃતિ ચક્ષુઓમાંથી ત્રસ્ત (ભયલીન) અને રુદિત (રુદન) ભાવો કેટલીક વખતે જણાય છે, શરાકૃતિ સમાન નેત્રો ક્રોધાવિષ્ટ અને વેદનાથી પિડાતા ભાવોનું સૂચન કરે છે, જ્યારે યોગનિષ્ઠ પુરુષોનાં નેત્રો સ્થિર અને શાંત ભાવ પ્રદર્શિત કરવા ધનાષાકૃતિ સમાન બનાવવાનો તે આદેશ આપે છે.[૧૦] શ્રી અવનીંદ્રનાથ ટાગોર આ સંબંધમાં કેટલીક અનન્ય

(૭) सदैव सत्यवचना सिद्धांशकसमुद्भवा ।
सुरम्यनिम्ननयना शफरी चललोचना ॥ ७३ ॥ मानसोल्लास, विंशति, ३ अ. २०

૮. 'The eyes of women are by their very nature restless; but it must not be supposed that it is this characteristic alone, that our art-preceptors have tried to convey, in choosing three such restless animals as the deer, the Khanjan and the Shafari for their similies.' 'Modern Review', March, 1914, p. 262

૯. मत्स्योदराकृति कार्यं नारीणां कामिनां तथा ॥ वि. ध., खंड ३, अ. ३७

૧૦. नेत्रमुत्पलपत्राभं निर्विकारस्य शस्यते ।
त्रस्तस्य रुदतश्चैव पद्मपत्रनिभं भवेत् ॥
क्रुद्धस्य वेदनार्तस्य नेत्रं शराकृतिर्भवेत् ।
चापाकारं भवेन्नेत्रं योगभूमिनिरीक्षणात् ॥ श्लो. १३-१५, वि.ध., खंड ३, अ.३७

હકીકત ઉમેરતાં કહે છે કે "ખંજનાકૃતિ ચક્ષુઓમાંથી આનંદ ભાવ વ્યક્ત થાય છે, મત્સ્યાકૃતિ નેત્રો અશાંત અને ચપળતાના ગુણો ધરાવે છે, મૃગનેત્રોમાંથી નિર્દોષતા અને ભોળપણું નીતરે છે, કમળપત્રાકૃતિ નેત્રો સ્વસ્થ અને શાંતિના ભાવો પ્રદર્શિત કરે છે, જ્યારે કમળના જેવાં ચક્ષુઓ શાંત નિર્દોષતાનું વાતાવરણ જમાવે છે.[૧૧] આમ ચક્ષુના જુદાજુદા પ્રકારોમાં સ્વતંત્ર ભાવવ્યંજકતા સમાયેલી હોય છે.

મૂર્તિવિધાનમાં નેત્રનું સ્થાન અને તેનું માન શાસ્ત્રવિધાયકોએ નિયત કરેલું છે, જેના ઉપરથી માનવચક્ષુની લંબાઈપહોળાઈનો સામાન્ય ખ્યાલ આવી શકે છે. 'માનસોલ્લાસ'નો કર્તા રાજેન્દ્ર સોમેશ્વર દેવ, નવતાલ પ્રમાણ પ્રતિમાનાં નેત્રોનું માન આપતાં નોંધે છે કે, "નેત્ર અર્ધાંગુલ પ્રમાણ બહાર નીકળતાં, બે અંગુલ લાંબાં, તદર્ધ એટલે એક અંગુલ પહોળાં, તેટલી જ લાંબી અને ત્રણ યવ પહોળાઈવાળી ઉપર નીચે પાંપણો, તેની અંદર પાંચ યવ પ્રમાણ શુક્લ (ધોળો) ભાગ, મધ્યમાં એક યવ પ્રમાણ કૃષ્ણ વર્ણનું વર્તુલ, જેમાં નેત્રની અતુલ શક્તિ દૃષ્ટિ રહેલી હોય છે. નેત્રમૂળમાં કનીનિકા અર્ધાંગુલ પ્રમાણ, તેનો પ્રાંતભાગ રક્ત, આકાર ગોળ, અને મધ્યમાંથી સહેજ ઉન્નત, એવો કમલદલના જેવો નયનનો આકાર બનાવવો.[૧૨] તે જ પ્રમાણે મત્સ્યપુરાણ અને અગ્નિપુરાણના અંગવિન્યાસમાંથી પણ નેત્ર માટે સામાન્ય નોંધો મળી આવે

---

૧૧. 'Thus the Khanjan eyes are characterized by their playful gaity, the safari eyes for their restless mobility, the deer-eyes for their innocent simplicity, the lotus-leaf eyes for their serene peacefulness, and the water lily-eyes for the calm repose of their drooping lids.' 'Modern Review', 1914, p. 262

૧૨. अर्धांगुलप्रमाणौ तौ नेत्रवर्त्मबहि:स्थितौ ।
अर्धांगुलप्रमाणेन नेत्रवर्त्मद्वय भवेत् ॥ २५७ ॥
निमीलनार्धवर्त्मा च भवेद्द्व्यंगुलसम्मितम् ।
त्रियवं पक्ष्मणो दैर्घ्यं सान्द्रिमा वक्रिमा शुभा ॥ २५८ ॥
अर्धाङ्गुलमिते स्यातां नेत्रमूले कनीनिके ।
द्व्यंगुल नेत्रयोर्दैर्घ्यं विस्तार. स्यात्तदर्धकः ॥ २५९ ॥
एव पचयवौ कार्यौ शुक्लभागौ विचक्षणै. ।
तन्मध्ये मेचकं कुर्यान्मण्डल वर्तुलाकृति ॥ २६० ॥
तच्च पंचयवं प्रोक्त तन्मध्ये दृष्टिरिष्यते ।
वर्तुला यवमात्रा च पुत्तिका प्रतिबिम्बिनी ॥ २६१ ॥
रक्तता प्रान्तयोः कार्या तीक्ष्णताऽपाङ्गयोः शुभा ।
मध्योन्नत नेत्रगोलं कर्ता कार्यं प्रयत्नतः ॥ २६२ ॥
आकारो नेत्रयोः कार्यो नीलोत्पलदलोपमः ॥
मानसोल्लास विंशतिः ३, अ. १

છે.[13] આ બધી નોંધો સામાન્ય નેત્ર માટે નિરૂપી છે, પણ વિવિધ પ્રકારોના નિયમે તે બધાનાં સ્વતંત્ર માન અને આકારકલ્પનાનાં જુદાંજુદાં વિધાનો હોવાં જોઈએ, એવું અનુમાન થાય છે. વિષ્ણુધર્મોત્તરમાં તેની આકારકલ્પનાઓ રજૂ કરી નથી; પણ તેની લંબાઈનાં માનોની સૂચી આપતાં જણાવ્યું છે કે "મત્સ્યાકૃતિ ૪ યવ, કમલપત્રાકૃતિ ૬ યવ, પદ્મપત્રાકૃતિ ૯ યવ,અને શશાકૃતિ ચક્ષુઓ ૧૦ યવ લંબાઈની બનાવવી."[14] જો કે પુરાણકારે આ માન ચિત્રકલામાં તૈયાર કરવાનાં નેત્રો માટે મૂક્યું છે, છતાં તેનાં શાસ્ત્રીય વિધાનો માનવચક્ષુઓ સાથે કેટલેક અંશે સંબંધ ધરાવે છે. પુરાણકારે તેની લંબાઈના માન સાથે, દરેક પ્રકાર અને તેનાં અલગ અલગ વિધાન રજૂ કરતાં, ચક્ષુના પ્રત્યેક ઉપાંગની ચર્ચા આપી હોત, તો સમસ્ત ચક્ષુવિધાન ઉપર અપૂર્વ પ્રકાશ પડત તેમાં શક નહિ. અજંતાની ચિત્રકલામાં વપરાયેલ પટોલ (પરવળ) જેવાં નેત્રો સંબંધી શાસ્ત્રીય ઉલ્લેખો કોઈ ગ્રંથમાંથી ઉપલબ્ધ થતા નથી. કોઈ વિદ્વાન તત્સંબંધી શાસ્ત્રીય ઉલ્લેખો, તેનાં ઉક્ત લક્ષણો સહ બહાર મૂકશે, તો આ પ્રકારના નેત્રવિધાન અને તેની રચનાકલા સંબંધી ઉપયોગી હકીકતો બહાર આવશે.

---

૧૩. अक्षिणी द्व्यङ्गुलायामे तदर्धे चैव विस्तरे ॥ ३३ ॥
उन्नतोदरमध्ये तु रक्तान्ते शुभलक्षणे ।
तारकार्धविभागेन दृष्टिः स्यात् पंचभागिका ॥ ३४ ॥ मत्स्यपुराण, अ. २५८
(२) द्व्यङ्गुलं चाक्षिकोणं च द्व्यङ्गुल चान्तरं तयोः ।
तारानेत्रविभागेन दृक्ता पंचमांशिका ॥ २९ ॥
त्र्यङ्गुल नेत्रविस्तारं द्रोणी चार्धांगुला मता ॥ अग्निपुराण, अ. ४४

૧૪. मत्स्योदराख्यं कथितं तथा यवचतुष्टयम् ।
नेत्रमुत्पलपत्राख्यं प्रमाणात् षड्यवं स्मृतम् ॥ ११ ॥
पद्मपत्रनिभं नेत्रं प्रमाणेन यवा नव ।
शशाकृति च विज्ञेयं तथैव च यवा दश ॥ १२ ॥
स्वमानाङ्गुलमानस्य यवमानं प्रकल्पयेत् । विष्णुधर्मोत्तर, खं. ३, अ. ३७

# રસના સિદ્ધાન્તના વિવરણમાં સાપેક્ષતા

પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

**કલાની ખાતર** કલાનો (Art for Art's sake) વાદ આપણે ત્યાં આવ્યો ત્યારે આપણા આલંકારિકોએ આપેલા કાવ્યના વર્ણનમાં એ વાદ અભિપ્રેત છે એમ કંઈક વાજબી રીતે આપણા વિવેચકોને લાગ્યુ, કેમકે મમ્મટાચાર્ય ભારતી સરસ્વતીને વંદતાં કહે છે કે એ નિયતિકૃત—નિયમ-રહિતા, હ્લાદૈકમયી અને અનન્યપરતન્ત્રા છે. કાવ્ય અર્થાત્ સર્વ લલિત વાઙ્મય અનન્યપરતન્ત્ર છે એટલે કે "એનું પ્રયોજન, એનાથી પર, એનાથી બહાર નથી. એ કોઈ બીજી વસ્તુને લીધે ઇષ્ટ નથી બનતુ, પણ એ પોતે જ ઇષ્ટ છે."[1] બ્રેડ્લીના શબ્દોમાં કહીએ તો "Its nature is to be not a part, nor yet a copy, of the real world + + but to be a world by itself, independent, complete, autonomous." એબરક્રોમ્બી એ જ વાત કરે છેઃ "In poetry we live in the world which is immediately and on its own account, without reference to ulterior standards, significant;" અને significant—રહસ્યમય—એટલે વસ્તુતાએ રસમંપૂર્ણથી વિશેષ કાંઇ નહિ. આપણું વાસ્તવિક જીવન સાહિત્યની દુનિયાથી બીજી રીતે ભિન્ન હોવા ઉપરાંત પ્રવાહ જેવું છે, તે નિરવધિ પ્રવાહમાં એક બિન્દુથી બીજા બિન્દુ સુધીનો પટ આપણે જોઇ શકીએ અને તેના બધા અંશોમા સુશ્લિષ્ટતા કે સંવાદ નથી જણાતો. કાવ્યના બધા અંશો કાર્યકારણભાવથી સંકળાયેલા અને પરસ્પર સંવાદ રાખનાર છે. એમાં નિયમ અને વ્યવસ્થા છે, એમાં જાણે ઋત પ્રત્યક્ષ થાય છે. એ જ એનુ રહસ્ય છે અને એ જ નિરતિશય આહ્લાદનુ કારણ છે.

પણ સાહિત્યકળાની દુનિયાની સ્વાયત્તતા આમાં ઉપરઉપરથી દેખાય છે તેટલી નિરપેક્ષ નથી. ખુદ બ્રેડ્લીએ જ કહ્યું છે તેમ underground connection—અંતઃસ્પર્શી સંબન્ધ—કાવ્ય અને જીવન વચ્ચે પુષ્કળ છે કેળવણી, વ્યવહારના અનુભવ વગેરેના સંસ્કારથી સિદ્ધ થયેલી વ્યક્તિ બીજી કેળવણી, અનુભવ વગેરેના સંસ્કારોથી સિદ્ધ થયેલી વ્યક્તિના સંપર્કમા આવે છે અને એ સંપર્કનું વાહન વાણી છે. કવિની ભાષાના જ્ઞાનની અપેક્ષા ઉપરાંત કલ્પનાદ્વારા પણ કાવ્યના અનુભવને પોતાનો કરવાની ભાવકની શક્તિની અપેક્ષા રહે છે. "In poetry we live in the world which is immediately and on its own account + + significant." આમા આપણી અર્થાત્ ભાવકની સંસ્કારસિદ્ધ કલ્પના કવિના કવિતામાં અવતરેલા અનુભવને કેટલી અનુકૂળ છે એ પ્રશ્ન તો રસાસ્વાદમા હંમેશનો જ છે.

૧. રામનારાયણ—'સાહિત્યવિમર્શ', પૃ. ૨

સંસ્કારી હિન્દી અને અંગ્રેજી સાહિત્યનો રસિક, મિલ્ટન કરતાં વર્ડ્ઝવર્થમાં ઘણી વખત વધારે રસ લે છે, પેલો વધારે મોટો કવિ છે તેમ જાણે છે છતાં, કારણ કે તેનું અન્તઃકરણ મિલ્ટનને બહુ અનુકૂળ થઈ શકતું નથી કવિ અને ભાવકની સંસ્કારસંપત્તિ અને સાહિત્યકળાના માધ્યમ ભાષાના ઓછાવત્તા જ્ઞાનમાંથી નીપજતી રસાસ્વાદની સાપેક્ષતા બધા સ્વીકારી શકે એમ છે. આપણા આલંકારિકો ભાવક સહૃદય અને રસિક હોવો જોઈએ એમ કહે છે તેમાં આ સાપેક્ષતા સૂચિત જ છે, જોકે તે સાપેક્ષતાની બધી ફલિતતામાં તે ઊતર્યા નથી

यस्तुष्टौ तुष्टिमाप्नोति शोके शोकमुपैति च ।[2]
क्रोधे क्रुद्धो भये भीतः स श्रेष्ठः प्रेक्षकः स्मृतः ॥

परगतत्वु सहर्षादिभाव्नाथामप्यत्थन्तानुकूल्यन्त करणत्व रावम् ।[3]

તાત્પર્ય કે સાહિત્યકળાનો આસ્વાદ ભાવકની કલ્પનાશક્તિ, વેદનાશીલતા (sensibility) અને સમભાવની શક્તિ (sympathy)ની અપેક્ષા સર્વત્ર રાખે છે.

પણ હું કહેવા માગું છું તે આથી વિશેષ છે. બુદ્ધિપ્રામાણ્ય તરફ યુરોપી વિચારની ગતિ ઘણી થઈ છે તેથી યુરોપી વિવેચનમાં "સંસ્કારી અને સહૃદય પુરુષ"થી જે અર્થ ઉદ્દિષ્ટ છે તેનો સાધારણ ખ્યાલ નિશ્ચિત છે. એટલે કે જીવનના મહાપ્રશ્નો સંબન્ધી—ઈશ્વર, આત્માની અમરતા, મોક્ષ, પુરુષાર્થ વિશે—અપેક્ષિત ભાવક સાહિત્યના આસ્વાદ પૂરતું સર્વથા અનુકૂલ ચિત્ત રાખી શકે છે. ભારતીય કાવ્યશાસ્ત્રનો સહૃદય અમુક વિષયમાં કેવલ બુદ્ધિપ્રામાણ્યને અનુકૂલ થાય કે કેમ તે વિશે મને શંકા છે. એટલું તો સ્પષ્ટ છે કે દેશની ફિલસૂફી, નીતિ અને ધર્મની કેટલીક પ્રણાલિકાઓએ આપણા રસવાદમાં પ્રવેશ કર્યો છે અને આ લેખનો મુખ્ય હેતુ તો એ વાત બતાવવાનો છે.

આપણા કાવ્યશાસ્ત્રમાં સહૃદયનું સ્થાન તો ઘણું મોટું છે, સ્વગદર્શી વિવેચન મળે તેટલું. ઔચિત્ય અનૌચિત્યની સર્વાંગીણ ચર્ચામાં પણ છેવટનું પ્રમાણ તો સચેતસનો અનુભવ છે કરુણ રસ દુઃખને નિરૂપે છે છતાં સામાજિકને સુખ આપે છે તેનું પ્રમાણ વિચારતા 'સાહિત્યદર્પણ'કાર વિશ્વનાથ सचेतसामनुभवः प्रमाणं तत्र केवलम् કહી હાથ ધોઈ નાખે છે

તથાપિ આપણો રસવાદ સચેતસના અનુભવ ઉપર નિર્ભર નથી તેના અવચ્છેદકો આપણા દાર્શનિક મતો, નૈતિક પ્રણાલીઓ અને ધાર્મિક માન્યતાઓ પૂરા પાડે છે. પ્રકૃતિ પોતામાંથી વિકાસ કરી પુરુષ માટે સુખદુઃખની સામગ્રી ઊભી કરે છે અને પુરુષ પાસે સુખદુઃખ અનુભવાવે છે—આ સાંખ્યમતનું બરાબર પ્રતિબિંબ ભટ્ટનાયકના विभावादिसाधारणीकरणात्मना भावकत्वव्यापारेण भाव्यमानः स्थायी सत्त्वोद्रेकप्रकाशानन्दमयसंविद्विश्रान्तिसतत्त्वेन भोगेन भुज्यते એ 'કાવ્યપ્રકાશ'માં દર્શાવેલા મતમાં જણાય છે. [4]વ્યક્તિગત સંબન્ધો તથા દુઃખ અને મોહ આમ તો

૨. भावप्रकाश ३. दशरूपक
૪ પ્રો. હિરિયણ્ણા—"Indian Aesthetics": પહેલી પ્રાચ્યવિદ્યાપરિષદનો નિબંધસંગ્રહ

છૂટતાં નથી, પણ કલાકારના બિનઅંગત સર્જનમાં થોડો વખત તેમાંથી મુક્તિ મળે છે; રજસ્ અને તમસ્ દબાઈ સુખહેતુ સત્ત્વનો આવિર્ભાવ થાય છે. પ્રો. હિરિયણ્ણા બીજા બે શબ્દો તરફ પણ ધ્યાન ખેંચે છે—સંવિત્ અને વિશ્રાન્તિ, અને સમજાવે છે કે ક્રિયાત્મક ઉત્સાહથી વ્યતિરિક્ત મનની ધ્યાનાત્મક, અનાસક્ત, શમમય, આનન્દમય સ્થિતિમાં કાવ્ય ભાવકને મૂકે છે.

વેદાન્તમતે આ સર્વ પર્યન્તે આત્મા છે; દ્વૈત અને વિસંવાદ તો અજ્ઞાન છે; અને આપણું વ્યક્તિત્વ ભૂલીએ તેટલું આત્માના સાચા આનન્દમય સ્વરૂપની નજીક જવાથી, વિભાવાદિથી અતિરિક્ત અન્ય સર્વનું તિરોધાન થવાથી, બ્રહ્માસ્વાદ જેવો અનુભવ થાય છે. જીવન એ અવિદ્યા—કામ—કર્મમય છે, અને તેમાંથી ક્ષણિક પણ સાચી નિવૃત્તિ કલા આપે છે. કોઈ પણ નિમિત્તે કોઇ પણ કારણે અહંકારનું પડળ આત્મા પરથી જતું રહે તો આત્માની આનન્દમયતા થોડો વખત પણ અનુભવાય; અને એ ક્રિયા કાવ્યાનુભવમાં પ્રવર્તે છે.

આ બેઉ કલાદષ્ટિમાં બહુ ફેર નથી. અહંતામાંથી ઊચકી લઈ, દુઃખ અને મોહનું જીવન ટાળી સુખાનુભવ કરાવવો, કે સુખદુઃખમોહનું જીવન ટાળી આનન્દાનુભવ કરાવવો, એ કાવ્યનો લગભગ સમાન ધર્મ (function) રહે છે. સાહિત્યકલાનું આ પ્રયોજન હોય, અક્લેશમય સંવિત્ વિશ્રાન્તિની સ્થિતિનું, બ્રહ્માસ્વાદ સહોદર આનન્દાનુભવનું, તો તેની શક્તિ ને શક્તિસીમા કેવી હોઈ શકે એ કલ્પી શકાય છે. આ પ્રયોજનનો સ્વીકાર ભારતીય સાહિત્યને નથી સ્પર્શતો, નથી મર્યાદિત કરતો, એમ નહિ કહી શકાય, કાવ્યપ્રયોજનની વિચારણા એક માર્ગે અને ભારતીય સાહિત્ય બીજે માર્ગે વહ્યાં નથી. આપણા ઉત્તમ સાહિત્યમાં જે અનુભવાય છે તેને એ અનુલક્ષે છે, અને તેનો પ્રપંચ કરી તેને જડતાથી વળગી, કેટલું ય સાહિત્ય લખાયું છે.

યુરોપની ઉત્તમ ટ્રેજેડી, જેના અંતમાં અસ્વસ્થતાની પરાકાષ્ઠા પ્રેક્ષક અનુભવે, તેના જેવું રૌદ્રકરુણાન્ત નાટક સંસ્કૃતમાં નથી, તેના કારણમાં હિન્દુ જીવનદષ્ટિ અને તે ઉપર મંડાયેલી હિન્દુ સાહિત્ય-ફિલસૂફી છે, એમ કીથ કહે છે. સત્તા, બુદ્ધિ અને સંકલ્પબળને અન્તિમ કક્ષાએ પણ ભિન્નભિન્ન કરતી અગોચર શક્તિઓનો વ્યાપાર હિન્દુ નાટકાદિમાં નિરૂપાતો નથી. અનિવાર્ય વિનાશ સામે નિરર્થક ઝઝૂમતા સજ્જન વીરનું દશ્ય સંસ્કૃત નાટકમાં મળી આવતું નથી. જેનો પરાજય દુષ્ટ માનીએ, છતાં જેનાં બુદ્ધિ ને સંકલ્પબળની વાહવાહ બોલીએ, તેવો દુર્જન નાટકમાં તો ક્યાંય આગળ પડી આવતો નથી.[૫] એવું નિરૂપણ ક્લેશપર્યવસાયી થાય. સ્થાયિભાવ જાગ્રત કરવાના ઉદ્દેશથી લખાયેલું નાટક ઘણું સંકીર્ણ કે ઘણું યથાર્થદર્શી પણ ન થઈ શકે, કેમકે બુદ્ધિવ્યાપાર, વધી પડતાં, લાગણીના ઉત્કર્ષને બાધક થાય. પણ આ બીજી વાત રસના સિદ્ધાંતને પરિણામે આવતી સાહિત્યની મર્યાદા ગણી શકાય, રસવાદમાં આવી જતી સાપેક્ષતા ગણી શકાય નહિ કાવ્યનાટકને અન્તે ભાવકના ચિત્તમાં વૃત્તિઓનું યુદ્ધ જામે, સદસદ્વૃત્તિઓનું મંથન થાય, એ આપણા બ્રહ્માસ્વાદસહોદર રસના વાદને અનિષ્ટ છે. કરુણ બીભત્સ અને ભયાનકનું નિરૂપણ રસના સિદ્ધાન્ત અનુસાર અલૌકિક આનન્દનું કારણ બનવું જોઈએ, તથાપિ

૫. કીથ; "Sanskrit Drama."

તેમને આપણા સાહિત્યમાં મહત્ત્વનું સ્થાન મળ્યું નથી તે એ સિદ્ધાન્તમાં પેસી ગયેલી મર્યાદાઓનો સ્પષ્ટ નિર્દેશ કરે છે.

રસસિદ્ધાન્તમાંની સાપેક્ષતાના બીજા નિર્દેશ રસાભાસની આપણા આલંકારિકોની ચર્ચામાંથી મળે છે. તે સાપેક્ષતાઓનો ઉદ્ભવ આપણી ધર્મ અને આચારની પ્રણાલિકાઓમાં છે. અનૌચિત્યથી પ્રવર્તતો 'રસ' તે રસાભાસ. શાસ્ત્ર[૬] અને લોકવ્યવહારને ઓળંગી થયેલું નિરૂપણ તે સામાજિકને અનુચિત. એમ લઈએ કે સહૃદયને અનુચિત લાગે તે અનુચિત, તોપણ સહૃદયને શું અનુચિત લાગવાનો ખૂબ સંભવ હતો તે તો આલંકારિકોએ આપેલા દાખલાઓથી સ્પષ્ટ જણાઈ જાય છે. સામાજિક ખ્યાલોને, ઉચિત અનુચિતના સામાજિક નિશ્ચયોને આપણી રસની ક્લિષ્ટતા વટાવી શકી નથી, એમાં સંશય નથી. ઉપનાયક, મુનિપત્ની કે ગુરુ પ્રતિ રતિ, બહુ નાયક વિશે રતિ, અનુભાવ (response) ન પામતી રતિ, અધમ પાત્ર માટે રતિ શૃંગારમાં અનુચિત છે. આ એક જ વિષયમાં કલાનો પ્રદેશ કેટલો સંકુચિત થઈ ગયો! રસાભાસની કલ્પનાથી મનુષ્યસ્વભાવના યથાતથ આલેખનની અવગણના થઈ છે, એટલું જ નહિ, અનુભાવ ન પામતી રતિ જેવામાં ભાવમંથનનો ઉત્તમ હૃદયસ્પર્શી પ્રસંગ આવે તે પણ કવિ જતો કરતો જણાય છે. ગુરુ આદિ પ્રતિ રતિ, કોપ, કે હાસને રસાભાસ ગણવામાં ઉચ્ચ નીતિના ખ્યાલને કલામાં ખેંચી આણ્યો છે, તો સમાજના નીચલા થરના પાત્રમાં આલેખાતા શમ કે ઉત્સાહને રસાભાસ ગણવામાં આપણા ધર્મના અસ્પૃશ્યતાના રોગનો ચેપ કલાને લગાડવામાં આવ્યો છે. રસસિદ્ધાન્તના વિવરણમાં કે વિનિયોગમાં હિન્દુ[૭] પંડિત કે કવિ ધર્મની એ વિષકન્યા અસ્પૃશ્યતાની પર જઈ શક્યો નથી એ હકીકત દુઃખદ પણ છે ખરી.

રસસિદ્ધાન્ત તત્ત્વતઃ ખરો છે, પણ તેના શાસ્ત્રમાં ઉપરની, ખાસ કરીને લોકવ્યવહારજન્ય સાપેક્ષતા ને મર્યાદા કેમ પ્રવેશી તેનું નિરાકરણ થઈ શકે ખરું? એ દ્વારા રસશાસ્ત્રનું શોધન થઈ શકે ખરું? આ પ્રશ્નના નિરાકરણ માટેની લાંબી ચર્ચા અહીં ઉદ્દિષ્ટ નથી. પણ એ દિશામાં પ્રયત્ન માટે એક વિશિષ્ટ સૂચના કરું છું.

કાવ્યનો રસ સહૃદયથી આસ્વાદ્ય છે. આ સહૃદય વાસના વગરનો યોગી નથી. રસાસ્વાદ માટે વાચક કે પ્રેક્ષકમાં વાસનાની અપેક્ષા આલંકારિકોએ સ્વીકારી છે. અન્તઃકરણની વૃત્તિરૂપ રતિ હાસ વગેરે ભાવો જલદી વિનાશશીલ છે તોપણ સંસ્કારરૂપે ચિરકાલ સ્થાયી છે અને રસની

---

૬. સામગ્રીના અભાવથી જે રસ પૂરા પ્રકર્ષથી પ્રવર્તતો નથી તેને પણ રસાભાસ કહેવામા આવે છે, પણ પ્રકર્ષના અભાવથી પ્રવર્તતો 'રસ' નહિ પણ ભાવ યોગ્ય રીતે ગણી શકાશે.

૭ એકલો જગન્નાથ પંડિત અનૌચિત્યથી પ્રવર્તતા 'રસ'માં કે 'રસાભાસ'માં દોષ જોતો નથી, રસને પ્રતિકૂલ હોય તે જ તેને દોષમય છે ચાવતા त्वनौचित्येन रसस्य पुष्टिस्तावत्तु न वार्यते, रसप्रतिकूलस्यैव तस्य निरोधत्वात्। સમાજની દૃષ્ટિએ નિષિદ્ધ આલંબનથી પ્રવર્તતો રસ રસાભાસ કહેવાય છે એટલું જ તે કહે છે. એવા રસાભાસનું નિબન્ધન નિષિદ્ધ છે એમ તે કહેતો નથી જુઓ ડે નો 'અલંકારશાસ્ત્રનો ઇતિહાસ.'

પ્રતીતિ થાય છે તે સમયે એનું અનુસન્ધાન થાય છે, માટે એ ભાવ સ્થાયી કહેવાય છે. चितवृत्तिरूपस्यास्य विनाशित्वेऽपि वासनात्मतया सूक्ष्मरूपेणावस्थानात्स्थायित्वं बोध्यम्।[૯] મતલબ કે આ વાસના તત્ત્વતઃ સ્વાભાવિક છે. તેથી તેને instinct કહેવામાં બાધ નથી. આલંકારિકોને મતે વાસનાનું સ્વરૂપ કેવું છે તેનો થોડો ખ્યાલ તેમનાં કેટલાંક વિધાનોથી આવે છે. વાસનાથી (કદાચ વાસનાઓને ઉન્નત કરી, શુદ્ધ કરી) પર થયેલા યોગીનો અને શુષ્ક પાંડિત્યથી જડ બનેલા મીમાંસકનો તેમના મનમાં ખ્યાલ છે. આ લોકો કાવ્યનો રસાસ્વાદ કરી શકતા નથી, એમ તેમનું કહેવું છે. न जायते तदास्वादो विना रत्यादिवासनाम् ઉપર ટીકા કરતાં વિશ્વનાથ લખે છેઃ वासना च इदानींतनी प्राक्तनी च रसास्वादहेतुः। વાસના પ્રાક્તન હોય અને ઇદાનીંતન હોય, જન્મદત્ત હોય અને વર્તમાન હોય, તો જ તે રસનો હેતુ બને છે. આ બધા ઉપરથી અનુમાન કરી શકાય કે વાસનાવિરોધ, નિર્વાસનત્વ, વાસનામાં વિકાસ કે વિકાર આપણા કાવ્યશાસ્ત્રીઓની વિચારમર્યાદાની બહાર નથી. વિભાવાદિથી વ્યક્ત થયેલો સ્થાયી ભાવ તે રસ, તેને બદલે વિભાવાદિથી વ્યક્ત થયેલો સંસ્કારસિદ્ધ સ્થાયિભાવ તે રસ એમ મૂકીએ તો રસસિદ્ધાન્તના વિવરણમાં આવતી સાપેક્ષતાઓ સમજી શકાશે. મૂળે એક જ વાસના પ્રજાપ્રજામાં સંસ્કારસિદ્ધ દશામાં જુદીજુદી સંભવે; નવા વિચારોને કે નવી પરિસ્થિતિને બળે વાસનાનું સંસ્કારસિદ્ધ સ્વરૂપ એક જ પ્રજામાં કાળે કરીને જુદું થાય. આમ સ્વીકારીએ તો જ રસાસ્વાદનું અનુસન્ધાન પ્રજાની સંસ્કૃતિ સાથે થઈ શકે. ખૂબીઓ, ઊણપો અને દોષોવાળી ભારતીય સંસ્કૃતિના અનુસન્ધાન વગર રસવાદનું વિવરણ અને વિનિયોગ સમજી શકાય એમ નથી. આજના સામાજિકનો સંસ્કારસિદ્ધ સ્થાયિભાવ, તેની ઇદાનીંતન વાસના, નવા વિચાર અને નવી પરિસ્થિતિનું પરિણામ છે અને તેથી મમ્મટાદિને જે રસાભાસ લાગે તેમાં આધુનિક સામાજિકને ખરો રસ પણ કદાચ સમજાય.

કાવ્ય, સર્જનાત્મક સાહિત્ય, જેને વિષય કરે છે તે નરી સાદી વાસનાઓ (instincts) નહિ પણ લાગણીઓ એટલે કે વાસનાઓનાં સંસ્કારસિદ્ધ સ્વરૂપ. સંસ્કારસિદ્ધ સ્વરૂપ એટલે વાસનાઓમાં પરિસ્થિતિ અનુસાર ધાર્મિક માન્યતાઓ, નૈતિક પ્રણાલીઓ અને દર્શનાદિના વિચારો ભળતાં ઉદ્ભવતાં સંકીર્ણ સ્વરૂપ. આ રીતે નવી કહી શકાય એવી લાગણીઓ, દેશપ્રેમ અને વર્ડ્ઝવર્થ નરસિંહરાવ આદિમાં દેખાતો કુદરતપ્રેમ, આસ્વાદ્ય થાય છે તે સમજી શકાશે.

રસસિદ્ધાંતમાંની સાપેક્ષતા, ત્યારે કેટલીક આપણાં દર્શનો સાથે સિદ્ધાંતની સમાન્તરતાથી, પણ મુખ્યત્વે સંસિદ્ધ સ્થાયિભાવો પરત્વે છે. તેમાં નિત્ય સત્ય એ છે કે સ્થાયિભાવોનાં બીજ, વાસનાઓ છે : વાસનાઓની આસપાસ સ્થાયિભાવો પોતાના દેહ ઘડે છે. બીજું નિત્ય સત્ય છે રસોત્પત્તિની આપણા આલંકારિકોની સમજૂતીમાં. ધ્વનિ આત્મસાત્ કરવાની આપણી શક્તિ કે આપણું ઓજસ્ત્વ અલૌકિક રીતે રસાનુભવ કરાવે છે. એટલે કે જેમ સ્વાદ માટે જીભની સ્પર્શ ઉપરાંત જુદી સ્વાદેન્દ્રિય તરીકે શક્તિ છે તેમ રસાનુભવ માટે, જાણે, આપણી રસેન્દ્રિય છે, જે ચિત્તની વિશિષ્ટ શક્તિ ગણી શકાય. ભારતીય વિવેચનમાં 'ઈમેજિનેશન'નું સ્થાન આ રસેન્દ્રિય (કે ઓજસ્ત્વ)

૯. પ્રભાકરની 'કાવ્યપ્રકાશ' પર વૃત્તિ

લઈ શકે. જે શક્તિથી કવિનો અનુભવ વાચક પોતાનો કરે છે તેને 'ઇમેજિનેશન' (કલ્પના) શબ્દ અનુલક્ષે છે; પણ તે અનુભવ વાચકને ઇષ્ટ છે, તેમાં તેને અલૌકિક આનંદ પડે છે તે વાત તેમાં સૂચવાતી નથી. આપણા કાવ્યશાસ્ત્રીઓએ આત્મસાત્ કરતી શક્તિ ઉપર ભાર ન મૂકતાં આનંદ ઉપજાવતી શક્તિ ઉપર ભાર મૂક્યો છે. સાહિત્યાનુભવમાં કલ્પનાએ આત્મસાત્ કરેલું લાગણીઓને સ્પર્શે છે કે નહિ તે જ મોટી વાત છે; મૂલ્યાંકનમાં, ઉચ્ચાવચના નિર્ણયોમાં તે એક, પણ મહત્ત્વની કસોટી છે. તરેહદાર પણ જડ સાહિત્યસર્જનોથી કેવળ માહિતી, બોધ, આન્વીક્ષિકી કે વાદવકીલાતની કૃતિઓથી કાવ્યપદસૂચિત વાઙ્મયને બચાવવાનું સામર્થ્ય રસસિદ્ધાંતમાં છે.

# કુશાનવંશી કનિષ્ક રાજા એક કે બે ?

**ડૉ. ત્રિભુવનદાસ લ. શાહ**

**પ્રાચીન** સમયે જેમ પૂર્વ હિંદમાં મગધના અને મધ્યહિંદમાં અવંતીના સામ્રાજ્યની મુખ્યપણે ગણના થતી હતી, તેમ ઉત્તરહિંદમાં મથુરાના સામ્રાજ્યની બોલબાલા ગણાતી હતી. આ મથુરાના સામ્રાજ્ય ઉપર એક સમયે કુશાનવંશી રાજાઓની સત્તા જામી પડી હતી. આ કુશાનવંશનાં આદિ અને અંત ક્યારે થયાં હતાં તે જેમ અદ્યાપિપર્યંત ચોક્કસ કરી શકાયું નથી, તેમ તે વંશમાં કેટલા રાજા થયા તથા તે પ્રત્યેકનો રાજ્યઅમલ કેટલાં વર્ષ ચાલ્યો તે પણ તેટલું જ અચોક્કસ અને અંધારામાં છે. આ સર્વ હકીકત આપણે અત્ર વિચારવા માંગતા નથી. પરંતુ તેમાં થયેલ રાજાઓની જે નામાવલી અત્યારે વધુમતે માન્ય રહેલી છે તેમાં કનિષ્ક નામે એક વ્યક્તિનો સમાવેશ થાય છે. આ કનિષ્કનામધારી એક રાજા થયો કે બે, અને બે થયા હોય તો તે બન્નેનું સ્થાન ક્યાં છે, એટલો જ પ્રશ્ન અત્ર આપણે હાથ ધરવા માંગીએ છીએ.

'અર્લી હિસ્ટરી ઑફ ઇન્ડિયા'ની ચોથી આવૃત્તિમાં પૃ. ૨૯૩ ઉપર તેના વિદ્વાન કર્તા ડૉ. વિન્સેન્ટ સ્મિથ આ વંશની વંશાવળી નિમ્નલિખિત જણાવે છે. આમાં પ્રથમનાં બે નામો તો સર્વ વિદ્વાનોને મંજૂર જ છે. જે કાંઈ મતફેર છે તે તેમના રાજ્યકાળ વિશે છે. કોઈ પ્રથમને ૪૦ વર્ષ અર્પે છે, તો કોઈ બીજા નંબરનો સમય ૪૦ વર્ષનો જણાવે છે. છતાં આ બન્ને મતવાળાઓ તે બન્નેનો એકંદર સમય તો ૭૦ થી ૭૨ વર્ષનો જ લેખવે છે. અને તે પછીનાં ૧૦ વર્ષનો કાંઈ પત્તો ન લાગવાથી કોરાં રાખે છે. એટલે જો તે દશ વર્ષનો ઉપરના ૭૦-૭૨ માં ઉમેરો કરી વાળવામાં આવે, તો પ્રથમના બે નૃપતિઓનો સમય ૮૦ થી ૮૨ વર્ષનો લેખાશે, ને ખરી રીતે વસ્તુસ્થિતિ પણ તેમ જ છે. પરંતુ તે વિષય આ લેખનો ન હોવાથી આપણે તેમાં ઊતરીશું નહિ. જિજ્ઞાસુ વાંચકને તે માટે 'પ્રાચીન ભારતવર્ષ,' પુ. ૪, પૃ. ૧૩૦ થી વાંચી જવાને ભલામણ કરીશું.

| | ઇ. સ. | ઈ. સ | વર્ષ |
|---|---|---|---|
| (૧) કડફસીઝ(પહેલો)આશરે | ૪૦ | ૭૮ | ૩૮ |
| (૨) કડફસીઝ (બીજો) ,, | ૭૮ | ૧૧૦ | ૩૨ |
| વચ્ચે ગાળો | ૧૧૦ | ૧૨૦ | ૧૦ |
| (૩) કનિષ્ક | ૧૨૦ | ૧૬૦ | ૪૦ |
| (૪) હુવિષ્ક | ૧૬૦ | ૧૮૨ | ૩૨ |
| (૫) વાસુદેવ | ૧૮૨ | ૨૨૦ | ૩૮ |
| (૬) અન્ય રાજાઓ | ૨૨૦ | ૨૬૦ | ૪૦ |

જે નામો વિશે વિદ્વાનોમાં મતફેર છે તે હવે જ શરૂ થાય છે. આપણે તે તપાસીએ. ઉપર્યુક્ત નામાવલીમાં ડૉ. સ્મિથે નં. ૩-૪-૫ નાં નામો તરીકે કનિષ્ક, હુવિષ્ક અને વાસુદેવને અનુક્રમે જણાવ્યા છે; પણ તેમણે જ રચેલા "મથુરા ઍન્ડ ઇટ્સ ઍન્ટિક્વિટીઝ" પૃ. ૩માં કેટલુંક વર્ણન લખતાં "and dated in the regual years of the Indo-Scythian rulers,

Huvishka Kanishka and Vasudeva" નો ક્રમ બનાવ્યો છે. મતલબ કે એક વાર કનિષ્કને હુવિષ્કની પૂર્વે મૂકે છે તો બીજીવાર વળી પાછળ મૂકે છે. ત્યારે એક અન્ય ગ્રંથકર્તા ('હિંદુ હિસ્ટરી.' ઈ. સ: પૂ. ૩૦૦૦ થી ૧૦૦૦, કલકત્તા, ૧૯૨૦. એ. કે. મજુમદાર) ડૉ. સ્મિથના મત પ્રમાણે નામ મંજૂર તો રાખે છે, પરંતુ probably શબ્દ લખીને પૃ. ૬૫૬ માં પોતાની શંકા વ્યક્ત કરે છે કે "Kanishka who probably succeeded by one Vasishka, whose name appears from inscription though not verified by a coin." આટલું લખીને પાછું હુવિષ્કનું વર્ણન આપતાં બે પૃષ્ઠો ભરે છે ને અંતે પૃ. ૬૫૮માં પોતાનો અભિપ્રાય જણાવતાં લખે છે કે, 'Kanishka was succeeded by Jushka, about whom we know very little,' એટલે કેમ જાણે વાસિષ્કને અને જુષ્કના નામને પોતાના અને ડૉ. સ્મિથના મત પ્રમાણે કનિષ્કની પાછળ ગાદીએ આવનાર હુવિષ્ક સાથે સંબંધ હોય એવી શંકાશીલ માન્યતા રચે છે, પરંતુ તે વિશે કોઈ ચોક્કસ નિર્ણય પોતે બાંધી શકતા નથી.

કાશ્મીર દેશ મથુરા સામ્રાજ્યનું એક મહત્ત્વનું અંગ હોઈને, તે દેશના ઇતિહાસલેખકને જેટલી સામગ્રી ઉપલબ્ધ થઈ શકે, તેમ જ જેટલી ઝીણવટથી તેને શોધીને ઉકેલ આપી શકે તેટલી સગવડતા અને સાનુકૂળતા, સકલ ભારતના ઇતિહાસલેખકને સાંપડી ન શકે તે સમજી શકાય તેવું છે. આટલે દરજ્જે કાશ્મીર દેશનો ઐતિહાસિક ગ્રંથ 'રાજતરંગિણી' વિશેષ વજનદાર લેખાય. તે ગ્રંથનો અનુવાદ કર્નલ એમ. સ્ટાઈને અંગ્રેજીમાં કરેલ છે. તેના સર્ગ ૧, પારિ. ૭૪, પૃ. ૭૬-માં રાજાની નામાવલી આપતાં, હુવિષ્ક, જુષ્ક અને કનિષ્કનો અનુક્રમ બનાવ્યો છે તથા તે દરેકે પોતાના નામ ઉપરથી સ્વતંત્ર શહેરો વસાવી (મજકૂર પુસ્તક પૃ. ૭૬:— The continued existence of the three places, Kanishkapur, Hushkapur and Jushkapur) કનિષ્કપુર, હુષ્કપુર અને જુષ્કપુર તરીકે ઓળખાયાનું જણાવ્યું છે. એક અન્ય લેખક નામે કાંગડી ગુરુકુળના આચાર્યશ્રી વિદ્યાભૂષણ અલંકાર પોતાના 'મૌર્ય સામ્રાજ્યકા ઇતિહાસ' પૃ. ૬૫૪માં તે જ અનુક્રમ જણાવે છે. મતલબ કે, હુવિષ્કની પાછળ કનિષ્કને મૂકે છે, એટલું જ નહિ, પણ જુષ્ક નામની કોઈ ત્રીજી વ્યક્તિને વચ્ચે ઘુસાડી દે છે. આ જુષ્ક વિશે ઉપરમાં જણાવેલ 'હિંદુ હિસ્ટરી'ના લેખકે 'about whom we know very little' આટલા ઉદ્ગાર કાઢીને જ સંતોષ પકડ્યો છે.

ઉપર્યુક્ત જણાવેલ વિદ્વાનોના મતનું શુદ્ધીકરણ અને એકીકરણ કરીશું તો કનિષ્ક, જુષ્ક અથવા હુવિષ્ક, કનિષ્ક અને વાસુદેવ, એવો ઉપક્રમ બન્યો હોવાનું તારવી શકાય છે. તેમાંયે હુવિષ્ક અને જુષ્ક તે એક જ વ્યક્તિ છે કે ભિન્ન ભિન્ન તે ચોક્કસ થતું નથી. પરંતુ જ્યારે કનિષ્કપુર, હુષ્કપુર અને જુષ્કપુર એમ ત્રણ નગરો વસાવ્યાની હકીકત લક્ષમાં લઈએ છીએ, ત્યારે તેના કર્તા જુષ્ક અને હુવિષ્ક બન્ને ભિન્ન જ વ્યક્તિ હોવાનું પુરવાર થાય છે. એટલે ડૉ. સ્મિથે આપેલી નામાવલીમાં જે નં. ૩, ૪ અને ૫ આંકના ત્રણ રાજાઓ આપ્યા છે તે સ્થાને,

અલગ પડી જાય છે ને કોઇનામાં અંતર્ગત થતો નથી, એટલે તેને સ્વતંત્ર ગણીને આપણી વિચારસરણીમાંથી બાકાત રાખીશું.

કનિષ્ક મહારાજાધિરાજને ફાળે ૩ થી ૬૦ ના આંક છે, જ્યારે જુષ્કના ૨૮ થી ૨૯ અને હુવિષ્કના ૩૩ થી ૬૦ નાં વર્ષો છે. આ ઉપરથી દેખાશે કે જુષ્ક અને હુવિષ્કનાં વર્ષો કનિષ્કની અંદર સમાઇ જાય છે. એટલે જ 'ઑક્સફર્ડ હિસ્ટરી ઑફ ઇન્ડિયા'ના લેખકને પૃ. ૧૩૭ માં ઉચ્ચારવું પડ્યું છે કે "Huvishka's years overlap those of his predecessor from the year 33 to the year 60 of Kanishka's regual era" અને એટલું તો ચોક્કસ કહેવાય જ કે, એક જ પ્રદેશ ઉપર એક જ સમયે મહારાજાધિરાજ કહેવરાવતા બે રાજાઓની સત્તા ન જ હોઇ શકે. આ પ્રમાણે ઊભી થતી ગૂંચનો જો નિકાલ કરી શકાય તો આપણી મુશ્કેલીનો પણ અંત આવી જાય.

ડૉ. સ્ટેન કોનાઉ રચિત "ખરોષ્ઠી ભાષાના શિલાલેખો" નામે પુસ્તકમાં પૃ. ૧૬૨ ઉપર વર્ણિત આરાના શિલાલેખમાં "महाराजस्य राजाधिराजस्य देवपुत्रस्य कैसरस्य वझेष्कस्य पुत्रस्य कनिष्कस्य" આ પ્રમાણે શબ્દો હોવાનું જણાવ્યું છે. જે ઉપરથી સ્પષ્ટ થાય છે કે વઝેષ્કનું બિરુદ 'કૈસર' હતું. વળી તેણે મહારાજાધિરાજ તરીકે રાજ્ય ભોગવ્યું હતું. તેમ જ પોતા માટે देवपुत्रस्य શબ્દ વાપર્યો છે એટલે હિંદી સંસ્કૃતિ પણ અપનાવી લીધી હતી. ઉપરાંત તેના પુત્રનું નામ કનિષ્ક હતું. સારાંશ કે વઝેષ્ક નામનો મથુરા સામ્રાજ્યનો અધિપતિ થઈ ગયો જ હતો અને તેના પુત્રનું નામ કનિષ્ક પણ હતું જ. આ પ્રમાણે એક સ્થિતિ થઈ. બીજી બાજુ ઇતિહાસ કહે છે કે વીમા કડફસીઝની પાછળ ગાદીએ આવનાર કનિષ્ક તેનો પુત્ર * થતો હતો. આ વીમા કડફસીઝે હિંદમાં પગ મૂક્યો તે પૂર્વે ખોટાન–પામીર અને આસપાસના પ્રદેશ ઉપર રાજ્ય ચલાવતા ચીનાઈ રાજકુટુંબના રાજા સાથે બખડાબખડી કરી હતી, તેમાં પોતે હાર્યો હતો તથા અપમાનિત થયો હતો. પિતાને થયેલ અપમાનનો બદલો વાળવા, કનિષ્કે મથુરામાં રાજગાદી સ્થાપી ને સુદૃઢ બન્યા પછી, કાશ્મીર થઈને પેલા ચીનાઇ રાજા ઉપર ચડાઇ કરી તેને જીતી લીધો હતો, એટલું જ નહિ પણ વિશેષમાં તેના બે કુંવરોને બાન તરીકે હિંદમાં મોકલી આપ્યા હતા, અને પોતે વિશેષ ને વિશેષ પ્રદેશ જીતતો ઠેઠ મોંગોલિયા સુધી પહોંચી ગયો હતો. (જુઓ 'હિન્દુ હિસ્ટરી' પૃ. ૬૫૩.)

આ પ્રમાણે પ્રદેશ વિસ્તારવામાં લાંબો કાળ તેને હિંદ બહાર ગાળવો પડ્યો હોય તે સ્વાભાવિક છે. એટલે તેની સાથે ગયેલા લશ્કરી અફસરો કંટાળી ગયા હતા. તેથી કહેવામાં આવે છે કે (જુઓ 'ઑક્સફર્ડ હિસ્ટરી ઑફ ઇન્ડિયા' પૃ. ૧૩૦; પ્રા. ભા., પુ. ૪. પૃ. ૧૫૧)—gradation affirms that he must have been smothered while on his last northern campain by officers, who had grown weary of exile beyond the passes—તેમાંના કોઈ કે તેનું ખૂન કરી નાખ્યું હતું. આ કનિષ્કને બે પુત્રો

* આની ચર્ચા અત્ર નિરર્થક છે. તે માટે જુઓ પ્રા. ભા., પુ. ૪.

હતા ( Ibid p 130—Kanishka spent most of his time waging successful wars, whilst absent on his distant expeditions he left the government of the Indian province in the hands of, first of Vasishka apparently his elder, and then of Huvishka apparently his younger son ). મોટો વઝેષ્ક (જેનું ટૂંકુ નામ જુષ્ક થાય છે ) અને નાનો હુવિષ્ક ( જેનું ટૂંકુ નામ હુષ્ક થાય છે ) કનિષ્કના મરણ પછી સ્વાભાવિક રીતે જ મોટો પુત્ર વઝેષ્ક મહારાજાધિરાજ બન્યો છે અને મથુરાપતિ થયો છે, જ્યારે નાના હુવિષ્કને પિતાએ સોંપેલ કાશ્મીર પ્રદેશની હકૂમત ઉપર જ કાયમ રાખ્યો હતો મહારાજા વઝેષ્ક ટૂંક વખત રાજ્ય કરી ત્રણેક વર્ષનો બાળપુત્ર મૂકી મરણ પામ્યો, ત્યારે ભત્રીજાની સગીર અવસ્થામાં કાકા હુવિષ્કે રાજ-કારભાર ચલાવ્યો હતો અને જ્યારે ભત્રીજો યોગ્ય વયનો થયો ત્યારે તેને રાજ્યાસને બેસારી પોતાના અસલ સ્થાનકે ( કાશ્મીરમાં ) પાછો ફર્યો હતો મહારાજાધિરાજ બનેલા—આ ભત્રીજા—કનિષ્કે, પોતાની સગીરાવસ્થામાં સારી રીતે રાજ સંભાળ્યાના ઇનામ તરીકે કાકા હુવિષ્કને મહારાજાધિરાજની પદવી અર્પણ કરી કાશ્મીર ઉપર સ્વતંત્રપણે હકૂમત ચલાવવાની રાજાજ્ઞા ફરમાવેલી. આ પ્રમાણે સંક્ષિપ્ત ઇતિહાસ જાણવો. (વિશેષ માટે જુઓ 'પ્રાચીન ભારતવર્ષ' પુ ૪ માં કુશાનવંશની હકીકત )

બીજી વાતો આપણને સ્પર્શતી ન હોઈ તે છોડી દઈએ પરંતુ ઉપર્યુક્ત કથનથી એટલું તો જરૂર સમજી શકાય છે જ કે, વઝેષ્ક મથુરાનો સમ્રાટ બન્યો હતો, તેના પિતાનું નામ જેમ કનિષ્ક હતું તેમ પુત્રનું નામ પણ કનિષ્ક જ હતું, એટલે બે કનિષ્ક હોવાનું પુરવાર થયું ગણાય. તેમાં બીજા કનિષ્કે, પોતે સમ્રાટ બનીને પોતાના કાકા હુવિષ્કે જે નિમકહલાલીથી રાજ્ય સેવા બજાવી હતી તેની કદર તરીકે તેને મહારાજાધિરાજની પદવીએ ચડાવ્યો હતો

આ પરિસ્થિતિ ઉપરમાં જણાવી ગયેલ ૩૩ થી ૬૦ વર્ષના અંતર્ગત થઈ જવાની સૂચનો ઉકેલ મળી આવે છે કે કેમ તે તપાસી લઈએ કનિષ્કના વર્ષ ૩ થી ૬૦ છે જ્યારે વઝેષ્કના ૨૮ થી ૨૯ છે, તેમ કનિષ્કના વર્ષોમાં ૧૮ થી ૪૧ સુધીનો લાંબો ગાળો પડેલ દેખાય છે એટલે સંભવિત છે કે, ૨૪ વર્ષના વર્ષો કનિષ્ક પહેલાએ રાજ્ય કર્યું હોય અને તે ઉપરથી વઝેષ્કનું રાજ્ય ૨૪ થી ૨૯ નું તથા ૨૮ થી ૪૧ સુધીના બાર વર્ષના ગાળા સુધી વઝેષ્કપુત્ર કનિષ્ક બીજાની સગીરાવસ્થા માની શકાય હુવિષ્કે જે લેખ ૩૩ માં કોતરાવ્યો તે રિજંટ તરીકેના સમયમાં હોવાથી મહારાજાધિરાજ તરીકે પોતાને ઓળખાવેલ નથી, પરંતુ કનિષ્ક બીજાનો રાજ્યાભિષેક ૪૧ માં થતાં પોતાને મહારાજાધિરાજ તરીકે ઓળખાવે છે તેમ જ કાકા હુવિષ્કનો દરજ્જો પણ વધારી આપવાથી તે પણ પોતાને મહારાજાધિરાજ તરીકે ઓળખાવે છે ૬૦ વર્ષ પછી હુવિષ્કનો કોઈ લેખ નથી મળતો, એટલે સંભવિત છે કે તે સાલ કે આસપાસના સમયે તેનું મરણ નીપજ્યું હોય તેને મહારાજાધિરાજ પદ અર્પણ થયું છે, એટલે કદાચ કાશ્મીરના સૂબાપદ ઉપર સ્વતંત્ર રાજકર્તા નિયુક્ત થયું કર્યો હોય, અથવા તો જેમ નેપાળપતિ જેવા જ બિરુદો તેમનો વડો પ્રધાન ભોગવી રહ્યો છે તેમ કનિષ્ક બીજાના સમયે તેના કાકા હુવિષ્ક પણ તેના જ

બિરુદ ભોગવતો હોય. આ પાછલી સ્થિતિ હોવાનું વધારે સંભવિત લાગે છે.

સમ્રાટ કનિષ્કનો કોઇ લેખ ૬૦ વર્ષ પછીનો નથી મળતો, તેમ વાસુદેવનો કોઈ લેખ ૯૮ પહેલાંનો નથી મળતો. પરંતુ બીજા કેટલાક સંયોગો ઉપરથી ૯૩ માં કનિષ્ક બીજાનું મરણ નીપજ્યું હોવાનું માની શકાય છે. એટલે તેમની વંશાવલી હવે આ પ્રમાણે નિશ્ચિતપણે ગોઠવી શકાય છેઃ

| | કનિષ્ક સંવતનાં વર્ષ | |
|---|---|---|
| કનિષ્ક પહેલો | ૧ થી ૨૩ =૨૩ | |
| વઝેષ્ક—જુષ્ક | ૨૩ થી ૨૯ = ૬ | |
| કનિષ્ક બીજો | | |
| હુવિષ્કની રિજંસી | ૨૯ થી ૪૧=૧૨ | ૬૪ |
| રાજ્યાભિષેક પછી | ૪૧ થી ૯૩=૫૨ | |
| વાસુદેવ | ૯૩ થી આગળ | |

# 'બ્રહ્મસૂત્રકાર'ના મતે જગત્પ્રતીતિ

પ્રો. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ

**આપણી** ઇન્દ્રિયોને દૃષ્ટિગોચર થતું જગતનું યથાર્થ સ્વરૂપ શું છે, તે ક્યાંથી આવ્યું, તે જે સ્વરૂપે દેખાય છે તે સત્ય છે; કે અસત્ય છે. આ વિષયમાં આ દેશના તથા યુરોપના તત્ત્વજ્ઞાનીઓએ જુદાં જુદાં દૃષ્ટિબિન્દુઓ આપ્યાં છે. તત્ત્વજ્ઞાનના વિષયમાં 'જગત'ના યથાર્થ સ્વરૂપનો કોયડો એ કૂટ બનેલો છે. 'જગત'ને આપણે જોઈએ છીએ, તથા તેમાં આપણે સઘળો વ્યવહાર કરીએ છીએ. તે દિક્–કાલાવચ્છિન્ન દેખાય છે. તેનું આદિકારણ શું હશે? કેટલાક તેને સત્ય કહે છે, કોઈ તેને અસત્ય કહે છે. આ વિષયમાં જે જે મુખ્ય મતો પ્રવર્તે છે, તેની દૃષ્ટિથી તે તપાસીને આપણે આ લેખમાં બ્રહ્મસૂત્રકાર બાદરાયણ આ વિષયમાં શું કહે છે તે જોઈશું.

પ્રથમ આપણે આ સંબંધી જે જુદાજુદા મતો છે તેમાંથી નીચેના મુખ્ય લઈશું:

(૧) શૂન્યવાદ અગર વિજ્ઞાનવાદ

(૨) આરંભવાદ

(૩) વિવર્તવાદ

(૪) પરિણામવાદ

આમાંનો શૂન્યવાદ તે બૌદ્ધોનો છે. બૌદ્ધોની સૌત્રાન્તિક, વૈભાષિક, યોગાચાર અને માધ્યમિક એવી ચાર શાખાઓ છે. તેમાં પહેલા બે સર્વાસ્તિવાદી કહેવાય છે. યોગાચાર મતવાળાઓ વિજ્ઞાનવાદી છે, અને માધ્યમિકો શૂન્યવાદી છે. એ બન્ને જણાઓ જગતને અસત્ય માને છે. શૂન્યવાદીઓ એમ કહે છે કે આ જગતની પીઠમાં, તેની પ્રત્યેક ક્ષણે બદલાતા દેખાવોની પીઠમાં, કોઈ સત્ત્વ જ નથી, અવાચ્ય અને અગમ્ય શૂન્યતા જ છે. શૂન્યવાદને વિશેષરૂપે પ્રસિદ્ધિ આપનાર નાગાર્જુન હતા. તેમના મત પ્રમાણે આ વિશ્વ 'સંવૃતિસત્ય' કહેવું મધ્યમ સત્ય છે, પરંતુ પરમાર્થ સત્ય નથી તે મૂળતત્ત્વને શૂન્ય કહે છે. તે ખરી રીતે તો ઉપનિષદના નેતિનેતિને મળતો આવે છે. નાગાર્જુનની માન્યતા પ્રમાણે 'શૂન્ય' એટલે તદ્દન અભાવરૂપે સત્તા વગરનું નહિ. તેના માધ્યમિક શાસ્ત્રના અધ્યાય ૧૩ની કારિકા ૮માં તે એમ જણાવે છે કે જેઓ શૂન્ય દૃષ્ટિને વળગી રહે છે તેઓ અસાધ્ય રોગી છે.[૧] વિજ્ઞાનવાદના સમર્થ પ્રકાશક ધર્મકીર્તિ છે. તેને મતે જગત એ વિજ્ઞાનમય ભ્રમની પ્રતીતિ માત્ર છે. આપણું મન વિજ્ઞાન જેને તે આલય વિજ્ઞાન કહે છે તે બે કાર્ય કરે છે: એક બાહ્ય વસ્તુનું ભાન કરાવે છે અને પોતે નવું જગત્

---

૧ शून्यता सर्वदृष्टीनां प्रोक्ता निःसरणं जिनैः ।
येषां तु शून्यता दृष्टिस्तानसाध्यान्बभाषिरे ॥

સર્જે છે. આના મૂળમાં વાસના છે. બાહ્ય જગત વસ્તુતઃ નથી છતાં આલયવિજ્ઞાન વાસનાદ્વારા તેની પ્રતીતિ કરાવે છે. આ બન્ને દૃષ્ટિએ જગત એ અસત્ય છે. બ્રહ્મસૂત્રકારે પોતાના 'બ્રહ્મસૂત્ર' અધ્યાય ૨ ના બીજા પાદના સૂત્ર ૧૮ થી ૩૨ સુધીમાં આનો અસ્વીકાર કરેલો છે. જે અવસ્તુ છે તેનો વ્યવહાર થઈ શકે નહિ. જગતનો વ્યવહાર થાય છે, તેથી જગત અસત્ય કહેવાય નહિ. વળી વસ્તુઓ ક્ષણે ક્ષણે બદલાતી હોય તો આજથી મહિના પહેલાં જોયેલો ઘડો આજે પણ એનો એ છે, અને મહિના પહેલાં એ ઘડાથી જે કામ થતું હતું તે અત્યારે પણ થાય છે. ઘડામાં કોઈ પણ ફેરફાર થયેલો જણાતો નથી. તે ઘડાને અત્યારે પણ આપણે જ્યારે જોઇએ છીએ ત્યારે એમ કહીએ છીએ કે મહિના પહેલાં જોયેલો ઘડો તે જ આ છે. આમ અનુભવ અને અનુસ્મરણથી[2] તે જ છે એવી આપણી પ્રતીતિ થાય છે. જો વસ્તુઓ આ પ્રમાણે ક્ષણેક્ષણે નાશ પામતી હોય તો આપણને તેવી પ્રતીતિ થાય નહિ. આથી આ વાદ ટકી શકતો નથી. મૂળ કારણ શૂન્ય હોય તો તેમાંથી કાર્ય ઉત્પન્ન થઈ શકે નહિ. તો પછી તેને ખપુષ્પ, અગર શશશૃંગ જેવું જ કહેવું જોઇએ. જગત તેવું નથી.[3] કારણના અભાવે કાર્ય ઉત્પન્ન થઈ શકે નહિ, માટે કારણનો સ્વીકાર કરવો જ જોઇએ. મૂળ જો ન હોય તો શાખા ઇત્યાદિ ક્યાંથી હોય ? માટે મૂળનો સ્વીકાર કરવો જ જોઇએ. અને તે ભાવરૂપે હોવો જોઇએ, અભાવરૂપે નહિ. ભાવરૂપ કારણમાંથી જ ભાવરૂપ કાર્યની ઉત્પત્તિ થઈ શકે, અભાવરૂપમાંથી નહિ. જગતની ભાવરૂપે ઉપલબ્ધિ છે અને તેથી કાર્યને પણ સત્ય માનવું જોઇએ, એમ બ્રહ્મસૂત્રકાર કહે છે. કદાચ એમ કહેવામાં આવે કે ઉપલબ્ધિ માત્રથી જ તેને સત્ય કહેતા હો! તો પછી સ્વપ્નના પદાર્થોની ઉપલબ્ધિ છે છતાં આપણે તેને સત્ય માનતા નથી. આના ઉત્તરમાં આવે છે કે સ્વપ્નના પદાર્થોની સાથે પ્રપંચને સરખાવી શકાય નહિ. બંને વચ્ચે ઘણુ જ વૈધર્મ્ય છે. સ્વપ્નના પદાર્થો તે વખતે તથા સ્વપ્નના અંતે પણ મિથ્યા સમજાય છે. જગત વિશેનું જ્ઞાન એવું નથી. જો એમ કહેવામાં આવે કે વાસનાથી બાહ્ય અર્થની પ્રતીતિ થાય છે તો કહેવાનુ કે બૌદ્ધમતમાં બાહ્યઅર્થની ઉપલબ્ધિ જ નથી. જેની ઉપલબ્ધિ થતી હોય તેને વાસના ઉત્પન્ન કરે, ન થતી હોય તેની ન જ કરે. આવી ત્રુટિઓ શૂન્યવાદ અગર વિજ્ઞાનવાદમાં બ્રહ્મસૂત્રકાર દર્શાવે છે. તેને શ્રુતિનો કોઈ પણ આધાર નથી.

✓ **આરંભવાદ** આ નૈયાયિકો તથા વૈશેષિકોનો છે. તેના પ્રવર્તકો ગૌતમ તથા કણાદ છે. તેઓ જગતને પરમાણુજન્ય માને છે. જગતનું ઉપાદાનકારણ (જેમાંથી તે ઉત્પન્ન થાય છે તે કારણ)

---

૨ अनुस्मृतेश्च । ब्र. सू. २—२—२५

૩ नासतो दृष्टत्वात् । ब्र. सू. २—२—२६

૪ नाभाव उपलब्धेः ,, २—२—२८

૫ वैधर्म्याच्च न स्वप्नादिवत् ,, २—२—२९ ( જુઓ શ્રી વલ્લભાચાર્યનું અણુભાષ્ય )
स्वप्नादिषु तदानीमेव स्वप्नान्ते वा वस्तुनोऽन्यथाभावोपलम्भात् । न तथा जागरितं । वर्षान्तरमपि दृश्यमानः स्तम्भः स्तम्भ एव ।

પરમાણુ છે અને ઈશ્વર એ નિમિત્તકારણ છે કાર્ય અને કારણ ઉભયે ભિન્ન છે. આ મતવાળા જગતને અસત્ય માનતા હોવાથી તેઓ અસત્કાર્યવાદી કહેવાય છે. બૌદ્ધો જેમ જગતને અસત્ય માને છે તેમ નૈયાયિકો પણ અસત્ય માને છે. કાર્યાવસ્થા પૂર્વે જગત્ નહોતું. તે નવું જ ઉત્પન્ન થયેલુ છે. બૌદ્ધો શૂન્ય અગર વિજ્ઞાનને કારણ માને છે, જ્યારે નૈયાયિકો પરમાણુને માને છે. તે સત્ય, પણ જગત સત્ય નહિ, કારણ કે તે નવું જ સર્જાયેલુ છે. તેઓ પોતાના સિદ્ધાન્તને અન્યથાખ્યાતિથી સમજાવે છે. છીપમા રૂપાની પ્રતીતિનુ દૃષ્ટાન્ત આપે છે. છીપને જોતા તેના ચકચકાટ ધર્મને લીધે પ્રથમ જોયેના રૂપાનુ આપણુને સ્મરણુ થાય છે, એટલે આપણે તેને રૂપુ માની લઈએ છીએ આ જ્ઞાન અન્યથાજ્ઞાન અગર ભ્રમ છે. આમા ચક્ષુરિન્દ્રિય છીપને સ્પર્શ કરતી નથી. માત્ર 'આ ચાંદિ' છે એના વિષયને વળગી રહે છે. આમાં રૂપાનો અત્યન્તાભાવ પણ નથી, કારણુ કે સત્ય રૂપાનો સદ્ભાવ જગતમા હોય છે નૈયાયિકો આ રીતે જગતરૂપી કાર્ય અને તેના કારણ પરમાણુનો સબધ બતાવે છે. પરમાણુથી જગતનો આરંભ થાય છે, માટે તે આરભવાદ કહેવાય છે આનો મુખ્ય સિદ્ધાત એ છે કે જગત્ તે અસત્ છે તેને સિદ્ધ કરવાને ઘટનુ દૃષ્ટાંત તેઓ આપે છે ઘટ એ કાર્ય છે અને મૃત્તિકા એનું કારણ છે. ઘટના ઉત્પત્તિ પહેલા તે મૃત્તિકામા નહોતો (પ્રાગભાવ), કુભારે જ્યારે તેને બનાવ્યો ત્યારે જ તે ઘટને આપણે જોઈ શકયા, માટે તે કારણાવસ્થામા નહોતો. વળી તેનો નાશ થવા પછી પણ આપણે તેને જોઈ શકતા નથી (પ્રધ્વંસાભાવ). એથી પણ ઘટ-કાર્ય અસત્ છે. વળી જ્યારે તે નાશ પામે છે ત્યારે આપણે તેને કોઈ સ્થળે તે રૂપે ફરીથી કદી પણ જોઈ શકતા નથી (અત્યન્તાભાવ). માટે પણ તે અસત્ છે. તેમ પટ જેવા પદાર્થમા તે રહેતો નથી (અન્યોન્યાભાવ). આમ યુક્તિઓથી ઘટ-કાર્ય અસત્ છે એમ સિદ્ધ થાય છે તે જ રીતે જગત પણ અસત્ છે. આના ઉત્તરમા સાખ્યોની તત્ત્વકૌમુદીમા નીચેની દલીલો કરી છે

૧ અસદકરણાત્ કારણવ્યાપારની પૂર્વે જો કાર્ય હોય જ નહિ તો ગમે તે ઉપાયે તેની ઉત્પત્તિ સભવી શકે નહિ. વસ્તુના કારણરૂપમા જે ન હોય તે કાર્યરૂપે નિપજાવી શકાય નહિ મૂળના નીલ રગને હજારો શિલ્પીઓ મથે તોપણ તેને પીળો બનાવી શકે નહિ[૧] તલમા તેલ છે તો જ તેને પીલવાથી તેલ કાઢી શકાય છે. જો તેલ ન હોય તો તે કાઢી શકાય નહિ તેમ ડાંગરમા ચોખા છે તો જ તેમાથી ચોખા કાઢી શકાય છે. તેવી જ રીતે જગત કારણની અવસ્થામા ન હોય તો તેનું અસ્તિત્વ સભવી શકે નહિ

૨ उपादानग्रहणात् ( उपादानानि कारणानि, तषा ग्रहण, कार्येण सबव )—કારણ અને કાર્યની વચ્ચે અમુક પ્રકારનો ચોક્કસ સબધ છે તેથી અમુક કારણમાથી જ અમુક કાર્યની ઉત્પત્તિ થાય છે માટી અને ઘડાનો અમુક પ્રકારનો સબધ હોવાથી માટીમાથી ઘડો ઉત્પન્ન થાય છે તેમ જગત રૂપી કાર્ય તેના કારણ સાથે ચોક્કસ સમ્બન્ધ ધરાવે છે, તેથી તે સત્ છે

૧ असत् चेत्कारणव्यापारात्पूर्व कार्य नास्य सत्त्व कर्तु केनापि शक्यम्, नहि नील शिल्पिसहस्रेणापि पीत कर्तु शक्यम् વાચસ્પતિ મિશ્રની ટીકા तत्त्वकौमुदी, का. ९

૩. सर्वसंभवाभावात्—સર્વ સંભવના અભાવને લીધે અર્થાત્ ઉપર પ્રમાણે કારણ અને કાર્યનો સંબન્ધ ન હોય તો ગમે તે વસ્તુ ગમે તેમાંથી ઉત્પન્ન થાય. માટીમાંથી ઘડો ઉત્પન્ન થવાને બદલે પટ પણ ઉત્પન્ન થાય. પણ આવું બનતું નથી.

૪. शक्तस्य शक्यकरणात्—જે કારણ અમુક કાર્ય ઉત્પન્ન કરવાને શક્તિવાળું છે તે જ કારણ માંથી તે કાર્ય ઉત્પન્ન થાય છે. માટીમાંથી ઘડો ઉત્પન્ન થાય છે, તેનું કારણ કે માટીમાં તેમ કરવાની શક્તિ છે. તેવી જ રીતે જગતરૂપી કાર્ય જે કારણમાંથી ઉત્પન્ન થયું છે તે કારણ તેને ઉત્પન્ન કરવાને માટે શક્તિવાળું છે. માટે જગત સત્ છે.

૫. कारणभावात् ( कार्यस्य कारणात्मकत्वात् )—જેને આપણે કાર્ય કહીએ છીએ તે કારણનું રૂપાન્તર રૂપ છે, તેનાથી તે ભિન્ન નથી આ કાર્ય અને કારણ વચ્ચેનો અભેદ નીચેનાં કારણોથી સિદ્ધ કરી શકાય છે. (૧) પટ અને તન્તુના દષ્ટાંતમાં તન્તુઓ કારણ છે, અને પટ કાર્ય છે. તન્તુઓ છે તો પટ છે અને તન્તુઓ ન હોય તો પટ બને નહિ માટે બંને વચ્ચે અભેદ છે. (૨) ઉપરના દષ્ટાન્તમા પટ તન્તુઓમા છે. તન્તુઓથી બીજી જગ્યાએ પટ રહેતો નથી. (૩) તન્તુ અને પટની વચ્ચે સયોગસંબન્ધ કે વિયોગનો સંબન્ધ નથી, પણ તન્તુઓમાં પટ ઓતપ્રોત રહેલો છે. સયોગસંબધ એટલે જેમ કૂવો અને ડોલ. કૂવામા ડોલ પડી હોય તો તે સયોગસંબન્ધ છે. ડોલને જુદી પાડી શકાય છે, પણ અહીં પટને તન્તુથી જુદો પાડી શકાતો નથી. હિમાલય અને વિન્ધ્ય પર્વત વચ્ચે વિયોગ સબન્ધ છે, તેથી એક બીજાથી જુદા સ્થળે તેઓ છે. પટ અને તન્તુઓનો તેવો સબન્ધ નથી, કે જેથી તેઓ જુદા સ્થળે રહે (૫) વળી તન્તુના કાર્યરૂપ પટમા તન્તુની જ ગુરુતા છે જેટલું વજન તન્તુનું છે તેટલું જ પટમા છે. આ અનુમાન-પ્રમાણથી કાર્ય સત્ છે એમ સાખ્યવાદી કહે છે

**પરિણામવાદ**—સાખ્યવાદી એ સત્કાર્યવાદી ગણાય છે. તે કાર્યને 'સત્' માને છે, તેમ કારણને પણ સત્ માને છે જગત—કાર્યનું કારણ પ્રકૃતિ છે પ્રકૃતિનુ પરિણામ તે જગત, આવો તેમનો મત હોવાથી તે મતને પરિણામવાદ પણ કહે છે પ્રકૃતિના બીજા નામ અજા, પ્રધાન, તમસ્, માયા, અવિદ્યા વગેરે છે આ પ્રકૃતિમા સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણો છે તે ગુણો સામ્યાવસ્થા-માથી જ્યારે વૈષમ્યાવસ્થામા આવે છે ત્યારે પ્રપચ ઉત્પન્ન થાય છે સૌથી પ્રથમ મહત્તત્ત્વ, પછી અહકાર, તેમાથી પાચ તન્માત્રાઓ, દશ જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિયો, પાચ મહાભૂતો અને મન એટલાં તત્ત્વો સર્જાય છે, અને પુરુષ (જીવાત્મા) તેનો ભોગ કરે છે. આ સાખ્યવાદીઓ કાર્ય તથા કારણ ઉભયને સત્ય માને છે. કાર્ય મૂળ કારણમા હતુ તે જ પ્રકટ થયુ છે. કાર્ય તે કારણનું પરિણામ છે. જેમ દૂધમાથી દહીં, માખણ, ઘી વગેરે દ્રવ્યો પરિણામ પામીને ઉત્પન્ન થાય છે તેમ જગત ઉત્પન્ન થયું છે તેઓ વેદાન્તીઓની માફક બ્રહ્મ કે આત્માને તત્ત્વ માનતા નથી. જગતને સત્યપરિણામ માનતા છતા તેઓ પ્રકૃતિમા જ જગતનુ કર્તૃત્વ ઘટાવે છે આથી બ્રહ્મસૂત્રકારે તેના મતનુ ખડન અધ્યાય પહેલાના પ્રથમ પાદમાં ઈક્ષત્યધિકરણ તથા અધ્યાય બીજાના પ્રથમ પાદમાં કર્યું છે તેમા નીચેના કારણો આપવામા આવ્યા છે

૧. શ્રુતિ પ્રમાણથી—શબ્દપ્રમાણથી જગતનું ઉપાદાનકારણ તથા નિમિત્તકારણ પ્રકૃતિ હોઈ શકે નહિ, પણ બ્રહ્મ જ હોઈ શકે.

૨. શ્રુતિમાં ઇક્ષણપૂર્વક જગતનું સર્જન જણાવ્યું છે આ ઇક્ષણ તે પ્રકૃતિ જે પોતે જડ છે તેનો ધર્મ હોઈ શકે નહિ ચેતનનો જ તે ધર્મ છે

૩. 'જગત'નું સર્જન ચેતન જ કરી શકે, કારણ કે કોઈ પણ રચના બુદ્ધિનું પરિણામ છે. અને આ ચેતનનો ધર્મ છે. પ્રકૃતિ જડ હોવાથી તે જગતની રચના કરી શકે નહિ[10]

૪. પ્રકૃતિને કારણ માનનામાં લોકમા દૃષ્ટાન્તનો અભાવ છે જો એમ કહેવામા આવે કે જેમ તૃણ, પલ્લવ તથા જલ ગાયના ઉદરમા પોતાની મેળે દૂધના રૂપમાં પરિણમે છે, કારણ કે તેમ થવું તે તેનો સ્વભાવ છે, તેમ જગત એ જડ પ્રકૃતિનું પરિણામ છે. તો કહેવાનું કે એ દૃષ્ટાન્ત બરાબર નથી જડ પોતે પરિણામ પામી શકતું નથી, ઉપરના દૃષ્ટાન્તમા ગાયના અમુક ભાગમા જ દૂધ જોવામા આવે છે, શીંગડા વગેરેમા નહિ. જો તેનો પરિણામ પામવાનો સ્વભાવ હોય તો ગાયના પ્રત્યેક અંગમા તે જોવામા આવવો જોઈએ. વળી તૃણ, પલ્લવ અને જલ પોતે જડ છે, તે પોતાની મેળે દૂધ રૂપ થતા નથી, પણ જો ચેતન ગાય પોતે પ્રવૃત્તિથી તેમને મુખદ્વારા પોતાના ઉદરમા નાખે છે ત્યારે જ તેનો રસ અમુક સ્થળે ભેગો થાય છે અને તે દૂધના રૂપમા પરિણમે છે એટલે અહી પણ ચેતનના વ્યાપારની જરૂર છે ચેતનના વ્યાપાર સિવાય એકલી જડ પ્રકૃતિ કાર્યને ઉપજાવી શકે નહિ[11]

૫ યુક્તિથી પણ પ્રકૃતિની કારણતા સિદ્ધ થતી નથી જો એમ કહેવામાં આવે કે જેમ ગાય વાછરડાને માટે પોતાની મેળે પ્રવૃત્તિ કરે છે, તેમ પ્રકૃતિ પુરુષના ભોગાદિ માટે પ્રવૃત્તિ કરે

---

૭ इदं सर्वं यदयमात्मा ( બૃહદારણ્યકોપનિષદ, ૨–૪–૫–૪–૫–૭ ) आत्मैवेद सर्वं ( છાંદોગ્યોપનિષદ, ૭–૨૫–૨ ) स सर्वं भवति ( બૃહદારણ્યકોપનિષદ, ૧–૪–૬). स आत्मानं स्वयमकुरुत ( તૈત્તિરીયોપનિષદ, ૨–૭ ) વગેરે.

૮ सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् (છાં ૬–૨–૧) इत्युपक्रम्य तदैक्षत बहुस्यां प्रजायेय (છાં. ૬–૨–૩) તેમજ જુઓ ઐતરીયોપનિષદ ૧–૧–૧ તથા ૧–૧–૨, પ્રશ્નોપનિષદ ૬–૩. ત્યાં તેને કર્તૃ કહેલ છે. જ્યા 'આત્મા' શબ્દનો પ્રયોગ થયો છે ત્યા તે જીવના અર્થમાં નથી, પણ મુખ્યઆત્મા–બ્રહ્મના અર્થમા છે[9]

૯ गौणश्चेन्नात्मशब्दात् ब्र सू ૧–૧–૧૫

૧૦ रचनानुपपत्तेश्च नानुमानम् । ब्र सू. ૨–૨–૧ । ( જુઓ અણુભાષ્ય ) लोकाना भूर्भुवादीनामचेतनेन केवलेन प्रधानेन रचना नोपपद्यते । रचितत्वादेव न परिणाम ॥ अतश्चेतनकर्तृका रचना नाचेतनेन प्रधानेन कर्तुं शक्या । तस्मात्कारणत्वेन प्रधान नानुमन्तव्यम् ।

૧૧ अन्यत्राभावाच्च न तृणादिवत् । ब्र सू. ૨–૨–૫.

છે, તે પણ બરાબર નથી, કારણ કે કોઈ પણ પ્રવૃત્તિ પ્રયોજન વગર હોતી નથી. તે પ્રયોજન પણ પ્રેક્ષાવાળા ચેતનમાં જ હોય છે, અચેતનમાં નથી.[૧૨] કોઈ માણસ જ્યારે દોહતો હોય ત્યારે વાસણમાં પડતું દૂધ પોતે જ ક્ષીરની રચના કરે છે. તેમ જ નદીનું જલ પોતે જ સ્વતઃ ગતિ કરે છે. તેમાં ચેતનની અપેક્ષા નથી એવું કહેવામાં આવે તો કહેવાનું કે એ પણ બરાબર નથી, કારણ કે પહેલા દૃષ્ટાન્તમાં દૂધનો દોહનાર ત્યાં દોહવાનું કામ કરે છે, એટલે દૂધને બહાર લાવવામાં તે અમુક પ્રવૃત્તિ કરે છે. તેની પ્રવૃત્તિને લીધે જ વાસણમાં દૂધ જેમ પડતું જાય છે તેમ ક્ષીરરૂપને પરિણામે છે. એટલે ત્યાં ચેતનની અપેક્ષાએ જ જડની પ્રવૃત્તિ છે. બીજા દૃષ્ટાન્તમાં પણ વાયુ વગેરેના સંસર્ગથી ગતિ થાય છે.[૧૩]

૬. પ્રકૃતિ પોતાના સ્વભાવથી જ કાર્યરૂપે (જગદ્‌રૂપે) ચેતનની અપેક્ષા વગર પરિણમતી હોય, તો પછી તે કાર્ય કર્યે જ જાય, જગતનો કદી પણ અન્ત આવે જ નહિ. પણ જગતની જેમ ઉત્પત્તિ થાય છે, તેમ તેની સ્થિતિ અને લય પણ છે.[૧૪]

આ દૂષણ દૂર કરવાને જો એમ કહેવામાં આવે કે પુરુષની પ્રેરણાથી પ્રકૃતિ જગતને રચે છે, તો તે કથનમાં સાંખ્યવાદીઓનો વદતોવ્યાઘાત દોષ આવે છે. તેઓ પુરુષને વ્યાપારરહિત તથા કર્તૃત્વરહિત માનતા હોવાથી તેનામાં પ્રેરણા કરવાની શક્તિ નથી.[૧૫] તેમ પુરુષ અને પ્રકૃતિ વચ્ચે અંગાંગીનો સંબંધ પણ નથી. તેથી પુરુષની પ્રેરણાએ પ્રકૃતિ વ્યાપાર કરે છે તે બરાબર નથી.[૧૬]

પ્રકૃતિકારણવાદમાં ઉપરની ત્રુટિઓ હોવાથી તે આદરણીય નથી એમ બ્રહ્મસૂત્રકાર પ્રતિપાદન કરે છે.

**વિવર્તવાદ**—આનું બીજું નામ માયાવાદ છે. તેઓ જગતને વિવર્તરૂપે–ભ્રમરૂપે માને છે. નિર્ગુણ નિરાકાર બ્રહ્મ માયાને લીધે જગદ્‌રૂપે ભાસે છે. દોરડામાં જેમ છીપનો ભ્રમ થાય છે, તેની રીતે જગત એ કેવલ ભ્રમ હોઈને મિથ્યા છે. બ્રહ્મસૂત્રના जन्माद्यस्य यतो शास्त्रयोनित्वात् તથા तत्तु समन्वयात् એ સૂત્રોમાં જણાવ્યા પ્રમાણે બ્રહ્મ જગતનું ઉપાદાન (સમવાયી) કારણ તથા નિમિત્તકારણ છે, પ્રકૃતિ કે જીવ નહિ, એ વાત ખરી. પણ માયાવાદી કહે છે કે તે બ્રહ્મ તે નિર્ગુણ નિરાકાર નહિ, પણ સગુણ–સાકાર, માયાવિશિષ્ટ બ્રહ્મ. એટલે જગતનું કર્તૃત્વ આ માયાવિશિષ્ટ બ્રહ્મનું છે, નિર્ગુણ નિરાકાર બ્રહ્મનું નથી. જગતને ઉત્પન્ન કરનાર બ્રહ્મ માયાના સંબંધવાળું હોવાથી તે ગૌણ બ્રહ્મ છે અને તેથી મિથ્યા છે, એટલે તેનું કાર્ય આ જગત પણ મિથ્યા છે—આ વાદનું પણ ખંડન સૂત્રકાર કરે છે. તેની મુખ્ય દલીલો નીચે પ્રમાણે છે:

---

૧૨ अभ्युपगमेप्यर्थाभावात् । ब्र. सू. २–२–६ ।

૧૩ पयोम्बुवच्चेत्तत्रापि । २–२–३ ।

૧૪ व्यतिरेकानवस्थितेश्चानपेक्षत्वात् । ब्र. सू. २–२–४.

૧૫ पुरुषाश्मवदिति चेत्तथापि । ब्र. सू. २–२–७.

૧૬ अङ्गित्वानुपपत्तेश्च । ब्र. सू. २–२–८ः

૧. બ્રહ્મમાં જગતનો ભાસ માયાને લીધે હોય તો પછી બ્રહ્મ અને માયા એવાં બે જુદાં તત્ત્વો માનવાં પડે. અર્થાત્ દ્વૈતાપત્તિનો દોષ આવે છે. માયાવાદીઓના મતે તો એક જ તત્ત્વ છે.

૨. અનાદિ ભાવરૂપ માયા ભ્રમ ઉત્પન્ન કરે તો ઉપરનો દોષ આવે. જો તેને અભાવરૂપ માનો તો જગતનો ભ્રમ જ સંભવે નહિ.

૩. દોરડામાં સર્પની ભ્રાંતિ થાય છે, એમ કહેવામાં આવે છે, પણ એ દૃષ્ટાન્ત બ્રહ્મમાં થતી જગત્પ્રતીતિમાં બંધબેસતુ નથી, કારણ કે દોરડું અને સર્પ બન્ને આકારવાળાં છે, જ્યારે બ્રહ્મ નિરાકાર છે અને તેમાં દેખાતું ભ્રમરૂપ જગત્ સાકાર છે. એટલે નિરાકારમાં સાકારનો ભ્રમ થઈ શકે જ નહિ.

૪. વળી ભ્રાન્તિ તેને જ થાય કે તે જોનારે મૂળ વસ્તુ પ્રથમ જોયેલી હોય. જો સાચો સર્પ કોઈ દિવસે જોયો જ ન હોય તો તેના વિશેની ભ્રાન્તિ જ શી રીતે થાય? તેમ બ્રહ્મમાં જગતની ભ્રાન્તિ કહેનાર માયાવાદીએ સાચું જગત પહેલાં જોયેલું હોવું જ જોઈએ.[17]

ઉપરનાં કારણોથી વિવર્તવાદ સપ્રમાણ ઠરતો નથી.

જગત વિશે ઉપર આપણે ચાર મત જોયા. બૌદ્ધો જગતને નિરાલંબન કહે છે.

આપણા દેશના તત્ત્વજ્ઞાનીઓએ ઉપર પ્રમાણે જગત વિશે જે વિચારો દર્શાવ્યા છે તે વિશે ઔપનિષદ સિદ્ધાન્ત શું છે તે જણાવતા પહેલાં આપણે પશ્ચિમના તત્ત્વજ્ઞાનીઓના આ વિશેના થોડાક વિચારો જોઈએ.

યુરોપના તત્ત્વજ્ઞાનનો ઉદય ગ્રીસમાં સોક્રેટીસના વખતમાં શરૂ થયો એમ કહેવાય છે. પણ તેની પહેલાંના તત્ત્વજ્ઞાનીઓએ પણ આ વિશે વિચાર કરેલો છે. ઈ. સ. પૂર્વે ૭૦૦માં આયોનિયાના ચિન્તકોએ જગત વિષે સૌથી પ્રથમ વિચાર કર્યો, પણ તેમનું દૃષ્ટિબિન્દુ તાત્ત્વિક નહોતું. આ જગત જે દેખાય છે, તે શાનું બનેલું છે એ જ પ્રશ્નમાં તેઓ ગૂંચાયેલા હતા. કોણે સર્જ્યું એ પ્રશ્ન સાથે તેમને કશી નિસ્બત ન હોતી. પછીથી પાયથેગોરાસના સમયમાં Parmemdesને એમ જણાયું કે જગત્ સર્જાયેલું જ નથી, તેથી તેનો નાશ થઈ શકે એમ નથી. તેમાં જે ગતિ તથા ફેરફારો દેખાય છે તે ખોટા છે. જગત સાચું છે; પણ તેમાં જણાતા ફેરફારો તે સાચા નથી. પદાર્થોની ઉત્પત્તિ તથા નાશ તે તો નામ માત્ર છે. (Ex nihils nihil fit) આની સામે Heraclitesએ એવું પ્રતિપાદન કર્યું કે જગતમાં જે અનેક ઘટાપટાદિ પદાર્થો દેખાય છે તે અમુક અમુક નિયમને વશ થઈને નિરન્તર ફેરફાર પામતા જાય છે. જગત્ એટલે ફેરફાર પામતી વસ્તુઓનો પ્રવાહ. આ ફેરફારોની પછવાડે કોઈક તત્ત્વ છે. તે તત્ત્વ સનાતન

૧૭ આ માયાવાદનું વિશેષ ખંડન સૂત્રકારે બ્રહ્મસૂત્ર ઉપરના ભાષ્યમાં વિસ્તારથી કર્યું છે. તેમાં લગભગ ૧૬ દલીલો કરી છે. વળી રામાનુજ ભાષ્યમાં પણ પ્રથમસૂત્રના ભાષ્યમાં તેનું ખંડન કરવામાં આવ્યું છે. શ્રી વિઠ્ઠલેશજીએ પોતાના વિદ્વન્મંડન ગ્રંથમાં ઘણીજ વિદ્વત્તાથી આ મતનું ખંડન કર્યું છે.

અવિચલ રહે છે. વસ્તુઓનાં બાહ્ય રૂપોમાં ફેરફાર થાય છે, જ્યારે તે મૂળ વસ્તુ કાયમ રહે છે. આથી ફેરફારો મિથ્યા નથી, પણ સત્ય છે. ત્યારપછી પ્લેટોએ એમ કહ્યું કે બાહ્ય પદાર્થોની આપણને જે પ્રતીતિ થાય છે તે ખરી નથી. તે પદાર્થોની પછવાડે અમુક 'વિચાર' (મન) છે, તેજ સાચું છે. 'ઘટ' પદાર્થ ખરી રીતે 'ઘટ' વિષેના વિચારનું બાહ્યરૂપ છે. ઘટરૂપ તે ખરું નથી. તેમ જગત્ બાહ્યરૂપ છે. ઘટરૂપ તે ખરું નથી. તેમ જગત્ એ બાહ્યસ્વરૂપ છે તે ખરું નથી. એરિસ્ટોટલ જગતને સાચું માને છે. જગત્ જે તત્ત્વોનું બન્યું છે તેને સર્જનાર ઈશ્વર છે એમ એ કહેતો નથી, પણ જગતરૂપ થવામાં જે ગતિની જરૂર છે તે ગતિ આપનાર ઈશ્વર છે. આ પછી સત્તરમી સદીમાં કેટલાક ચિન્તકોએ આ વિષયમાં વિચાર કર્યો છે તેઓમાં Decartes જગતને સત્ય માને છે. તે કહે છે કે જે કંઇ જ્ઞાનનો વિષય થાય તે સત્ય જ હોય. Whatever I apprehend very clearly and distinctly is true. વળી તે કહે છે કે કોઈ પણ સત્તાવાળી વસ્તુ શૂન્યમાંથી ઉત્પન્ન થઈ શકે નહિ, તે કારણથી તથા આ જગતની સત્તા છે તેથી તેનો સર્જક કોઈ હોવો જોઇએ. તે સર્જકને એ ઇશ્વર કહે છે. જગતનું સર્જન કરનાર અને તેની સ્થિતિ ટકાવનાર ઇશ્વર છે. જગતરૂપી પરિણામ એની કૃતિ છે, માટે તે સત્ય છે. હોબ્સ પણ જગતને સત્ય માને છે. તે ઈશ્વરને જગતનું આદિ કારણ કહે છે છતાં એમ જણાવે છે કે મનુષ્ય તેનો વિચાર કરી શકે નહિ. સ્પીનોઝા જગતને જ ઇશ્વર કહે છે. જગતનો બનાવનાર જુદો ઈશ્વર છે જ નહિ. જગતથી પર કોઇપણ બીજું તત્ત્વ નથી. વળી આ જગત જેને એ પ્રકૃતિ કહે છે તે સ્થિત્યાત્મક નથી, પણ ગત્યાત્મક છે, તેમાં નિરન્તર ગતિ તથા ફેરફારો થયે જ જાય છે. તે ફેરફારો મિથ્યા નથી. તે ફેરફારોનો નાશ થતો આપણે જોતા હોઇએ છતાં તે નાશ પામતા જ નથી. એક ફૂલને નાશ થયેલું આપણે માનીએ પણ વસ્તુતઃ તે આપણી દૃષ્ટિએ તે રૂપે અદૃશ્ય થયું છે એટલું જ. બાકી બીજા રૂપે તેના મૂળ દ્રવ્ય–પ્રકૃતિમાં તે ભળી જાય છે. મૂળ ભૂતદ્રવ્ય બદલાતું જ નથી. મૂળતત્ત્વ પ્રકૃતિરૂપે એક જ છે. તે અસંખ્ય રૂપો પ્રકટ કરે છે. માટે તે પ્રકૃતિ અગર જગત્ સત્ય છે એવો એનો સિદ્ધાન્ત છે. તેઓ એમ માનતા હતા કે સ્વયંપ્રકાશ આત્મચૈતન્ય એ જ સત્ય છે. તે સિવાયનું તમામ અસત્ય છે. રૂપ નામથી ઓળખાતું કાલાવચ્છિન્ન તથા દિક્‌વડે મર્યાદિત જગત એ સત્ય નથી. ઘટપટાદિ પદાર્થોમાં ચિદ્ આત્મારૂપે પ્રકાશે છે તેને આપણે ઇન્દ્રિયોથી જોઈ શકતા નથી. તેથી તે ચિદ્ આત્માને બદલે નામરૂપની સંજ્ઞાથી ઓળખાતા બાહ્ય ઘટપટાદિને જ જોઇએ છીએ, પણ તે સાચા નથી.

ફિષ્ટ (Fichte)ની વિચારસરણીમાં જગત (અચિત્) વ્યાવહારિક દૃષ્ટિએ સત્ય છે પણ પરમાર્થ દૃષ્ટિએ અસત્ય છે.શેલિંગને મતે પ્રમાતા ચિત્ (જીવ) અને અચિત્ (જગત્) બન્ને પૂર્ણ પ્રમાતા–પરમતત્ત્વમાં ગ્રસ્ત થઈ જતાં હોવાથી તે તે રૂપે આભાસમય છે. જ્યારે હેગલ Hegel એમ કહે છે કે આ ચિત્ (જીવ) અને અચિત્ (જગત્)થી પર પૂર્ણ તત્ત્વ (Absolute self) છે. તે પોતાનું મર્યાદીકરણ કરીને વિશ્વરૂપે તથા જીવરૂપે દેખાય છે.

ઓગણીસમી સદીના વિજ્ઞાનવાદીઓ જડ પ્રકૃતિમાંથી જગતની ઉત્પત્તિને માનવા લાગ્યા

ડાર્વિનના મતે જગત જડમાંથી ઉત્ક્રાન્ત પામેલું સ્વરૂપ છે. ઉત્ક્રાન્તિક્રમના નિયમ પ્રમાણે આ જગતમાં ફેરફાર થયે જ જાય છે. જડમાંથી ચેતન ઉત્પન્ન થયું, તેમાંથી વનસ્પતિ, જંતુઓ પક્ષીઓ, મનુષ્યો વગેરે રૂપો ઉત્ક્રાન્ત થતાં ગયાં. આમ પરિવર્તન થયે જ જાય છે. પરિવર્તન એ સૃષ્ટિનો ક્રમ છે, તે પરિસ્થિતિને તથા કુદરતી પસંદગીના કાનૂનોને અનુસરે છે. અર્થાત્ આ અનેક પ્રકારના ફેરફારોવાળું જગત જડમાંથી ઉત્પન્ન થયેલું છે અને તે સત્ય છે એમ તે માને છે. પણ હમણાં યુરોપમાં જડ ઘાલી બેઠેલા આ વિચારને દૂર કરનાર ફ્રેન્ચ તત્ત્વજ્ઞાની બર્ગસન Bergson કહે છે કે જડમાંથી જગત ઉત્પન્ન થઈ શકે જ નહિ. જગત એ પણ મૂળ પદાર્થમાં ગતિ થઇને સર્જાયેલી વસ્તુ છે. જેમ પાણીનો પ્રવાહ નિરન્તર અસ્ખલિત ગતિએ વહે જ જાય છે, તેમ જગતમાં ચૈતન્યનો પ્રવાહ વહે જ જાય છે, અને નવી નવી વસ્તુઓ સર્જાતી જાય છે. અર્થાત્ જગત એક ચેતનમય અને ગતિશીલ છે. ચૈતન્ય એ જ જગતનો આત્મા. તેને એ elan vital નામ આપે છે. ચૈતન્ય અનંત રૂપ લે છે. તેને તે મહાકાળ–Duration એવું નામ પણ આપે છે. તે ચૈતન્ય અગળને આગળ વધતું જાય છે, તેનો છેડો નથી, કે મર્યાદા નથી. તેની સર્જનશક્તિ અમેય છે. આથી વેદાન્તીઓના બ્રહ્મતત્ત્વની માફક તેને વિશે આપણે નેતિ નેતિ જ કહી શકીએ. પદાર્થો ગતિમાન હોવા છતાં, તથા ક્ષણે ક્ષણે બદલાતા છતાં બૌદ્ધોની માફક આ જગતને નિરાલમ્બ માનતા નથી, પણ આ જગતનો ચેતનપ્રવાહ અમુક મૂળતત્ત્વમાંથી નીકળે છે, તેને તે ઇશ્વર કહે છે. તે ઇશ્વિર જડ પણ નથી, તેમ ચેતન પણ નથી, છતાં તે બન્નેનું આદિમૂળ એ છે. તે બન્નેય તેનામાં અપ્રકટ રીતે રહે છે. જડ તેના નામરૂપના ભેદ વગર, તેમ ચેતન તેના ગુણો રહિત તેનામાં રહેલ છે. જ્યારે જડ પદાર્થો જુદા દેખાય છે ત્યારે જીવનપ્રવાહ તેમાં રૂંધાઈ ગયેલો હોય છે. આમ બર્ગસનના મતે જગતનું મૂળ ચૈતન્ય છે. એ ચૈતન્યનો બહિરાવિષ્કાર એ જગત છે. એટલે તેના મતે જગત સત્ય છે. જગતનો ઉદ્ભવ મૂળકારણ જેને તે ઇશ્વર કહે છે તેમાંથી છે. એ સિદ્ધાન્તની બાબતમાં તે વેદાન્તીઓના બ્રહ્મતત્ત્વને મળતો આવે છે. પણ બર્ગસનના ઇશ્વરની સર્જનલીલામાં કોઇ હેતુ નથી. તે કર્તૃત્વ, સર્વશક્તિમત્તા તથા સર્વજ્ઞતા તેમ જ સ્વતન્ત્રતાના ધર્મોથી રહિત છે.[૧૮] ભેદવાદી વિલિયમ જેમ્સના મતે પણ જગત્ સત્ય છે.

યુરોપના તત્ત્વજ્ઞાનીઓમાં 'જગત' વિશે ઉપર પ્રમાણેના મુખ્ય વિચારો પ્રવર્તે છે.

હવે આપણે આ વિષયમાં ઔપનિષદ સિદ્ધાન્ત શું છે તે જાણવા પ્રયત્ન કરીએ. આ સિદ્ધાન્ત જુદા જુદા ઉપનિષદોમાં આપેલો છે, અને તે બધાના સારરૂપે બાદરાયણે પોતાનાં બ્રહ્મસૂત્રોમાં રજૂ કર્યો છે. સૂત્રકાર બાદરાયણે પોતાના વિચારને ખણ્ડન મણ્ડન પદ્ધતિએ રજૂ કર્યો છે. પોતાની પહેલાંના આ વિષયના વિચારો–આરંભવાદ, વિવર્તવાદ, પરિણામવાદનું ખંડન કર્યા સિવાય તે પોતાના વિચારને ન્યાય આપી શકે નહિ તેથી તેમનું ખણ્ડન તેમણે અધ્યાય બીજામાં કર્યું છે. તે ચારે વાદો

---

૧૮ જુઓ પ્રો. રાધાકૃષ્ણનના The Reign of Religion in Contempoary Philosoph નામના પુસ્તકમાં પ્રકરણ ૭ મું (Bergson's Idea of God).

એક કે બીજી રીતે ખામી ભરેલા તેમને જણાયા છે. બૌદ્ધોનો વાદ તો વેદબાહ્ય હોવાથી તેમને બિલકુલ માન્ય નથી, કારણ કે તે મતમાં વૃક્ષ છે. પણ વૃક્ષનું બીજ નથી. આરંભવાદમાં બીજ છે ( પરમાણુઓ ) પણ તેમાંથી ઉત્પન્ન થયેલા વૃક્ષને તેઓ મિથ્યા કહે છે તેથી તેમ જ વિવર્તવાદીઓ પણ વૃક્ષને અજ્ઞાનથી ભ્રમથી કલ્પાયેલું જણાવતા હોવાથી તેમનો મત પણ તેમને ગ્રાહ્ય નથી. સાંખ્યવાદીઓના મતે વૃક્ષ સાચું છે તેમ તેનું બીજ પણ સાચું છે, પણ તેઓ જગતરૂપી વૃક્ષના બીજને પ્રકૃતિ જણાવે છે. પણ તે જડ હોવાથી જગતની રચના તે કરી શકે નહિ. માટે તે મત પણ તેમને સંમત નથી. બ્રહ્મસૂત્રકાર એ જગતને સત્ય માને છે. ને ઉભયલિંગાત્મક–નિરાકારસાકાર, નિર્ગુણસગુણ બ્રહ્મનું જ કાર્ય છે. તે બ્રહ્મ જ તેનું ઉપાદાનકારણ છે તથા નિમિત્તકારણ છે. બ્ર. સ. ૧–૧–૧ માં જ બ્રહ્મ વિશેના વિચારની પ્રતિજ્ઞા કર્યા પછી તે સૂત્ર રજામાં તેનું કાર્યલક્ષણ આપતાં તે બ્રહ્મ જગતનું કર્તૃ છે એમ ત્યાં જણાવ્યું છે, અને પછીના સૂત્રમાં તેને સમવાયી કારણ કહેલું છે.

બ્રહ્મ એ કારણ અને જગત એ કાર્ય છે. જગતરૂપે એ બ્રહ્મની અમુક અવસ્થા છે. બ્રહ્મના સત્ ચિત્ અને આનન્દ એ ત્રણ ધર્મોમાંથી જગત એ તેના સત્ધર્મરૂપે છે. તે કાર્યરૂપે પ્રકટ થયા પહેલાં કારણ–બ્રહ્મમાં સત્ ધર્મરૂપે હતું. असद् वा इदमग्र आसीत् એમાં इदम् કહેતાં આ દૃશ્યમાન જગત પહેલાં અસત્ હતુ એમ જે કહેવામાં આવ્યુ છે તેનો અર્થ માત્ર એટલો જ કે તે કારણ રૂપમાં હોવાથી કાર્યરૂપે વ્યક્ત નહોતું, એટલે જગત એવો તેના વિશે વ્યવહાર થતો નહોતો. બાકી જગત એ બ્રહ્મના સદ્ ધર્મનો જ આવિર્ભાવ છે, તેનું જ કાર્યાવસ્થારૂપે પરિણામ છે. બ્રહ્મ રૂપના સદંશનો અમુક ફેરફાર તે જગત સાંખ્યવાદીઓ જગતને પરિણામ માને છે એટલે અંશે બ્રહ્મસૂત્રકાર અને સાંખ્યવાદીની એકતા છે. પણ સાંખ્યવાદીઓ જે પરિણામને માને છે તે વિકારવાળો હોવાનું કહે છે, જ્યારે બ્રહ્મસૂત્રકાર વિકાર વગરનો કહે છે. શ્રીવલ્લભાચાર્ય આ મતનું સ્પષ્ટીકરણ પોતાના અણુભાષ્યમાં કરે છે. તેઓ જણાવે છે કે બ્રહ્મસૂત્રકાર જે મતમાં માને છે તે અવિકૃત પરિણામવાદ છે. પરિણામ બે પ્રકારના છે. (૧) વિકારવાળા (૨) વિકાર વગરના. દૂધમાંથી દહીં, વગેરે પરિણામો વિકારવાળાં કહેવાય છે, કારણ કે તે પાછાં મૂળ રૂપને પામી શકતાં નથી. તેનું પાછું દૂધ થઈ શકતું નથી, માટે તે વિકૃત પરિણામ કહેવાય છે. સુવર્ણમાંથી બનાવેલા અલંકારોના ઘાટો તે વિકાર વગરનાં પરિણામો છે, કારણ કે તે અલંકારોને પાછા ઓગાળીને અસલ સોનાના રૂપમાં આપણે ફેરવી શકીએ છીએ, માટે તે અવિકૃત પરિણામ કહેવાય છે. બ્રહ્મસૂત્રકાર આ બીજા મતને માને છે. આ જગત બ્રહ્મનું એવું પરિણામ છે કે તે વિકારરહિત છે, અને તેથી તે લય પછી બ્રહ્મરૂપને પામે છે. ઉત્પત્તિ પહેલાં તે બ્રહ્મ હતું, અને લય પછી પણ બ્રહ્મરૂપ બને છે. તેના મૂળ રૂપમાં કોઈ પણ ફેરફાર નથી, માટે તે જગત સત્ય છે, વિકારવાળું મિથ્યા નથી. एकोऽहं बहुस्याम् એ શ્રુતિવાક્યાનુસાર પોતાની ઇચ્છાથી તેને પ્રકટ કર્યું છે એટલે માયાજન્ય

નથી અગર અવિદ્યાને લીધે ઉત્પન્ન થયેલુ નથી આકાશાદિ ભૂતો તેમાથી ઉત્પન્ન થયેલા છે[19] શ્રુતિઓના વાક્યના બળથી–શબ્દપ્રમાણના મતથી બ્રહ્મ જ જગતનુ કર્તૃ હોઈ શકે[20] સૂત્રકારે ૧–૪–૨૩ મા તે બ્રહ્મ જ નિમિત્તકારણ અને સમવાયી કારણ એમ ઉભય રૂપે છે, એ અર્થ જણાવવાને ત્યા પ્રકૃતિ શબ્દનો પ્રયોગ કર્યો છે. છા ૬–૧–૨ મા જણાવેલી પ્રતિજ્ઞા તથા છા ૬–૧–૪ મા આપેલા દૃષ્ટાન્તથી આ અર્થ જ યુક્ત છે તૈ ૨–૬ મા ' તેણે કામના કરી, હુ બહુ થાઉં, પ્રજા ઉત્પન્ન કરુ ' એ શ્રુતિવચનમા કામનાપૂર્વક જગત રચ્યાનુ કહ્યુ છે. આથી બ્રહ્મ જ જગતનુ કર્તૃ સમજાય છે ૧–૪–૨૬ મા તો જગતને આત્મકૃતિનુ પરિણામ સ્પષ્ટ કહેલુ છે અને તૈ ૨–૭ નો આધાર મળે છે અર્થાત્ બ્રહ્મ પોતે જ કર્તૃ છે અને પોતે જ કર્મ છે, અહી ' પરિણામ ' શબ્દ વાપર્યો છે એટલે સૂત્રકારના મતે જગત એ બ્રહ્મનુ પરિણામ છે, બ્રહ્મમાથી તે પરિણામ પ્રકટ થયેલુ હોવાથી તે વિકાર વગરનુ છે અર્થાત્ જગતનો ખુલાસો કરવાની બાબતમા તે પોતે અવિકૃત પરિણામવાદને જ સ્વીકારે છે જગત્ એ બ્રહ્મનુ પરિણામ હોવા છતા મિથ્યા નથી, પણ સત્ય છે તેની અને બ્રહ્મની વચ્ચે અભિન્નતા છે આ સિદ્ધાન્ત સૂ ૨–૧–૧૪ મા વિશેષ સ્પષ્ટ કર્યો છે આ સૂત્ર છા ૬–૧–૧ની वाचारम्भण विकारो नामधेय मृत्तिकेत्यव सत्यम् એ વાક્યને લક્ષ્યમા રાખીને યોજાયેલુ છે તે વાક્ય છાન્દોગ્યોપનિષદ્ના છઠ્ઠા પ્રપાઠકમા આવે છે, અને ઉદ્દાલકના પુત્ર શ્વેતકેતુને બ્રહ્મનુ જ્ઞાન કરાવવાને તે વાક્ય બોલે છે આમા વિકાર શબ્દ આવેલો હોવાથી, કેટલાકો એમ સમજે છે કે શ્રુતિમા જગતને મિથ્યા કહેલુ છે પણ તે અર્થ બરાબર નથી એમ સૂત્રકાર અહી જણાવે છે તે શ્રુતિનુ તાત્પર્ય બરાબર સમજવાને આખુ વાક્ય આપણે અહી ઉતારવુ જોઈએ यथा सोम्यैकेन मृत्पिण्डेन सर्वं मृण्मय विज्ञात, स्याद्वाचारम्भण विकारो नामधेय मृत्तिकेत्येव सत्यम् અહી એ લક્ષ્યમા રાખવાનુ છે કે ઉદ્દાલક શ્વેતકેતુને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરતી વખતે આ કહે છે. તે ઉપદેશ કરતી વખતે બ્રહ્મ અને જગતનો સબધ દર્શાવવા તે માટી અને તેમાથી બનતા ઘાટોનો દાખલો આપે છે જેમ માટીના પિણ્ડનું જ્ઞાન થાય તો તેથી માટીની જેટલી ચીજો બને છે તે બધાનુ જ્ઞાન થાય છે, કારણ કે તે બધામા માટી છે, તેમ એક બ્રહ્મના વિજ્ઞાનથી તેમાથી ઉત્પન્ન થતા કાર્યનુ પણ જ્ઞાન થાય છે આમ કહીને શ્રુતિ કારણ અને કાર્યની અનન્યતા, તથા અભિન્નતા દર્શાવે છે માટીમાથી ઘડો, કોડિયુ એમ અનેક ચીજો બને છે તે જુદા જુદા નામથી ઓળખાય છે આ ભેદો માત્ર વાણીથી થયેલા છે તે જુદા જુદા ' નામો ' મા પણ માટી તો છે જ, તેથી માટીના તે ઘાટોનો માટી સાથે અભેદ છે—તેમની અનન્યતા છે શ્રુતિ માત્ર કારણ અને કાર્યની બ્રહ્મ અને જગતની અનન્યતા જ જણાવે છે, મિથ્યાત્વ નહિ ઘડો માટીનો વિકાર — અન્યરૂપ

---

૧૯ कारणत्वेन चाकाशादिषु यथा व्यपदिष्टोक्तेः બ્ર સૂ ૧–૪–૧૪ ( જુઓ અણુભાષ્યમા આપેલા તૈ ૨–૧, છા ૬–૨–૩, મુ ૫–૧–૩, બૃ ૧–૨–૫ ના પ્રમાણ)

૨૦ બ્ર સૂ ૧–૬–૧૬

છે, કાર્યરૂપે છતાં તે મિથ્યા છે એમ કહેવાનું તાત્પર્ય નથી. જો માટી જ સત્ય અને ઘડો વગેરે મિથ્યા જ છે એમ કહેવાનું તાત્પર્ય હોત તો ત્યાં મૃત્તિકેતિ ન કહેત, તેને બદલે મૃત્તિકૈવ 'માટી જ' એમ કહેત. અહીં મૃત્તિકા સાથે ઇતિ જોડેલો છે. ઇતિ પ્રકારનો અર્થ જણાવે છે. એટલે તે કહે છે કે ઘડા વગેરેને માટીના પ્રકારે માટીના રૂપથી જુઓ, કારણ કે તે માટીનું રૂપ સત્ય છે. વળી માટી જ સાચી અને ઘડો વગેરે મિથ્યા એમ જો શ્રુતિને કહેવું હોત તો પછી સત્યમ્‌ને બદલે સત્યા એવા શબ્દનો પ્રયોગ થાત. આ ઉપરથી એમ સમજાય છે કે શ્રુતિનું એ તાત્પર્ય નથી. આ શ્રુતિના આધારે જ બાદરાયણ 'બ્રહ્મસૂત્ર'માં અવિકૃતપરિણામવાદ સ્વીકારે છે, અને જગતને સત્ય કહે છે.[૨૨]

---

૨૧ आत्मकृतेः परिणामात ।

૨૨ આના વિશેષ વિસ્તાર માટે જુઓ શ્રીવલ્લભાચાર્યનું अणुभाष्य, શ્રી વિઠ્ઠલેશનું विद्वन्मण्डन, શ્રી લાલુભટ્ટનો ख्यातिविवेक, શ્રી ગિરિધરજીનો प्रपञ्चवाद, શ્રી મજરાયનો भङ्गवाद, શ્રી પુરુષોત્તમજીનો सृष्टिभेदवाद તથા ख्यातिवाद તથા શ્રી ગિરધરજીનો शुद्धाद्वैतमार्तण्ड ગ્રન્થો.

# રામાનુજમતદર્શન

"ઊર્મિલ"

પ્રધાન વૈષ્ણવસંપ્રદાયોમાંના આ સંપ્રદાયનું સૈદ્ધાંતિક નામ વિશિષ્ટાદ્વૈતવાદ છે, આ સંપ્રદાય પણ અન્ય વૈદાન્તિક મતોની જેમ પ્રાચીન કાળથી પ્રચલિત છે. બ્રહ્મસૂત્રમાં વિશિષ્ટાદ્વૈતમતના સમર્થક તરીકે આશ્મરથ્યનું નામ મળે છે. પાંચરાત્રમત પણ એક રીતે વિશિષ્ટાદ્વૈતમત સદૃશ છે. એ પાંચરાત્રમતનો ઉલ્લેખ મહાભારતમાં પણ મળે છે. આટલું છતાંય બ્રહ્મસૂત્રની વિષ્ણુપરક વ્યાખ્યા નવી દૃષ્ટિએ તો દશમી શતાબ્દીથી શરૂ થઈ. શ્રી નાથમુનિ તથા યામુનાચાર્યે પોતાના અલૌકિક પાંડિત્યબળે વિશિષ્ટાદ્વૈતમતને નૂતન પ્રકાશ અર્પ્યો. અને તેમના પછી અગિયારમી શતાબ્દીમાં થયેલા શ્રીમદ્‌રામાનુજાચાર્યજીએ એ પ્રકાશને સમસ્ત દેશમાં પ્રસરાવ્યો. શ્રી રામાનુજાચાર્યજીના એ પ્રચંડ કાર્યના કારણે જ તેઓ મતપ્રવર્તક ગણાયા તેમ વિશિષ્ટાદ્વૈતમત રામાનુજમત નામે પણ ઓળખાયો.

ઉપર જણાવ્યું તેમ યામુનાચાર્ય તેમ રામાનુજાચાર્યનુ મતદર્શન એકદમ નવું નથી. એ મતનું શિક્ષણ યા ગ્રહણ ગુરુશિષ્યપરંપરા દ્વારા પ્રાપ્ત થયું હતું. દ્રવિડ દેશમાં મનાય છે કે આ સંપ્રદાયનું બીજ શ્રીલક્ષ્મીજીએ વાવ્યું હતું. આથી આ સંપ્રદાય શ્રીસંપ્રદાય નામે પણ પ્રસિદ્ધ છે. આ સંપ્રદાયની બે પ્રણાલિકા છેઃ એક આલવારોની અને અન્ય આચાર્યોની. આલવારો એ ભક્તિસૃષ્ટિ છે અને આચાર્યો દાર્શનિક છે.

આલવારોની પરંપરા નીચે પ્રમાણે છેઃ

સારયોગી, ભૂતયોગી, મહાયોગી, ભક્તિસાર, ભટ્ટનાથ, ગોદામા, કુલશેખર, યોગિવાહ, શ્રીપાણસ્વામી, ભક્તાંઘ્રિરેણુ, પરાંકુશમુનિ—શઠરિપુ, મધુરકવિ અને પરકાલ.

આ આલવારોનાં તામિલ નામ નીચે પ્રમાણે છે :

પૌયગૈયાલવાર, ભૂતઆલવાર, પૈયાલવાર, તિરુમલી શૈયાલવાર, પેરીઆલવાર, આંદાલ, કુલશેખર આલવાર, તિરુમંગાઈ આલવાર, તિરુપ્પાનાલવાર, નમ્માલવાર મધુર કવિ, અને તોન્ડરડી પોળિડ્યા આલવાર.

આ બારમાંના પ્રથમ ત્રણ આલવારો દ્રવિડ પ્રબંધના પ્રવતકો છે. તેમનાં જન્મસ્થાન સંભવતઃ કાંચી, તિરુવન્નમલઇ તથા મયલાપુર હતાં. ચતુર્થ આલવાર ભક્તિસાર બ્રહ્મર્ષિ અને વારાંગનાના પુત્ર હતા, અને પ્રથમના ત્રણ આલવારોના અનુગ્રહે આલવાર ભક્ત થયા હતા. પાંચમા ભટ્ટનાથ અને છઠ્ઠાં તેમનાં પુત્રી આંદાલ મહાન ભક્ત હતાં. આંદાલ આલવાર મધુરભાષિણી હોઈ ગોદામા નામે પણ પ્રસિદ્ધ છે. તામિલ ભાષામાં તેમણે સ્તોત્રરત્નાવલી નામક ગ્રંથ રચ્યો છે.

કુલશેખરનો જન્મ મલયાગના ચોલપટ્ટન યા તિરુમજ્જિક્કોલમ નામક સ્થાનમાં થયો હોઇ તેઓ મલબારપ્રાંતના ક્ષત્રિય રાજા હતા. તેમણે તામિલ ભાષામાં 'પેરુમાલ તિરૂમોળિ' નામક તથા સંસ્કૃતમાં "મુકુન્દમાલા' નામક ગ્રંથ રચ્યા છે. ભાષા તેમ ભાવસૌન્દર્યના કારણે તેમના ગ્રંથો રસિક સમાજમાં નિતાન્ત પ્રસિદ્ધ છે. તિરુપ્પાનાલ્વાર બ્રાહ્મણ હોઈ ત્યાગ–તપમય જીવન ગુજારતા હતા. પરાંકુશ મુનિ પાંડ્યદેશની કુરુકાપુરીમાં પ્રકટ્યા હોઈ શૂદ્ર હતા. તેમણે ચાર ભક્તિમાન પ્રચુરિત ગ્રંથોની રચના કરી છે. તિરુવિરુત્તમ્, તિરુવાશિરિયમ્, પેરિયતિરુવન્દાદિ તથા તિરુવોયમોલિ નામક એ ગ્રંથો સાહિત્યિક સૌંદર્યથી સમન્વિત તેમ આધ્યાત્મિક તત્ત્વોના પ્રદર્શરૂપ હોઈ વૈષ્ણવોમાં સર્વશ્રેષ્ઠ મનાય છે. વેદાન્તદેશિકે અંતિમ ગ્રંથને 'દ્રવિડોપનિષદ્' તરીકે સંબોધી—સમ્માની તેનો સંસ્કૃત ભાષામાં અનુવાદ કર્યો છે. મધુરકવિ પરાંકુશમુનિના શિષ્ય હોઈ તેમણે ગુરુનું પવિત્ર ચરિત્ર લખીને ગુરભક્તિને ઈશ્વરભક્તિની સમાન આદરણીય બનાવી છે.

શ્રીપાણસ્વામી કહેવાય છે કે અંત્યજના હાથે ઉછેર પામ્યા હતા. સંપ્રદાયમાં એક સુદૃઢ ભક્ત તરીકે તેમનું ખૂબ સમ્માન છે. છેલ્લા પરકાલ પણ અછૂત જાતિના હોઈ એક ભયાનક ડાકુ હતા. લૂટફાટથી મળેલું દ્રવ્ય તેઓ મંદિરો બંધાવવામાં વાપરતા. પૂર્વજન્મના સંસ્કારી હોઇ સદ્ગુરુપ્રતાપે હૃદયપલટો થતાં તેઓ એક મહાન ભક્ત થયા હતા. તેમણે ૭ પદ્યગ્રંથો નિર્માણું કર્યાં હોઇ તે તામિલ ભાષાનાં વેદાંગ મનાય છે. આ આલવારો સાંપ્રદાયિક મંતવ્યે દ્વાપરના અંતમાં અને કલિના પ્રારંભે થયા હતા. પણ પ્રવર્તમાન સંશોધનાનુસાર તેઓ સર્વ ઈ. સ. ના સાતમા સૈકાથી તે નવમા સૈકા સુધીમાં થઇ ગયા છે.

આ સંપ્રદાયમાં એક તરફ ઉપર્યુક્ત આલવારોએ ભક્તિગંગા વહાવી છે, જ્યારે બીજી તરફ આચાર્યોએ નિજ દાર્શનિકતાથી મતને સુદૃઢ કર્યો છે. શ્રી નાથમુનિના પૂર્વે આ મતના દ્રવિડાચાર્ય, ગુહદેવ, ટંક, શ્રીવત્સાંક પ્રભૃતિ આચાર્યોનાં નામ મળે છે. યામુનાચાર્યે નિજ "સિદ્ધિત્રય" ગ્રંથમાં તેમનો બ્રહ્મસૂત્ર પર ભાષ્યટીકા આદિ કૃતિઓના કર્તા તરીકે ઉલ્લેખ કર્યો છે. રામાનુજાચાર્યે પણ સ્પષ્ટ લખ્યું છેઃ

भगवद्बोधायनटङ्कद्रमिडगुहदेवकपर्दिभारुचिप्रभृत्यविगीतशिष्टपरिगृहीतपुरातनवेदान्तव्याख्यानसुव्यक्तार्थश्रुतिनिदर्शितोऽयं पन्थाः। (વેદાર્થસંગ્રહ)

અર્થાત્—ભગવાન બોધાયન, ટંક, દ્રમિડ, ગુહદેવ, કપર્દિ, ભારુચિ આદિ શ્રદ્ધેય આચાર્યોદ્વારા સ્વીકૃત પ્રાચીન વેદાન્તવ્યાખ્યાનોથી સુવ્યક્ત થયેલ અર્થવાળી શ્રુતિઓથી આ માર્ગ નિર્દેશ્યો છે.

આ પ્રમાણે આ સંપ્રદાય પણ અન્ય સંપ્રદાયોની જેમ અત્યંત પ્રાચીન છે, પણ તેને નૂતન પ્રતિભાવાન સ્વરૂપ તો શ્રી નાથમુનિ પછી જ મળ્યું છે. શ્રી નાથમુનિ નવમી શતાબ્દીમાં થયા હોઇ તેઓ મહાસમર્થ યોગી, વિદ્વાન તેમ ભક્ત હતા. તેમનું બીજું નામ શ્રીરંગનાથ હતું. સંપ્રદાયમંતવ્યે તેઓ શઠકોપ સ્વામીનો સાક્ષાત્કાર પામ્યા હોઇ તેમના દ્વારા સહસ્રગીતિ

સ્વાભાવિક જ છે જૈન સ્તુતિકાર સિદ્ધસેન દિવાકર જે ઈ સ ના પાચમા સૈકા લગભગ થયેલ છે તેણે પોતાની બત્રીશીઓમા મહાવીરની સ્તુતિ તરીકે જે પાચ બત્રીશીઓ રચી છે, તેનો આરભ જ ‘स्वयम्भुव भूतसहस्रनेत्र’ શબ્દથી થાય છે ત્યારબાદ તો જૈન પરપરામા સ્વયભૂ શબ્દ પુરાતન સ્વયસબુદ્ધ શબ્દના જેટલી જ પ્રતિષ્ઠા પામે છે સ્તુતિકાર સમન્તભદ્રે પણ ‘स्वयम्भुवा भूतहितेन भूतले’ શબ્દથી જ સ્તોત્રની શરૂઆત કરી છે એક વખતે બૌદ્ધ પરપરામા એવો પણ યુગ આવ્યો છે કે જે વખતે સ્વયભૂચૈત્ય સ્વયભૂવિહાર અને સ્વયભૂબુદ્ધની વિશેષ પૂજા શરૂ થઈ હતી અને તે ઉપર સ્વયભૂપુરાણ જેવા તીર્થમાહાત્મ્યગ્રથો પણ રચાયા છે આ પુરાણ નેપાળમા આવેલ સ્વયભૂચૈત્ય અને તેના વિહાર વિશે અદ્ભુત વર્ણન આપે છે, જે બ્રાહ્મણપુરાણોને પણ ટપાવી દે તેવુ છે આ બધુ એટલુ તો સૂચવે છે કે બ્રાહ્મણ અને પુરાણ પરપરામા સ્વયભૂનુ જે સ્થાન હતુ તેના આકર્ષણથી બૌદ્ધ અને જૈન સ્તુતિકારોએ પણ સુગત, મહાવીર આદિને વિશે પોતાની ઢબે સ્વયભૂપણાનો આરોપ કર્યો અને તેઓ પોતે પણ (ભલે બીજી દૃષ્ટિએ) સ્વયભૂને માને છે એમ પુરવાર કર્યું આ સ્થળે એ પણ નોધવુ જોઈએ કે એક સ્વયભૂસમ્પ્રદાય હતો જેના અનુયાયી સ્વાયભુવ કહેવાતા પછી તે સમ્પ્રદાય કોઇ સાખ્ય યોગની શાખા હોય કે પૌરાણિક પરપરાનુ કોઈ દાર્શનિક રૂપાન્તર હોય, એ વિશે વધારે શોધ થવી બાકી છે.

અથેતિ આ લેખ તૈયાર કરવામા મારા વિદ્યાર્થી શાન્તિલાલ મણિલાલ વૈદ્યે પૂરી મહેનત લીધી છે તેને તપાસી જઈ તેમા યોગ્ય ફેરફારનુ સૂચન પ દલસુખ માલવણિયાએ કર્યું છે, તે બદલ હુ એ બન્નેનો આભારી છુ

# 'વેદાંતવાદી' મંડનમિશ્ર*

### શ્રી દુર્ગાશંકર કે શાસ્ત્રી

શંકરાચાર્યના જીવનની દંતકથાઓમાં મંડનમિશ્ર સાથેના વાદવિવાદની કથા ઘણી પ્રસિદ્ધ છે મંડનમિશ્રનું ઘર બતાવતા કહેલા

स्वतः प्रमाणं परतः प्रमाणं
कीराङ्गना यत्र गिरो गृणन्ति ।
द्वारस्थनीडान्तरसन्निरुद्धा
जानीहि तन्मण्डनमिश्रमोकः ॥

ઇત્યાદિ શ્લોકોથી સૂચિત ત્યાંની સ્ત્રીઓનું પાંડિત્ય, મંડનમિશ્રની પત્ની ઉભયભારતીની શંકર અને મંડનના વિવાદમાં કોણ જીત્યું, એનો નિર્ણય આપવા જેટલી યોગ્યતા વગેરે એવા મોહક અંશો એ કથામાં છે કે શિક્ષિત માણસો પણ એ મોહના પ્રવાહમાં તણાઇ જાય તે નવાઈ નહિ પણ અહીં તો વેદાન્તી ગ્રન્થકાર તરીકે મંડનમિશ્ર વિષે કેટલી સાચી માહિતી હાલમાં આપણી પાસે છે એની જ ટૂંકી નોંધ આપવાનો ઇરાદો છે

શંકરવિજય[1] આદિ શંકરાચાર્યના ચરિત્ર સંબંધી દંતકથાઓના સંગ્રહરૂપ ગ્રન્થોમાં એવી કથા મળે છે કે શંકરાચાર્ય ધાર્મિક દિગ્વિજય કરવા નીકળ્યા ત્યારે કુમારિલના શિષ્ય મંડનમિશ્ર જેઓ ચુસ્ત કર્મવાદી મીમાંસક હતા એમને વાદવિવાદમાં હરાવ્યા પછી સંન્યાસાશ્રમની દીક્ષા આપી પોતાના શિષ્ય બનાવ્યા અને પૂર્વાશ્રમના મંડનમિશ્ર સંન્યાસી તથા શંકરના શિષ્ય થયા પછી સુરેશ્વર નામથી પ્રખ્યાત થયા 'નૈષ્કર્મ્યસિદ્ધિ' અને 'બૃહદારણ્યકવાર્તિક' જેવા ગ્રન્થોના કર્તા તરીકે આ સુરેશ્વર પ્રસિદ્ધ છે

ઉપરની દંતકથામાં પહેલી શંકા મહીસૂરના પ્રો હિરિયાન્ને નાખી તેઓએ ઈ સ ૧૯૨૩માં કહ્યું કે મંડનમિશ્રનો 'બ્રહ્મસિદ્ધિ' ગ્રન્થ જે ત્યાં સુધી છપાયો નહોતો પણ જેની હાથપ્રત પોતે જોઈ હતી તેમાંના કેટલાક સિદ્ધાંતો સુરેશ્વરના સિદ્ધાંતોથી એટલા ભિન્ન છે કે સુરેશ્વર અને મંડનમિશ્ર એક વ્યક્તિ હોઈ શકે નહિ, એટલું જ નહિ પણ ઘણું કરી મંડનમિશ્ર શંકરાચાર્ય પહેલા થઈ ગયા, જ્યારે સુરેશ્વર શંકરાચાર્યના શિષ્ય હતા એમ એ પોતે જ 'નૈષ્કર્મ્યસિદ્ધિ'માં કહે છે

* ભારતીય વિદ્યાભવનના આશ્રય નીચે યુનિવર્સિટીમાં આપેલું વ્યાખ્યાન

૧ શંકરાચાર્યના ચરિત્રના કહેવાતા લગભગ બારેક ગ્રન્થો મળે છે, જેમાંથી એક 'શંકરવિજય' આનન્દાશ્રમ પૂનામાં અને એક ગોવિન્દાનન્દનો 'શંકરાચાર્યચરિત' કેરળ પબ્લિશિંગ હાઉસ, ત્રીચુર કોચીન સ્ટેટમાં છપાયો છે

૨ જ રૉ એ સો ૧૯૨૩ એપ્રિલ અને ૧૯૨૪ જાન્યુઆરી

મંડનમિશ્રનો આ 'બ્રહ્મસિદ્ધિ' ગ્રન્થ જૂના વખતમાં ખૂબ પ્રસિદ્ધ હતો. ભામતીકાર વાચસ્પતિમિશ્રે એ ગ્રન્થ ઉપર બ્રહ્મતત્ત્વસમીક્ષા નામની ટીકા લખી હતી જેનો એ વિદ્વાન ભામતીમાં વારંવાર ઉલ્લેખ કરે છે. પણ હજી સુધી એ ટીકા મળી આવી નથી. વળી બ્રહ્મસિદ્ધિ ગ્રન્થનો અદ્વૈતસિદ્ધિકાર મધુસૂદન સરસ્વતીએ सिद्धीनामिष्टनैष्कर्म्यब्रह्मगानामियं क्रमात् । अद्वैतसिद्धिरधुना चतुर्थी समजायत ॥ એ શબ્દોમાં સ્પષ્ટ ઉલ્લેખ કરેલો જાણવામાં હોવા છતાં બ્રહ્મસિદ્ધિ ગ્રન્થનો પત્તો નહોતો. અને એ ગ્રન્થના વિષયની માહિતી ન હોવાને પરિણામે કીથ જેવો પ્રાચ્યવિદ્યાવિદ, જૈન લેખક વિદ્યાનંદ મંડનમિશ્રને વેદાંતવાદી કહે છે એ પુરાવાનાં બળથી મંડનમિશ્ર અને સુરેશ્વરને એક માનવાના સંભવને સ્વીકારે છે.[3]

મંડનમિશ્રના આ 'બ્રહ્મસિદ્ધિ' ગ્રન્થની હાથપ્રતોની શોધ કરતાં મદ્રાસ ગવર્નમેન્ટ ઓરિએન્ટલ મેન્યુસ્ક્રિપ્ટ્સ લાઈબ્રેરીના એ વખતના ક્યુરેટર મહામહોપાધ્યાય એસ. કુપ્પુસ્વામી શાસ્ત્રીને ૧૯૨૦માં પત્તો લાગ્યો. એમણે જ ૧૯૨૨માં એનું સંપાદન આરંભ્યું અને ૧૯૩૩માં મ. ગ. ઓ. મે. માળાના ચોથા મણકા તરીકે છપાઈને એ ગ્રન્થ બહાર પડ્યો.

આ બ્રહ્મસિદ્ધિ ગ્રન્થ અદ્વૈતવેદાંતનો છે એટલે મંડનમિશ્ર અને સુરેશ્વરની એકતા ન સ્વીકારીને પણ એ ગ્રન્થના કર્તૃત્વથી વિદ્યાનંદે કહ્યું છે તેમ મંડનમિશ્રને વેદાંતવાદી કહી શકાય એમ છે. વળી મંડનમિશ્રના વિધિવિવેક, સ્ફોટસિદ્ધિ વગેરે ગ્રન્થો પણ પ્રકટ થયા છે, અને એ ઉપરથી તેઓ મીમાંસક હતા એ તો ઘણા વખતથી ચોક્કસ જાણવામાં છે. પણ અહીં તો વેદાંતના ઇતિહાસમાં મંડનમિશ્રનું સ્થાન ટૂંકામાં અવલોકવાની ઇચ્છા છે. અને સંસ્કૃત સાહિત્યમાં મંડનમિશ્રનું સૌથી મહત્ત્વનું અર્પણ, મારા મતે, વેદાંતનો 'બ્રહ્મસિદ્ધિ' ગ્રન્થ જ છે.

ઉપનિષદોથી અદ્વૈત વેદાંતનો સંપ્રદાય આ દેશમાં ચાલુ થયો હતો. ઔપનિષદ કાળ પછીના કાળમાં અદ્વૈતવેદાંત વિષયક જે વિચારો થયા હશે તેમાંના કેટલાક મહાભારત (ગીતા અને શાન્તિપર્વ)માં મળે છે. પછી બ્રહ્મસૂત્રમાં કાશકૃત્સ્ન, ઔડુલોમિ વગેરેના ભિન્નભિન્ન મતો સંગ્રહાયા છે એ જોતાં અદ્વૈતવાદનો સ્વીકાર કરવા છતાં કેટલીક વીગતોની બાબતમાં ભિન્નભિન્ન મતો ધરાવનારા વેદાન્તીઓ બ્રહ્મસૂત્રકારના સમય પહેલાં હતા એમ દેખાય છે. બ્રહ્મસૂત્ર ઉપર શંકરાચાર્ય પહેલાં પણ એક તો ઉપવર્ષની જેનો સ્પષ્ટ નિર્દેશ શંકરાચાર્યે કર્યો છે[4] અને બીજી પણ અનેક વ્યાખ્યાઓ હતી એમ શાંકરભાષ્ય તથા રામાનુજભાષ્ય ઉપરથી જણાય છે. સૂત્રકાર પછીનું અને શંકરાચાર્ય પહેલાંનું ગૌડપાદીય કારિકા સિવાય કશું વેદાંતસાહિત્ય ન મળવાથી એ વચલા કાળના વેદાંતીઓમાંથી એક ગૌડપાદાચાર્યનું નામ જ જળવાઈ રહ્યું છે. આનું કારણ એ છે કે ગૌડપાદનો અદ્વૈતવાદ શંકરાચાર્યના વાદને મોટે ભાગે અનુકૂળ છે. શાંકરપરંપરામાં ગૌડપાદને શંકરના પરમગુરુ ગણવામાં આવે છે, એ રૂઢિને કદાચ પ્રમાણ ન ગણવામાં આવે, પણ ભાષ્યમાં શંકર 'સંપ્રદાયવિદ્ કહે છે' એમ કહીને ગૌડપાદીયકારિકાને ઉતારે છે.[5] એ પુરાવો નિઃસંદિગ્ધ

૩. કર્મમીમાંસા, ૧૯૨૧ પૃ. ૧૧
૪. બ્ર. સૂ. શાં. ભા., ૩-૩-૫૩
૫. બ્ર. સૂ. શાં. ભા., ૧-૪-૧૪

છે આ રીતે શાંકર અદ્વૈતને અનુકૂળ જે વેદાન્તીઓ બ્રહ્મસૂત્ર પછીના કાળમાં થઈ ગયા તેમાં ગૌડપાદ સર્વશ્રેષ્ઠ અને કદાચ શંકરના નજીકના કાળમાં થઈ ગયા, જેમ નાશકૃત્સ્ન બ્રહ્મસૂત્રકાર પહેલાં થઈ ગયા હતા [૬]

પણ જેમ શંકરને અનુકૂળ કેટલાક વેદાન્તીઓ હતા, તેમ કેટલાક ભિન્નમતના હોવાનો પણ સંભવ છે અને ભર્તૃપ્રપંચનામના કેટલાક મહત્ત્વના સિદ્ધાન્તોની બાબતમાં ભિન્નમત ધરાવનારા એક વેદાન્તીના ગ્રન્થો જૂના વખતના પ્રસિદ્ધ હોય એમ સુરેશ્વરાચાર્યના બૃહદારણ્યકવાર્તિકથી તથા તેની ટીકાઓના ઉલ્લેખોથી જણાય છે [૭] આ ભિન્નમતની પરંપરા શંકરાચાર્ય પછી કદાચ અલ્પ કાળ સુધી ચાલુ રહી હોય એ સંભવ છે શ્રીમદ્ભાગવતમાં એની ભિન્નમતની પરંપરાનો અદ્વૈતવાદ છે એમ હું માનું છું અને મંડનમિશ્રના 'બ્રહ્મસિદ્ધિ' ગ્રન્થમાં પણ શંકરાચાર્યથી થોડા મતભેદ દેખાય છે

## મંડનમિશ્રના મતભેદના મુદ્દાઓ

પ્રો હિરિયાન્નાએ જ છેક ઇ સ ૧૯૨૩–૨૪માં મંડનમિશ્ર અને સુરેશ્વરાચાર્યની ભિન્નતાના પુરાવા તરીકે નીચેના ચાર મુદ્દાઓ ખાસ નોંધ્યા હતા

(૧) અવિદ્યાના આશ્રય અને વિષયનો પ્રશ્ન

(૨) શબ્દાદ્વૈત

(૩) સ્ફોટવાદ અને

(૪) બ્રહ્મસાક્ષાત્કાર માટે ધ્યાનની જરૂર

આ ચારમાં 'બ્રહ્મસિદ્ધિ'ના સંપાદક કુપ્પુસ્વામી શાસ્ત્રીએ બીજા નવા મુદ્દાઓ ઉમેર્યા છે અલબત્ત, બધા સરખા મહત્ત્વના નથી, પણ વેદાન્તના ઇતિહાસમાં મંડનમિશ્રનું સ્થાન સમજવા થોડા મહત્ત્વના મુદ્દાઓની નોંધ નીચે કરી છે

## અજ્ઞાનના આશ્રય અને વિષયનો પ્રશ્ન

શાંકર વેદાન્તમાં અજ્ઞાન કે અવિદ્યાનું સ્થાન ઘણું મોટું છે એ પ્રસિદ્ધ છે શંકરાચાર્યે બ્રહ્મસૂત્રભાષ્યના ઉપોદ્ઘાતમાં જ અવિદ્યાનો પ્રમાણશાસ્ત્રના મૂળને સ્પર્શીને પોતાના વાદમાં અતિશય પરિણામકારક વિચાર કર્યો છે છતાં શંકરાચાર્યે સ્પષ્ટ શબ્દોમાં અજ્ઞાનનો આશ્રય કોણ અને વિષય કોણ એનો ફોટ કર્યો નથી પરિણામે આ મુદ્દાની બાબતમાં પાછળના વેદાન્તીઓમાં મતભેદ ઊભો થયો છે

આ મતભેદ શરૂ હોવાથી થયો એ પ્રશ્ન છે ભામતીપ્રસ્થાન અને વિવરણપ્રસ્થાન વચ્ચે આ મહત્ત્વનો મતભેદ સંપ્રદાયમાં ગણાય છે અને વિવરણકાર પ્રકાશાત્મયતીન્દ્ર (ઈ સ ૧૨૦૦)[૮]

૬ બ્ર સૂ શાં ભા ૧–૪ ૨૨

૭ જુઓ હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ ઉ પૃ ૧૭૫

૮ જુઓ હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ, ઉ પૃ ૨૧૭

પહેલાં થયેલા ભામતીકાર વાચસ્પતિમિશ્રે[9] "પ્રથમ[10] અવિદ્યા જીવને આશ્રયે રહેલી છે અને વિષય તરીકે પરમેશ્વરનો આશ્રય કરે છે" એમ સ્પષ્ટ કહ્યું છે.[10] મૂળ શાંકરભાષ્યમાં "પરમેશ્વરાશ્રયા" એવું વચન છે, તેની સ્પષ્ટતા કરતાં ઉપર પ્રમાણે ખુલાસો વાચસ્પતિએ કર્યો છે. વાચસ્પતિ પહેલાં આવું કથન ફક્ત મંડનમિશ્રનું જ મળે છે. "જીવોની અવિદ્યા છે," એમ એ કહે છે.[11] પણ મંડનમિશ્રને શાંકરપ્રસ્થાનની બહાર ગણીને ઉપલા મતને વેદાંતસંપ્રદાયે ભામતીકારનો મત ગણ્યો છે અને એની વિરુદ્ધનો મત સુરેશ્વરે કહ્યો છે એમ કુપ્પુસ્વામી શાસ્ત્રી કહે છે.[12] પણ એમણે ઉલ્લેખેલ સુરેશ્વરના કથનમાં આશ્રય અને વિષય બ્રહ્મ છે એવો સ્પષ્ટ અર્થ દેખાતો નથી અને વેદાંતના પાછલા ગ્રન્થોમાં એવા સ્પષ્ટ મત માટે સર્વજ્ઞાત્મમુનિના સંક્ષેપ શારીરકનો જ

आश्रयत्वविषयत्वभागिनी
निर्विभागचितिरेव केवला ।
૧–૩૧૯

એ શ્લોક ઉતારેલો વાચ્યો છે.

હવે ભામતીકારે અવિદ્યાનો આશ્રય જીવ છે એ પોતાનો મત મંડનમિશ્ર પાસેથી લીધો છે, એમ શ્રી સૂર્યનારાયણ શાસ્ત્રી, કુપ્પુસ્વામી વગેરે દ્રાવિડ વિદ્વાનો કહે છે અને વાચસ્પતિ પહેલા મંડનમિશ્ર થયા હોવાથી એની ના પડાય એમ નથી પરંતુ શંકરાચાર્યનાં વચનોના પૂર્વાપર આલોચનમાંથી એ મત નીકળી શકે છે, કોઈ શાંકરસિદ્ધાંત સાથે એને વિરોધ નથી અને બ્ર. સૂ. ૪–૧–૩ ના ભાષ્યમાં શંકર પોતે "અજ્ઞાન કોને છે?" એવા પ્રશ્નના જવાબમાં "જે તું પૂછે છે તેને" એમ કહે છે એમાંથી સ્પષ્ટ અજ્ઞાન અજ્ઞાની જીવને આશ્રિત છે એવો અર્થ નીકળે છે. ટૂંકામાં મારા મતે તો અમલાનન્દ કહે છે તેમ ભાષ્ય અને શ્રુતિનું હૃદય જાણીને વાચસ્પતિએ "જીવમાં રહેલી અવિદ્યાનો વિષય બ્રહ્મ છે" એમ કહેલું છે.[13] મંડનમિશ્રે આ વિચાર વાચસ્પતિ પેઠે જ પણ તેની પહેલા શ્રુતિ અને ભાષ્ય ઉપરથી લીધો હોવાનો સંભવ છે. વાચસ્પતિ જેવી શ્રદ્ધાથી ભલે નહિ પણ મંડનમિશ્રે શાંકરભાષ્ય જોયું તો છે જ. વળી વાચસ્પતિએ વિચાર કર્યા વગર કેવળ મંડનમિશ્રને અનુસરીને આ મત સ્વીકાર્યો છે એવું માનનાર પંડિતોને એટલું જ પૂછવાનું કે એમ હોય તો બીજી અનેક માન્યતાઓની ભામતમાં આગળ જોઈશું તેમ વાચસ્પતિએ મંડનમિશ્રનું ખંડન કર્યું છે તેનું શું?

---

૯ વાચસ્પતિમિશ્રે ઈ સ ૮૪૧મા એક ગ્રન્થ લખ્યો છે

૧૦ બ્ર સૂ ૧–૪–૩ ની ભામતી

૧૧ બ્રહ્મસિદ્ધિ, પૃ ૧૦

૧૨ બ્રહ્મસિદ્ધિ ઉપોદ્ઘાત, પૃ. ૩૫ તથા ટીપ ૩૩

૧૩. जीवस्था या अविद्याया विषय ब्रह्म शुक्तिवत् ।
ऊचे वाचस्पतिर्भाष्यश्रुत्योर्हृदयवेदिता ॥
બ્ર. સૂ. ૧–૪–૧૦ની કલ્પતરુટીકા.

પણ અહીં વિચારણીય મુદ્દો તો જુદો જ છે, અને તે એ કે જો મંડનમિશ્ર અને સુરેશ્વરાચાર્ય દંતકથા કહે છે તેમ એક હોય તો સુરેશ્વરના ગ્રન્થોમાં એ વિચાર મળવો જોઈએ હવે બ્રહ્મસિદ્ધિમાં શંકર પહેલાના અદ્વૈતવાદીનો મત અને સુરેશ્વરમાં શાંકર અદ્વૈતનો મત હોવાથી એ બેના ગ્રન્થોમાં સિદ્ધાંતભેદ દેખાય એ સ્વાભાવિક છે એટલે એ કારણથી મંડન અને સુરેશ્વરને ભિન્ન વ્યક્તિ માનવાની જરૂર નથી, એવી પ્રો. સુબ્રહ્મણ્ય શાસ્ત્રીએ 'બ્રહ્મસિદ્ધિ'ના આમુખમાં દલીલ કરી છે. મને તો એ દલીલ પોકળ લાગે છે, કારણ કે મંડનમિશ્ર શંકર પહેલાંના સંપ્રદાયના અદ્વૈતવાદી હોવા છતાં એમણે શાંકરભાષ્ય જોયેલ છે એ નક્કી છે, અને વાચસ્પતિ, અમલાનન્દ વગેરે શાંકર વેદાંતીઓને જે સિદ્ધાન્તનો વાંધો નથી તેનો સુરેશ્વરને શાંકરવેદાંતી તરીકે વાંધો હોવાનું કારણ નથી. એટલે માનવસ્વભાવની સાધારણ દૃષ્ટિએ જોતાં તો પોતે ગૃહસ્થાશ્રમી હતા તે વખતે બધું જોયા પછી બાંધેલા વિચારને જાણે જાણુના જ ન હોય એમ સન્યાસી થયા પછી એ જ વિષયનો ગ્રંથ લખે,એટલે કે 'બ્રહ્મસિદ્ધિ'ના કર્તા જ 'નૈષ્કર્મ્યસિદ્ધિ'ના કર્તા હોઈ શકે, એ વાત મારી બુદ્ધિને તો સમજાતી નથી.

મંડનમિશ્ર અને સુરેશ્વરની ભિન્નતા સાબિત કરવા માટે આ એક જ દાખલો પૂરતો છે. અને સિદ્ધાંતભેદના બીજા દાખલાઓ જે કુપ્પુસ્વામી શાસ્ત્રીના 'બ્રહ્મસિદ્ધિ'ના ઉપોદ્‌ઘાતમાંથી નીચે ઉતાર્યા છે તે ઉપરનાને પુષ્ટિ આપીને નિર્ણાયક થાય છે

## સ્ફોટવાદ

મંડનમિશ્ર વૈયાકરણ ભર્તૃહરિના સ્ફોટવાદને તથા શબ્દાદ્વૈતને માને છે. અને તેણે સ્ફોટવાદને સિદ્ધ કરવા માટે 'સ્ફોટસિદ્ધિ' નામનો જુદો ગ્રન્થ લખ્યો છે હવે મીમાંસકાગ્રણી કુમારિલ સ્ફોટવાદની વિરુદ્ધ છે અને શંકરાચાર્ય પણ સ્ફોટવાદને નથી સ્વીકારતા,[૧૪] સુરેશ્વર સ્વાભાવિક રીતે જ સ્ફોટવાદની ઉપેક્ષા કરે છે અને શબ્દાદ્વૈતને નથી સ્વીકારતા [૧૫]

**જ્ઞાનકર્મસમુચ્ચયવિચાર**—મુક્તિ માટે જ્ઞાન એટલું બસ નથી, પણ જ્ઞાન અને કર્મનો સમુચ્ચય આવશ્યક છે એવો વાદ શંકરાચાર્ય પહેલાથી પ્રસિદ્ધ હતો, એમ શંકરાચાર્યના ગ્રન્થો જોતા સ્પષ્ટ દેખાય છે ખાસ કરીતે પૂર્વમીમાંસાના પંડિતો વૈદિક કર્મોની, મુક્તિમા કોઈક જાતની ઉપયોગિતા સિદ્ધ કરવા મથે એ સ્વાભાવિક છે વેદોની તથા વૈદિક કર્મોની સામાન્ય લોકોના તથા પંડિતોના માનસ ઉપર જે પ્રબળ પકડ હતી તેનો વિચાર કરવાથી જ શંકરાચાર્યને મોક્ષ માટે બ્રહ્માત્મૈક્ય જ્ઞાન જ પૂરતુ છે અને વૈદિક કર્મની એમા બિલકુલ જરૂર નથી એવું સિદ્ધ કરવા માટે જે ભારે પ્રયત્ન કરવો પડ્યો છે તે સમજી શકાય છે

હિંસાત્મક વૈદિક કર્મોનો પ્રથમ વિરોધ ઉપનિષત્કાલીન જ્ઞાની ઋષિઓએ કર્યો, પણ એ ઉગ્ર ન હતો. એથી આત્મજ્ઞાન તરફ આકર્ષણ થયું પણ વૈદિક કર્મો ગયા નહિ પછી ભગવાન બુદ્ધે ઉગ્ર વિરોધ કર્યો. પરિણામે વૈદિક કર્મો બૌદ્ધ સમાજમાંથી નીકળી ગયા, પણ બૌદ્ધ ધર્મ

---

૧૪ જુઓ બ્ર સૂ., ૧-૩-૨૮ ૧૫ જુઓ 'બ્રહ્મસિદ્ધિ'નો ઉ.પૃ ૨૬ તથા ટીપ ૨૦, ૨૧

છૂટો પડી ગયો અને છેવટ તો આ દેશમાંથી લગભગ નીકળી ગયો અને બ્રાહ્મણધર્મમાં વૈદિક કર્મોનું સ્થાન લગભગ પૂર્વવત્ રહ્યું; જોકે અહિંસા આદિ ગુણોને સામાન્ય ધર્મમાં સ્થાન મળ્યું અને એ રીતે બ્રાહ્મણધર્મને નવો સંસ્કાર મળ્યો. અતિ ટૂંકામાં ઉપર દર્શાવેલી ઐતિહાસિક પરિસ્થિતિમાં ઈ. સ. ના પહેલા બીજા શતકથી તે સાતમાઆઠમા શતક સુધીમાં આ દેશમાં અપૂર્વ અને સર્વદેશી વિદ્યોપાસના અને બૌદ્ધ, જૈન તથા બ્રાહ્મણ મતના વિદ્વાનો વચ્ચે કર્મ, જ્ઞાન, ઈશ્વર, પ્રમાણશાસ્ત્ર, મિથ્યાજ્ઞાન વગેરે વિષયો સંબંધે વિદ્યાવૃદ્ધિકર વિવાદ ચાલીને જે બહોળી ગ્રન્થરચના થઈ છે તેનું સમગ્ર દર્શન ઘણું આહ્લાદક છે. આ ઈ. સ. પહેલાબીજા શતકથી ૭ મા ૮ મા શતક સુધીમાં શબર, કુમારિલ જેવા સમર્થ મીમાંસકો પણ થઈ થયા છે અને તેઓએ કર્મકાંડાત્મક પૂર્વમીમાંસાને નવી જ પ્રતિષ્ઠા આપી. ઉપર કહેલા સમય દરમિયાન જ આ દેશમાં અદ્વૈતવાદી વેદાંતીઓની પણ પરંપરા જીવતી હતી એ પહેલાં કહ્યું જ છે. પણ વેદાંતીઓમાં જેમ ગૌડપાદાચાર્ય જેવા કેટલાક દ્વૈતના તથા વૈદિક કર્મના ઉગ્ર વિરોધી હતા, ત્યારે બીજા કોઈક ભર્તૃપ્રપંચ જેવા અમુક અંશમાં ભેદને અવકાશ આપતા હતા, ત્યારે કોઈક કર્મજ્ઞાનના સમુચ્ચયને સ્વીકારતા હતા. અને મંડનમિશ્ર ઘણું કરી પોતાના સંપ્રદાયને અનુસરી અમુક પ્રકારનો સમુચ્ચયવાદ સ્વીકારે છે. મંડનમિશ્ર કહે છે કે[૧૬] "બ્રહ્માત્મભાવનું વેદાંત વચનો વડે જ્ઞાન થયા પછી કેટલાકનું મિથ્યાજ્ઞાન નિવૃત્ત થઇ જાય છે ત્યારે કેટલાકનુ મિથ્યાજ્ઞાન કાંઈક અંશે ચાલુ રહે છે અને એ દૂર કરવા માટે જેમ નિદિધ્યાસન આવશ્યક છે તેમ યજ્ઞદાનાદિ કર્મોની પણ જરૂર છે."

શંકરાચાર્ય કર્મોની આવી આવશ્યકતા માનતા નથી, એ કહેવાની જરૂર નથી. અને પોતાને શંકરના શિષ્ય કહેવરાવનાર સુરેશ્વરાચાર્ય પણ કર્મજ્ઞાનસમુચ્ચયનો ઉગ્ર વિરોધ કરે છે. તેઓ શંકરને અનુસરીને ચિત્તને શુદ્ધ તથા આત્માભિમુખ કરવા માટે જ નિત્ય નૈમિત્તિક કર્મોને આવશ્યક ગણે છે પણ ત પછી જ્ઞાનકર્મનો સમુચ્ચય ઘટતો નથી એમ સ્પષ્ટ કહે છે.

મંડનમિશ્ર કર્મ પેઠે જ ધ્યાન કે ભાવનાને આવશ્યક ગણે છે.[૧૮] જ્યારે સુરેશ્વરાચાર્ય સ્પષ્ટ કહે છે કે ઉપાસના કે ભાવનાની બિલકુલ જરૂર નથી.[૧૯]

**જીવન્મુક્તિવિચારઃ**–આ દેશમાં ધર્મ અને જ્ઞાન બેયનુ લક્ષ્ય ત્રણ હજાર વર્ષના લાંબા ઇતિહાસમાં મોક્ષ જ રહ્યું છે. અલબત્ત મોક્ષના સ્વરૂપ વિશે મતભેદ ઘણો છે. વળી સામાન્ય રીતે ધાર્મિક સંપ્રદાયો મરણ પછી સ્વર્ગ અથવા મોક્ષ મળવાની વાત કરે છે, જ્યારે વેદાંત વિદેહમુક્તિ અને જીવન્મુક્તિ બેયને સ્વીકારે છે. ખરી રીતે શંકરાચાર્યના કહેવા પ્રમાણે બ્રહ્માત્મૈક્યસાક્ષાત્કાર થયો કે મુક્તિ જ છે; પછી એ જ્ઞાન પ્રાપ્ત કરનાર વ્યક્તિ આ લોકમાં ગમે તે સ્થિતિમાં

૧૬. જુઓ બ્ર. સિ., પૃ ૩૫ થી ૩૭
૧૭. જુઓ નૈષ્કર્મ્યસિદ્ધિ, પૃ. ૩૨ થી ૪૦
૧૮ બ્ર. સિ., પૃ. ૩૩, ૩૫
૧૯. નૈષ્કર્મ્યસિદ્ધિ, પૃ. ૪૦

હોય. એ જ્ઞાનીને મુક્તિ માટે મરણ સુધી વાટ જોવાની કે મુક્તિને ક્યાંય શોધવાની જરૂર નથી. આવો જ્ઞાની જ્ઞાન થયા પછી જીવે ત્યાં સુધી જીવન્મુક્ત કહેવાય છે.

હવે મંડનમિશ્રે પણ જીવન્મુક્તિની ચર્ચા કરી છે, પણ એણે શાંકર ભાષ્યના જીવન્મુક્તિનિરૂપણ-થી કાંઈક મતભેદ પણ દર્શાવ્યો છે.[20] આ વિષયમાં तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ संपत्स्ये[21] એ શ્રુતિ અને अनारब्धकार्ये एव तु तदवधेः, भोगेन त्वितरे क्षपयित्वा संपद्यते એ બે સૂત્રોનો[22] આધાર લઈ વિચાર કરવામાં આવ્યો છે, જેનો સાર એવો છે કે

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे[23] ॥

એ અને એ મતલબની બીજી શ્રુતિઓ કહે છે તેમ પરાવર પરમાત્માનું દર્શન થતાં સર્વ કર્મો ક્ષીણ થઈ જાય છે એવો સર્વ વેદાન્તીઓનો મત છે. પણ આપણા કર્મવાદ અનુસાર પ્રત્યેક શરીર અમુક કર્મોથી બંધાય છે, અને કર્માનુસાર ચાલે છે. એટલે સર્વ કર્મો જો ક્ષીણ થઈ જાય તો કર્મને આધારે ઊભેલું શરીર તરત પડી જવું જોઈએ. પણ એ સ્થિતિ અનિવાર્ય હોય તો જ્ઞાનની પરંપરા ચાલવાનો જ સંભવ નથી રહેતો. આ મુશ્કેલી પ્રાચીન વેદાન્તીઓના ધ્યાનમાં આવી જ હતી અને બ્રહ્મસૂત્રકાર કહે છે તેમ જે શરીરમાં જ્ઞાન થયું હોય તે શરીરને ટકાવનાર પ્રારબ્ધ કર્મની અસર જ્ઞાનીને માટે પણ રહે છે. બાકીનાં સંચિત જેનું કાર્ય આરંભાયું નથી તે અને ક્રિયમાણ કર્મ જ્ઞાનીને લાગુ નથી પડતાં. શંકરાચાર્ય સૂત્રકારનું આ વલણ સ્વીકારે છે. મંડનમિશ્રને જીવન્મુક્તિ તો કબૂલ છે,[24] પણ એ પ્રારબ્ધકર્મનું જોર કાંઈક ઓછું કરવા માગે છે. એ કહે છે કે[25] "જ્ઞાનથી અવિદ્યા અને કર્મ આરબ્ધ અને અનારબ્ધ બેય ક્ષીણ થયા છતાં થોડો કાળ આરબ્ધ કાર્ય કર્મના સંસ્કાર ટકી રહે ખરા, પણ તે ચે શરીરના પડવા સાથે નિવૃત્ત થાય છે; અને મરણ પછી તો બિલકુલ એ સંસ્કાર રહેતા નથી."

આ પ્રસંગમાં શાંકરભાષ્યની કેટલીક ગૌણ દલીલોનું મંડનમિશ્રે ખંડન કર્યું છે. પણ મુખ્ય તાત્પર્યમાં તેઓ શંકરથી બહુ જુદા પડતા હોય, એમ મને લાગતું નથી. સંસ્કારથી શરીર ટકવાની મંડનમિશ્રની યુક્તિ શાંકર ભાષ્યમાં છે જ.[26]

પણ મંડનમિશ્રે પૂર્વપક્ષની એક દલીલ તરીકે કહ્યું છે કે, "જો તત્ત્વજ્ઞાન પછી તરત જ દેહ પડી જાય એમ માનવામાં આવે તો સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો ગીતામાં આપ્યાં છે તે ઘટે નહિ."

---

૨૦. જુઓ બ્ર. સિ., પૃ. ૧૩૦ થી ૧૫૪
૨૧. છાં., ૬–૧૪–૨
૨૨. બ્ર. સૂ., ૪–૧૧–૫, અને ૪–૧–૧૯.
૨૩. મુંડક ઉ., ૨–૨–૮
૨૪. જુઓ બ્ર. સિ., પૃ. ૧૩૧–૧૩૨
૨૫. „ „ પૃ. ૧૩૨, ૧૩૩ તથા ઉપોદ્ઘાત પૃ. ૩૮
૨૬. „ બ્ર. સૂ. ૪–૧–૧૫ ઉપરના ભાષ્યના શબ્દો તથા ૪–૧–૧૯ ની કલ્પતરુ ટીકા.

અને એના જવાબમાં પૂર્વપક્ષની દલીલ આપી છે કે "સ્થિતપ્રજ્ઞને જેની અવિદ્યા તદ્દન ગળી ગઈ છે એવો સિદ્ધ ન ગણવો પણ અમુક અવસ્થાને પ્રાપ્ત થયેલો સાધક ગણવો" ૨૭ હવે મને તો એ જ પ્રકરણના પછીના વચનોથી લાગે છે કે મંડનમિશ્ર પોતે પણ સ્થિતપ્રજ્ઞને સાધક નહિ પણ સિદ્ધ જ માને છે પણ પૂર્વપક્ષમાં કહેલા ઉપલા વચને પાઠકના વેદાન્તીઓનું ખાસ ધ્યાન ખેંચ્યું છે અને ભામતીમાં વાચસ્પતિમિશ્રે "સ્થિતપ્રજ્ઞ સાધક નહિ પણ સિદ્ધ" એ શબ્દો વડે મંડનમિશ્રના ઉપલા વચને ઉત્પન્ન કરેલી શંકાને દૂર કરી છે ૨૮ બ્રહ્મ સિ ના ઉપોદ્ઘાતમાં આ મતભેદ ઉપર મ મ કુપ્પુસ્વામી શાસ્ત્રીએ જે ભાર મૂક્યો છે તે મને તો વધારે પડતો લાગે છે

આ જ પ્રકરણમાં બ્ર સૂ ના यावदधिकारमवस्थितिराधिकारिकाणाम् ( ૩ ૩ ૩૨ ) એ સૂત્રના ભાષ્યમાં "અન્તરતમ આદિ ઋષિઓએ સમ્યગ્દર્શન થયું હોવા છતાં પરમેશ્વરના નિયોગને અધીન થઈને પરમેશ્વરે જ સોંપેલા અધિકારનો નિર્વાહ કરવા માટે મરણ પછી એક અથવા વધારે નવા દેહો પણ ધારણ કરેલા છે" એમ શંકરે કહેલું છે શાંકરભાષ્યના શબ્દો જોતાં ઇતિહાસ પુરાણમાં વ્યાસ, વસિષ્ઠ વગેરે જ્ઞાની ઋષિઓના પુનર્જન્મ વિશે જે કથાઓ મળે છે તેનો વેદાંતના મુક્તિવાદને અનુકૂળ ખુલાસો કરવાનો સૂત્રકારે ઉપર કહેલા સૂત્રમાં પ્રયત્ન કર્યો છે, એવો શંકરાચાર્યનો અભિપ્રાય જણાય છે સાધારણ રીતે શંકરાચાર્યનું વલણ એમના કેવલાદ્વૈતવાદને બાધક ન હોય એવી બાબતમાં પ્રાચીન શ્રુતપરંપરાને અનુકૂળ રહેવાનું છે

હવે મંડનમિશ્રે આ આધિકારિકોનો મુદ્દો ચર્ચ્યો જ નથી, પણ જીવન્મુક્તના પ્રકરણમાં વિદ્વાનનું શરીર પડયા પછી તેનું કૈવલ્ય ચોક્કસ છે એમ તેઓ કહે છે ૨૯ અને એ ઉપર ભાર દઈને કુપ્પુસ્વામી શાસ્ત્રી શંકરથી મંડન આ બાબતમાં જુદા પડે છે એવો અર્થ કાઢે છે. મારા મતે તેમનો આ અભિપ્રાય બરાબર નથી ખરી રીતે મંડનમિશ્રે પ્રસ્તુત વિષયને સ્પર્શ જ નથી કર્યો. એમ તો સુરેશ્વરે પણ એ પ્રશ્ન નથી ચર્ચ્યો અહીં શંકરાચાર્ય બ્ર સૂ ભાષ્યમાં સૂત્રોથી બંધાયેલા છે સૂત્રમાં જેની ચર્ચા હોય તે સર્વ વિષયો વિશે શંકરને કોઈ અભિપ્રાય આપવો જ પડે, જ્યારે મંડન અને સુરેશ્વર અમુક મર્યાદિત વિષયની જ ચર્ચા કરે છે ખરી રીતે "દેહ પડયા પછી વિદ્વાનને કૈવલ્ય મળે જ" એ નિશ્ચયમાં મંડનથી શંકર જરાય ઓછા આગ્રહી નથી ૩૦ પણ ઉપર કહેલ આધિકારિકોને એ નિયમ લાગુ નથી પડતો તેઓને—વ્યાસવસિષ્ઠાદિ ને કૃષ્ણાદિ અવતારોની કોટિના ગણવા એવો શંકરનો અભિપ્રાય છે

વેદાંતવાદવિષયક શંકર અને સુરેશ્વરથી મંડનના મતભેદના વધારે મુદ્દાઓને વિસ્તારથી ચર્ચવાની જરૂર નથી કુપ્પુસ્વામી શાસ્ત્રીએ મતભેદના જે બીજા મુદ્દાઓ નોંધ્યા છે, તેમાંના ઘણા તો અમુક ઉપનિષદ્વચનોનો અર્થ શંકરથી મંડને જુદો કર્યો હોવાના છે આમાં મને કોઈ

---

૨૭ બ્ર સિ, પૃ ૧૩૦ પ ૧૭ થી ૧૯

૨૮ બ્ર સૂ, ૪-૧-૧૫ ઉપર ભામતી તથા તે ઉપરની કલ્પતરુ જુઓ

૨૯ બ્ર સિ પૃ ૧૩૨, પ ૮ થી ૧૪

૩૦ [ જુઓ ૪-૧-૧૪ના ભાષ્યનો છેલ્લો ભાગ મંડને એ કહવાના શબ્દો ઉતાર્યા છે

મહત્ત્વ લાગતું નથી. ઉપનિષદ્વચનોના અર્થની બાબતમાં એવી છૂટ સંપ્રદાયમાન્ય છે.[31]

*अविद्यया मृत्युं तीर्त्वा* એ ઈશાવાસ્ય ઉ. ની શ્રુતિનો એ ઉપનિષદના શાંકરભાષ્યમાં આપેલા અર્થથી મંડનમિશ્રે જુદો અર્થ આપ્યો છે,[32] એ સાચું છે. પણ એ અર્થભેદ ઉપર ભાર મૂકવામાં કાંઈ તત્ત્વ નથી. ખરી રીતે જે અર્થ મંડને આપ્યો છે તે શંકરના વાદને અનુકૂળ છે, એટલું જ નહિ પણ બ્ર. સૂ. ૧–૧–૪ના ભાષ્યના અન્તમાં આપેલી ગાથાઓનું તાત્પર્ય સમજાવતાં ભામતીકારે એ જુદા અર્થમાં એ મંત્ર ઉતાર્યો છે.

**મંડન અને સુરેશ્વર**:–શંકરાચાર્યથી ક્યાંક ક્યાંક જુદા પડવાનું મંડનમિશ્રનું વલણ અને ઉપર વિસ્તારથી જોયું તેમ સ્ફોટવાદ તથા જ્ઞાનકર્મસમુચ્ચય જેવા મહત્ત્વના સિદ્ધાન્તોની બાબતમાં મંડનનો શંકર અને સુરેશ્વરથી ભિન્ન મત મંડનમિશ્ર તથા સુરેશ્વરને ભિન્ન વ્યક્તિ સિદ્ધ કરવા માટે પૂરતો સમર્થ છે. છતાં શ્રુતપરંપરાના બળથી આ સિદ્ધાન્તભેદની અવગણના કરવાનું સુબ્રહ્મણ્ય શાસ્ત્રી આમુખમાં કહે છે. મને તો એમની દલીલ ગળે ઊતરતી નથી. વળી તેઓ મંડનમિશ્રનાં અમુક વચનોનું સુરેશ્વરના બૃહદારણ્યકવાર્તિકનાં અમુક વચનો સાથે મળતાપણું વીગતથી દર્શાવીને એ સામ્યને એ બેની એકતાનું પ્રમાણ ગણે છે. પણ મને એ દલીલ સમર્થક નથી લાગતી. એક લેખકે બીજામાંથી વિચારો અને શબ્દોના ઉતારા કર્યા હોવાનો સંભવ છે. વેદાંતીઓ અથવા આપણા પ્રાચીન દાર્શનિક લેખકો વિરુદ્ધ પક્ષના પણ અનુકૂળ વિચારો અને શબ્દો ઉતારવામાં વાંધો ગણતા નથી અને નામ લીધા વગર ઉતારા કરે છે. અહીં મંડનમિશ્રના બ્ર. સિ. ગ્રન્થમાંથી બૃહદારણ્યકવાર્તિકમાં ઉતારા થયા હોવાનો સંભવ છે.

પણ મંડનમિશ્ર અને સુરેશ્વરની એકતાની વિરુદ્ધ સિદ્ધાન્તભેદ ઉપરાંત નીચેની બે દલીલો પણ કુપ્પુસ્વામી શાસ્ત્રીએ કરી છે. [ ૧ ] સુરેશ્વર *पंडितंमन्याः वेदार्थनिश्चिताः महामीमांसका धीराः* "સ્વસંપ્રદાય બલના ટેકાથી બોલનારા" એવા આક્ષેપો બૃ. વા. માં જે પ્રતિપક્ષીઓ માટે કરે છે તેમાં મંડનમિશ્ર ઉદ્દિષ્ટ હોવાનું એકાદ સ્થળે ટીકાકાર આનન્દગિરિ કહે છે.[34] [૨] કુપ્પુસ્વામી શાસ્ત્રી કહે છે કે [35] વેદાંતના મળી આવેલા કોઈ પણ પ્રમાણભૂત ગ્રન્થમાં મંડનમિશ્ર અને સુરેશ્વરની એકતા કહી નથી, એટલું જ નહિ પણ અદ્વૈતવાદના તથા દ્વૈતવાદના અનેક ગ્રન્થોમાં બેય લેખકોને ભિન્ન કહેલ છે.

વળી સર્વજ્ઞાત્મમુનિ સ્પષ્ટ શબ્દોમાં મંડનવચનને 'અન્યથાપ્રસ્થાન' કહે છે. એટલે કે શંકરપ્રસ્થાનથી મંડનપ્રસ્થાન ભિન્ન છે અને સુરેશ્વર તો શંકરના અનુયાયી છે એ નિર્વિવાદ છે.

---

૩૧. મંડનમિશ્રે પોતે જ પ્રસ્તુત જ શ્રુતિના બે અર્થ આપ્યા છે. શંકર પણ ઘણીવાર એક કરતાં વધારે અર્થ આપે છે.

૩૨. બ્ર. સિ., પૃ. ૧૩, પં ૭ થી ૧૧

૩૩. જુઓ બ્ર. સૂ., ૧–૧–૪ ના ભાષ્યનો અન્તભાગ તથા તે ઉપર ભામતી, નિ. સા. આ., પૃ. ૧૫૫

૩૪. જુઓ બ્ર. સિ. નો ઉપોદ્ઘાત, પૃ. ૩૦ તથા તે ઉપરની ૪૧ થી ૪૫ ટીપો.

૩૫. એજન, ઉ. પૃ. ૫૦, ૫૧ તથ. તે ઉપરની ટીપો

મારા મતે ઉપરની બે દલીલો ગમે તેવી બદ્ધમૂલ શ્રુતપરંપરાને ઉખેડી નાખવા માટે સમર્થ છે. પણ એથી આગળ ચાલીને કુપ્પુસ્વામી શાસ્ત્રી નીચેનો પુરાવો ઉમેરે છે. આનન્દાનુભવ નામના ચિત્સુખ પહેલાં થયેલા વેદાન્તી ગ્રન્થકાર ન્યાયરત્નદીપિકામાં વિશ્વરૂપ અને મંડનને એક વાક્યમાં જુદા ગણે છે. અને પછીના વાક્યમાં ગૃહસ્થ વિશ્વરૂપ એ જ સંન્યાસી સુરેશ્વર એમ કહે છે. મતલબ કે મંડન અને સુરેશ્વરને ભિન્ન ગણે છે'[૩૬] એ સ્પષ્ટ છે.

દંતકથાના આગ્રહી સુબ્રહ્મણ્ય શાસ્ત્રી તો મંડનમિશ્ર, ઉમ્બેક, વિશ્વરૂપ અને સુરેશ્વર ચારેયને એક ગણે છે.[૩૭] પણ મારો નિશ્ચય તો કુપ્પુસ્વામી શાસ્ત્રીને અનુસરતો મંડનમિશ્ર અને સુરેશ્વરને જુદા ગણવાનો છે. અલબત્ત સુરેશ્વર અને વિશ્વરૂપ એક હોય એ સંભવ છે.

## મંડનમિશ્રનો સમય

દંતકથા પ્રમાણે તો મંડનમિશ્ર શંકરાચાર્યના સમકાલીન અને પાછળથી સુરેશ્વરરૂપે શિષ્ય એટલે એનો સમય થોડાં વર્ષો પહેલાં તો શંકરાચાર્યના સમયથી નિશ્ચિત હતો. પણ 'બ્રહ્મસિદ્ધિ'માં શંકરથી ભિન્ન વિચારો છે, માટે 'શંકરવિજય'ની દંતકથામાંથી વિશ્વાસ ચલિત થતાં મંડનમિશ્રના સમય માટે પણ શંકા ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. અને 'બ્રહ્મસિદ્ધિ' છપાયા પહેલાં જેઓએ એ ગ્રન્થનું સંપૂર્ણ અવલોકન કર્યું નહોતું તેઓની માન્યતા એવી થઈ હતી કે શંકરાચાર્યથી ભિન્ન વેદાન્ત-મત દર્શાવનાર મંડનમિશ્ર શંકર પહેલાં અને એના બીજા ગ્રન્થોમાં કુમારિલમાંથી ઉતારા કરનાર કુમારિલ પછી થયા હોવા જોઈએ. આ વિચારશ્રેણીને અનુસરી શ્રી. પી. વી. કાણેએ કુમારિલ-ને ઈ. સ. ૬૧૦ થી ૭૦૦ વચ્ચે મંડનમિશ્રની સાહિત્યપ્રવૃત્તિને ૬૯૦ થી ૭૧૦ વચ્ચે, ઉમ્બેકની ૭૦૦ થી ૭૩૦ વચ્ચે અને શંકરના શિષ્ય સુરેશ્વરની ઇ. સ. ૮૦૦થી ૮૪૦ વચ્ચે મૂકેલ છે.[૩૭] જ્યારે શ્રી. રામસ્વામી શાસ્ત્રીએ 'તત્ત્વબિંદુ'ના ઉપોદ્‌ઘાતમાં મંડનમિશ્રને ઈ. સ. ૬૮૦ થી ૭૫૦માં મૂકેલ છે.[૩૮] પ્રાથ મંડનમિશ્ર અને સુરેશ્વરની ભિન્નતાના ઉપર નોંધેલા પુરાવા પ્રકટ થયા પહેલાં કહે છે કે કુમારિલ ઇ. સ. ૭૦૦ પહેલાં નહિ અને મંડનમિશ્ર તે પછી.[૩૯]

અહીં સ્પષ્ટતા ખાતર કુમારિલના સમયના નિર્ણય માટે જે પુરાવો ઘણાં વર્ષો પહેલાં પ્રાચ્યતત્ત્વવિદ્ કે. બી. પાઠકે આપ્યો છે અને પાછળના બધા તદ્વિદોએ સ્વીકાર્યો છે તે ટૂંકા-માં નોંધવો જોઈએ.[૪૦] ચિનાઇ સાધનો ઉપરથી એ વિદ્વાને દર્શાવ્યું છે કે સાતમા શતકના પાછલા ભાગમાં આ દેશમાં મુસાફરી કરનાર ચિનાઇ પ્રવાસી ઇત્સીંગ કહે છે કે 'વાક્યપદીય'ના કર્તા ભર્તૃ-હરિ ઈ. સ. ૬૫૦ માં મરણ પામ્યા હતા. હવે એ વિદ્વાને વિસ્તારથી બતાવ્યું છે તેમ કુમારિલે 'વાક્યપદીય'માંથી ઉતારો કર્યો છે તથા તેનું ખંડન કર્યું છે. કુમારિલે કરેલું ભર્તૃહરિનું ખંડન

---

૩૬. જુઓ બ્ર. સિ. નો ઉપોદ્‌ઘાત પૃ. ૫૧ તથા ટીપ ૧૪૯નું किं च प्रसिद्धप्रभावैर्विश्वरूप-प्रभाकरमंडनवाचस्पतिसुचरितमिश्रैः એ ન્યાય—ર.દી. નું વચન.

તથા ટીપ ૧૫૦માં ઉતારેલું વચન.

૩૭. પી૦ વી૦ કાણેનું હિસ્ટરી ઑફ ધર્મશાસ્ત્ર ૧૯૩૦, પૃ.૨૫૨ થી ૨૬૪

૩૮. વાચસ્પતિમિશ્રનું તત્ત્વબિન્દુ, અનામલ્લાઈ યુનિવર્સિટી સીરીઝ ૧૯૩૫ નો ઉપોદ્‌ઘાત

જોતાં પાઠક કહે છે તેમ કુમારિલના વખતમાં ભર્તૃહરિ વૈયાકરણ તરીકે ખૂબ પ્રખ્યાત હોવા જોઈએ. અને એક ગ્રન્થકારને પ્રખ્યાતિ મળતાં થોડાં વર્ષો લાગે એ જોતાં કુમારિલનો સમય ઈ. સ. ૭૦૦ પહેલાં માનવો મુશ્કેલ છે. વળી એ જ વિદ્વાને પહેલવહેલું દર્શાવ્યું છે તેમ શંકરાચાર્યે કુમારિલના તન્ત્રવાર્તિકમાંથી ઉતારો કરીને તેનું ખંડન કર્યું છે. ટૂંકામાં ભર્તૃહરિ પછી કુમારિલ અને તે પછી શંકરાચાર્ય એવો પૌર્વાપર્ય ક્રમ દેખાય છે. અને કુમારિલની પ્રસિદ્ધિ માટે થોડો કાળ જોઈએ એ જોતાં આઠમા શતકના પાછલા ભાગથી પહેલાં ન હોય. બીજી તરફથી શંકરના પ્રસિદ્ધ ટીકાકાર વાચસ્પતિમિશ્રે ઇ. સ. ૮૪૧ માં એક ગ્રન્થ લખ્યો છે, એટલે તે પહેલાં અને શંકરમંદારસૌરભ આદિ શંકરચરિત્રના કોઈ કોઈ ગ્રન્થોમાં કલિ સંવત ૩૮૮૯ની સાલ આપી છે.[41] એટલે કે ઇ. સ. ૭૮૮ એ ઉપરના પૌર્વાપર્યના નિર્ણયને અનુકૂળ છે એમ શ્રી૦ પાઠક કહે છે[42] અને ઈ. સ. આઠમા શતકનો પાછલો ભાગ એ શંકરનો સમય પ્રાચ્યવિદોમાં બહુમાન્ય થયો છે એમ કહી શકાય.[43]

હવે 'બ્રહ્મસિદ્ધિ' વાંચતાં સ્પષ્ટ દેખાય છે કે મંડનમિશ્રને શંકરના સિદ્ધાન્તની ખબર છે, એટલું જ નહિ પણ બ્રહ્મસૂત્રના શંકરભાષ્યમાંથી કેટલાંક વાક્યો મંડનમિશ્રે ઉતાર્યાં છે અને પછી તેનું ખંડન કર્યું છે,[44] એટલે મંડનમિશ્ર શંકર પછી કદાચ તરતમાં થયા છે, કારણ કે ટીકાકારના કહેવા પ્રમાણે સુરેશ્વરે એના વિચારોનું ખંડન કર્યું છે, અને વાચસ્પતિમિશ્રે તો બ્ર. સિ. ઉપર ટીકા લખી હતી અને બ્ર. સિ. માંથી ભામતીમાં ઉતારા પણ કર્યા છે એટલે મંડનમિશ્રની સાહિત્યપ્રવૃત્તિનો સમય શંકર પછી અને વાચસ્પતિ પહેલાં અર્થાત્ ઈ. સ. ૮૧૦ થી ૮૩૦ વચ્ચે કે એટલામાં હોવામાં શંકાનું કારણ નથી. જૈન ગ્રંથકાર વિદ્યાનંદ જેનો સમય ઇ. સ. ૮૩૮ માં પાઠકે જ નક્કી કર્યો છે તેઓએ મંડનમિશ્રનો ઉલ્લેખ કર્યો છે એ વિશેષ

---

૩૯. કીથનું કર્મમીમાંસા, પૃ. ૧૧

૪૦ જ. બો. બ્રે. રો. એ. સો. ગ્રં. ૧૮, પૃ. ૨૧૩.

૪૧ प्रासूततिष्यशरदामतियातवत्या-
मेकादशाधिकशतोनचतु सहस्र्याम्

તથા શંકરદિગ્વિજય ( આ. સં. સી )નો ઉપોદ્‌ઘાત પૃ. ૪–૫માં શંકરચરિત્રના કહેવાતા ગ્રંથોમાં કરેલા બીજા ઉતારાઓ પણ જુઓ

૪૨. જુઓ ઈ. એ. ગ્રં. ૧૧ (પૃ. ૧૭૪)માં પાઠકનો લેખ.

૪૩. બ્ર. સિ.ના ઉપોદ્‌ઘાતમાં દ્રાવિડ પંડિતોમાં સામાન્ય એવા દંતકથાને પકડી રાખવાના આગ્રહથી મ. મ. કુપ્પુસ્વામી શાસ્ત્રીએ ધર્મકીર્તિ, ભર્તૃહરિ, શંકરાચાર્ય, કુમારિલ, પદ્મપાદ, સુરેશ્વર, પ્રભાકર, અને મંડનમિશ્ર બધાને ૬૦૦ થી ૭૦૦ના ગાળામાં સમાવી દીધા છે. (જુઓ ઉ. પૃ. ૫૮) ભર્તૃહરિનો ઇત્સીંગની નોધથી નિશ્ચિત સમય છૂટકો ન હોવાથી કબૂલ રાખે છે. પણ ગ્રન્થોમા દેખાતા ક્રમને અવગણીને દંતકથાનો આવો સખ્ત આગ્રહ રાખવામાં ઐતિહાસિક દૃષ્ટિ મને તો દેખાતી નથી.

૪૪. બ્ર. સૂ. શાંકરભાષ્ય ભામતી, કલ્પતરુ, પરિમલ સાથે ( નિ આ.) પૃ. ૧૫૦થી ૧૫૩માંથી અમુક વાક્યો બ્ર. સિ. પૃ. ૩૪ માં ઉતાર્યાં છે.

પુરાવો છે,[૪૫] કુમારિલ અને શંકરના સમયનિર્ણયમાં પણ અકલંક, વિદ્યાનંદ, પ્રભાચન્દ્ર વગેરે જૈન ગ્રન્થકારોનો પુરાવો ઘણો નિર્ણાયક છે[૪૬]

## મંડનમિશ્રનું વેદાંતના ઇતિહાસમાં સ્થાન

મંડનમિશ્રે ભાવનાવિવેક, વિધિવિવેક અને સ્ફોટસિદ્ધિ જેવા મીમાંસાવિષયક ગ્રન્થો લખ્યા છે પણ મીમાંસક તરીકે મંડનમિશ્રનું સ્થાન ક્યાં છે એ પ્રશ્નને બાજુ ઉપર રાખીને વેદાંતના ઇતિહાસમાં એનું સ્થાન અને તે પણ કેવળ 'બ્રહ્મસિદ્ધિ'ને ધ્યાનમાં રાખીને એના અર્પણનું મૂલ્ય ટૂંકામાં આંકીએ "જેને ગાડે બેઠા તેના ગીત ગાવા" એ સામાન્ય ધોરણને અનુસરી દ્રાવિડ પંડિતોએ—ખાસ કરીને કુપ્પુસ્વામી શાસ્ત્રીએ મંડનમિશ્રની અદ્વૈતસિદ્ધાન્તના પ્રશ્નોની બાબતમાં પ્રમાણ તરીકે શંકર જેટલી ઉચ્ચ અને અગત્યની પ્રતિષ્ઠા હતી એમ કહ્યું છે[૪૭] વળી તેઓ કહે છે કે વેદાંત સંપ્રદાયમાં ભામતીપ્રસ્થાનની જે વિશેષતાઓ ગણાય છે તે ખરી રીતે મંડનમિશ્રનો વારસો છે[૪૮] મને આ બેય કથનોમાં અતિપ્રશંસા દેખાય છે મંડનમિશ્રના ગ્રન્થો જાણીતા હોય એ સ્વાભાવિક છે અને એ કારણથી કોઈ ગ્રન્થકારો ખંડન માટે એના ગ્રન્થોમાંથી ઉતારા કરે પણ ખરા પણ એમાંથી કુપ્પુસ્વામી શાસ્ત્રીએ કાઢ્યો છે એટલો બધો અર્થ નીકળી શકે નહિ[૪૯]

બીજું મંડનમિશ્રે અદ્વૈતવાદ અને તે પણ શંકરને માન્ય અદ્વૈતવાદ સ્વીકાર્યો છતાં કોઈકોઈ બાબતમાં શંકરથી જુદો મત દર્શાવ્યો પણ ખરો છે પણ અદ્વૈતવાદની પરંપરા શંકર પહેલાની છે અને શંકરના સમયમાં એ પ્રાચીનતર પરંપરાના કોઈ વેદાન્તીઓ ગ્રન્થો લખે તો એમાં શંકરથી મતભેદ હોવો સ્વાભાવિક છે પણ અહીં મુશ્કેલી તો એ છે કે ઉપર કહેલ પ્રાચીનતર પરંપરાના ગ્રન્થો ઉપલબ્ધ ન હોવાથી મંડનમિશ્રે જેણે શંકરના ગ્રન્થો જોયા છે તેણે કેટલું શંકરમાંથી સ્વીકાર્યું છે અને કેટલું એનું પોતાનું કે ભિન્નપરંપરાપ્રાપ્ત છે એ જાણવાનું કાંઈ સાધન નથી ભામતી પ્રસ્થાન અથવા ખરી રીતે વાચસ્પતિમિશ્ર મંડનમિશ્રના કાંઈક ઋણી હોવાના સંભવની ના પડાય એમ નથી મિશ્રાન્ત નામ હોવાથી મંડનમિશ્ર મૈથિલ હોવાનો સંભવ છે અને સ્વભૂમિના વિદ્વાન તરફ વાચસ્પતિમિશ્ર આકર્ષાયા હોય એ સંભવ છે, મંડનમિશ્રના બે ગ્રન્થો ઉપર વાચસ્પતિ મિશ્રે ટીકા લખી છે, એટલું જ નહિ પણ મંડનમિશ્રને આચાર્ય કહીને એમના તરફ ખૂબ માન દૃષ્ટિ બતાવી છે છતાં વાચસ્પતિપ્રસ્થાનની બધી વિશેષતામાં મંડનમિશ્રનો વારસો છે એવું તો મને દેખાતું નથી એક જ બાબત 'અજ્ઞાનનો આશ્રય જીવ છે' એ વાચસ્પતિના સિદ્ધાન્તનું મૂળ

---

૪૫ જ બા બ્રે રો એ સો ગ્ર ૧૮, પૃ ૨૨૭

૪૬ એજન પૃ ૨ ૧૩ ઉપરનો પાઠક્નો લેખ

૪૭ બ્રહ્મસિદ્ધિનો ઉ પૃ ૫

૪૮ એજન પૃ ૭૫

૪૯ કુપ્પુસ્વામી શાસ્ત્રીએ એપન્ડિક્સ ૫ મા પ્રકરણપરિચય વગેરેમાંથી જે ઉતારા આપ્યા છે તે જોવાથી એમના દાવાનું પોકળપણું દેખાશે

'બ્રહ્મસિદ્ધિ'માં બનાવવી શકાય છે. પણ ઉપર એ પ્રશ્નનો સવિસ્તર વિચાર કર્યો છે અને શંકરમાંથી વાચસ્પતિ અને કદાચ મંડનમિશ્રને પણ એ વિચાર મળ્યો હોવાનો સંભવ છે. બીજી બાબતમાં તો મંડનમિશ્ર તરફ માન હોવા છતાં શંકર તરફ વાચસ્પતિને ઘણું વધારે માન છે, અને શંકરથી જુદાં પડનાં 'બ્રહ્મસિદ્ધિ'નાં વચનોને ઉતારીને તેનું વાચસ્પતિએ ખંડન કર્યું છે.[૫૦] મંડનમિશ્રના સ્ફોટવાદનું પણ ખંડન તત્ત્વબિન્દુમાં કર્યું છે.

મંડનમિશ્રે અદ્વૈત વેદાંત સાથે વૈયાકરણ ભર્તૃહરિના કેટલાક સિદ્ધાન્તો, ન્યાયશાસ્ત્રના અમુક સિદ્ધાન્તો અને પૂર્વમીમાંસાની અમુક માન્યતાઓનો મેળ સાધવાનો 'બ્રહ્મસિદ્ધિ'માં પ્રયાસ કર્યો છે. અને એ એની વિશેષતા છે એમ કહી શકાય. પણ શંકરના પ્રખર પ્રકાશમાં મંડનમિશ્ર ઝાંખા પડી ગયા 'બ્રહ્મસિદ્ધિ' ગ્રન્થનો પ્રચાર લગભગ લુપ્ત થઈ ગયો. દ્રવિડદેશમાં એની હાથપ્રત જળવાઈ રહી એને સદ્ભાગ્ય જ ગણવું પડશે, કારણ કે દાર્શનિક દૃષ્ટિથી કે સંસ્કૃત દૃષ્ટિથી શંકર સાથે એને સરખાવી જ ન શકાય. પણ કેટલીક અવાંતર દલીલો માટે ગ્રન્થ વાંચવા જેવો છે અને વેદાંતના ઇતિહાસ ઉપર એમાંથી કેટલુંક અજવાળું જરૂર પડે છે.

---

૫૦. ભામતી (નિ. પ્રે. ક ૫. વાળી આવૃત્તિ પૃ. ૫૨-૫૩)માં મંડનમિશ્રના યજ્ઞાદિ કર્મથી સમુચ્ચિત બ્રહ્મોપાસના મોક્ષ આપે છે એ મતની દલીલો બ્રહ્મસિદ્ધિ પૃ. ૨૭ થી ૩૬ અને ૧૫૪ વગેરેમાંથી ખેંચી લઈ તેનું (પૃ. ૫૪, ૫૫માં) અને બ્ર. સિ પૃ. ૧૨-૧૩ તથા પૃ. ૩૫માંથી શબ્દો જ ઉતારીને (પૃ. ૫૮મા) તેનું ખંડન કર્યું છે. વળી બ્ર. સિ પૃ. ૧૩૦-૧૩-૧નાં વચનોને વાચસ્પતિએ બ્ર. સૂ. ૪-૧-૧૫ની ટીકામાં પૂર્વપક્ષ તરીકે ઉતારી તેનું ખંડન કર્યું છે.

# પંડિત કવિ નાનાક

શ્રી. રામલાલ ચૂનીલાલ મોદી

## ઉપક્રમ

**આચાર્ય** આનંદશંકરભાઇની સમકક્ષ વિદ્વત્તા અને સમૃદ્ધિવાળા બે નાગર બ્રાહ્મણો મધ્યકાલીન ગુજરાતમાં થયા છે; એક 'કીર્તિકૌમુદી'નો કર્તા સોમેશ્વરદેવ અને બીજા પંડિત નાનાક. પરન્તુ સોમેશ્વર જેટલો જાણીતો છે, તેટલો નાનાક નથી, કારણ કે સોમેશ્વરના રચેલા કેટલાક ગ્રન્થો અને શિલાલેખોની પ્રશસ્તિઓ મળી આવે છે, તેમ જ તેના પૂર્વજો ચૌલુક્ય રાજાઓના પુરોહિતો હોવાથી અને તે જાતે મહામાત્ય વસ્તુપાલનો આશ્રિત કવિ હોવાથી, તેના વિશે ઇતિહાસના પ્રબન્ધોમાં ઘણા ઉલ્લેખો થયેલા જોવામાં આવે છે; પરંતુ નાનાક સંબંધી 'ચતુર્વિંશતિપ્રબંધ'માં સહેજ ઉલ્લેખ હોવા ઉપરાંત બીજું કાંઈ સૂચન કોઈ ગ્રંથમાં મળતું નથી, તેમ જ તેનો રચેલો કોઇ ગ્રંથ પણ મળ્યો નથી. તેણે પ્રભાસપાટણમાં સરસ્વતીસદન બંધાવ્યું હતું, તેની વગર સંવતની[1] પ્રશસ્તિનો શિલાલેખ અને બીજી સંવત ૧૩૨૮ની પ્રશસ્તિનો શિલાલેખ એમ બે મળી આવ્યા છે. તે ઉપરથી તેના સંબંધી કેટલીક હકીકત જાણવા મળે છે.

## જ્ઞાતિ અને કુલ

નાનાકનું કુલ આનંદપુર અથવા નગર (હાલના વડનગર)માં રહેતું હતું. તેની જ્ઞાતિ નાગર બ્રાહ્મણની હતી અને તેનું ગોત્ર કાપિષ્ઠલ[2] હતું. તેનો મૂળ પુરુષ સોમેશ્વર હતો. સોમેશ્વરનો જન્મ વડનગર અને વિસનગરની વચ્ચે આવેલા ગુંજા ગામમાં થયો હતો. આ ગુંજા ગામ વૈજવાપ ગોત્રના બ્રાહ્મણોની માલેકીનું હતું, અને તે કોઈ ચૌલુક્ય રાજાએ (કદાચ મૂલરાજે) એ ગોત્રના કોઈ બ્રાહ્મણની દીવાનગીરી(શ્રીકરણવ્યાપર)થી પ્રસન્ન થઈ ઇનામ તરીકે આપેલું હતું. સોમેશ્વર વડનગરનો વતની હોવા છતાં, જન્મ ગુંજામાં થયો હતો, તેથી હું ધારું છું કે તે ગામમાં તેનું

---

૧. ગુ. એ. લે. ભા. ૩ પૃ. ૯૭ ઉપર આ પ્રશસ્તિ આપી છે, તેમાં તેનું વર્ષ નથી, પરન્તુ શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી ગુ મ. રા. ઇ. ભા. ૨, પૃ ૪૦૭માં નોંધે છે કે તે સં. ૧૩૨૦ની છે. પરંતુ Important Inscriptions from the Baroda State એ પુસ્તકમાં આ શિલાલેખોની જે પ્રતિકૃતિઓ છપાઈ છે, ત્યાં પહેલીમાં સંવત આપ્યો નથી.

૨. બંને પ્રશસ્તિમાં (પહેલીનો શ્લોક ૯ અને બીજીનો શ્લોક ૧) નાનાકનું ગામ કાપિષ્ઠલ જણાવ્યું છે, છતાં શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી તેનું ગોત્ર વૈજવાપ જણાવે છે, તે યોગ્ય નથી. તેમ જ તેઓ ગુંજામાં સોમેશ્વર રહેતો હતો એમ લખે છે, તે પણ બરોબર નથી. ગુંજામાં તો તેનો માત્ર જન્મ થયો હતો.

## ચારિત્ર્ય અને સામાજિક પદવી

તેનામાં આટલી વિદ્વત્તા હતી, એટલું જ નહિ, પણ તે રાજનીતિમાં નિપુણ હતો, બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ હતો, જિતેન્દ્રિય હતો, ઉજ્જવલ આચરણવાળો હતો અને નાગરજ્ઞાતિના ભૂષણરૂપ હતો. તે ઉપરાંત તે કાવ્યાનંદમાં રસિક હતો. આથી તે શ્રૌત અને સ્માર્ત બંને સંપ્રદાયના બ્રાહ્મણોના સમાજને શોભાવનારો હતો, એટલું જ નહિ, પણ ત્રણે વર્ણના લોકોમાં આગેવાન થયો હતો. આટલી યોગ્યતાને લીધે વિસલદેવ રાજાએ પણ તેના પગ ધોઈને તેને દાન આપ્યું હતું.

## સમૃદ્ધિ અને ઉદારતા

જેમ આચાર્ય આનન્દશંકરભાઈમાં શ્રી અને સરસ્વતીનો સંગમ થયો હતો, તેમ નાનાકમાં પણ લક્ષ્મી અને શારદાનો વિરોધ શમ્યો હતો, એમ પ્રશસ્તિ(શ્ર. ૨)કાર જણાવે છે. અર્થાત્ તેની વિદ્વત્તા જેવી અગાધ હતી, તેવી તેની સમૃદ્ધિ પણ વિપુલ હતી. આ સમૃદ્ધિ વિસલદેવની કૃપાથી પ્રાપ્ત થઈ હતી. જ્યારે વિસલદેવ સોમનાથની યાત્રાએ ગયો હતો, ત્યારે નાનાકને સાથે લઈ ગયો હતો અને ત્યાં પોતે બંધાવેલી વિસલબ્રહ્મપુરીમાં એક હવેલી આપી પ્રભાસમાં કાયમનો વસાવ્યો હતો. અને સોમેશ્વરની પૂજાનું કાર્ય સોંપી બગસરા ગામ જિવાઈમાં આપ્યું હતું. આના બદલામાં વિસલદેવને તે જીવતો હતો ત્યારે શાસ્ત્રપુરાણોની કથાઓ કહી સંભળાવતો અને તેના મરણ પછી પર્વે પર્વે તેનું શ્રાદ્ધ સરાવતો હતો. વળી સોમદેવની પૂજાથી પ્રસન્ન થઈને સોમનાથના મઠપતિ વીરભદ્રે તેને માંગરોળ ગામની ઊપજનો સાતમો ભાગ બાંધી આપ્યો હતો. આથી નાનાકની સમૃદ્ધિ વધી ગઈ હતી. આ સમૃદ્ધિનો તે સદુપયોગ કરતો હતો. પ્રશસ્તિકાર કહે છે કે તેણે ઘણા મહાયજ્ઞો કર્યા હતા, તે ઉદાર બુદ્ધિનો હતો, અતિથિઓનો સારો સત્કાર કરતો, તેના ઘેરથી કોઈ અભ્યાગત ખાલી હાથે પાછો જતો નહિ, તે સો બ્રાહ્મણોને નિત્ય બ્રહ્મભોજન કરાવતો[૫] અને પોતાનાં સુપાત્ર સગાંવહાલાં અને મિત્રમંડળોને છૂટે હાથે દ્રવ્યની સહાય આપતો. તેણે ઘણાં સાર્વજનિક કાર્યો પણ કર્યાં હતાં. તેણે પ્રભાસમાં સમુદ્રના કિનારે સારસ્વત સદન બંધાવ્યું હતું. આ કદાચ પાઠશાળા માટેનું મકાન હશે. આથી પ્રશસ્તિકાર યોગ્ય જ કહે છે કે આટલી યોગ્યતાવાળો નાગરભૂષણ નાનાક કોનો મિત્ર ન હોય?

## પત્ની અને પુત્ર

નાનાકને લક્ષ્મી નામની પત્ની હતી. તે મધુરભાષિણી અને ઉભય કુલના ભૂષણરૂપ હતી. તેને ગંગાધર નામનો પુત્ર હતો, પરન્તુ તેની યોગ્યતા વિશે પ્રશસ્તિકાર કંઈ જણાવતો નથી, પણ આશીર્વાદ આપે છે કે તે રાજનીતિમાં કુશળ થાઓ અને પોતાના સુચરિતથી કુલને પાવન કરો. એ ઉપરથી જણાય છે કે પ્રશસ્તિ રચાયાને સમયે ગંગાધરની ઉમર નાની હશે. નાનાકના કુટુંબનું શું થયું તે જાણવામાં આવ્યું નથી. છેલ્લી પ્રશસ્તિ રચાયા કેડે પચીસેક વર્ષ પછી અલાઉદ્દીન ખૂનીના લશ્કરે (સં. ૧૩૫૬) સોમનાથ ઉપર ચઢાઈ કરી હતી, તે વખતે આ કુટુંબનો નાશ થયો હોય અગર તો ભાગીને બીજે જઈ વસ્યું હોય.

---

૫. આ સો બ્રાહ્મણો તે તેના સરસ્વતીસદન (પાઠશાળા)ના વિદ્યાર્થીઓ કદાચ હશે.

## વડનગરો કે વિસનગરો ?

જેમ અત્યારે બ્રાહ્મણોમાં નાગરજ્ઞાતિ ઉચ્ચ મનાય છે, તેમ તે કાળે પણ મનાતું હતું, એમ દ્વયાશ્રય કાવ્ય ઉપરથી જણાય છે (સ. ૧૯, શ્લો. ૬૦ અને તે ઉપરની ટીકા) ને નાનાકની પ્રશસ્તિ અં. ૧, શ્લો. ૨૨માં પણ ગર્વપૂર્વક લખ્યું છે કે मानुष्यैर्द्विजता दुरापतरका तत्राप्यहो नागरज्ञातिः ख्यातिमती. નાનાક નાગર બ્રાહ્મણ હતો એમાં શંકા નથી, પરન્તુ તે વડનગરો કે વિસનગરો નાગર હતો, તે સંબંધી મતભેદ છે.[૬] તેના પૂર્વજો વડનગરા હોવાથી તે વડનગરો નાગર હોવાનો વિશેષ સંભવ છે. જ્યાં પણ ચ. વિ પ્ર. માં તેને विसलनगरीय કહ્યો છે, તેથી કેટલાક તેને વિસનગરો પણ ગણે છે. જો નાનાકના કાળમાં નાગરમાં ભેદ પડ્યા હોય, તો તે વડનગરો હોઈ શકે, કારણ કે ચ. વિ. પ્ર. માં તેને વિસનગરનો રહેવાસી કહ્યો છે, કંઈ વિસનગરો નાગર કહ્યો નથી. પણ હું ધારું છું કે તેના સમયમાં વિસનગર તાજું જ વસેલું હોવાથી તે સમયે એ ભેદ સ્પષ્ટ પડ્યા નહિ હોય. કેટલાક વિદ્વાનો વિસનગર અજમેરના ચૌહાણ રાજા વિસલદેવે વસાવ્યાનું માને છે, પણ તેને માટે કોઈ આધાર નથી. એવું કહેવાય છે કે મહમ્મદ ગિઝનીએ સોમનાથ ઉપર ચઢાઈ કરી, ત્યારે તેના સામે ઘણા રાજાઓ થયા હતા. તેમાં પાટણનો ભીમદેવ પહેલો સામેલ નહિ થવાથી અજમેરના વિસલદેવે ગુજરાત ઉપર ચઢાઈ કરી ભીમને હરાવ્યો અને પોતાની ચઢાઈના સ્મારકરૂપે તેણે વિસનગર વસાવ્યું.[૭] આમાં ઐતિહાસિક તથ્ય નથી, કારણ કે ભીમદેવ મહમ્મદની સામે લડ્યો હતો એમ મુસલમાન લેખક લખે છે. વળી વિસલદેવ ચૌહાણે ગુજરાત ઉપર ચઢાઈ કર્યાનો પણ કોઈ સ્થળે ઉલ્લેખ નથી. આ વિસલદેવ (વિગ્રહરાજ ત્રીજો) ભીમનો સમકાલીન નહોતો, પણ તેના પુત્ર કર્ણદેવનો સમકાલીન હતો. કર્ણના સમયમાં પણ તેણે ગુજરાત ઉપર ચઢાઈ કરી હોય તેવું જણાતું નથી. વળી સિદ્ધરાજના સમય પહેલાં વિસનગર શત્રુરાજાએ વસાવ્યું હોય તો સિદ્ધરાજ શત્રુના કાયમના સ્મારક જેવા તે નગરનો નાશ કર્યા વિના રહે નહિ. વિસનગરનો ઉલ્લેખ દ્વયા. કાવ્ય કે ચૌદમી શતાબ્દી પહેલાના કોઈ ઉત્કીર્ણ લેખમાં કે ગ્રંથપુષ્પિકા (Colophon)માં જોવામાં આવતો નથી. આથી ચૌહાણ

---

૬. શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી કૃત ગુ. મ. કા. રા. ભા. ૨, પૃ. ૪૦૭, ટિ ૨. શ્રી. દુર્ગાશંકરભાઈ તેને વડનગરો નાગર ગણે છે, તેનું કારણ પુછાવતાં તેમણે જણાવ્યું હતું કે તેનું ગોત્ર "વૈજવાપ" હતું અને તે માત્ર વડનગરા નાગરોમાં જ હોય છે, પરન્તુ બંને પ્રશસ્તિઓમાં તેનું ગોત્ર "કાપિષ્ઠલ" જણાવેલું છે. 'વૈજવાપ' ગોત્ર તો ગુંજાના ઇનામદાર નાગરોનું હતું એ સ્પષ્ટ છે. તેના પૂર્વજો વડનગરના હતા તેથી તે કાળે જો નાગરોમાં જ્ઞાતિભેદ પડ્યા હોય, તો તેને વડનગરો ગણી શકાય ખરો.

૭. શ્રી. મહાસુખરામભાઈ કૃત 'વીસનગર' પૃ. ૫–૬. તથા શ્રી. વિશ્વેશ્વરનાથ રેઉ કૃત भारतके प्राचीन राजवंश भा. १ पृ. २३५ तथा २४६, શ્રી. મહાસુખભાઈએ કોઈ પ્રમાણ આપ્યું નથી. શ્રી. રેઉ 'ફિરિસ્તા'નો આધાર ટાંકે છે, પણ તે મુસલમાનો સાથેના વિસલદેવના યુદ્ધ સંબંધી છે કે વિસલનગર વસાવ્યા સંબંધી છે તે સ્પષ્ટ નથી. વળી તેઓ 'વીસલનગર' કહેતા નથી, પણ 'વીસલપુર' લખે છે, તે બીજું પણ ગામ હોય. તેમ જ તેઓ વિસલદેવ ત્રીજા અને ચોથા બંનેએ વિસલપુર વસાવ્યાનું લખે છે, તો કઈ વાત ખરી માનવી ? વિસનગર વિસલદેવ વાઘેલાએ વસાવ્યાનો સ્પષ્ટ પુરાવો છે.

વિસલદેવે તે વસાવ્યું હોય તેમ જણાતું નથી. પરંતુ તે વાઘેલા વિસલદેવે વસાવ્યું હશે એમ લાગે છે. તેણે પોતાના નામથી પ્રભાસમાં (વિસલબ્રહ્મપુરી) વસાવી હતી એમ નાનાકની પ્રશસ્તિમાં ઉલ્લેખ છે. આ પ્રમાણે તેણે વડનગર પાસે વિસલનગર વસાવ્યું હોય તો તેમાં આશ્ચર્ય નથી. વિસલના નામનાં બીજાં ગામો પણ ગુજરાત કાઠિયાવાડમાં છે, જેવાં કે વિસલવાસણા, વિસાવદર (विसलपद्र), વગેરે. આ પ્રમાણે નાનાકના સમયમાં તાજાં વસેલા ગામ ઉપરથી નાગરોમાં ભેદ તે કાળે પડ્યા નહિ હોય, પણ પાછળથી પડયા હશે, એમ મને લાગે છે. જો તે ભેદ તે સમયે જ પડ્યા હોય તો તે વડનગરો નાગર હોવો જોઈએ. ચ. વિ પ્ર. માં તેને વિસનગરનો રહેવાશી કહ્યો છે તે ખોટું છે, કેમકે પ્રશસ્તિઓમાં તો તેના પૂર્વજો વડનગરના હતા અને તે પોતે પ્રભાસમાં રહેતો એમ સ્પષ્ટ ઉલ્લેખો છે, તેમાં વિસનગરનું નામ સુધ્ધાં નથી.

## ઉપસંહાર

ખરેખર નાગરજ્ઞાતિભૂષણ પંડિત કવિ નાનાક ગુજરાતનો સત્પુત્ર હતો. મહાન ગુજરાતીઓની નામાવલિમાં તેનું નામ અગ્રપંક્તિ શોભાવે એવું છે. પ્રશસ્તિકારની સાથે આપણે પણ તેના વિશે કહી શકીએ કે

मुखे यदीये विमलं कवित्वं बुद्धौ च तत्त्वं हृदि यस्य सत्त्वम् ।
करे सदा दानमयावदानं पादे च सारस्वततीर्थयानम् ॥१४॥
काव्येषु नव्येषु ददाति कर्णं प्राप्नोति यः संसदि साधुवर्णम् ।
विभूषणं यस्य सदा सुवर्णं प्राप्तं तु पात्रे न मुख विवर्णम् ॥२५॥

---

હર્ષગણિકૃત वस्तुपालचरित्र માં છ જુઓ પ્રસ્તાવ ૮ (રચ્યા સંવત ૧૪૯૭)

निजनाम्ना निवेश्योर्व्यां नगरं मन्त्रिणा नवम् ।
श्रीविशलनृपोऽनैकधर्मस्थानमनोहरम् ॥४७॥
अकम्पधर्मवप्रेभ्यो विप्रेभ्यो वासहेतवे ।
परितो द्वादशग्रामाभिराम सुकृती ददौ ॥४८॥
सत्यशौचदयानिष्ठा विशिष्टाचारतत्परा ।
वसन्ति ब्राह्मणास्तत्र पवित्रा वेदपाठतः ॥४९॥
नरेन्द्रशासनप्राप्तस्थानाच्छादनभोजना. ।
षट्कर्मनिरता नित्य निश्चिन्ता निष्परिग्रहा' ॥५१॥
प्रासाद मध्रणस्तत्र जगत्सौन्दर्य जिनवरम् ।
गजवाजिनरोदाररचनाराजित किल ॥५२॥

આ ઉપરથી જણાશે કે વિસનગર વિસલદેવે વસાવ્યુ હતુ, એટલું જ નહિ, પણ તેમાં બ્રહ્માનું ભવ્યમંદિર બંધાવ્યું હતુ અને બ્રાહ્મણોને તેના કરતા બાર ગામ દાનમા આપ્યા હતાં.

અર્થ–જેના મુખમાં નિર્મળ કવિત્વ છે, બુદ્ધિમાં તત્ત્વજ્ઞાન છે, હાથમાં હંમેશાં દાનની વસ્તુ છે અને પગમાં સરસ્વતી તીર્થની યાત્રાનું ચિહ્ન છે. જે નવાં કાવ્યો સાંભળે છે, સભામાં સત્પુરુષનું માન મેળવે છે, સદા સોનાનાં આભૂષણો ધારણ કરે છે અને સુપાત્ર મનુષ્યના સામે પોતાનું મુખ બગાડતો નથી.૭

## આચાર્યશ્રીં આનન્દશંકરભાઈની વિદ્યાર્થિદશા

**આચાર્યશ્રી** ગુજરાત કૉલેજ છોડીને બનારસ સધાવ્યા ત્યારે એમને આપવાનું માનપત્ર ઘડવાનું હતું એને અંગે એમના વિદ્યાર્થિજીવન વિશે મને જે થોડુંક જાણવા મળ્યું હતું તેની આ પ્રસંગે નોંધ કરું તો કદાચ અનુચિત નહિ ગણાય.

આનન્દશંકરભાઇ પ્રવેશિકા (મેટ્રિક્યુલેશન) માં બેઠા ત્યારે સંસ્કૃતમાં એમનો પહેલો નંબર આવ્યો હતો અને જગન્નાથ શંકર શેઠ શિષ્યવૃત્તિ એમને મળવી જોઈતી હતી, પણ પરીક્ષકોએ જોયું તો પોતે ગુજરાતી હતા, અને ગુજરાતીને શિષ્યવૃત્તિનું કાંઇ કામ નહિ એમ કરીને તેઓએ પહેલી ને બીજી બેય શિષ્યવૃત્તિ દક્ષિણીને આપી દીધી. આ વાત ગુજરાત કૉલેજમાં થી ટેકને કરીને એક અધ્યાપક હતા તેમણે આનન્દશંકરભાઇને કરી હતી.

બીજું, પોતે એફ. એ. માં બેઠા ત્યારે પણ સંસ્કૃતમાં પહેલો નંબર આવ્યો હતો, પણ દૈવયોગે ત્યારે પોતે બીજા એક વિષયમાં નીકળી ગયા, એટલે સંસ્કૃતનો પહેલો નંબર નકામો ગયો.

બી. એ. તથા એમ. એ. માં પોતે 'ત્રીજા' વર્ગમાં જ પાસ થયા.

આમ આનન્દશંકરભાઇની વિદ્યાર્થિ–કારકિર્દી જોઇએ છીએ તો એમાં કાંઇ વિશિષ્ટતા દેખાતી નથી, તોપણ વિદ્યાની અનન્ય તથા તેજસ્વી ઉપાસના પોતે કરી એવી બહુ ઓછા કરી ગયા છે ને કરશે.

આ ઉપર સામાન્ય પંક્તિના વિદ્યાર્થીઓએ આ બોધ લેવાનો છે, કે પરીક્ષામાં ઊંચો આંક ભલે ન આવે, તોપણ જીવનમાં ઊંચો આંક મેળવવા એ પ્રયત્ન કરે તો કોઈ એને રોકી ન શકે. અને 'તેજસ્વી' વિદ્યાર્થીઓએ એમ શીખવાનું છે, કે દુનિયામાં પડ્યા પછી તેઓ લોકહિતાર્થે કાંઇ પ્રવૃત્તિ કરી જાય તો તો ઠીક છે, નહિ તો ઉજ્જવલ વિદ્યાર્થિ–કારકિર્દીનું મૂલ્ય અતિઅલ્પ છે.

પૂના
સં. ૧૯૯૮ આશ્વિન વદિ ૬
શુક્રવાર

દેસાઈ વાલજી ગોવિન્દજી

૭ બીજી પ્રશસ્તિ સરસ્વતી સરોવર સંબંધી છે, એમ અત્યાર સુધી ધારવામાં આવતુ હતું, પણ Important Inscriptions from the Baroda State એ પુસ્તકમાં આપેલી પ્રતિકૃતિ ઉપરથી જણાય છે કે મૂળ પાઠ સરઃ નથી પણ સદ છે, તેથી બંને પ્રશસ્તિઓ સરસ્વતી સદન સમ્બંધી પ્રશસ્તિ ઘણા કવિઓ પાસે રચાવી હશે તેમાંથી બે કવિઓની સારી લાગવાથી, બંને શિલામાં કોતરાવી હશે એમ હું માનું છું, તેથી પહેલીમાં રચનાકાળ આપ્યો નથી, પણ બંને એક જ સમયની છે.

# "હાં રે કોઈ માધવ લ્યો !"

ડૉ. મંજુલાલ ર. મજમૂદાર

**મનુષ્યને** જે વસ્તુનું અહોરાત્ર ચિંતન થયા કરતું હોય, તેનું મન પણ તેના–મય, તન્મય થઈ જાય છે, એવો સ્વાભાવિક અનુભવ છે. તે ઉપરથી તત્ત્વજ્ઞાનીઓએ એક ' લૌકિક ન્યાય '—લોક-કહેવત પ્રચલિત કરી છે : એનું નામ કીટભ્રમરીન્યાય : કીડાને ભમરી વારંવાર આવીને ડંખ મારી જાય ત્યારે કીડાને જે દુઃખનો અનુભવ થાય છે તેનું તેને પ્રતિપળે સ્મરણ રહ્યા કરે છે : અને ' આ ભમરી આવી ! આ ભમરી આવી !' એવું અખંડ રટણ એને રહ્યા કરે છે. આવા સતત રટણને પરિણામે, કહેવાય છે કે, કીડો, કીડો મટી જઈ, ભમરી બની જાય છે : તેની કાયાપલટ થઈ જાય છે.

આવી જ રીતે જીવાત્માને જો પરમાત્માનું સતત સ્મરણ રહ્યા કરે, તો તે પરમાત્મસ્વરૂપ બની જાય છે. તેથી જ શ્રુતિવાક્ય છે કે यो यः स्मरति स एव सः । ब्रह्मविद् ब्रह्मैव भवति । જે જેનું સ્મરણ કરે છે તે તેવો બની જાય છે. બ્રહ્મને જાણનાર, બ્રહ્મને જાણ્યા પછી, પોતે સાક્ષાત્ બ્રહ્મરૂપ બની જાય છે.

મનુષ્યનું આન્તર મન જે વસ્તુમાં લીન હોય છે તે વસ્તુના વિચાર તેના મનમાં ઘોળાયા કરે છે : બાહ્ય મન અને શરીર, બાહ્ય વ્યાપારોમાં રોકાવા છતાં, તેના વિચાર તેના આન્તર મનનો કબજો લઈ લે છે. અને પરિણામે બહારના વ્યાપારમાં તેની એકાગ્રતા રહેતી નથી. ' શૂન્યમનસ્ક ' એવો શબ્દ એને માટે પ્રચલિત છે. ' વેણી ગૂંથીને માંહી ફૂલ હું તો ભૂલી '— એવા પ્રકારની નાયિકાની ભુલકણી પ્રવૃત્તિને તેની સખી મીઠો ઉપાલંભ આપતાં પૂછે છે : ' ભૂલ્યું ભુલાય એમ કેમ ? અલબેલડી ! ' —આ પ્રશ્નનો ઉત્તર બાહ્ય વ્યાપારમાં દેખાતા તેના મનના ખાલીપણામાંથી મળી રહે છે.

શ્રુતિરૂપા ગોપીઓ જ્યારે ગોકુલવૃંદાવનની વ્રજભૂમિમા આહીરજીવન ગાળે છે, ત્યારે તેમનું અખંડ ધ્યાન બાલલીલાવતારી શ્રીકૃષ્ણમાં જ રહે છે : તેનું સુંદર વર્ણન ' હરિવંશ 'માં તથા 'શ્રીમદ્‌ભાગવત'ના ' દશમસ્કંધ'માં આપેલું છે. લોકદષ્ટિએ બાહ્ય વ્યાપારમાં રોકાયેલાં રહેવા છતાં, તેમનાં વત્સલ મન સનાતન-બાલક એવા શ્રીકૃષ્ણનાં ચરિત્રસંકીર્તનમાં જ રચ્યાં-પચ્યાં રહે છે. વૃત્તિઓરૂપી ભ્રમર, બીજા વિષયો ( પદાર્થો તથા પ્રદેશો )માં ભ્રમણ કરવાને લીધે ' ગુણગુણ ' અવાજ કર્યા કરે છે અને ઠરી ઠામ બેસી શકતો નથી. પરંતુ એને જ્યારે પોતાનું વંશરંધ્ર ( વાંસમાં કોરેલું ઘર ) મળી આવે છે ત્યારે એનો બધો ગણગણાટ શમી જાય છે; અને આત્મા સાથે તે લયલીન—એકાકાર બની જાય છે : ગોપીઓના મન પણ જ્યારે બાલકૃષ્ણના વિચારોથી સભર ભર્યાં હોય છે ત્યારે એમનાં મનમા બીજા વિચારો માટે બિલકુલ જગા રહેતી નથી :

ઊલટું, મનમાં ઘોળાતા વિચારો ઊભરાઈ, છલકાઈને બહારના વિચારોને અને વ્યવહારોને પણ ભીંજવી દે છે : તેને તેવો રંગ ચઢાવે છે.

મહી વેચવા જતી વ્રજની ગોપી મહી વેચવાના બાહ્ય વ્યાપારની સાથે, મનમાં અખંડ રમરાયા કરતા બાલકૃષ્ણનું નામ કેવી રીતે ભૂલથી જોડી દે છે અને તેથી સહૃદયોને કેટલી રમૂજઉત્પન્ન કરે છે—એ કથાપ્રસંગે કેટલાંક ખૂબ સુંદર ગીતો આપણને આપ્યાં છે. લગભગ તેરમા શતકમાં થઈ ગયેલા બિલ્વમંગળ સ્વામી—લીલાશુકે श्रीकृष्णकर्णामृतમાં આ સંબંધી એક સંસ્કૃત મુક્તક રચ્યું છે:—

विक्रेतुकामा किल गोपकन्या
मुरारिपादार्पितचित्तवृत्तिः ।
दध्यादिकं मोहवशादवोचद्
'गोविंद-दामोदर-माधवे'ति ॥ —આશ્વાસ ૨, શ્લો. ૫૬.

એક બીજા કવિએ આ જ વિચારને આર્યાછંદમાં ગૂંથ્યો છે :—

'नन्दसुतं क्रीणीतं'त्यमिदधति दुग्धविक्रये गोष्ठे ।
धन्या वनिता वन्या विक्रीणातीव या कृष्णम् ॥

—આવી રીતે ભાનભૂલેલી શૂન્ય મનવાળી અને તેથી ભુલકણી બનેલી ગોપીને આપણે 'ઘેલી' કે 'ભોળી' એવું નામ આપવા પ્રેરાઈએ છીએ. પરંતુ અહીં ધ્વનિત કરેલી ઘેલછા કે તેનું ભોળપણ — જેને બિલ્વમંગલ સ્વામી 'મોહ' (બેભાનપણું) કહે છે, તેને તેના સાદા અર્થમાં સમજવાનાં છે. અનહદ ભક્તિની દૃષ્ટિએ કે અનન્ય સ્નેહની દૃષ્ટિએ ગોપીની ઘેલછા અને ભુલકણાપણું ભક્ત હૃદયને આનંદિત કરે છે, અને સહૃદયોને તેના સદોદિત સ્મરણ માટે ધન્યવાદ ઉચ્ચરાવે છે.

નરસિંહ મહેતાએ બે જુદાં પદમાં આ પ્રસંગને ગાયો છે. 'શૃંગારમાળામાં'માં ગૂંથાયેલું પદ ૮૧મું * વિશેષ પ્રસિદ્ધ નથી :

"ધરણીધરશું લાગ્યું, માહારું ધ્યાન રે :
મહીડું વીસરી ગયું : 'લ્યો કોઈ કહાન રે'—ધરણીધર શું૦
ચાલી ચાલી ગોવાલણી, ગૈ નગર ગોઝાર રે :
મટુકીમાં બેઠા, શ્રી દેવ મોરાર રે—ધરણીધર શું૦
લોક કહે : 'ગોવાલણી, ઘેલી થઈ રે :
વેચે છે કહાન અને માથે છે મહી રે !'—ધરણીધર શું૦
નરસૈંવચો સ્વામી, એટલું જીર રે :
આપ-સરીખડી વાહાલે, કીધી આહીર રે—ધરણીધર શું૦ *

પોતાની વૈખરી વાણીનું ઉચ્ચારણ અને પોતાનું આન્તર મન—તે વચ્ચેના વિરોધનું પૃથક્કરણ ગોપી પોતે જ કરવા માંડે છે : "હું મહી વેચવા નીકળી છું અને 'કહાન લ્યો' એમ કેમ કહું છું ?"—એ પોતાને પ્રશ્ન કરે છે. એનું આન્તર મન એની ગૂંચ ઉકેલી આપે છે : "ધરણીધર શું લાગ્યું માહારું ધ્યાન રે : તેથી, મહીડું વેચવા નીકળી છું એ વાત હું ભૂલી ગઈ, અને

*'નરસિંહ મહેતાકૃત કાવ્યસંગ્રહ', પૃ. ૨૮૮

મારાથી 'લ્યો રે કોઈ કહાન !' એમ બોલાઈ ગયું." બાહ્ય જગતમાં જ રાચનારી લોકદૃષ્ટિને ત્યારે બીજા જ પ્રકારનો વિરોધ દેખાય છે. લોક કહે છે : "આ શું ? વેચે છે કહાન, અને માથે છે મહી રે ! ખરેખર ગોવાલણી ઘેલી થઈ છે !' દુનિયાનાં ઊંધાં ચશ્માને આમ જ ડાહ્યાં પણ દીવાનાં લાગે છે.

આ બેવડા વિરોધનો ઉકેલ પ્રભુ લાવી દે છે; ગોપીની ચોખ્ખી ભૂલ—ચોખ્ખી શરતચૂકને પ્રભુ સુધારી લે છે. ભક્તોના ભાવને પ્રભુ કેવા અધીન બને છે અને દુનિયામાં તે ભાવનાનો કેવો સાક્ષાત્કાર કરી બતાવે છે—તે અનેક ભક્તોની ભીડપ્રસંગે પ્રભુએ કરી બતાવેલું છે. અહીં તેથી જ સાક્ષાત્ શ્રીકૃષ્ણ મટુકીમાં આવીને બેસે છે ! કોઈ પૂછશે : 'ખરેખર, પ્રભુ ક્યાં વસે છે ?' તેને ઉત્તર છે : 'જ્યાં ભક્તો એમનું સ્મરણ કરે છે ત્યાં.' પોતે શ્રીમુખે કહ્યું છેઃ—

'नाऽहं वसामि वैकुण्ठे योगिनां हृदये न च ।

मद्भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारद ॥'

સાક્ષાત્કાર થયા પછી ગોપીરૂપી વૃત્તિને પ્રભુએ આત્મામાં લીન કરી દીધી—'આપ સરીખડી વાહાલે કીધી આહીર રે' : એટલે પછી કોઇને કંઈ કહેવા–સાંભળવાપણું રહ્યું જ નહિ—केन कं पश्येत् જેવો પ્રશ્ન રહ્યો નહિ.

ઉપરના પદના કેન્દ્રભૂત વિચારને નરસિંહ મહેતાએ એક બીજા પદમાં જરા વધારે તાદૃશતાથી વર્ણવ્યો છે; અને એમાં કંઈક કથાતત્ત્વ પણ ભેળવ્યું છે. 'ગોપી કહાનને વેચે છે કે મહીને વેચે છે ?' તે સંબંધી લોકોનો ભ્રમ દૂર થયો કે નહિ તે ઉપરના પદમાં કહેવાયું નથી : આ અંગને નીચેના પદમાં પ્રાધાન્ય અપાયું છેઃ—

"ભોળી રે ભરવાડણ હરિને, વેચવા ચાલી :
સોળ સહસ્ર ગોપીનો વાહાલો, મટુકીમાં ઘાલી—ભોળી૦
અનાથના નાથને વેચે, આહીરની નારી :
શેરીએ શેરીએ સાદ પાડે : 'લ્યો કોઈ મોરારિ !'—ભોળી૦
મટુકી ઉતારી, માંહી મોરલી વાગી :
વ્રજનારીને સહેજે જોતાં, મૂરછા લાગી—ભોળી૦
બ્રહ્માદિક ઇન્દ્રાદિક સરખા, કૌતુક એ પેખે;
ચૌદ લોકના નાથને, કાંઇ મટુકીમાં દેખે—ભોળી૦
ગોવાલણીના ભાગ્યે પ્રગટ્યા, અંતરજામી :
દાસલડાંને લાડ લડાવે, નરસૈંનો સ્વામી—ભોળી૦"

ભક્તાધીન ભગવાન જેવા ભાવે સ્મરાય છે તેવા ભાવે ભક્ત સમક્ષ પ્રત્યક્ષ થાય છે. મહતો મહીયાન્ ઇશ્વર અણોરણીયાન્ બને છે—ચૌદ લોકના નાથ ગોપીની નાની સરખી મટુકીમાં સમાઈ જાય છે; અને તેના સૂક્ષ્મ સ્વરૂપે ભક્તોને કૌતુકભર્યું દર્શન દે છે. અંતર્યામી ભગવાન આ રીતે ભક્તોના ભાવનું લાલન કરે છે, તેનું સુંદર દૃષ્ટાંત અહીં આપ્યું છે.

મૂળ ભાગવતમાંના કથાપ્રસંગનો અંકુર અને બિલ્વમંગલ સ્વામીના રચેલા મુક્તકમાંનો

સૂક્ષ્મ ભાવ નરસિંહ મહેતાએ બે જુદાં પદમાં ગૂંથ્યો છે. એ પદોમાં, ગોપીઓની આસક્તિ અને અનુરક્તિને પરિણામે જે રમૂજ થઈ તેનાં ઢુલામણાં ભક્તકવિએ ગાયાં છે; છતાં એમાંનું કથાતત્ત્વ આછું અને ઓછું સ્પષ્ટ છે.

નરસિંહ મહેતાનાં અનુગામી મીરાંબાઈએ એ જ પ્રસંગમાંથી એક સુંદર ઊર્મિગીત ઉપજાવ્યું છે. એમાં કથાપ્રસંગનો ઉકેલ વર્ણનાત્મક શૈલીમાં નહિ પરંતુ સીધી સંવાદાત્મક શૈલીમાં કર્યો છે. અને અહીં જ નરસિંહ મહેતાની પુરુષસુલભ સરલતા અને મીરાંબાઈની સ્ત્રીસહજ ભાવોર્મિની સાહજિકતા વચ્ચેનો ભેદ આપણે જોઈ શકીએ છીએ. તેમના ગીતનો ઉપાડ જ કવિત્વમય અને કુતૂહલપ્રેરક છે :

" હાં રે કોઈ માધવ લ્યો, માધવ લ્યો ! "

—આવા ઉપાડથી જાગ્રત થયેલું કુતૂહલ પછીની લીટીઓથી શાંત થાય છે. 'કોઈ માધવ લ્યો !' એવું કોણ બોલે છે? ક્યારે બોલે છે? શું કામ બોલે છે?—બધા પ્રશ્નોનો તુરત ઉત્તર મળે છે. આખા ગીતનો ઉત્તરાર્ધ આવા પ્રશ્નોના સમાધાન માટે જ યોજાયો છે :

" વેચંતી વ્રજનારી રે : હાં રે કોઈ૦ "
માધવને મટુકીમાં ઘાલી :
ગોપી લટકે મટકે ચાલી—હાં રે કોઈ૦

ગામના લોક ગોપીનો ટહુકો સાંભળી તેને સામો પ્રશ્ન કરે છે :—

" હાં રે ગોપી ! ઘેલું શું બોલતી જાયે?
માધવ મટુકીમાં ના સમાયે ! "—હાં રે કોઈ૦

માધવના સ્મરણથી જેનું મન સભર ભરેલું છે તેવી ગોપી જરાયે સંકોચ કે સંભ્રમ વગર ઉત્તર દે છે કે :

" નવ માનો તો જુઓ ઉતારી— "

—અને ખરેખાત, ભક્તની લાજ રાખનાર ભગવાન—જેના તરફ લોકો આશ્ચર્યવત્ જોઇ રહે છે તે જ કંઇ આશ્ચર્ય જેવું કરી બતાવે છે : અને 'તુલસીને પત્રે તોળાનાર' પ્રભુ ભક્તને સાચી પાડે છે:

" માંહી જુવે તો કુંજવિહારી ! "—હાં રે કોઇ૦

આમ ને આમ,

વૃંદાવનમાં તે જાતાં હાહાહી :
વાહાલો ગૌ ચારે છે ગિરિધારી—હાં રે કોઇ૦

ગોપી ચાલી વૃન્દાવનવાટે
સૌ વ્રજની ગોપીઓ સાથે—હાં રે કોઇ૦

મીરાંકે પ્રભુ ગિરધર નાગર :
જેનાં ચરણકમળ સુખસાગર—હાં રે કોઈ૦ "

'હાં રે કોઈ માધવ લ્યો, માધવ લ્યો !' — એ ટહુકાના ભણકારા આજે પણ પ્રાચીન વ્રજભૂમિમાં અને ગોકુલવૃન્દાવનની ગલીએ ગલીએ ભાવિક યાત્રાવાસીને સંભળાય છે : સામાન્ય પ્રવાસીને તેવું કંઈ થતું નથી.

# આઇનસ્ટાઈનનો સાપેક્ષતાવાદ

## શુદ્ધ ભૌતિક શાસ્ત્રની દૃષ્ટિએ એ વાદનો પ્રાથમિક ગાણિતિક પાયો

શ્રી. અંબાલાલ બા. પુરાણી

[ ગણિતનાં કેટલાંક મૌલિક તત્ત્વોના જ્ઞાન વિના આઈનસ્ટાઈનના સાપેક્ષતાવાદનો અભ્યાસ શક્ય નથી એમ કહેવામાં અતિશયોક્તિ નથી. આઈનસ્ટાઇનનું પોતાના પ્રતિભાબળે ઉપજાવેલું ટેન્સોર્સનું ગણિત તો ઘણું દુર્ગમ્ય હોઈ મારા જેવા માટે તો તે ગજાબહાર છે. છતાં, આઈનસ્ટાઈનનો સાપેક્ષતાવાદ સમજવામાં મદદભૂત થાય એવો ગણિતનો પ્રાથમિક ભાગ અહીં આપવાનો પ્રયત્ન કર્યો છે, જેથી જિજ્ઞાસુ તેના અભ્યાસ પ્રત્યે આકર્ષાય અને સામાન્ય વાચક આઈનસ્ટાઈનના અસલ વાદને કાંઈક ઠીક સમજે. ]

### ભૌતિક શાસ્ત્રોના વિકાસની રૂપરેખા

**અહીં આપણે** પદાર્થના સ્વરૂપમાં જ્ઞાનની શોધખોળ કરતાં પરિણામે જે મહાન સામાજિક, ઔદ્યોગિક અને વ્યવહારની સરળતાસાધક પરિણામો માનવજાતિમાં ઉદ્ભવ્યાં છે તેના વિકાસને ગૌણ ગણીને બાજુએ મૂકીને કેવળ પદાર્થતત્ત્વના શુદ્ધ જ્ઞાનના વિકાસની રૂપરેખા રજૂ કરીશું.

સત્તરમી સદીમાં કાર્ય–કારણનો સિદ્ધાંત ભૌતિક શાસ્ત્રના અબાધિત નિયમ તરીકે સ્વીકારાયો. ગેલીલિયો અને ન્યૂટન તેના પ્રતિભાશાળી શોધકો હતા. ત્યારથી ભૌતિક જગતની એક જડ યંત્ર તરીકે સમજૂતી આપવાના પ્રયત્નો શરૂ થયા અને તે છેક ઓગણસમી સદી સુધી ચાલ્યા. જડ જગતની નિર્જીવ, એટલે જીવનહીન, અચેતન, યંત્ર તરીકે સમજૂતી આપવાનો પ્રયત્ન કરતાં મહાન ભૌતિક શાસ્ત્રવેત્તાઓએ ધાર્યું કે આખરી પૃથક્કરણમાં જીવન પણ પાર્થિવ તત્ત્વોનો સમૂહ, તેમનું જ કાર્ય હોવું જોઈએ. એટલે જીવન પણ છેવટે યાન્ત્રિક,—જડ તત્ત્વનો જ આવિર્ભાવ છે. એમને પૂછો કે ન્યૂટનની પ્રતિભામાં અને એક યંત્રના કાર્યમાં કશો જ ફેર નહિ ? તો તેઓ કહે કે "ફેર માત્ર સંકુલતાનો." આ વિચાર પ્રમાણે તો માનવની સ્વતંત્રસંકલ્પશક્તિને સ્થાન જ નથી.

ઓગણીસમી સદીની આખરમાં રાસાયનિક તત્ત્વોના અણુ પરમાણુઓનાં સૂક્ષ્મતર સ્વરૂપો શોધાયાં, વિદ્યુદણુ(Electrone)નું અસ્તિત્વ સ્વીકારાયું, અને તેજ, ઉષ્ણતા વગેરેના પ્રસરણ-(Radiation) નો સૂક્ષ્મ અભ્યાસ આરંભાયો. સાથે સાથે રશ્મિલ તત્ત્વ (Radium)ના વિવિધ પ્રકારના આલ્ફા, બીટા, ગેમા વગેરે રશ્મિઓની અને રશ્મિદાયક પ્રવૃત્તિની શોધ મદામ અને મોં. ક્યુરીએ કરી, તેનાથી પણ પદાર્થતત્ત્વના અંતિમ બંધારણ ઉપર અસાધારણ પ્રકાશ પડયો. મેક્સ પ્લેન્ક નામના જર્મન શોધકે પ્રસરણ( Radiation )ની સમજૂતી આપતાં એવો વાદ રજૂ કર્યો કે વિદ્યુદણુઓમા જે શક્તિનું પ્રસરણ થાય છે તે ધીમે ધીમે ચઢતા મોજાંની પેઠે

નહિ પરંતુ એક પગથિયેથી બીજે કૂદકો મારતી ક્રિયા પેઠે થાય છે. એના વાદને 'ક્વૉન્ટમ વાદ' કહેવાય છે. એ વાદને પરિણામે જગતના પદાર્થતત્ત્વની અંતિમ રચનામાંથી કેવળ યાંત્રિકતાનો ખ્યાલ દૂર કરવાની ફરજ પડી. એણે સિદ્ધ કર્યું કે પ્રકૃતિની ગતિ ઘણા સૂક્ષ્મ પરિમાણવાળા આંચકાઓ વડે યા તો કૂદકાઓ વડે થાય છે; એ સૂક્ષ્મ આંચકાનું માપ "એચ" સર્વ પદાર્થના અંતિમ પરમાણુઓ માટે અવિકારી છે.

આમ પ્રકૃતિની ક્રિયાઓમાં સળંગતા—સાતત્ય હતાં તેને ઠેકાણે Discontinuity—વિચ્છેદતા તૂટકતા આવી. આઇનસ્ટાઈને આગળ જઈને એમ પણ બતાવ્યું કે કાર્યકારણનો નિયમ પણ ભૌતિક જગતમાં અબાધિત નથી એમ મૅક્સ પ્લૅન્કની શોધ સિદ્ધ કરે છે અને અબાધિત કાર્યકારણને ઠેકાણે કેવળ સંભાવ્યતા જ સ્થાપન થઈ શકે છે! ઉદાહરણ તરીકે રશ્મિતત્ત્વ—Radium ધાતુ—ના એક પરમાણુનું વિભાજન થઈને સીસાના અને હીલિયમના પરમાણુમાં તે રૂપાંતર પામે છે. હવે તમે રેડિયમ ધાતુના પાંચ હજાર અણુઓ લો તેમાંથી કયો પરમાણુ વિનાશ પામીને સીસાના અને હીલિયમના પરમાણુઓમાં રૂપાંતર પામશે તે કહેવું આજના ભૌતિક શાસ્ત્ર માટે અસંભવિત છે. અલબત્ત, શક્યતા કે સંભાવ્યતા એવી છે કે વર્ષને અંતે બે પરમાણુઓ વિલય પામી જશે અને બાકીના એમ ને એમ રહેશે. પૂર્ણાંક તરીકે જ આ વિલય થાય છે; અપૂર્ણાંક તરીકે કદી થતો જોવામાં આવતો નથી; પરંતુ કયા બે પરમાણુમાંનો, એ પ્રશ્નનો ઉત્તર આપી શકાય તેમ નથી.

વળી વધુ ચોંકાવનાર હકીકત તો એ જડી આવી કે રેડિયમ ધાતુનો પરમાણુ આપોઆપ વિભક્ત થાય છે અને એ વિભાજનની ક્રિયાની ગતિ ઉપર કોઈ પણ પ્રકારે—ભૌતિક શાસ્ત્રની કોઈ પણ જાણીતી શક્તિ વડે,—રસાયનકાર્ય વડે, વિદ્યુત વડે, લોહચુંબક કે કોઈ પણ શક્તિના પ્રયોગ વડે—કશી પણ અસર ઉત્પન્ન કરી શકાતી નથી!

આ પ્રકારની અશક્તિ અને કયા વિદ્યુત્કણો વિભાજન પામશે એનો નિશ્ચય કરવાની અસંભવિતતાને પરિણામે કાર્યકારણનો નિયમ કંઈક અંશે હચમચી ગયો. એટલે જીવનમાં પણ યાંત્રિક નિયતિવશતાને બદલે માનવની સંકલ્પશક્તિની સ્વતંત્રતા શક્યતા તરીકે સ્વીકારાવા લાગી.

પદાર્થ-તત્ત્વના અંતિમ સ્વરૂપનું અન્વેષણ કરતાં આખરે ભૌતિકશાસ્ત્ર તેજ આગળ આવીને અટક્યું. તેજના બંધારણનો વર્ષોથી અભ્યાસ કરીને પ્રયોગો વડે વારાફરતી તે સૂક્ષ્માતિસૂક્ષ્મ અણુઓનો પ્રક્ષેપ અને વળી પાછો ઊર્મિનો વિલાસ યાને ઊર્મિમાળાનો પ્રસાર મનાયો. આખરી નિર્ણય અત્યારે એવો લાગે છે કે તેજનું સ્વરૂપ સ્થૂળ પદાર્થતત્ત્વના સૂક્ષ્મવિદ્યુત્કણોથી પણ ઝીણાં એવાં "ફોટોન"નો પ્રક્ષેપ છે, કારણ કે તેજમાં રશ્મિઓની ગતિમાં પૂર્ણાંક વડે જ વૃદ્ધિક્ષય થાય છે. વળી તે ઊર્મિસ્વરૂપ પણ છે, કારણ કે પાણીનાં મોજાંની પેઠે તેજમાં રશ્મિને અવરોધ નડતાં તે અવરોધ આજુબાજુ ફરી વળે છે! અને શ્વેત તેજનાં રશ્મિને કાચના પડેલમાં થઈને પસાર કરતાં સાત રંગના વિવિધ આંદોલનવાળાં મોજાંઓમાં તેનું પૃથક્કરણ થઈ જાય છે. આમ તેજ અણ્વાત્મક છે અને ઊર્મિસ્વરૂપ પણ છે.

લગભગ બે સદીએ પૂર્વે ભૌતિકશાસ્ત્રવેત્તાઓને સર્વવ્યાપી, આકાશતત્ત્વનું અસ્તિત્વ સ્વીકારવાની ફરજ પડી હતી, કારણ કે તે વિના એકબીજાથી દૂર આવેલા પદાર્થોનાં પરસ્પર કાર્યપ્રતિકાર્યની સમજૂતી આપવી અશક્ય હતી. તેજના કે ઉષ્માના પ્રસરણ માટે જ કેવળ નહિ, વિદ્યુત અને લોહચુંબકનાં કાર્યો માટે પણ આકાશતત્ત્વ આવશ્યક હતું. અને બે દૂર રહેલા પદાર્થો વચ્ચે કાર્ય કરતું ગુરુત્વાકર્ષણ પણ આકાશતત્ત્વ વિના કેવી રીતે સંભવિત બને? આ અન્વેષકોને જણાયું કે ગુરુત્વાકર્ષણની અને રશ્મિલના અણુના વિભાજનના પરિણામે થતા રશ્મિવિકીરણની સમજૂતી માટે આકાશતત્ત્વનું અસ્તિત્વ આવશ્યક છે, પરંતુ બીજી બધી ઘટનાઓ તો એવા આકાશતત્ત્વ વિના પણ સમજાવી શકાય તેવી છે.

આખરે એ આકાશતત્ત્વના ગુણોનો અભ્યાસ કરવા માટે માઇકેલસન અને મોર્લી નામના બે અન્વેષકોએ પચાસ વર્ષ પૂર્વે પ્રયોગોની યોજના કરી જે દ્વારા આકાશતત્ત્વમાં ફરતી પૃથ્વીની ગતિ ઉપર થતી એની અસરનું માપ કાઢી શકાય. પ્રયોગની યોજના એટલી તો સૂક્ષ્મગ્રાહી હતી કે ધારેલી અસરનો એકસોમો ભાગ પણ તે દર્શાવી શકે. પરંતુ ઘણા પ્રયોગોને અંતે પૃથ્વીની ગતિના વેગ ઉપર આકાશતત્ત્વમાં ગતિ કરવાને પરિણામે વિરોધની કાંઈ પણ અસર માલૂમ જ પડી નહિ. આમ પરિણામ તો અભાવાત્મક આવ્યું.

એની સમજૂતી લોરેન્સ અને ફીટઝીરોલ્ડ નામના બે ભૌતિક વિદ્યાવિશારદોએ એવી આપી કે આકાશતત્ત્વમાં ગતિ કરતો પદાર્થ પોતાની ગતિની દિશામાં સંકોચાતો હોવો જોઇએ, તેથી આપણે તે માપી શકતા નથી.

આઇનસ્ટાઇને ૧૯૦૫ની સાલમાં જાહેર કર્યું કે પ્રકૃતિ યાને કુદરતનું બંધારણ જ એવું છે કે તેમાં કોઇ પણ પ્રયોગ વડે આપણે નિરપેક્ષ ગતિને જાણી શકીએ તેમ છે જ નહિ. આનો અર્થ એવો પણ થયો કે પ્રકૃતિમાં આકાશતત્ત્વ જેવું કોઇ સર્વવ્યાપી, સર્વેને માટે સમાન એવું, માધ્યમ નથી જેને આપણે પરિમાણ—મંડળ તરીકે (યાને પરિમાણો માપવાના ચોકઠા તરીકે) વાપરી શકીએ. મર્યાદિત સાપેક્ષતાનો આ સિદ્ધાંત આપણને પ્રથમ દૃષ્ટિએ ન સમજાય તેવો લાગવાનો સંભવ છે. એકાદ ઉદાહરણ આપીને તે સ્પષ્ટ કરીશું. ધારો કે તમે નદીમાં કે સમુદ્રમાં એક વહાણને લંગર નાંખીને પડેલું જુઓ છો. બીજે દિવસે પણ તમે તેને ત્યાં જ જુઓ છો. એટલે સ્વાભાવિક રીતે જ તમે એમ ધારશો કે વહાણ એક જ જગાએ—ગતિ વિના—સ્થિર ઊભું છે. પરંતુ આઇનસ્ટાઇન કહે છે કે એ ખ્યાલ પૃથ્વીપૂરતો જ સાચો છે, એટલે કે તમારું પરિમાણ માપવાનું મંડળ પૃથ્વી હોય તો તમે એને સ્થિર ગણશો, પરંતુ તમે સૂર્યને તમારાં પરિમાણનું ધોરણ બનાવો તો? તો તમને પૃથ્વી અને એમાં રહેલું તમારું વહાણ પણ દર સેકન્ડે લગભગ ૧૮ માઇલની ઝડપે ગતિ કરી રહેલાં જણાશે. વળી આખી સૂર્યમાળાને લઇને સૂર્ય અવકાશમાં પ્રચંડ ગતિથી ખસે છે, એટલે વહાણ કે પૃથ્વી કોઇ પણ અવકાશમાં સ્થિર છે એમ કહી શકાય નહિ. આમ ગતિમાત્ર સાપેક્ષ લાગે છે.

છેલ્લાં ચાળીશેક વર્ષમાં ભૌતિક શાસ્ત્રના ક્ષેત્રમાં ગણિતશાસ્ત્રનો પ્રભાવ ઘણો વધ્યો છે; અને તેમ થવાનાં કારણો પણ હતાં: અત્યારસુધી ભૌતિક અન્વેષણ કરનારાઓ સ્થળ એટલે પોતાની આજુબાજુ આવી રહેલું, દૂર સુધી પસરી રહેલું, કોઇ તત્ત્વ એમ માનતા; અને કાળને, બીજા સામાન્ય માણસો પેઠે, તેઓ પોતાની પાસે થઇને વહી જતા કોઇ તત્ત્વ તરીકે ગણતા. મતલબ કે, સ્થળ યાને દિશા અને કાળ બન્ને એકબીજાથી ભિન્ન અને નિરપેક્ષ એટલે કે અવિકારી ગણાતાં. કોઇ પણ પદાર્થનું માપ જાણવા માટે જો તે સીધી લીટીમાં હોય તો લંબાઇ, જો તે એક સમતલમાં આવી રહેલ હોય તો લંબાઇ અને પહોળાઇ, જો પરસ્પર કાટખૂણે આવી રહેલ ત્રણ સમતળમાં હોય તો લંબાઇ પહોળાઇ તથા ઊંચાઇ વગેરે નક્કી કરવી પડે છે. આઇનસ્ટાઇન જે પરિમાણનું ધોરણ સ્થાપન કરે છે, તેમાં લંબાઈ પહોળાઇ ઊંચાઇ ઉપરાંત કાળને પણ ચોથા પરિમાણ તરીકે ઉમેરીને એ ચારેને અવિભાજ્ય ગણવામાં આવે છે. દિશા અને કાળને આપણે ભૌતિક પદાર્થોનાં પરિમાણમાં જુદા પાડી શકીએ તેમ નથી, એમ તેનું કહેવું છે. પૃથ્વી—ખરું જોતાં આખું પાર્થિવ વિશ્વ—કેવળ દિશામાં નહિ પરંતુ દિક્ અને કાળ એ બન્નેના અવિભાજ્ય સ્વરૂપના બનેલા Continuumમાં—અતૂટ પટમાં ગતિ કરી રહેલ છે. એને માટે સર જેમ્સ જીન્સ ક્રિકેટના મેદાનનું ઉદાહરણ આપે છે. ક્રિકેટનું મેદાન એ સ્થળ-કાળનો પટ. એમાં ગતિ કરતા દડાને જમણા, ડાબા કે આગળપાછળના ખ્યાલોનો કાંઇ પણ સંબંધ નથી હોતો. એ મેદાનમાં ખાડાટેકરાઓ હોય તો દડો ગતિ કરતાં ઊંચોનીચો જશે. તમે કહેશો કે એમ થવાનું કારણ ગુરુત્વાકર્ષણનું બળ છે. આઇનસ્ટાઇન કહે છે કે મેદાનના પટનો એ અનિવાર્ય ગુણ છે, દડાને ખેંચનાર કોઈ બળની કલ્પના કરવાની જરૂર નથી.

તો પછી પેલા ઈથર—આકાશતત્ત્વનું શું? તે છે કે નથી? તેનું અસ્તિત્વ વાસ્તવિક છે કે નહિ? આઇનસ્ટાઈન એનો ઉત્તર એવો આપે છે કે પ્રકૃતિમાં જેમ સ્થળ અને કાળ એવાં બે તત્ત્વોને ભૌતિક પરિમાણ જાણવા માટે જુદાં પાડી શકાય તેમ નથી, તેમ આકાશતત્ત્વનું અસ્તિત્વ પણ જાણી શકાય તેમ નથી. હું જેને સ્થળકાળનો સંયુક્ત અતૂટ પટ ગણું છું, તેને તમે "આકાશતત્ત્વ" કહો કે "સ્થળ" કહો તો કાંઈ વાંધો નથી. એની વાસ્તવિકતા કે અવાસ્તવિકતા વિશે આપણે કાંઇ કહેતા નથી. ઉપયોગી હોવાથી આપણે એ પટનો સ્વીકાર કરીએ છીએ. એટલે કે એ પરિમાણમંડળનો પટ આપણી બુદ્ધિની પેદાશ છે, પ્રકૃતિમાં આવી રહેલ કોઈ નક્કર કે સ્થૂળ પદાર્થ નથી પણ આપણે પૂછીએ કે, "એમ નહિ—તમે ભૌતિક જગતની ઘટનાઓને સમજાવવાનો દાવો કરો છો. તો આ નવી રીતે સૂર્યમાંથી તેજ પૃથ્વી ઉપર કેવી રીતે આવે છે તે સમજાવો." આધુનિક ભૌતિકશાસ્ત્ર એના ઉત્તરમાં એમ કહે છે કે શક્તિ વડે છે, પ્રસરે છે તે આપણે જાણીએ છીએ, પરંતુ તે એક અણુ—એક બિંદુથી અન્ય બિંદુએ ગતિ કરે છે એ અર્થમાં નહિ. એટલેકે સૂર્યમાંથી નીકળેલું તેજનું એક રશ્મિ મુસાફરી કરતું પૃથ્વી ઉપર પહોંચે છે એમ નથી. સૂર્યમાંથી પ્રસરતો ક્ષોભ—જેને આપણે તેજ કહીએ છીએ—તે ક્ષોભ જ પૃથ્વીને પહોંચે છે. અને આગળ વધીને પૂછીએ કે, "શક્તિ વહે છે એમ કહીએ છીએ તેમાં 'શક્તિ' એટલે શું સમજવું?" તો આધુનિક ભૌતિક વિજ્ઞાન કહે છે કે શક્તિ પણ એક ઉપ-

યોગી વિચાર કે ખ્યાલ છે. વિશ્વમાં વિસ્તરી રહેલ સ્થળકાળનાં ચાર પરિમાણોના બનેલા અતૂટ પટમાં જસતના પતરા ઉપર જેમ સળ પડેલા હોય છે તેમ જે સળો પડે છે, જે ક્ષોભો થાય છે, જે (Distortions) વિકૃતિ થાય છે, તેના સાતત્યને આપણે શક્તિ કહીએ છીએ. ગુરુત્વાકર્ષણનો જે નિયમ ન્યૂટને શોધી કાઢ્યો તે ફક્ત ગતિમાન પદાર્થમાં થતા ગતિના પ્રવેગની સમજૂતી આપે છે. પરંતુ એ સમજૂતી આપતાં ન્યૂટને પદાર્થમાત્રમાંથી ચારે બાજુ પ્રસરતા ગુરુત્વાકર્ષણના બળની જે કલ્પના કરી તે અનિવાર્ય નથી. આઇનસ્ટાઇન કહે છે કે લંબાઈ×પહોળાઈ×ઊંચાઈ×કાલ એ ચાર પરિમાણોના બનેલા અતૂટ પટમાં ક્ષોભ થાય છે એમ કહીને આપણે પડતા ફળની કે ગતિમાન ગ્રહોની ગતિની સમજૂતી ઊલટી વધારે સારી રીતે આપી શકીએ છીએ.

એણે આપેલી સમજૂતીને પ્રયોગાત્મક સાબિતીઓનો ટેકો પણ મળેલો છે.

## પરિમાણો માપવાની પદ્ધતિઓ

૧. એક સપાટીવાળા સમતલમાં આવેલ કોઈ બિંદુની સ્થિતિ ઓ, એટલે કે તેના સ્થાનાંક નક્કી કરવા માટે આપણે સામાન્ય રીતે 'ઓ' બિંદુ સ્થિર કલ્પીને એક્ષ નામે કોઈ લીટી દોરીએ છીએ. પછી ઓ બિંદુને અજાણ્યા સ્થાનાંકવાળા બિંદુ પી ને આપણે લીટીથી જોડીએ છીએ. હવે પી ના સ્થાનાંક નક્કી કરવા માટે એક્ષ ઓ પી ખૂણાનુ માપ અને ઓ પી લીટીની લંબાઈ જાણવી જોઈએ. ( જુઓ આકૃતિ ૧. )




આકૃતિ-૧ લી

૨. પરંતુ સપાટ પ્રદેશમા આવી રહેલ કોઈ પણ બિંદુની કે વસ્તુની સ્થિતિ દર્શાવવી હોય તો સામાન્ય રીતે કાર્ટેઝિયન સ્થાનાંકની પદ્ધતિનો સ્વીકાર કરવામાં આવે છે. એક્ષ ઓ એક્ષ અને વાઇ ઓ વાઇ બને કાટખૂણે મળે છે. એ$_1$ બિંદુની સ્થિતિ નક્કી કરવા માટે એ$_1$ ઉપરથી ઓ એક્ષ, ઉપર એક લંબ દોરવામાં આવે છે, તથા એ$_1$ ઉપરથી ઓ વાઇ ઉપર એ$_1$ સી$_1$ લંબ દોરવામાં આવે છે. આ બન્નેના માપ વડે એ$_1$ બિંદુની સ્થિતિ નિશ્ચિત થાય છે.

તે જ પ્રમાણે એ$_2$ બિંદુની સ્થિતિ પણ ઓ બી$_2$ અને ઓ સી$_2$ એ બેના માપ વડે જાણી શકાય.

હવે આપણે એ$_1$ અને એ$_2$ વચ્ચેનું અંતર "એલ" માપવું હોય તો

ઓ એક્ષના ઉપર એ$_1$નું અંતર = એક્ષ$_1$ = ઓ વી$_1$ લેવાથી
અને ઓ વાઈના ઉપર તેનું અંતર = વાઈ$_1$ = ઓ સી$_1$ લેવાથી
તે જ પ્રમાણે એ$_2$ની સ્થિતિનાં માપ એક્ષ$_2$ = ઓ વી$_2$ અને
વાઈ$_2$ = ઓ સી$_2$ લેવાથી

જાણી શકાય છે.

હવે એ$_1$ અને એ$_2$ વચ્ચેનું અંતર એલ, કાઢવા માટે :—

$(એ_1 એ_2)^2 = (એ_1 ડી)^2 + (એ_2 ડી)^2$ (એ$_1$ ડી એ$_2$ કાટખૂણાવાળો ત્રિકોણ હોવાથી)

એટલે એલ$^2$ = $(એક્ષ_2 - એક્ષ_1)^2 + (વાઈ_2 - વાઈ_1)^2$

બે પરિમાણવાળા પદાર્થોની સ્થિતિ આ પદ્ધતિએ નક્કી કરી શકાય છે. (જુઓ આકૃતિ ૨ ૭)




૨. હવે ત્રણ પરિમાણમંડળમાં રહેલું કોઈ બિંદુ કે પદાર્થ કલ્પીએ, તો તેની સ્થિતિ નક્કી કરવા માટે સપાટ પ્રદેશ નહિ પણ ઘન પદાર્થ યા તો અધ્ધર દિશામાં વિસ્તરતો પ્રદેશ આપણે માપવો પડશે.

એટલે કે પરસ્પર કાટખૂણે મળનારાં ત્રણ સમતલો આપણે લેવાં પડશે, અને એ ત્રણેનાં એટલે કે લંબાઈ પહોળાઈ અને ઊંચાઈનાં, માપ આપણે જાણવાં જોઈએ. ત્રણે સમતલોની રેખાઓ ઓ નામના મૂલબિંદુએ એકબીજાને મળે છે એટલે ઓ એક્ષ, ઓ વાઈ અને ઓ ઝેડ એ ત્રણનું પરિમાણમંડળ બનેલું છે. (જુઓ આકૃતિ ૩ ૭)




આકૃતિ ૩

હવે એ$_1$ બિંદુની સ્થિતિ કે સ્થાનાંક નક્કી કરવા માટે પ્રથમ તો ઓ એક્ષ$_1$ અને ઓ વાઇ$_1$ બન્ને અંતરો નક્કી કરી તેઓ જ્યાં મળે છે તે બિંદુ એમ$_1$ શોધી કાઢવું જોઈએ. પછી એમ$_1$ ને કાટખૂણે લંબ દોરી એ$_1$નુ ઝેડની સપાટીમાં સ્થાન નક્કી કરવામાં આવે છે, એટલે કે એમ$_1$ ઝેડ$_1$. આમ એક્ષ$_1$, વાઇ$_1$ અને ઝેડ$_1$ જાણવાથી એ$_1$ ના સ્થાનાંક નક્કી થઈ શકે છે.

તે જ પ્રમાણે બીજું કોઈ બિંદુ એ$_2$ લઈએ તો તેના સ્થાનાંક પણ એક્ષ$_2$ વાઇ$_2$ અને ઝેડ$_1$ જાણવાથી નક્કી થઈ શકે.

એ બન્ને વચ્ચેનું અંતર એલ કાઢવા માટે:—

$$(\text{એલ})^2 = (\text{એક્ષ}_2 - \text{એક્ષ}_1)^2 + (\text{વાઇ}_2 - \text{વાઇ}_1)^2 + (\text{ઝેડ}_2 - \text{ઝેડ}_1)^2$$

એ સમીકરણનો ઉપયોગ કરી શકાય છે

## પરિમાણમંડળના સ્થાનાંકોનું રૂપાંતર

ધારો કે, એક પરિમાણ-મંડળ એસમાં આવેલા કોઈ એક બિંદુના સ્થાનાંકો—ઓ એક્ષ વાઇ ઝેડ આપણે જાણીએ છીએ તો બીજા કોઈ પણ પરિમાણ મંડળ એસ' માં ઓ' એક્ષ', વાઇ' ઝેડ'ની સંખ્યામાં તે જ બિંદુનાં પરિમાણો નક્કી કરી શકીએ ખરા ?

આ બીજું પરિમાણ-મંડળ—યાને ચોકઠું—પહેલાની સરખામણીમાં સીધી લીટીમાં અને સમાન વેગ વી પૂર્વક ગતિ કરતું હોય તો આપણે તે બિંદુના સ્થાનાંકો જાણી શકીએ છીએ.

સરળતા ખાતર એમ ધારો કે એક્ષની ધરી એક્ષ', વાઇ અને વાઇ' અને ઝેડ અને ઝેડ' ત્રણે સમાન્તર છે અને ઓ અને ઓ' એ બે મૂળબિંદુઓ ટી કાલ સુધી છૂટા પડે છે અને એક પરિમાણમંડળ વી વેગપૂર્વક ગતિ કરે છે તો ગતિને અંતે ઓ એક્ષ ધરી ઉપરના પરિમાણમાં ફેર પડશે તે આ પ્રમાણે—

એક્ષ' = એક્ષ – વીટી બાકીનાં પરિમાણો
વાઇ = વાઇ' અને ઝેડ=ઝેડ' એ પ્રમાણે સમાન જ રહેશે.
આ પ્રમાણે એક પરિમાણમંડળના બિંદુના સ્થાનાંકનું અન્ય પરિમાણમંડળનાં સ્થાનાંકોમાં



આકૃતિ. ૪.

રૂપાંતર સાધી શકાય છે. (જુઓ આકૃતિ ૪ થી). આને ગેલીલિયોની પદ્ધતિ કહે છે અને તેનો પાયો ન્યૂટનના સ્થલકાળના ખ્યાલો ઉપર રહેલો છે.

અત્યાર સુધીની પરિમાણપદ્ધતિઓ સુપ્રચલિત છે. હવે આપણે કેટલાક પ્રયોગો અને તેનાં પરિણામો નોંધીશું અને તે ઉપરથી પરિમાણપદ્ધતિમાં આવશ્યક ફેરફાર કયા છે તેનો વિચાર કરીશું.

૧. તેજની ગતિની નિરપેક્ષતા—

તેજની ગતિની નિરપેક્ષતા નિરપેક્ષ ગતિની શોધ જોડે સંકળાયેલ છે. તે આ રીતે :—

'સૂર્ય, ગ્રહો, ઉપગ્રહો અને તારાઓમાંથી જે તેજ પૃથ્વી ઉપર આવે છે તે વચલા ખાલી અંતરાળ પ્રદેશમાં પ્રસરી રહેલ આકાશતત્ત્વને (ઈથરને) આભારી છે એમ મનાતું. એ આકાશતત્ત્વ કોઈએ જોયું નથી. પરંતુ એ આકાશતત્ત્વ અર્ધું પદાર્થતત્ત્વ જેવું પાર્થિવ ગણાય છે અને તે સર્વવ્યાપી છે. તે પદાર્થોની આરપાર જાય છે અને ખાલી જગાને વ્યાપીને રહે છે. તેજનું મોજું એ આકાશતત્ત્વમાં ગતિ કરે છે.

હવે એને મધ્યબિંદુ લઈને ૩,૦૦,૦૦૦ કીલોમીટર જેટલી ત્રિજ્યા લઈને એક વર્તુળ દોરો. ૩,૦૦,૦૦૦ કીલોમીટર એટલે ૧,૮૬,૦૦૦ માઈલ; એ મહાન અંતર તેજનું રશ્મિ એક સેકન્ડમાં વટાવે છે.

વર્તુળના કેન્દ્ર એ ઉપર એક દ્રષ્ટા કલ્પો અને તે તેજના રશ્મિની ગતિની દિશામાં વી વેગથી ગતિ કરીને એક ક્ષણ પછી વી બિંદુએ પહોંચે છે. તો એ વી = વી જેટલું અંતર તે એક

ક્ષણમાં કાપશે. તેજનું મોજું તો એક ક્ષણને અંતે એથી ડી સુધી પહોચી જશે. ( જુઓ આકૃતિ ૫ ). એટલે બી ડી = સી – બી, એમાં સી તેજની ગતિનું સૂચક ગણવાનું.




આકૃતિ ૫

સામી બાજૂએ ગણીએ તો બી ઇ = સી + બી.

અને બી સી = $\sqrt{\text{સી}^2 - \text{બી}^2}$ ( પાયથેગોરાસના સિદ્ધાંત પ્રમાણે )—

હવે આ બી સી એટલે ગતિ ને લબની દિશામા આવેલુ અંતર નિશ્ચિતપણે માપી શકાશે, કારણ કે તેજની ગતિ સી સર્વ દિશામા સમાન રહે છે, અને બી ગતિ પણ નિશ્ચિત છે

## માઇકેલસન મોર્લીનો પ્રયોગ

આકાશતત્ત્વમાં પૃથ્વીની ગતિને પરિણામે તેના વેગમાં ફેર પડવો જોઈએ, એ ધારણા સિદ્ધ કરવા માટે આ પ્રયોગ કરવામાં આવ્યો હતો.

યોજના એવી હતી કે પૃથ્વી જે દિશામા ગતિ કરે છે તે દિશામા તેજનુ એક રશ્મિ મોકલવુ અને પૃથ્વીની ગતિની દિશાને કાટખૂણે પણ એક રશ્મિ એકીવખતે રવાના કરવુ એ બે રશ્મિઓને એક બિંદુએ ભેગા કરવાં આમ કરવાથી તે બે રશ્મિઓના પાછા ફરવાના સમયમા ફેર પડવો જોઈએ, કારણ કે તેજના રશ્મિની દિશામા પૃથ્વી પોતે ગતિ કરતી હોવાથી એ રશ્મિને પાછા ફરતા ઓછો સમય લાગવો જોઈએ

એસની દિશામાથી તેજના રશ્મિઓ આવે છે અને ઓ બિંદુ આગળ જે નામના અડધા પારો લગાડેલા અરીસાને તે ૪૫° ને ખૂણે અથડાઇને કેટલાક સીધેસીધા એમ૧ બિંદુએ રહેલી આરસીમા પરાવર્તન પામે છે અને જે અરીસામા અથડાઈને પરાવર્તન પામી ત્યાંથી એલ તરફ ગતિ કરે છે એસથી જે બિંદુ સુધી આવેલા કેટલાક રશ્મિઓ પરાવર્તન પામીને એમ૨, બિંદુએ મૂકેલા અરીસામા પરાવર્તન પામી પાછા ફરશે અને ઓ બિંદુમાથી પસાર થઈ એલમા પ્રવેશ કરશે.

હવે તેજના બે રશ્મિઓનો માર્ગ આ પ્રમાણે છે —

(૧) એસ ઓ એમ₁ એલ—(૨) એસ ઓ એમ₂ એલ. ( જુઓ આકૃતિ ૬ઠ્ઠી )




હવે એક જ સ્થળેથી નીકળતાં તેજરશ્મિઓ પરાવર્તન પામીને એકબીજાને અથડાય ત્યારે તેમનો માર્ગ અસમાન હોય તો, તેજના રશ્મિપટમાં કાળા કાળા પટાઓ દેખાય છે, કારણ કે તેજનાં રશ્મિઓમાંના કેટલાંક પરસ્પર અથડાઇને પોતપોતાની અસર નષ્ટ કરે છે. (જુઓ આકૃતિ ૭.)



આકૃતિ ૭

આકૃતિ ૫ માં ઓ એમ₁ = એલ' અંતર પૃથ્વીની ગતિને સમાંતર છે, અને ઓ એમ₂ = એલ પૃથ્વીની ગતિને કાટખૂણે છે. હવે તેજના રશ્મિને એમ જઈને પાછા ફરતાં ટી₁ સમય લાગે છે એમ ધારીએ તો :—

$$\text{ટી}_1 = \frac{\text{એલ}'}{\text{સી} - \text{વી}} + \frac{\text{એલ}'}{\text{સી} + \text{વી}}$$

એ જ પ્રમાણે એમ₂ જઈને પાછા ફરતાં ટી₂ સમય લાગે તો

$$\text{ટી}_2 = \frac{\text{૨ એલ}}{\sqrt{\text{સી}^2 - \text{વી}^2}}$$

આ બન્ને અંતરો એલ' અને એલ માઇકેલસને સરખાં જ લીધાં હતાં અને તેણે ધાર્યું હતું કે પૃથ્વી જો $\text{એમ}_1$ની દિશામાં ગતિ કરતી હોવાથી એ માર્ગે તેજનું રશ્મિ જલદી પાછું ફરવું જોઇએ અને જો $\text{એમ}_2$ને માર્ગે તેને મોડું થવું જોઇએ.

પરંતુ પ્રયોગને અંતે તેણે શું જોયું? કે બન્ને તેજનાં રશ્મિઓ એકીવખતે જ પાછાં ફરે છે; અને તેજપટમાં કાળા પટાઓ દેખાતા જ નથી. એટલે કે, $\text{ટી}_1$ અને $\text{ટી}_2$ બન્ને સરખાં છે. પરિણામે પૃથ્વી આકાશતત્ત્વમાં ગતિ કરતી જણાતી નથી.

હવે આપણે $\text{ટી}_1 = \text{ટી}_2$ લઇએ તો ઉપર આવેલા સમીકરણમાં

$$\frac{\text{એલ}'}{\text{એલ}} = \sqrt{1 - \frac{\text{વી}^2}{\text{સી}^2}} \text{ થાય.}$$

આ મૂલ્ય પ્રમાણે તો આપણે આકાશતત્ત્વમાં પૃથ્વીની ગતિ કદી પણ જાણી શકીએ તેમ નથી, એ સ્પષ્ટ થાય છે. (કારણ કે પૃથ્વીની ગતિ વીના વર્ગને તેજના રશ્મિની ગતિ સીના વર્ગથી ભાગીએ અને તેને એકમાંથી બાદ કરી તેનું વર્ગમૂળ કાઢીએ તો શૂન્યપ્રાય જ મૂલ્ય આવે; સી = એક સેકન્ડમાં ૧,૮૬,૦૦૦ માઇલ.)

## ફીટ્ઝજીરેલ્ડ અને લોરેન્સનું સમીકરણ

માઇકેલસનના પ્રયોગના પરિણામ ઉપર લોરેન્સ અને ફીટ્ઝજીરાલ્ડે નવું સમીકરણ શોધ્યું તે આ પ્રમાણેઃ—

એમણે એવી દલીલ કરી કે માઇકેલસનના પ્રયોગમાં તેજનું રશ્મિ પોતાની ગતિની દિશામાં અને કાટખૂણે સરખી ઝડપે ગતિ કરે છે, પરંતુ ખરું જોતાં એ બેમાં ફેર પડવો જોઇએ. આપણને તે ફેર નથી માલૂમ પડતો, કારણ કે એ બે બાજુઓમાંની એક (ગતિની દિશાવાળી) સંકોચાતી હોવી જોઇએ.

એટલે સ્થિર પૃથ્વીની કોઇ લંબાઈ એલ લઇએ અને જ્યારે વી ગતિપૂર્વક તે ગતિમાન થાય તે લંબાઇ સંકોચાઇને એલ' થાય છે એમ કલ્પીએ તોઃ—

$$\text{એલ} = \text{એલ}' \sqrt{1 - \frac{\text{વી}^2}{\text{સી}^2}}$$ એમાં સી = તેજના રશ્મિની

ગતિ = ૧,૮૬,૦૦૦ માઇલ દરસેકંડે, એટલે

$\frac{\text{એલ}'}{\text{એલ}} = \sqrt{1 - \frac{\text{વી}^2}{\text{સી}^2}}$ એ લંબાઇનું પ્રમાણ થાય જે ઉપરથી આપણે તેજની ગતિની દિશામાં થતો પદાર્થોનો સંકોચ શોધી કાઢી શકીએ. પરંતુ તેજની ગતિને કાટખૂણે આવી રહેલા પદાર્થોની લંબાઇમાં કશો ફેર પડતો નથી.

આ સમીકરણમાં લંબાઇનો જે ફેર યાને સંકોચ છે તે થોડી ઝડપે ગતિ કરનારા પદાર્થો માટે તો નહિ જેવો જ હશે, એટલે આપણે તેની અવગણના કરીએ તોપણ ચાલે, કારણ કે પૃથ્વી

ઉપરની ગતિઓ સામાન્ય રીતે તેજના પ્રચંડ ગતિવેગની—એક સેકન્ડના ૧,૮૬,૦૦૦ માઇલની—સરખામણીમાં નહિ જેવી જ હોય છે; એટલે આપણને એ ફેરફાર દેખાઈ આવતો નથી.

પરંતુ વધારે ને વધારે વેગવાન પદાર્થ બનતો જાય અને જો કોઇ પદાર્થ તેજના જેટલી જ ગતિ ભોગવે તો ઉપરના સમીકરણમાં વી = સી થાય. પરિણામેઃ—

$$\frac{\text{ડેલ}'}{\text{ડેલ}} = \sqrt{1 - \frac{\text{વી}^2}{\text{સી}^2}} \text{ એ સમીકરણમા } \sqrt{1 - \frac{\text{વી}^2}{\text{સી}^2}} = 0 \text{ બને}$$

એટલે એવા પદાર્થનાં બધા પરિમાણો એ જ પરિમાણમંડળમાં જઇ પડશે. એટલે કે સઘળા જ પદાર્થો—માપવાનો ગજ પણ—સરખા જ પ્રમાણમા સંકોચાશે, જેથી કરીને એ નિરપેક્ષ ગતિ દ્રષ્ટાને માલૂમ જ નહિ પડી શકે!

ખરું જોતાં લોરેન્સ ફીટઝીરોલ્ડની આ સમજૂતી ન્યૂટનના સ્થલ અને કાલની નિરપેક્ષતાના ખ્યાલનુ રક્ષણ કરવાની ગરજ સારે છે પરંતુ શા માટે એમ ધારવુ કે પદાર્થમાત્ર ગતિની દિશામા સંકોચાય છે? શા માટે એમ નહિ કે સ્થળનો જ તે એક ગુણ છે?

આઈનસ્ટાઇને આપેલી સમજૂતી આપણે આગળ જોઈશુ, પરંતુ તે પહેલાં તેણે કાલના પરિમાણની સાપેક્ષતા સાબિત કરી તે જોઈએ:—

### કાલમાનની સાપેક્ષતા

કાલનું માપ એટલે શુ? સમકાલીનતા. "ગાડી આઠ વાગ્યે ઊપડે છે" એટલે? આઠના આંકડા ઉપર ઘડિયાળના કાંટાની આવવાની ક્રિયા અને ગાડી ઊપડવાની ક્રિયા બન્ને એકીવખતે—યુગપદ—થાય છે.

પાસેપાસેના પદાર્થોમા આ સમકાલીનતાની ખાતરી રાખી શકાય, પરંતુ દૂર અંતરે આવેલા પદાર્થો માટે તેની ખાતરી નહિ રાખી શકાય એમ આઈનસ્ટાઈને બતાવ્યુ છે બે ઘટનાઓ એકી-વખતે બને છે એમ ખાત્રીથી કહેવુ અસંભવિત છે. તમે કહેશો કે "હું મારી નજરે જોઉં તો-પણ?"—"હા, તોપણ"—

ધારો કે એક ઘણી લાંબી આગગાડી વી ગતિએ પાટા ઉપર ચાલે છે. હવે ગાડીમા બેઠેલા ઉતારુઓ ગાડીને પોતાના પરિમાણોના મંડળ તરીકે–સર્વ પરિમાણોના ધોરણ તરીકે—ગણશે. બધી ઘટનાઓને તેઓ આગગાડી જોડે જોડીને જાણશે અને જોશે રસ્તા ઉપર બનતી બધી ઘટનાઓ આગગાડીના દૃષ્ટિબિંદુથી પણ બનશે સમકાલીનતાનો અર્થ એ છે કે રસ્તાને સ્થિર પરિમાણ-મંડલ તરીકે લઈને કાલ માપો કે આગગાડીને પરિમાણમંડલ તરીકે કલ્પીને કાલનું માપ કાઢો, તો એ બન્ને એક જ આવશે

રસ્તાને સ્થિર ગણતા તેના ઉપર આવેલા જે અને વી એ બે બિંદુએ તેજનો ચમકારા એકી-વખતે થાય છે એમ આપણે કહીએ ત્યારે એનો અર્થ એ થાય છે કે જે અને વી એ બેની બરાબર મધ્યમાં આવેલ બિંદુ એમ આગળ તે બન્ને એકીવખતે પહોંચશે અને દેખાશે

રસ્તા ઉપર બનતી એ ઘટના ગાડીના બે બિંદુઓ જે અને વી ઉપર પણ, ગાડી સ્થિર હોય તો, દેખાશે (જુઓ આકૃતિ ૮ મી) એમ' એ ગાડીના જે વી અંતરનું મધ્યબિંદુ છે એમ ધારો.



આકૃતિ ૮

હવે ધારો કે આગગાડી વી વેગપૂર્વક ગતિ કરે છે તો, જ્યારે એ અને વી ઉપર તેજનો ચમકાર થાય છે (બંદૂકના ફૂટવાને લીધે કે બીજી રીતે) ત્યારે એમ અને એમ' બન્ને એક જ હશે પરંતુ તુરત જ એમ' બિંદુ ગાડી સાથે વી વેગપૂર્વક ગતિમાન બનશે એટલે કે દ્રષ્ટા ગાડીમા ન હોત તો એમ બિંદુ ઉપર જ રહેત, અને જે તથા વી બન્ને બાજુથી આવતા તેજના રશ્મિને એકીવખતે જોઈ શકત પરંતુ ગાડી સાથે તે ગતિમાન હોવાથી તે જેથી દૂર અને વી ની તરફ જતો હશે પરિણામે, વી થી આવતું તેજનું રશ્મિ તેને પહેલુ અને જેથી આવતુ જરા મોડુ દેખાશે એટલે તે જેને પાછળની, અને વીને આગળ બનતી ઘટના તરીકે ગણશે

ફલિત એ થયુ કે રસ્તા ઉપર બનતી ઘટનાઓ ગાડીમા ગતિ કરતા દ્રષ્ટા માટે એકીવખતે બનતી નથી, એટલે કે, પ્રત્યેક પરિમાણમંડળનુ કાળમાન જુદું હોય છે સર્વ ઘટનાઓ માટે નિરપેક્ષ એવુ કાળમાન છે જ નહિ આમ ભૌતિકશાસ્ત્રમા સ્વીકારાયેલો કાળની નિરપેક્ષતાનો ખ્યાલ મૂકી દેવો પડ્યો

આ વસ્તુને ગણિતમા રજૂ કરવાની એક રીત આ પ્રમાણે છે —

એસ નામનું એક પરિમાણમંડળ સ્થિર છે એમા જે બિંદુ એ એક ઘડિયાળ છે જે તે પરિમાણમંડળ માટે અવિકારી છે બીજા કોઈ બિંદુ વી ઉપર પહેલા બિંદુ જેની ઘડિયાળ સાથે મેળવેલુ ઘડિયાળ છે

તેજનું એક રશ્મિ જેથી વી અને વીથી જે જતાઆવતા સરખો સમય લેશે, કારણ કે તેજની ગતિ સર્વ દિશામા સમાન છે

જ બિંદુએથી તેજના એક રશ્મિને રવાના કરો જેથી નીકળતા ટી$_{\text{જ}}$ સમય છે, અને વીને પહોંચે છે ત્યારે ટિ વી સમય છે હવે વી બિંદુ આગળ એક અરીસો ગોઠવીને ત્યાંથી જે તરફ એ રશ્મિને પરાવર્તન પમાડો જ્યારે તે જે બિંદુને પહોંચે છે ત્યારે ટી'જ માન છે એમ ધારો.

આપણે પ્રયોગના આરંભમા જે અને વીની ઘડિયાળોને સમાન—બરાબર—મૂકી છે, એટલે

$$\text{ટી વી} - \text{ટી}_{\text{જ}} = \text{ટી}'_{\text{જ}} - \text{ટી વી}$$

અથવા $$\text{ટીવી} = \frac{\text{ટી}_{\text{જ}} + \text{ટી}'_{\text{જ}}}{2}$$

વળી આપણે આ સમીકરણ ઉપરથી એ પણ કહી નાખીએ કે—

$\frac{\text{ડબ (અંતર)}}{\text{ટીબી} - \text{ટી}_{\text{ગ}}} = \text{સી}$, અર્થાત્ એ અને બી એ બિંદુએ રહેલી ઘડિયાળો સમાન સમય દર્શાવે એટલા માટે એ બન્ને વચ્ચેના અંતરને બન્ને ઘડિયાળના કાળાંતરથી ભાગીએ તો તેજના રશ્મિની ગતિ સી આવવી જોઈએ

આનો અર્થ હવે સ્પષ્ટ કરતાં જણાશે કે બે જુદાંજુદાં બિંદુઓએ બનતી ઘટના સમકાલીન છે એમ ત્યારે જ કહી શકાય જ્યારે એ બિંદુઓ એક જ પરિમાણમંડળમાં આવેલાં હોય, અથવા તો બીજી રીતમાં સમાન વેગપૂર્વક ગતિ કરી રહેલ પરિમાણમંડળમાં હોય

પરંતુ અસમાન વેગપૂર્વક, એટલે કે પરસ્પર સાપેક્ષ, ગતિ કરનાર પરિમાણમંડળોની ઘટનાઓનો કાળ સમકાલીન છે એમ કહેવું અસંભવિત છે

તેજના રશ્મિની ગતિ પૃથ્વી ઉપર નિરપેક્ષ છે, અવિકારી છે, એ પ્રયોગાત્મક ઘટનાને લઈને આપણે પ્રશ્ન વિચારવાનો તે એ છે કે એક ગતિમાન અને એક સ્થિર એવા બે પરિમાણ-મંડળોમાંના એકમાં બનતી ઘટનાનાં પરિમાણો—દિશાના અને કાળના જાણીતાં હોય તો તેમને બીજા પરિમાણમંડળના માનસમૂહમાં ફેરવી શકાય કે નહિ ? અલબત્ત, આ રૂપાંતરમાં એક શરત આપણે પાળવાની તે એ કે તેજના રશ્મિની ગતિ એ બન્ને પરિમાણમંડળમાં અવિકારી રહેશે, કારણ કે પૃથ્વી ઉપર તે નિરપેક્ષ માલૂમ પડી છે

ઉપર આગગાડી અને સ્ટેશનનું ઉદાહરણ લઈએ એમાં સ્ટેશન એટલે ધારો કે ક પરિમાણ-મંડળ અને આગગાડી તે ક' એવું ગતિમાન પરિમાણમંડળ છે

હવે ક પરિમાણમંડળમાં બનતી કોઈ પણ ઘટનાના સ્થાનાંક નક્કી કરવા માટે ત્રણ પરસ્પર કાટખૂણે મળતા સમતલો એક્ષ, વાઇ અને ઝેડના માપ અને ટી નામે કાળમાન જાણવું જોઈએ—એ આકૃતિ અપાઈ ચૂકેલ સમજૂતી વડે સમજી શકાય તેવું છે

હવે એ જ ઘટનાના પરિમાણો ક' નામના પરિમાણમંડળમાં એક્ષ', વાઇ', ઝેડ' તથા ટી' છે એમ ધારો (જુઓ આકૃતિ ૮)

આ બન્ને વચ્ચે કશો સંબંધ નથી હવે પ્રશ્ન એ છે કે આ બન્ને વચ્ચે સંબંધ સ્થાપન કરવો હોય તો કેવી રીતે થઈ શકે ? —તેજના રશ્મિની ગતિ આ બન્ને માટે અવિકારી રહે છે એ આપણી ગણતરીમાં આપણે ધ્યાનમાં રાખવાનું છે એ રીતે ગણતાં —

$$\text{એક્ષ}' = \frac{\text{એક્ષ} - \text{વી ટી}}{\sqrt{1 - \frac{\text{વી}^2}{\text{સી}^2}}} \quad \text{વાઇ} = \text{વાઇ}', \ \text{ઝેડ}' = \text{ઝેડ}'$$

$$\text{અને ટી}' = \frac{\text{ટી} - \frac{\text{વી}}{\text{સી}^2}\,\text{એક્ષ}}{\sqrt{1 - \frac{\text{વી}^2}{\text{સી}^2}}}$$

એ પ્રમાણે એકના પરિમાણો બીજામાં રૂપાંતર પામશે

આઈનસ્ટાઈન આ પ્રમાણે ફીટ્ઝીરાલ્ડ અને લોરેન્સના સમીકરણની સમજૂતી ગતિમાન પદાર્થની બાજૂ સંકોચાય છે એમ ધાર્યા વિના, કેવળ પરિમાણમંડળમાં કાલમાનને દાખલ કરીને આપી શકે છે.

ઉપર જણાવેલાં બન્ને પરિમાણમંડલોમાં તેજના રશ્મિની ગતિ કેવી સમાન રહે છે તે જોઈએ.

ઉપરના પરિમાણમંડળમાં એક્ષની બાજૂએ તેજનું રશ્મિ સી ગતિથી પ્રેરાય તો એક્ષ = સી ટી થાય.

હવે એક્ષનું એ મૂલ્ય આપણે બીજા પરિમાણમંડળ (કે') માં મૂકીએ તો—

$$\text{એક્ષ}' = \frac{(\text{સી} - \text{વી})\,\text{ટી}}{\sqrt{\text{૧} - \frac{\text{વી}^{\text{૨}}}{\text{સી}^{\text{૨}}}}}$$ આવશે અને

$$\text{ટી}' = \frac{\left(\text{૧} - \frac{\text{વી}}{\text{સી}}\right)\text{ટી}}{\sqrt{\text{૧} - \frac{\text{વી}^{\text{૨}}}{\text{સી}^{\text{૨}}}}}$$

એટલે, એક્ષ' = સી ટી' અર્થાત્ તેજના રશ્મિની ગતિ કે' માં નિશ્ચિત થાય છે અને તે સી — અવિકારી—રહે છે.

ઉપરનું આગગાડી અને રસ્તાનું ઉદાહરણ લઈને આપણે બે પરસ્પર અસમાન ગતિ કરી રહેલા પરિમાણમંડળને આઈનસ્ટાઈનની ગણતરી (કાળમાન અને સ્થળમાન) લાગુ પાડીએ.

ધારો કે એ દૃષ્ટાંતમાં આગગાડી વી માઈલની ઝડપે ગતિ કરે છે તેને એક દ્રષ્ટા રસ્તા પર ઊભો રહીને જુએ છે.

હવે ગાડીની અંદર મુસાફરી કરતો એક માણસ (અંદર ને અંદર) વી' માઈલની ઝડપે ગતિ કરે છે એમ કલ્પો.

તો, ગાડીમાં ચાલતા માણસની ગતિ રસ્તે ઊભેલા દ્રષ્ટાને કેટલી લાગશે?—

પ્રથમ દૃષ્ટિએ તો વી + વી' બેની ગતિનો સરવાળો એમ માનવાને આપણે લલચાઈશું, પરંતુ એ ગણતરી સાચી નથી.

લોરેન્સના સમીકરણનો અને આઈનસ્ટાઇને આપેલી પરિમાણના રૂપાંતરની પદ્ધતિનો ઉપયોગ કરતાં આપણને જણાશે કે આગગાડી અને રસ્તા ઉપરનો દ્રષ્ટા તથા આગગાડી અને તેની અંદરનો માણસ એ બન્ને જુદાંજુદાં પરિમાણમંડળ—એક ગેલ અને બીજી ગેલ'—છે, એમ ધારવું જોઈએ.

હવે રસ્તા ઉપરના માણસને આગગાડીમાં ચાલતા માણસની ગતિ વી'' લાગે છે એમ ધારીએ તો, આપણે ગેલ, અને ગેલ' એ બે જુદી પરિમાણપદ્ધતિઓથી એકના પરિમાણનું

બીજાના પરિમાણમાં રૂપાંતર કરવા માટે લૉરેન્ઝના સમીકરણનો ઉપયોગ કરવો પ્રાપ્ત થાય છે. એટલે

$$\text{વી}'' = \frac{\text{વી} + \text{વી}'}{1 - \frac{\text{વી}\ \text{વી}'}{\text{સી}^2}}$$ એ પ્રમાણે આવશે.

## લંબાઈ વગેરે દિશાનાં પરિમાણોની સાપેક્ષતા

આગળ આપણે કાલમાનની સાપેક્ષતા તો જોઈ ગયા. તે ઉપરાંત પણ સ્થિર અને ગતિમાન પરિમાણમંડળની અંદરનાં ઘડિયાળોની ગતિમાં ફેર પડે છે.

હવે લંબાઈ વગેરે સ્થળનાં પરિમાણમાં થતો વિકાર નક્કી કરવા માટે એક મીટર લંબાઈનો લાકડાનો મીટર લો. અને સરળતાને ખાતર કે' નામના પરિમાણમંડળમા એક્ષ' બિંદુ ઉપર તેને એવી રીતે મૂકો કે એક્ષ' = ૦ થાય. હવે એ મીટરનો બીજો છેડો 'એક્ષ' = ૧ સુધી લંબાયેલો હશે.

હવે કે નામના બીજા ગતિમાન પરિમાણમંડળમાં એ મીટરની લંબાઈ કેટલી હશે એ પ્રશ્ન આપણે વિચારવાનો છે.

એની લંબાઈ નક્કી કરવા માટે આપણે ટી સમયે કે નામના પરિમાણમંડળમાં તેની સ્થિતિ—(સ્થાનાંક) જાણવી જોઈએ.

હવે જો ટી = ૦ લઈએ તો એક્ષ $= 0 \times \sqrt{1 - \frac{\text{વી}^2}{\text{સી}^2}}$. એક્ષ = મીટરના આરંભનું બિંદુ.

અને એક્ષ એક મીટરને અંતે આવતું છેવટનું બિંદુ:—

$$\text{એક્ષ} = 1 \times \sqrt{1 - \frac{\text{વી}^2}{\text{સી}^2}}$$

એટલે એ અંતર $= \sqrt{1 - \frac{\text{વી}^2}{\text{સી}^2}}$ થાય છે. હવે વી = ૦ હોય તો એ અંતર = ૧ આવે. પરંતુ કે નામના પરિમાણમંડળમાં એ મીટર વી વેગપૂર્વક ગતિ કરે છે એમ ધારીએ તો,

તેની લંબાઈ $= \sqrt{1 - \frac{\text{વી}^2}{\text{સી}^2}}$ આવશે.

આ ઉપરથી સ્પષ્ટ જણાશે કે જેમ વી વેગ વધતો જશે, તેમ તેમ એ મીટર વધારે ટૂંકો બનતો જશે.

ફીઝો નામના શોધકે સન ૧૮૫૧માં જુદાજુદા પદાર્થોમાં તેજની ગતિ નક્કી કરવા માટે પ્રયોગો કરીને તેનાં પરિણામો ગણિતના એક સમીકરણમાં રજૂ કર્યાં હતાં

સ્થિર અને ગતિમાન પદાર્થમાં તેજનાં રશ્મિની ગતિ ફ્રેઝનેલે પ્રથમ શોધી કાઢી હતી

અને ફીઝોએ એ શોધની ખાતરી કરી હતી. સ્થિર પાણીમાં અને ગતિમાન પાણીમાં તેજનાં રશ્મિની ગતિનું સમીકરણ નક્કી કરવામાં આવ્યું હતું.

આઇનસ્ટાઇને આકાશતત્ત્વ કે એવા બીજા કોઇ પણ તત્ત્વનું અસ્તિત્વ સ્વીકાર્યા વિના કેવળ નવી પરિમાણપદ્ધતિ વડે એ જ સમીકરણ સાધી બતાવ્યું.

એણે ગતિમાન પાણીને એક પરિમાણમંડળ તરીકે લેખ'—લીધું અને દ્રષ્ટાને એણે બીજું પરિમાણમંડળ કલ્પ્યો—લેખ પાણીની ગતિ વી હોય તો, પાણીમાં તેજના રશ્મિની ગતિ વી' લેતાં,

$\text{वी}' = \frac{\text{सी}}{\text{अेन}}$ એ પ્રયોગને અંતે નક્કી થયેલ સમીકરણ હોઇ તે માપી શકાય છે.

હવે બહાર ઊભા રહેલા દ્રષ્ટાને સાપેક્ષ એ રશ્મિની ગતિ વી'' લઇએ તો આગળના સમીકરણ પ્રમાણે ( જુઓ પાનું ૪૧૦ )

$$\text{वी}'' = \frac{\text{वी} + \text{वी}'}{1 + \frac{\text{वी वी}'}{\text{सी}^2}} = \frac{\text{वी} + \frac{\text{सी}}{\text{अेन}}}{1 + \frac{\text{वी}}{\text{सी अेन}}} = \frac{\text{सी}}{\text{अेन}} + \text{वी}\left(1 - \frac{1}{\text{अेन}^2}\right) \quad (\text{લગભગ})$$

ફીઝોએ પ્રયોગોને પરિણામે શોધેલું સમીકરણ તે એ જ.

લોરેન્સ અને ફીટઝીરોલ્ડે પોતાનું સમીકરણ મેક્સવેલના વિદ્યુત અને ચુંબક-શક્તિને લગતા પ્રયોગો ઉપરથી સાધ્યું હતું; ફીઝોએ તેજના રશ્મિની ગતિના પ્રયોગો પર પોતાનું સમીકરણ રચ્યું હતું. આઇનસ્ટાઇને એ ત્રણે ભૌતિક શાસ્ત્રોના નિયમોને એકરાગમાં પોતાની પરિમાણપદ્ધતિની નવીનતાને પરિણામે આણ્યા અને તેણે સિદ્ધ કરી બતાવ્યું કે દરેક ભૌતિક ક્ષેત્રના નિયમો કોઇ પણ પરિમાણમંડળથી સ્વતંત્ર રીતે દર્શાવી શકાય છે.

## મર્યાદિત સાપેક્ષતાનો નિયમ

માઇકેલસનના પ્રયોગના અભાવાત્મક પરિણામને લઇને તથા પરિમાણમંડળમાં કાલમાનની આવશ્યકતા સ્વીકારીને તથા તેજના રશ્મિની ગતિ અવિકારી હોવાને પરિણામે ભૌતિક પ્રયોગાત્મક શાસ્ત્રોમાં જે નવું દૃષ્ટિબિંદુ સ્વીકારવાની ફરજ ઊભી થઇ તેને આઇનસ્ટાઇને શરૂઆતમાં મર્યાદિત સાપેક્ષતાના નિયમનું નામ આપ્યું.

એ નિયમ આ પ્રમાણે છે —

સતત, એકસરખી ગતિ કરતા કોઇ પણ પરિમાણમંડળમાં કાર્ય કરી રહેલા ભૌતિક પ્રકૃતિના નિયમો સદાય એકસરખા જ રહે છે, અને બીજા એવા સ્થિર કે ગતિમાન પરિમાણમંડળને પણ તે નિયમો સરખા જ માલૂમ પડે છે

( આ પ્રમાણે ન હોય તો આપણે સ્વીકારવું જ પડે કે આપણાં પરિમાણમંડળમાંનું કોઇ એક પ્રકૃતિને વધારે અનુકૂળ આવે છે અને બાકીના પ્રતિકૂળ છે. ખરું જોતાં, સર્વે પરિમાણ

મંડળો આપણી—માનવની સગવડ માટે છે, તેને ઉપયોગી છે.)

ઉપરનો નિયમ બીજી રીતે મૂકીએ તો એમ કહી શકાય કે પ્રકૃતિના સર્વસામાન્ય નિયમો લોરેન્સના પરિમાણમંડલના રૂપાંતરથી અવિકારી રહે છે.

ઉપરના મર્યાદિત સાપેક્ષતાના સિદ્ધાંત ઉપરથી કેટલાંક સત્યો આપણે તારવી શકીશું :—

૧. કાલમાન અવિકારી નથી; તે પરિમાણમંડળ અને ગતિ સાપેક્ષ છે.

૨. દિશા, એટલે કે સ્થળના અંતરનું માપ, પણ સાપેક્ષ છે.

૩. પદાર્થનું વજન પણ સાપેક્ષ છે;—ગતિ સાપેક્ષ છે.

૪. આકાશતત્ત્વ (ઈથર) જેવું કોઈ તત્ત્વ હોય એમ પ્રયોગો ઉપરથી સાબિત કરી શકાતું નથી.

૫. ગુરુત્વાકર્ષણ જેવું અનંત વેગપૂર્વક (ગમે તેટલે અંતરે) અનંત અંતરે કાર્ય કરનારું બળ હોય એમ માનવાને કારણ નથી.

૬. તેજની ગતિ પૃથ્વી ઉપર સર્વ દિશામાં અવિકારી રહે છે, અને તેજ આપનાર પદાર્થ ગતિમાન હોય કે સ્થિર હોય તેની એ ગતિની ઉપર કાંઇ અસર નથી. પૃથ્વી ઉપરનો કોઈ પદાર્થ તેજની ગતિથી વધારે ઝડપે ગતિ કરી શકે એ શક્ય નથી.

૭. અત્યાર સુધી સ્થલને આપણે લંબાઈ પહોળાઈ અને ઊંચાઈનાં ત્રણ પરિમાણોના બનેલા અતૂટ પટ જેવું ગણતા હતા, એને બદલે હવે ચાર પરિમાણમંડળમાં આપણે પદાર્થની પરિસ્થિતિ નિશ્ચિત કરવી જોઈએ, કારણ કે વાસ્તવિક સ્થળ બે કે ત્રણ દિશામાનનું નહિ પરંતુ ચાર પરિમાણોનું બનેલું છે એમ માનવું વધારે સયુક્તિક લાગે છે.

એટલે આપણે "બિંદુઓ" કે "પદાર્થો" નહિ પરંતુ "ઘટના" વિશે જ પરિમાણો નક્કી કરવાં જોઈએ.

આમ કાલ અને દિશાને જુદાંજુદાં ગણવાની અને જુદાંજુદાં માપવાની ભૂલ કરવી ન જોઈએ એમ આઇનસ્ટાઇનનો સિદ્ધાંત સ્પષ્ટપણે પ્રતિપાદિત કરે છે. લોરેન્સનું સમીકરણ સ્પષ્ટપણે સ્થલ-કાલના અવિભાજ્ય પરિમાણ-મંડળનો સ્વીકાર આવશ્યક બનાવે છે.

## સાપેક્ષતાનો સામાન્ય નિયમ

ઉપર આપણે સાપેક્ષતાનો મર્યાદિત નિયમ આઇનસ્ટાઇને જાહેર કર્યો તે જોયું. એ નિયમ 'મર્યાદિત' કહેવાય છે, કારણ કે તે "સીધી લીટીમાં અને એકસરખા વેગે ગતિ કરનાર" પદાર્થોને લાગુ પડે છે.

ત્યાર પછી આઇનસ્ટાઇને અસમાન વેગે ગતિ કરનાર સર્વે પદાર્થોને એ નિયમ લાગુ કર્યો તે આ પ્રમાણે :—

"પરિમાણમંડળ ગમે તે હોય, અને તેમની ગતિ ગમે તેટલી હોય, પરંતુ પ્રકૃતિના નિયમોને વ્યક્ત કરવા પૂરતાં એ પરિમાણમંડળો સમાન છે."

## ગુરુત્વાકર્ષણ અને સાપેક્ષતાનો સામાન્ય નિયમ

ન્યૂટને ગતિના નિયમો સ્થાપિત કર્યાં તેમાં પદાર્થની જડતાનો નિયમ એવો છે કે કોઇ પણ પદાર્થ સ્થિર હોય, કે સમાન વેગે સીધી લીટીમાં ગતિ કરતો હોય, તો તે પોતાની સ્થિતિમાં (સ્થિર કે ગતિમાન ચાલુ જ રહે છે,—સિવાય કે કોઈ બીજું બળ (યાને શક્તિ) વચમાં આવીને તેમાં ફેરફાર કરે.

સર્વ પદાર્થો ઉપર એક બળ સતત કાર્ય કર્યાં જ કરતું તેણે માન્યું તે ગુરુત્વાકર્ષણ. ગતિમાન પદાર્થો ધીમા પડી અટકી જાય છે તે એ બળને લઇને; અને સ્થિર પદાર્થોનું વજન આપણને લાગે છે તે પણ એને લીધે.

આ ગુરુત્વાકર્ષણનું બળ પદાર્થમાત્રના ઉપર સમાનપણે કાર્ય કરે છે, પરિણામે સ્થલનાં સર્વે બિંદુઓ ઉપર એ બળ હાજર છે એમ કલ્પવું વધારે યથાર્થ ગણાય. ન્યૂટને ગુરુત્વાકર્ષણનો નિયમ શોધી કાઢ્યો તે આ પ્રમાણે રજૂ થયો છે :—

ગુરુત્વાકર્ષણનું બળ વસ્તુઓમાં રહેલ પદાર્થના જથા ઉપર આધાર રાખે છે અને એમની વચ્ચેના અંતરના વર્ગના વ્યસ્ત પ્રમાણમાં તેમાં ફેરફાર થાય છે. ગણિતની પરિભાષામાં—

$$\left( \text{એફ} = \text{જી} \; \frac{\text{એમ} \times \text{એમ}'}{\text{આર}^2} \right)$$

$$\text{એફ} = \text{જી} \times \frac{\text{એમ} \times \text{એમ}'}{\text{આર}^2}$$

અહીં જી એટલે ગુરુત્વાકર્ષણનો અવિકારી સંખ્યાગુણક ગણવાનો છે.

આઇનસ્ટાઇને પ્રથમ તો ઘણાં વર્ષોથી ભૌતિક શાસ્ત્રોમાં અગુઉકેલાયેલો પ્રશ્ન લીધો તે પદાર્થની જડતા અને તેનામાં રહેલ પદાર્થના વજનનો હતો. કોઇ રીતે આ બેને જુદાં પાડી શકાતાં નહિ અને તેમના સ્વરૂપ વિશે કાંઇ ચોક્કસ નિર્ણય પણ બાંધી શકાતો નહિ.

આઇનસ્ટાઇને એનો અભ્યાસ કરી બતાવ્યું કે તે બે જુદાં છે જ નહિ. એણે પ્રશ્ન એ પૂછ્યો કે ગુરુત્વાકર્ષણનું બળ શક્તિ ઉપર કાર્ય કરે છે કે નહિ? આખરે, ભૌતિકશાસ્ત્ર જેને પદાર્થતત્ત્વ કહે છે તે શક્ત્યાત્મક જ છે ને! પદાર્થમાં ધારો કે અચેતન જડ કેવળ પદાર્થતત્ત્વનો એક અંશ છે, અને વજન જેને લીધે લાગે છે તે ગુરુત્વાકર્ષણનું બળ–પદાર્થના એ ભાગથી જુદું જ બળ છે. હવે આ બે જુદાં છે?—આઇનસ્ટાઇન કહે છે કે ના.

રેડિયમ નામની ધાતુમાંથી સતત રશ્મિઉત્સાદ થયા જ કરે છે અને પરિણામે હીલિયમ અને સીસાના પરમાણુઓમાં રેડિયમનો પરમાણુ વિભાજન પામે છે એ સુવિદિત છે. હવે વિભાજનને અંતે રેડિયમનો વિભાજન પામેલો પરમાણુ અને હીલિયમ નવા સીસાના પરમાણુનો સરવાળો પદાર્થરૂપે સમાન થાય. પરંતુ રેડિયમના પરમાણુમાંથી શક્તિ ઓછી થવાને પરિણામે તેનો જડ જથો શક્તિ ઉપર આધાર રાખતો હોવાથી, ઓછો—થશે.

આઇનસ્ટાઇન કહે છે કે એ માન્યતા તર્કસંમત નથી અને પ્રયોગથી પણ એને ટેકો મળતો નથી. ખરું જોતાં પદાર્થતત્ત્વ—Matter—આખરે તો શક્યાત્મક હોવાથી શક્તિ કે બળનું પણ વજન તો હોવું જોઇએ, અને એમ જો હોય તો ગતિ કરતું તેજનું રશ્મિ (જ્યોતિની શક્તિ) ન્યૂટન જેને ગુરુત્વાકર્ષણ કહે છે તેની અસરને અધીન હોવું જોઇએ અને પોતાના સીધી રેખાના માર્ગમાંથી વાંકું વળવું જોઇએ.

આ ગણતરી ઉપર આઇનસ્ટાઇને કરેલી ભવિષ્યવાણી સાચી પડી હતી તે આગળ જોઇશું.

ત્યારે પ્રશ્ન થશે કે તેજનાં રશ્મિ જો ગુરુત્વાકર્ષણને અધીન હોય તો તેજનાં રશ્મિની ગતિ સર્વ દિશામાં સમાન અને અવિકારી કેવી રીતે હોઇ શકે? આઇનસ્ટાઇને મર્યાદિત સાપેક્ષતામાં તો તેજના રશ્મિની ગતિને, પૃથ્વીપૂરતી, અવિકારી તરીકે સ્વીકારી છે તેનું શું?

આઇનસ્ટાઇને તેજના રશ્મિની ગતિને પૃથ્વીને માટે અવિકારી તરીકે સ્વીકારી છે, સર્વત્ર નહિ. અને જ્યારે એણે પ્રતિપાદન કર્યું કે તેજ પાર્થિવ હોવાથી તે પણ અન્ય સર્વ પદાર્થોની પેઠે ગુરુત્વાકર્ષણના નિયમને અધીન હોવું જોઇએ, ત્યારે એણે એ પણ સ્વીકાર્યું કે તેજની ગતિ મહાન અંતરો માટે અવિકારી કે સમાન ન હોઇ શકે, કારણ કે તેને ગોળ વળાંક લેવાની ફરજ પડે છે.

ન્યૂટન અને એની પછીના શોધકો કાળ અને સ્થળનાં પરિમાણોને અવિકારી, નિરપેક્ષ તરીકે સ્વીકારતા આવ્યા છે. તેઓ માનતા કે ગેલીલિયન સ્થાનાંકની પદ્ધતિ—એટલે યુક્લિડની ભૂમિતિ—આપણા પાર્થિવ વિશ્વને લાગુ નથી પડતી, કારણ કે ગુરુત્વાકર્ષણનું બળ સર્વ પદાર્થો ઉપર કાર્ય કરે છે અને એને પરિણામે આપણને સર્વત્ર અસમાન વેગપૂર્વક ગતિ કરી રહેલ પદાર્થોના સ્થાનાંક જાણવાની ફરજ પડે છે.

આઇનસ્ટાઇન કહે છે કે "તો પછી એમ શા માટે નહિ કે આ પાર્થિવ જગતમાં યુક્લિડની ભૂમિતિ—ગેલીલિયન પરિમાણમંડળ—મળવું જ અશક્ય છે? ગુરુત્વાકર્ષણ જેવું બહારનું કોઈ બળ પદાર્થો ઉપર કાર્ય કરે છે એમ માનવાને બદલે પદાર્થમાત્રમાં રહેલ જડતાની શક્તિ જ ગુરુત્વાકર્ષણ છે એમ માનવું વધારે યથાર્થ લાગે છે."

### નવા પરિમાણમંડળની યોજના

આઇનસ્ટાઇને ગુરુત્વાકર્ષણનો આખો પ્રશ્ન અસમાન વેગપૂર્વક ગતિ કરી રહેલ પદાર્થોના સ્થાનાંક નક્કી કરવા માટેનો પ્રશ્ન બનાવ્યો.

એણે વિદ્યુતશક્તિના કાર્યક્ષેત્રનાં 'સમીકરણ—જેના ઉપર લોરેન્સનું સમીકરણ આધાર રાખે છે, તથા જે મેક્સવેલ નામના પ્રખ્યાત શોધકના પ્રયોગો ઉપર પ્રતિષ્ઠિત છે તેનું ઉદાહરણ લીધું. અને વિદ્યુતશક્તિ કાર્ય કરે છે તેમાં પણ પદાર્થો પાસે પાસે આવતા આકર્ષણ કે વિકર્ષણનું બળ વધતું જાય છે અને દૂર જતાં ઓછું થતું જાય છે એટલે એ વિદ્યુત-શક્તિના ક્ષેત્રનો અભ્યાસ કરવાથી અને એમાં અમુક સ્થળે કાર્ય કરી રહેલ વિદ્યુત-શક્તિનું માન—માપ—કાઢવાની યોજના કરવાથી પ્રશ્ન સરળ બને છે તે દર્શાવ્યું.

એ જ પ્રમાણે લોહચુંબકની શક્તિના ક્ષેત્રમા પણ પ્રશ્ન અસમાનપણે કાર્ય કરી રહેલ આકર્ષણ કે નિકર્ષણની શક્તિના અભ્યાસનો બને છે.

એક ધાતુની સપાટ લોઢી લઇને તેના જુદાજુદા બિંદુએ જુદુંજુદું ઉષ્મામાન (Temperature) કલ્પીએ તોપણ પ્રશ્ન લગભગ ગુરુત્વાકર્ષણ જેવો જ બને છે,—જુદાંજુદાં ઉષ્મામાન માપવાની પદ્ધતિપૂરતો.

એટલે પદાર્થ શા માટે નીચે પડે છે ? એના જવાબમાં "પૃથ્વી તો આકર્ષે છે" એમ કહેવાને બદલે આઇનસ્ટાઈન કહે છે કે સ્થલમા જુદાજુદા બિંદુએ અસમાન વેગપૂર્વક ગતિ કરી રહેલા પદાર્થોના અભ્યાસનો એ પ્રશ્ન છે. વિદ્યુત કે લોહચુંબક શક્તિ કરતાં ગુરુત્વાકર્ષણની શક્તિમા ભેદ એ છે કે એ શક્તિ પદાર્થોની સ્થિતિથી સ્વતંત્ર હોઈ સર્વત્ર કાર્ય કરે છે ગુરુત્વાકર્ષણમા એક પીછુ કે સીસાનો દડો બન્ને સમાનપણે વધતા વેગપૂર્વક પૃથ્વી ઉપર પડે છે. આમ ગતિની વૃદ્ધિ પદાર્થના વજનથી સ્વતંત્ર છે. આ વેગની વૃદ્ધિ **પ્રયોગસિદ્ધ** છે એ ધ્યાનમા રાખવાનુ છે એટલે

**ગુરુત્વાકર્ષણનુ બળ** = પદાર્થનુ વજન × ગુરુત્વાકર્ષણનુ વિશિષ્ટ પરિમાણ, આમા પદાર્થનુ વજન તો તો અવિભાજ્ય ગુણ હોઈ હમેશા જાણી શકાય તેમ હોય છે

હવે ગતિની વૃદ્ધિ = $\frac{\text{પદાર્થનું વજન}}{\text{પદાર્થનો જથો}}$ × ગુરુત્વાકર્ષણનુ વિશિષ્ટ પરિમાણ

આપણે જાણીએ છીએ કે **એક જ બિંદુએ પડતા સર્વ પદાર્થોના** પતનની ગતિમા સમાન વૃદ્ધિ થાય છે

એટલે $\frac{\text{પદાર્થનું વજન}}{\text{પદાર્થનો(જડ)}}$ = એ પ્રમાણુ સર્વ પદાર્થો માટે સમાન છે, એટલે કે તે અવિકારી સંખ્યા છે।

ઉપરના સમીકરણમા ૧ ને આપણે મૂકીશુ તો જણાશે કે —

ગતિની વૃદ્ધિ = ૧ = $\frac{\text{પદાર્થનું વજન}}{\text{પદાર્થનો (જડ)}}$ × ગુરુત્વાકર્ષણનુ વિશિષ્ટ પરિમાણ, એટલે કે પદાર્થનું વજન = પદાર્થનો (જડ) જથો.

ટૂંકમા પદાર્થની અંદર રહેલ જડ વસ્તુતત્ત્વને આપણે એના વજનથી જ જાણી શકીએ તેમ છીએ. અને વજન એ જો ગુરુત્વાકર્ષણને આભારી હોય—(ન્યૂટન એમ માને છે)—તો ગુરુત્વાકર્ષણ પદાર્થનો, કે જે સ્થળમા પદાર્થ આવી રહ્યો છે તે સ્થળનો જ એક ગુણ હોવો જોઇએ એમ આઇનસ્ટાઇન કહે છે

## ગોળના સ્થાનાંકો

બે પતરાના કે પૂઠાના ગોળ સપાટ ચક્રો ધારો, તેમાનુ એક પોતાની ધરી ઉપર ગોળગોળ ફરે છે એમ કલ્પો. ગતિમાન ચક્ર ઉપરના કેન્દ્ર સિવાયના કોઈ પણ બિંદુએ રહેલો માનવ કેન્દ્રથી દૂર ફેંકતા બળનો અનુભવ કરશે એ હકીકત સ્થિર ચક્રવાળા માનવને ગુરુત્વાકર્ષણ જેવી જ લાગશે

એમા એક જ સમય દર્શાવતા બે ઘડિયાળો એક કેન્દ્રમા અને એક અમુક અંતરે (ગાર)

મૂકીશું તો આમજ આપણે જોઇ ગયા છીએ કે કેન્દ્ર સ્થિર હોવાને લીધે ત્યાં મૂકેલી ઘડિયાળનો કાળ ગેલીલિયન = સ્થિર પરિમાણમંડળનો કાલ—હશે, જ્યારે ગતિમાન બિંદુએ મૂકેલી ઘડિયાળનો સમય ઓછો થશે—ખરું જોતાં, પ્રત્યેક બિંદુનો પોતાનો વિશિષ્ટ સમય હશે, એટલે કે આખા ચક્રનો એક જ સમય નહિ હોય.

એ જ પ્રમાણે કેન્દ્રમાં એક છેડો મૂકીને માપવાનો ફૂટ ત્રિજ્યાની સીધી લીટીમાં મૂકીશું તો આપણે જાણીએ છીએ કે ગતિની દિશામાં રહેલો ફૂટનો છેડો સંકોચાય છે. એટલે, ગતિમાન ચક્રમાં ચક્રનો ઘેરાવો દર્શાવતી અવિકારી સંખ્યા π — પાઇ —૩.૧૪૧૬ થી ઓછી થશે. $\left(\frac{\text{પરીધ}}{\text{વ્યાસ}} = \pi\right)$

ગોઝ નામના ગણિતશાસ્ત્રીએ સ્થાપિત કર્યું કે કોઇ પણ ગોળ સપાટી પર—ઘનગોળાની સપાટી પર તથા ગતિમાન ચક્રના ઉપર આવેલા કોઇ પણ બિંદુની સ્થિતિ—યાને સ્થાનાંક—નક્કી કરવા માટે યુક્લિડની ભૂમિતિમાં આવતી સીધી રેખાઓનો આશ્રય નહિ લઇ શકાય. એવા ઘન ઉપરની રેખાઓ કમાન પેઠે ગોળ—વળેલી હશે, એટલે બિંદુની સ્થિતિ નક્કી કરવા માટે કાર્ટેઝિયન પદ્ધતિ નહિ ચાલે.

એવી ગોળ વળેલ સપાટીની ભૂમિતિ ગોઝે નિર્માણ કરી છે. એણે બે દિશામાનો લીધાં—જે આપણી પૃથ્વીના માપમાં અક્ષાંશ અને રેખાંશ થાય છે. ઈંડાના જેવા આકારની સપાટી, ટેકરીની કે ઊંડી ખીણની સપાટીના બિંદુઓના સ્થાનાંક નક્કી કરવા માટે યુક્લિડની ભૂમિતિ નહિ ચાલે, એટલે ગોઝે ગણિત કરી બનાવ્યુ છે.

આઇનસ્ટાઇને ગોઝની પદ્ધતિનાં બે દિશામાનને બદલે ચાર પરિમાણો—લંબાઈ—પહોળાઈ, ઉંચાઈ × કાળ—લીધાં અને એના સમીકરણોનો ઉપયોગ કર્યો (જુઓ આકૃતિ ૯). આઇનસ્ટાઇન




આકૃતિ ૯

તો સ્થળને—દિશાને સપાટ નહિ પરંતુ ગોળ વળેલી માને છે, એટલે ગોઝની પદ્ધતિ એને ઘણી ઉપયોગી થઈ પડી, કારણ કે ગોઝે પોતાનું ઘનગોળનું ગણિત કોઈ પણ પ્રકારના પરિમાણમંડળથી સ્વતંત્રપણે ઉપજાવ્યું છે.

એક સપાટી ઉપર ગમે તે જાતની કમાનો દોરો—કોઈ પણ ઘનગોળ પદાર્થ ઉપરની રેખાઓ એ કમાનો જેવી જ હશે. હવે એ પ્રત્યેક કમાનને કાપે એવી બીજી પણ કેટલીક કમાનો દોરો. એક ઍક્ષ$_{૧}$ અને બીજી ઍક્ષ$_{૨}$ છે. એ બે કમાનો વચ્ચે બીજી પણ અનેક કમાનો કલ્પી શકાશે અને એ રીતે કોઇ પણ બિંદુનાં પરિમાણો એ બે કમાનો પરની તેની સ્થિતિ વડે નક્કી કરી શકાશે.

ગોઝની પરિમાણપદ્ધતિ બરાબર સમજવા માટે (આકૃતિ ૮ જુઓ) ઍક્ષ$_{૧}$ નામની કમાનો દોરો; પ્રત્યેક કમાનને ઍક્ષ$_{૧}$=૧; ઍક્ષ$_{૧}$ = ૨; ઍક્ષ$_{૧}$ = ૩ તથા એને મળતી એટલે કે કાપતી, ઍક્ષ$_{૨}$ નામની બીજી કમાનો પણ દોરો—જેનું 'મૂલ્યાંકન ઍક્ષ$_{૨}$=૧; ઍક્ષ$_{૨}$ =૨; ઍક્ષ$_{૨}$ = ૩ એ પ્રમાણે ધારો.

હવે ઍક્ષ$_{૧}$ = ૧ અને ઍક્ષ$_{૧}$ = ૨ એ બે કમાનોની વચ્ચે અનેક સૂક્ષ્મ બીજી કમાનો કલ્પી શકાશે અને પ્રત્યેક કમાન ઉપર આવેલા કોઇ પણ બિંદુની સ્થિતિ ઍક્ષ$_{૧}$ = ૧ અને ઍક્ષ$_{૧}$ = ૨ એ બેની વચ્ચે હોવાથી તેનું મૂલ્યાંકન આપણે ચોકસાઈપૂર્વક કરી શકીશું. એ જ પ્રમાણે ઍક્ષ$_{૨}$ =૧ ઍક્ષ$_{૨}$ = ૨ ની પ્રત્યેક કમાન ઉપર આવેલ કોઇપણ બિંદુની સ્થિતિ અને તેનાં પરિમાણો આપણે બરાબર જાણી શકીશું.

હવે ઍક્ષ$_{૧}$ અને ઍક્ષ$_{૨}$ ના સ્થાનાંકવાળું એક બિંદુ પી કલ્પો, અને તેમાંથી ઘણું જ નજીક—એ જ કમાન ઉપર એક બીજું બિંદુ પી' ધારો, જેના સ્થાનાંક ઍક્ષ$_{૧}$ + ડી ઍક્ષ$_{૧}$ અને ઍક્ષ$_{૨}$ + ડી ઍક્ષ$_{૨}$ છે. (પીનાં સ્થાનાંક ઍક્ષ$_{૧}$ અને ઍક્ષ$_{૨}$ છે.) આવાં તદ્દન નજીકનાં બિંદુઓનાં પરિમાણ ગોઝની પદ્ધતિમાં આવે છે.

આ છેક નજીકનાં બિંદુનો ખ્યાલ બરાબર આવે એટલા માટે આપણે એક બીજી આકૃતિનો આશ્રય લઇએ (આકૃતિ ૧૦ જુઓ). એમાં પી નામના કોઇ બિંદુની ખૂબ નજીક એક બીજું બિંદુ લઇશું તો એના ઉપર દોરાયેલો લંબ એ બિંદુ સાથે મળી જશે અને એ બિંદુથી પસાર થતી કમાન ત્યાંથી પસાર થતી સીધી લીટી જેવી જ લાગશે—જે લીટી ખરું જોતાં કમાનને કાટખૂણે પસાર થતી હોય છે.



આકૃતિ ૧૦

યુક્લિડની જ ભૂમિતિનો આશ્રય લઇને ડી' ઍલ' અંતર (પી' અને પી વચ્ચેનો) આપણે જાણી શકીએ છીએ. ઉપર પ્રમાણે સ્થાનાંક ઍક્ષ$_{૧}$ અને ઍક્ષ$_{૨}$ તથા ઍક્ષ$_{૧}$ + ડી ઍક્ષ$_{૧}$; ઍક્ષ$_{૨}$ + ડી ઍક્ષ$_{૨}$ હોય તો—

(ડી ઍલ)$^{૨}$=જી$_{૧૧}$ ડી ઍક્ષ$_{૧૨}$+જી$_{૧૨}$ ડી ઍક્ષ$_{૧}$ ડી ઍક્ષ$_{૨}$+જી$_{૨૧}$ ડી ઍક્ષ$_{૨}$ ડી ઍક્ષ$_{૧}$+જી$_{૨૨}$ ડી ઍક્ષ$_{૨૨}$

( $જી_{૨૧}$ = $જી_{૧૨}$ યુક્લિડની ભૂમિતિ પ્રમાણે જુઓ કોઇ પણ પુસ્તક. )

જી એટલે એક્ષ$_{૧}$ અને એક્ષ$_{૨}$ નાં વિકારી પરિમાણો જે માપીને જાણી શકાય છે.

હવે એક ઘન ગોળાની ઊપએવી સપાટી લઇશું તો આ પી અને પી'ની સ્થિતિ ગમે તે દિશામાં માપી શકાશે, એટલે કે પી < · પી' · પી'' · પી''' એ પ્રમાણે ગોળ સપાટી ઉપરનાં કોઇપણ પી નજીકના બિંદુને આપણે પી' તરીકે લઇ શકીશું. આમ સ્થાનાંકથી સ્વતંત્રપણે આપણે એવા છેક નજીકના બિંદુનાં પરિમાણો સ્થિર કરી શકીશું.

### વિશ્વની ઘટનાઓ વચ્ચે નિરપેક્ષ અંતર યાને ગાળો

આગળ આપણે જોઇ ગયા છીએ કે કાલ અને દિશામાન બન્ને સાપેક્ષ છે તથા એ બન્નેનાં પરિમાણો જુદાં પાડી શકાય એવું ભૌતિક વિશ્વનું બંધારણ નથી, એટલે દિશા–કાલનું બનેલું પરિમાણમંડળ ભૌતિકશાસ્ત્રીઓને માટે સ્વીકારવું આવશ્યક બને છે. ત્રણ દિશાનાં અને ચોથા કાલનું બનેલું આ પરિમાણમંડળ આઇનસ્ટાઇને વિકસાવ્યું છે.

એમાં પહેલાંની ભૂમિતિમાં, કે પરિમાણ–મંડલમાં, જેને "બિંદુ" તરીકે સ્વીકારવામાં આવતું તેને "ઘટના" કહેવી પ્રાપ્ત થાય છે. પ્રત્યેક "બિંદુ," પ્રત્યેક પદાર્થ, દિશા–કાળમાં હોવાને કારણે "ઘટના" છે, અને એના અસ્તિત્વનું સાતત્ય "વિશ્વની રેખા" ઉપર આવી રહેલું ગણાય છે.

આઇનસ્ટાઇને ગણિતની મદદથી અને પ્રયોગોને આધારે બતાવ્યું કે વિશ્વની કોઇ પણ બે ઘટનાઓ વચ્ચેનો ગાળો અવિકારી–નિરપેક્ષ છે. સામાન્ય ભાષામાં મૂકીએ તો તેજના રશ્મિની ગતિના વર્ગને બે ઘટનાઓ વચ્ચે જે કાળક્ષેપ થાય, તેથી ગુણીએ અને તેમાંથી એ બે ઘટનાઓ વચ્ચેના અંતરનો વર્ગ બાદ કરીએ તો જે સંખ્યા પ્રાપ્ત થાય છે તે પરિમાણમંડળથી સ્વતંત્ર છે. ગણિતની પરિભાષામાં—

એસ$^{૨}$ = સી$^{૨}$ટી$^{૨}$ – એલ$^{૨}$, એમાં એલ એ બે ઘટનાઓ વચ્ચેનું દિશાનું અંતર અને ટી એ તે બે વચ્ચેનું કાળનું અંતર. સી તેજના રશ્મિની ગતિ, એનું એ સમીકરણ આ રીતે પણ રજૂ કરી શકાય:

એસ$^{૨}$ = સી$^{૨}$ (ટી$_{૨}$ – ટી$_{૧}$)$^{૨}$ – (એક્ષ$_{૨}$ – એક્ષ$_{૧}$)$^{૨}$ – (વાઇ$_{૨}$–વાઇ$_{૧}$)$^{૨}$–(ઝેડ$_{૨}$ – ઝેડ$_{૧}$)$^{૨}$.

ન્યૂટનની પદ્ધતિમાં કાલ અને દિશાને અવિકારી—અને નિરપેક્ષ તરીકે સ્વીકારવામાં આવે છે, જ્યારે આઇનસ્ટાઇનના સાપેક્ષતાવાદમાં કાળ – દિશાના બનેલા પરિમાણમંડળમાં બે ઘટનાઓ વચ્ચેનો ગાળો અવિકારી માલૂમ પડ્યો છે.

ઉપરના સમીકરણમાં કાલ એટલે ટી = ૦ હોય તો એલ પણ લગભગ શૂન્ય જ થશે: એલ ઘણો જ નાનો—અલ્પતમ થશે.

હવે એસ એટલે ઘટનાઓ વચ્ચેનો ગાળો જો શૂન્ય હોય, એટલે —એસ = ૦ તો એલ = સી ટી

થશે. હવે એ જ ઘટનાઓમાં ઍલ અને ટી બન્ને શૂન્ય હોય, ઍલ = ૦; ટી = ૦ તો, બીજાં બધાં પરિમાણમંડળોમાં પણ તેઓ શૂન્ય જ થશે; એ ઘટનાઓ વચ્ચે કાલાંતર શૂન્ય અને દિશાનો અંતર પણ શૂન્ય ક્યારે હોય છે ? સામાન્ય રીતે એક જ પદાર્થ(રૂપી ઘટના)માં એ શરતો પૂરી પડે છે.

## વિશ્વરેખાઓ

ઘટનાના સાતત્યવાળો અનુક્રમ તે પદાર્થ અને તેનું અસ્તિત્વ પદાર્થ એટલે અનેક સ્થૂળ અણુપરમાણુઓની આકૃતિની સ્થિરતાની બનેલી તથા વજન વગેરે ગુણોવાળી એક ઘટના તે પ્રતિક્ષણ કાયમ રહે તેને આપણે પદાર્થનું અસ્તિત્વ કહીએ છીએ.

દિશા–કાળના પરિમાણમંડળમાં એવી ઘટનાનું સમગ્ર સ્વરૂપ એકત્ર લઇને તેના સાતત્યને વિશ્વરેખા કહેવામાં આવે છે. ભૂમિતિમાં જેમ બિંદુની શ્રેણીને રેખા કહેવામાં આવે છે તે જ પ્રમાણે. આ વિશ્વરેખા સીધી નહિ પરંતુ કમાન જેવી હોય છે તે આપણે ગૌઝના સ્થાનાંકમા જોયું છે.



આકૃતિ ૧૧

હવે ભૂમિતિમાં કમાનનું માપ કાઢવા માટે નીચે પ્રમાણે પદ્ધતિ જાણીતી છે. अक्ष કમાન છે. તેને अब, बक, कड, વગેરે ઘણીનાની જ્યા-(chord) માં વિભક્ત કરો; એ પ્રત્યેક ટુકડો જેમ નાનો તેમ સીધી લીટીની વધારે સમીપ જશે. અને છેક નાનો લઇશું તો તે સીધી લીટી જ હશે. એવા અનેક નાના સીધી લીટીના બનેલા ટુકડાઓનો સરવાળો કરીશું તો આખી કમાનનું માપ આવશે. (જુઓ આકૃતિ ૧૧.)

ગણિતની પરિભાષામાં આ બાબતઃ કમાન યાને ચાપ अक्ष = अक्ष ડી ઍલ ( અહીં ડી ઍલ એટલે એક નાની જ્યાની લંબાઈ.) એ રીતે રજૂ કરવામાં આવે છે.

હવે ચાર દિશામાનવાળા—દિશાકાળના—પરિમાણમંડળમાં એ જ પદ્ધતિ લાગુ કરીશું તો આઇનસ્ટાઇનની રેખાઓ ઉપર આવેલી ઘટનાના સ્થાનાંક તથા તે વિશ્વરેખાનું માપ આપણે જાણી શકીશું. અલબત્ત, એ માપ સાધારણ લંબાઈ કે પહોળાઈ જેવું નહિ જ હોય, પરંતુ તે એવું હશે કે ગમે તે પરિમાણમંડળ સ્વીકારવામાં આવે તોપણ ભૌતિક જગતના નિયમની વ્યાખ્યામાં કશોય ફેર નહિ પડે.

આઇનસ્ટાઇન પૂર્વેના સ્થળના અને કાળના ખ્યાલોને આગ્રહપૂર્વક વળગી રહેવા જતાં અનિયમિત ગતિમાન પદાર્થોના પરિમાણમાં ઘણી મુશ્કેલીઓ આવે છે. એટલે જ ગૌઝની પદ્ધતિને વધારે વિશાળ રૂપ આપીને આઇનસ્ટાઇને તેનો ઉપયોગ કર્યો છે, જેથી એ બધી મુશ્કેલીઓ નડે નહિ. ઍક્ષ$_1$ અને ઍક્ષ$_2$ એમ બે દિશામાનોને બદલે ચાર લેવાથી ઍક્ષ$_1$ ઍક્ષ$_2$ ઍક્ષ$_3$,

એક્ષ$_1$ એક્ષ$_2$ એક્ષ$_4$, એક્ષ$_1$ એક્ષ$_3$ એક્ષ$_4$, એક્ષ$_2$ એક્ષ$_3$ એક્ષ$_4$ એ પ્રમાણે પ્રત્યેક બિંદુએ કે ઘટનાને ચાર પરિમાણમંડળ મળશે.

## 'ગુરુત્વાકર્ષણ'ની સમજતી—સાપેક્ષતા પ્રમાણે

વિશ્વમાં જ્યાં જ્યાં પદાર્થતત્ત્વ છે ત્યાં ત્યાં સર્વ પદાર્થો સમાનપણે વૃદ્ધિ પામતા વેગથી પડે છે—વજન જુદાંજુદાં હોય તોપણ. એટલે ગુરુત્વાકર્ષણના અભ્યાસ માટે પદાર્થના વજન ઉપર કે જડના ઉપર ધ્યાન આપવાને બદલે તેના ગતિમાનપણા ઉપર જ મુખ્યત્વે ધ્યાન આપવું જોઇએ. એ ગતિમાનપણા માટે વિશ્વરેખા ઉપર તેની સ્થિતિ જાણવી જોઈએ. એ રેખા તેના ઉપર આવેલા સર્વ પદાર્થો માટે સમાન છે. એટલે ખરું જોતાં ગુરુત્વાકર્ષણને વિશ્વરચનાનો જ એક ગુણ માનવો પ્રાપ્ત થાય છે—પદાર્થો વચ્ચે આકર્ષણ કરાવનાર કોઈ વિશિષ્ટ બળ નથી.

વિશ્વની ભૌમિતિક રચના પદાર્થતત્ત્વની વધારે સાચી રીતે શક્તિની હાજરી સાથે અવિભક્તપણે જોડાયેલી છે. એટલે આપણે વિશ્વની ભૌમિતિક રચનાને અને પદાર્થતત્ત્વને—કે શક્તિને જુદાં પાડી શકીએ તેમ નથી. વિશ્વભૂમિતિ ગોળાટવાળી છે અને એ ગોળાટ પ્રત્યેક ઘટનાને અને વિશ્વરેખાને—વૃદ્ધિમાન વેગનો દેખાવ આપે છે.

## આઈનસ્ટાઈનનું વિશ્વઃ—દિશાનો વળાટ

આઈનસ્ટાઈને પોતાનો સાપેક્ષતાવાદ વધારે સ્પષ્ટ કરવા માટે જુદીજુદી બાજુએથી ગણિતશાસ્ત્રનો આધાર લઇને જૂના વિચારો રજૂ કર્યા છે. તેમાંનો એક કાળ=દિશારૂપી અતૂટ પટનો વળાટ છે. એક ઘનગોળાની સપાટી જેમ મર્યાદિત હોવા છતાં કોઇ જગાએ એનો છેડો આવતો ન હોવાથી અમર્યાદિત પણ ગણી શકાય, તેમ વિશ્વની દિશા મર્યાદિત હોઇ અમર્યાદિત છે.

દિશાના વળાટનો ખ્યાલ બરાબર આવે તેટલા માટે પ્રથમ એક વળેલી સપાટી કલ્પો. એવા ગોળાકારની ઉપર રહેનારાં પ્રાણીઓને ધારો કે ત્રણ દિશામાનનું ભાન નથી. હવે (જુઓ આકૃતિ ૧૨.) એમાં પી બિંદુને કાટખૂણે પી ટી નામનો લંબ દોરો. પી વર્તુળના પ્રત્યેક બિંદુએ રહેનાર પ્રાણી તે બિંદુને અને લંબને એક જ ગણશે (પી ટી), એમ ગણીને તે પોતાનું વિશ્વ અનંત હોઈ અનંતમાં વિસ્તરી રહ્યું છે એમ પણ માનશે. પોતાની સપાટી ઉપરના કોઇ પણ બે બિંદુઓ વચ્ચેના ટૂંકામાં ટૂંકા અંતરને તે "સીધી લીટી" કહેશે.

પી
ટી
પી૧
પી૨
પી૩
પી૪
પી

આકૃતિ ૧૨

હવે પી બિંદુથી સમાન અંતરે રેખા દોરતાં વર્તુળ થશે. અને જો તેની ત્રિજ્યા બહુ નાની હશે તો પરીઘ/વ્યાસ એ પ્રમાણે એટલેકે $\pi$ = ૩·૧૪૧૬ આવશે.

પરંતુ પી પી$_1$, પી પી$_2$ જેવી મોટી ત્રિજ્યાઓ લઇને જો તે વર્તુળો દોરશે તો પી પી$_1$ વગેરેને સીધી લીટી તરીકે જાણશે. પરંતુ ખરું જોતાં એ ત્રિજ્યાઓ એક વિશાળ વર્તુળની કમાનો જ હશે. તે પ્રાણીને જણાશે કે પરીઘ/વ્યાસનું પ્રમાણ π જેમ જેમ ત્રિજ્યા વધતી જાય છે તેમ તેમ ઓછું થતું જાય છે. અને જ્યારે ત્રિજ્યા ઘટતાં ઘટતાં પાછી પી બિંદુએ વર્તુળની સામી બાજૂએ પહોંચશે ત્યારે તેને તે પાછું બરાબર થઇ જતું લાગશે.

ગણિતવેત્તા હશે તે તો જાણશે કે એ સપાટી ગોળાટવાળી છે અને તેના નિયમ પણ તે તારવી શકશે અને તે સપાટી મર્યાદિત છતાં અમર્યાદિત છે એમ સમજી શકશે.

આ ઉદાહરણમાં હવે કાળને ઉમેરશો તો ઘન ગોળાકાર દિશાનો કાંઇક ખ્યાલ આવશે. આઇનસ્ટાઇનના કલ્પેલા વિશ્વમાં દિશામાં વળાટ છે, પરંતુ કાળ સીધી લીટીમાં ગતિ કરતો કલ્પાયો છે. એટલે કાળ અને દિશા બન્નેને ભેગાં રજૂ કરવા માટે એક સીલિંડર—ગોળનળાકારનું ઉદાહરણ વધારે બંધબેસતું છે, જેમાં ગોળાકાર ઘનસપાટી દિશા સૂચવે છે અને સીધી લીટી—ઊભી લીટી—કાળ દર્શાવે છે.

## ટેન્સોર્સ

આઇનસ્ટાઇનના સાપેક્ષતાવાદનો યથાર્થ ખ્યાલ આવે તેટલા માટે ટેન્સોર્સનું ગણિત આવશ્યક છે. એ ગણિતનો આશ્રય લઇને તેણે સાપેક્ષતાવાદનો વિકાસ કરી તેનાં જુદાંજુદાં શક્ય ક્ષેત્રોમાં તેને લાગુ કર્યો છે તથા પ્રયોગાત્મક સાબિતીઓની પણ ભવિષ્યવાણી કરેલી છે.

આ ગણિત રીમેન અને ક્રીસ્ટોફેલ નામના બે મહાન ગણિતશાસ્ત્રવિદોએ પ્રથમ વિકસાવ્યું હતું અને રીકી અને લેવી—સીવીટાએ તેનો આગળ પ્રયોગ કરીને આઇનસ્ટાઇન માટે ક્ષેત્ર તૈયાર કર્યું હતું.

## ટેન્સોર એટલે શું?

" Tensors are expressions which seem to include intrinsic qualities of the continuum, and may be applied in the form of groups ascertained in referance to it.

The theory of how to find mathematical expressions of a character so general that they can be used in equations descriptive of intervals in such a fashion that the equations remain true, however the co-ordinates to which they relate vary in datails is called the theory of Tensors."

*Lord Haldane's Reign of Relativity*

A tensor is an ensemble of the magnitudes of the same nature, inseparable from one another which are called the " Components of Tensor."

*Jean Becqurel*

